બનામે ખુદા.

# મહાભારત.

## નાટકના ગાયનો

ધી આફતાબે હિન્દ થીએટ્રીકલ
કંપની ઑફ કરાંચી.

છપાવી પ્રસીદ્ધ કરનાર
મૌલાના અબદુલ કરીમ—પ્રોપરાયટર.
ઠે. પ્રીન્સેસ થીએટર—સુરત.

સંવત ૧૯૭૩. સન ૧૯૧૭.

કીમત બે: આના.

કાંઈપણુ અપરાધ થયો હોય, તો ક્ષમા કરશો. આપને શૂર પુરુષ ધારીનેજ મેં આપની સાથે પરિચય કરવાની ઇચ્છા કરી છે. કાલે આપને મેં રોજ તથા હેલનની સાથે જતા જોઇને પ્રશ્ન કર્યો હતો અને આપની સાથે મૈત્રી સંબંધ જોડવાની ઇચ્છાથીજ સહાયતા આપવાને મેં આપને આગ્રહ કર્યો હતો. રોજના પિતા સાથે મારો સારો પરિચય છે."

"કાલના આપના બોલવાપર મને બિલ્કુલ વિશ્વાસ નહોતો, અને હજી પણુ મને સંશય છે, કે આપનો ગાર્ડન સાહેબ સાથે પરિચય છે કે નહિ." મેં કહ્યું.

આગન્તુક પુરુષે હસીને કહ્યું કે;—"ગાર્ડન સાહેબ સાથે મારો પરિચય છે, એ વાત અમે બેજ મિત્રો જાણીએ છીએ; અન્ય કોઇને પણુ એ વાત વિદિત નથી. પણુ આજે આ ઘરમાંથી રુદન-ધ્વનિ કેમ સંભળાય છે વારૂ?"

"મેં કહ્યું કે;—"વરિષ્ટ ન્યાયાધીશ હેમિલ્ટન સાહેબનો જયેષ્ટ પુત્ર હેનરી આજે વિષપાન કરીને મૃત્યુવશ થયો છે."

"આગન્તુક પુરુષે અત્યંત કષ્ટ સહિત કહ્યું કે;—"કોણુ, હેનરી? ઓહ, તેણે આત્મહત્યા શામાટે કરી? તે તો ઘણોજ ધાર્મિક અને બહાદુર પુરુષ હતો."

"આ પ્રમાણે વાતચીત કરીને તે ત્યાંથી ઉતાવળો ઉતાવળો ચાલ્યો ગયો.

"હું ઘેર ચાલ્યો આવ્યો. ઘેર આવ્યા પછી મેં એક અનુચરને ગાર્ડનના સમાચાર લાવવામાટે મોકલ્યો. તેણે ત્યાં જઈ આવીને મને જણાવ્યું કે;—"ગાર્ડન સાહેબની પત્ની તથા કન્યા ઉભય પોલિસ કમિશ્નર સાહેબના મકાનપર છે. પોલિસ ઇન્સ્પેકટર અત્યારે ગાર્ડન સાહેબના મકાનપરજ છે અને બીજા અધિકારીઓ ચાલ્યા ગયા છે. હેલનના મૃતદેહની સ્મશાનક્રિયા પણુ આજેજ થનાર છે."

"થોડું ઘણું જમીને, હું મારા શયનગૃહમાં નિદ્રા લેવા ગયો. લગભગ બે વાગ્યા સૂધી હું નિદ્રાવશ રહ્યો હોઇશ, એવામાં હેમિલ્ટન સાહેબનો અનુચર એક પત્ર લઇને મારી પાસે આવ્યો. પત્રમાં તેમણે મને પોતાને ત્યાં આવવા માટે સૂચવ્યું હતું. હું તરતજ કપડાં

પહેરીને મારી ગાડીમાં બેઠો. માર્ગમાં ગાર્ડન સાહેબના મકાન પાસે ગાડી ઉભી રાખીને ત્યાંના સમાચાર પણ લેતો ગયો.

"હું જ્યારે હેમિલ્ટન સાહેબના મકાનપર આવ્યો, ત્યારે ચાર વાગ્યા હતા. સર જ્યૉર્જ હેમિલ્ટન પોતાના ઓરડામાં બેસીને મારી રાહ જોઈ રહ્યા હતા. હું ત્યાં ગયો એટલે તેમણે મને ઘણાજ સ્નેહથી બોલાવીને પૂછ્યું કે;—"મિસ્ટર સ્ટીફન ! મેં સાંભળ્યું છે કે, આપનો ગાર્ડનના પરિવાર સાથે સારો સંબંધ છે, તો આજેજ આપ ત્યાં જઇને હેનરીના મૃત્યુ-સમાચાર સંભળાવો અને તે સાથે એટલું પણ જણાવજો કે; હેલનના શોચનીય મૃત્યુ-સમાચારથી મારા હૃદયમાં ભયાનક આઘાત થયો છે. હું આપને કેટલાંક પત્રો આપુંછું તે મિ. ગાર્ડનને આપજો. આ પત્રો તેમને ઘણીજ સાવધાનીથી પહોંચાડજો, અન્ય કોઇને પણ આ વાત જણાવશો નહિ." એમ કહીને તેમણે પત્રોનું એક બંડલ મારા હાથમાં આપ્યું. હું એ બંડલ લઇને ત્યાંથી વિદાય થયો. હાથમાં બંડલ લઇને હું ગાડીમાં બેઠો. ગાડીનો ધક્કો લાગવાથી મારા હાથમાંથી કેટલાંક પત્રો પડી ગયાં. હું ઉતાવળથી તે એકત્ર કરતો હતો, એવામાં અચાનક એક પત્ર ઉઘડી ગયું. તેમાં લખ્યું હતું કે;—

"પ્રિય હેનરી !

આ પત્ર હું આપને અંતિમ સમયનુંજ લખતી હોઉં તેમ જણાય છે."

તમારી હેલન."

આ પ્રમાણે એ પત્રની કેટલીક પંક્તિઓ વાંચતાં, મારૂં હૃદય કમ્પાયમાન થવા લાગ્યું. મેં સઘળાં પત્રોનું બંડલ મારા ગજવામાં મૂકી દીધું.×

---

× બ્રિગેડ સર્જ્યન સ્ટીફને ઉક્ત વાર્તા પોતાના હાથેજ લખીને પ્રસિદ્ધ કરી છે.

લેખક

# તખતે નાટક.

## મેલ એકટરે.

શ્રી કૃષ્ણ દ્વારકાના રાજા
ધૃષ્ટરાષ્ટ દુર્યોધનના પીતા
દુર્યોધન—ધતરાષ્ટના છોકરા

યુધીષ્ટર—
ભીમ—
અર્જુન—
નીકુલ—
સહદેવ—
} પાંડવો.

શકુની—દુર્યોધનનો મામો
ભીષ્મપીતામહ—પાંડવ તથા કૌરવોના દાદા
વીદુર—દુર્યોધનના કાકા
દ્રોણાચાર્ય—કૌરવ પાંડવના શાસ્ત્ર ગુરૂ.

વિકર્ણ—
દુશાઃસન—
પ્રાતકામી—
} દુર્યોધના ભાઈઓ

રાજાવીરાટ—વીરાટ નગરના રાજા
શુશર્મા—નીર્ગત દેશનો રાજા
નંદા—એક ભકત હતો
ચેતા—એક ચમાર ભકત હતો
સેવા—ચેતઃ ચમારનો છોકરો
ઇંદ્ર—સ્વર્ગનો રાજા
સીપાઇઓ—સેનાપતી—ચમારો—દાસ—સાધુઓ—સુત્રધાર વીગેરે.

# દ્વિતીય પરિચ્છેદ

## એ સંન્યાસી કોણ ?

### સરદાર રામપાલસિંહની આત્મકથા

**મારૂં** જન્મસ્થાન પંજાબ પ્રાન્તના લુધિયાણા જિલ્લામાં છે, મારા પિતાનું નામ સરદાર ભગવાનસિંહ છે. લુધિયાણા જિલ્લામાં હું એક મોટા જાગીરદાર તરીકે વિખ્યાત છું. ત્યાં મારી એક મોટી જાગીર છે.

" મારા પિતા વીર ચૂડામણિ ભારત વિખ્યાત મહાત્મા રણુજિતસિંહના તાબાના સૈનિક વિભાગમાં મેજરના પદપર કાર્ય કરતા હતા. સરદાર ભગવાનસિંહનું નામ પંજાબમાં અદ્યાપિ મશહૂર છે. તેઓ મહારાજા રણુજિતસિંહના એક મુખ્ય સલાહકાર અને સહાયક ગણાતા હતા; સમરવિદ્યામાં અતિશય નિપુણ હતા અને સુજ્ઞ રાજનીતિજ્ઞ તથા વિલક્ષણ કૌશલ્યવાળા હતા. આથી તેમને મહારાજાએ ગુપ્તચર (જાસૂસ) વિભાગના પ્રધાન પદપર નિયુક્ત કરીને કેટલીક જાગીરો પણ પ્રદાન કરી હતી. મારા પિતાના બુદ્ધિબળના પરિણામેજ પંજાબના વિખ્યાત ચોરો, ડાકુઓ—લૂટારાઓ, બદમાશો, રાજદ્રોહીઓ, કાવત્રાંખોરો અને પ્રપંચી લોકો પકડાઇને દણ્ડિત તેમજ શિક્ષાપાત્ર થયા હતા.

ઇશ્વરકૃપાથી હું મારા પોતાના માનસિક ગુણોનો સમ્પૂર્ણ અધિકારી બની શક્યો અને તેમાં ઉપરિકથિત પૌત્રિક સંપત્તિના સુસૌરભને મેળવવાને ભાગ્યશાળી થયો. કેટલાક સમય પછી નામદાર બ્રિટિશ સરકારે પણ, મને પોતાના સૈનિક વિભાગના જાસૂસ પદપર નિયુક્ત કર્યો. મહારાજા રણુજિતસિંહના સ્વર્ગવાસ પછી ખડ્ગસિંહના દૂષિત તથા નિંદ્ય આચરણથી દુઃખિત થઇને મેં મારી નોકરીનું રાજીનામું આપીને કેટલાક દિવસ સૂધી મહારાજ રણુજિતસિંહના સૈનિક વિભાગમાં ગુપ્તચર તરીકે કાર્ય કર્યું. કેટલાક દિવસ પછી પરસ્પર કલેશ થવાથી હું ત્યાંથી પુનઃ અંગ્રેજ સૈનિક વિભાગમાં જાસૂસ તરીકે દાખલ થયો, પરંતુ એથી મારૂં મન સંતુષ્ટ થયું

## ફીમેલ એક્ટરો.

સત્યભામા- } કૃષ્ણ ભગવાનની પટરાણીઓ
રૂકમણી— }

દ્રોપદી—પાંડવોની સ્રી

શાંતા—દ્રોણાચાર્યની છોકરી

ભાનુમતી—દુર્યોધનકી સ્રી.

વીજળી—સેવાની સ્રી

ગંગા—નદી

ગંગા-અપ્સરા-દાસીઓ-નટીઓ વીગેરે.



નહિ; કારણકે પંજાબી લોકો પોતાના દેશપર જેટલી મમતા ધરાવે છે, તેટલી મમતા અને પ્રિયતા ભારતની અન્ય કોઈ પણ જાતિ પોતાના દેશપર ધરાવતી નથી, એવો અનુભવ મને પંજાબ દરબારની નોકરી છોડયા પછી મળ્યો. એ વિશે અનેક દૃષ્ટાંતો મહારાજા રણજિતસિંહ જેવા વીર પુરુષોની નામાવલિ પરથી સ્પષ્ટ મળી આવે છે.

જે સમયે સિખ્ખ લોકો પોતાની સ્વાધીનતામાટે સમરક્ષેત્રમાં અવતીર્ણ થયા, તે સમયે પ્રત્યેક સિખ્ખે પ્રતિજ્ઞા કરી હતી કે, આપણા સ્વદેશી નૃપતિની વિરુદ્ધ કાંઈપણ કાર્ય કરવું નહિ. પરંતુ તે સમયે મેં અંગ્રેજ સરકારની વિરુદ્ધ અસ્ત્ર ધારણ ન કરવાની પ્રતિજ્ઞા કરી. આ સમયે પંજાબના ગવરનર લૉર્ડ હાર્ડિંજ મને અત્યંત ચ્હાતા હતા તેઓ મારા ગુણોના વિશેષ પક્ષપાતી હતા. સિખ્ખ–યુદ્ધમાં મારા તરફથી અંગ્રેજ લોકોને ઘણી સહાયતા મળી હતી, અને તે એટલે સુધી કે, ભારતીય વૉટરલૂ યુદ્ધમાં જો મારા તરફથી સહાયતા ન મળી હોત, તો અંગ્રેજોને આ દેશનો ત્યાગ કરીને ક્યારનાએ ન્હાસી જવું પડત. આ વાતમાં લેશ માત્ર પણ સંદેહ નથી. મારા દ્વારા પંજાબમાં અંગ્રેજ આધિપત્ય સુદૃઢ થતું જોઇને, ભારત સરકારે મારા ગુણોનું એક પ્રશંસાપત્ર પણ મને મોકલ્યું છે. અને તે પત્ર આજે હું આપની સમક્ષ ઘણાજ આનંદની સાથે વિદિત કરવા ઇચ્છું છું કે, સ્વયં મહારાણી વિકટોરીઆએ પ્રસન્ન થઇને મારા પર જે પ્રશંસાપત્ર મોકલાવ્યું છે એ પત્ર મારી અતુલ સંપત્તિ છે અને તેને મારા વંશજો પણ ચિરકાળપર્યન્ત મહામૂલ્ય રત્ન સમજશે. વિખ્યાત સિખ્ખ યુદ્ધ શાન્ત થયા પછી હું પેન્શન લઇને શાન્તિથી મારૂં જીવન વ્યતીત કરવા લાગ્યો; પરંતુ મનુષ્યના ભાગ્યમાં સુખનો સ્થાયી પ્રબંધ કોઇપણ સ્થળે જોવામાં આવતો નથી. ઇ. સ. ૧૮૫૧ ના નવેમ્બર માસની ૨૫ મી તારીખે મને લૉર્ડ કેનિંગનું એક પત્ર મળ્યું. તેમાં લખ્યું હતું કે;—

"તમે સત્વર મને કલકત્તા આવી મળો. હવે તમારી સહાયતા વિના ચાલે તેમ નથી, માટે સત્વર આવો."

"પત્ર મળ્યા પછી હું કાંઈ પણ નિશ્ચય પર આવી શક્યો નહિ. હું વિચારવા લાગ્યો કે;–"પંજાબતો અત્યારે મૃત્યુપ્રાય અવસ્થામાં આવી પહોંચ્યો છે, ભારતવર્ષની સમસ્ત હિન્દુજાતિ નિર્જીવ થઈ રહી છે, માટે આવા સમયમાં અંગ્રેજ–સરકાર સ્હામે કોણ હથિ-

# મહાભારત નાટકનો ટુંકસાર તથા પ્રવેશવાર હકીકત.



મંગલાચરણ—સૂત્રધાર અને નટીઓની ઈશ્વરસ્તુતી અને તે પછી મહાભારતના ગુણોનું વર્ણન કરવું અને આજના પ્રયોગમાં શું શું કરવાનું એ સૂત્રધારે નટીઓને બરાબર તૈયાર કરવા ભલામણ કરવી.

પ્રવેશ ૧ લો—પાંડવોના ભુવનમાં શ્રી કૃષ્ણ મહારાજનું પોતાની પટરાણીઓ સાથે પ્રેમદર્શન અને તે પછી દુર્યોધન તથા શકુનીનું પાંડવોનું ભુવન જોવા ભીમની સાથે આવવું. ભુવનના ચમત્કાર જોઈ શકુની અને દુર્યોધનનું દ્વેષથી બળી જવું. તે પછી કાચની આરઆસનને પાણીના કુંડ સમજી દુર્યોધન તથા શકુનીનો પાણી પીવા વીચાર અને નીચે વળવું ભીમે તે લોકોની મશ્કરી કરવી. પછી

ચાર ઉઠાવી શકે તેમ છે? અન્ય શક્તિઓમાં રશિયા ભારત તરફ લક્ષ્ય કરીને ધીમે ધીમે અગ્રેસર થઇ રહ્યું છે. એટલા માટે ત્યાંના સંવાદ લાવવા માટે શું મને કેનિંગ સાહેબ ત્યાં મોકલવા ધારતા હશે? અથવા તો એક બે સ્થળે હિન્દુ સૈન્યે વિદ્રોહ મચાવવાના જે સમાચાર મળ્યા છે, તેમનું દમન કરવા માટે મારી જરૂર પડી હશે? આ પ્રમાણે અનેક સંકલ્પ–વિકલ્પ કર્યા પછી, મેં મારા કુટુંબીઓને જણાવ્યું કે હું આજે કલકત્તા જવાનો છું. માટે મારે માટે સર્વ તૈયારી કરી રાખજો. તેઓ વિશેષ ચિન્તાતુર ન થાય એટલા માટે મેં તેમને, ત્યાં જવાનું પ્રયોજન દર્શાવ્યું નહિ. તે દિવસે સંધ્યા સમયે હું મારી સાથે ૭ ચતુર માણસો લઇને કલકત્તા તરફ વિદાય થયો. એ સમયે હિન્દમાં રેલ્વે નહોતી, તેથી એક સ્થળેથી બીજે સ્થળે જવા માટે ઘોડાગાડી અથવા બેલગાડી વિના અન્ય કાંઇ પણ સાધન નહોતાં. આથી પ્રવાસીઓને અનેક સંકટો વેઠવાં પડતાં. પરંતુ કેનિંગ સાહેબની કૃપાથી મને કાંઇપણ કષ્ટ નડયું નહિ. કેમકે તેમણે સ્થાનનીય અમલદારોને અમારી મુસાફરીમાં જોઇતાં વાહન અને સાધનો માટે પુરતો બંદોબસ્ત કરી આપવાની સૂચના આપી દીધી હતી, આથી અમારી યાત્રામાં કોઇપણ પ્રકારનું વિઘ્ન ઉપસ્થિત થયું નહિ.

૭ દિવસ વીત્યા પછી અમે સર્વ દિલ્હી પહોંચ્યા. ત્યાં જઇને ત્યાંના મુખ્ય અંગ્રેજ અધિકારીને મળ્યા, તેમણે મને લૉર્ડ કેનિંગનું બીજું પત્ર આપ્યું. તેમાં લખ્યું હતું કે;—

"પ્રિય રામપાલ!

કલકત્તા પહોંચતાં તમને વિશેષ વિલંબ થશે, તો અમારા કાર્યમાં હાનિ પહોંચવાનો સંભવ છે. માટે તમે દિલ્હીથી કાનપુર જઇને ત્યાંના કિલ્લાના કમાન્ડિંગ ઑફિસર જનરલ હેને મળજો. તેઓ મારા પ્રતિનિધિ તરીકે ત્યાં આગળ કામ કરે છે અને મેં તેમને પત્રદ્વારા મારો અભિપ્રાય દર્શાવી દીધો છે. તેઓ તમને સર્વ વિષયોથી માહિતગાર કરશે. હું આશા રાખું છું કે, ગયા પંજાબ યુદ્ધમાં આપે જેવી કૂટ બુદ્ધિ, દક્ષતા અને સાહસનો પરિચય આપીને અમને વિપદમાંથી બચાવ્યા હતા, તેવીજ રીતે હવે ભવિષ્યમાં આવનાર આપદમાંથી પણ અમારી રક્ષા કરવાના કાર્યથી વિમુખ થશો નહિ. મારો પોતાનોજ માત્ર આવો અભિપ્રાય નથી, પરંતુ

પાણીના કુંડને કાચનું આસન સમજી દુર્યોધન-
નું ઉપર બેસવા જતાં તેની અંદર પડી જવું.
દ્રૌપદીએ હાસ્ય કર્યું કે " આંધળાનો છોકરો
પણ આંધળોજ છે " દુર્યોધને દ્રૌપદીનું વચન
સાંભળીને તેણીને નમાવવાની લીધેલી પ્રતીજ્ઞા

પ્રવેશ ૨ જો—પાંડવોની સભામાં કૃષ્ણભગવાનની બધાંથી
પહેલાં પુજા કરવી તેથી રાજા શીશુપાળનું અંતરમાં
બળી જવું અને કૃષ્ણભગવાનની નીંદા કરવી. પાંડ-
વોનું સમજાવવું આખરે નહીં માન્યાથી કૃષ્ણભગવાન
ના સુદર્શન ચક્રથી શીશુપાળનું માથું કપાઈ
જાય છે અને પછી બ્રાહ્મણના છોકરાનું આવવું
અને કૃષ્ણભગવાનને શેરડી ભેટ કરવી. તેમાંથી
કૃષ્ણભગવાનની શેરડી છોલતા આંગળી કપાઈ
જાય છે. તેમાંથી લોહી નીકળવું. તે જોઇ
દ્રૌપદી પોતાના અંબરમાંથી પાલવ ફાડીને
આંગળીએ પાટો બાંધે છે, તેથી ખુશ થઈને
કોઇ પણ અણીની વેળાયે દ્રૌપદીને સહાય
કરવાનું કૃષ્ણભગવાન વચન આપે છે.

ઈંગ્લાંડની મંત્રી–સભા ( પાર્લામેન્ટે ) એ મારા દ્વારા આ સમાચાર આપને કહેવરાવ્યા છે.

"તમારો શુભાકાંક્ષી—

કેનિંગ ? "

હું તે દિવસે કમાન્ડિંગ જનરલને મળ્યા પછી, દિલ્હીથી કાનપૂર તરફ રવાના થયો. જો કે, માર્ગમાં ખાવા–પીવાનું અને સૂવા–બેસવાનું સહજ સંકટ વેઠવું પડ્યું, પરંતુ જ્યારે હું કર્તવ્ય—સાધનનો ભાર મારા માથે લેતો, ત્યારે એવી બાબતો તરફ મારૂં લક્ષ્ય રહેતું નહોતું. દિલ્લીથી કાનપુર જતી વખતે માર્ગમાં એક અધિક ઘટના બની. તેનો સંબંધ આજૂબાજૂની ઘટનાઓ સાથે અધિક હોવાથી, આ સ્થળેજ તેનો ઉલ્લેખ કરવો આવશ્યકીય જણાય છે." હું એક દિવસે માર્ગમાં ગંગાસ્નાન કરીને ઘાટ ઉપર બેઠો બેઠો મારા ઇષ્ટ દેવતાનું પૂજન કરી રહ્યો હતો; મારા સહચરો મારાથી કેટલેક અંતરે દૂર બેસીને વિશ્રાન્તિ લઇ રહ્યા હતા અને મારી સમીપમાં એ ઘાટ પર બેસીને એક સંન્યાસી ભગવાન સવિતાનારાયણ તરફ દૃષ્ટિ કરીને વારંવાર અર્ઘ્ય આપી રહ્યો હતો. તેના મસ્તકપર જટા, અંગ ઉપર લાગેલી ભસ્મ તથા લલાટમાં રક્ત ચંદનનું ત્રિપુંડ્ર આદિ દૃશ્યો અત્યંત અવર્ણનીય શોભા વિસ્તારી રહ્યાં હતાં. આ સમયે હું કાંઇપણ સંદેહ રાખ્યા વિના મારી દેવ–પૂજામાંજ નીમગ્ન હતો.

"હું જ્યારે મારી પૂજા સમાપ્ત કરીને, ત્યાંથી ચાલવા લાગ્યો, ત્યારે તે સંન્યાસીએ મને પોતાની પાસે બોલાવ્યો. મેં તેમની પાસે જઇને અતિ પૂજ્ય દૃષ્ટિથી શ્રદ્ધા અને ભક્તિપૂર્વક પ્રણામકર્યાં. મારી આવી વિવેક–બુદ્ધિ જોઇને તે સંન્યાસીએ મને આદરસહિત પૂછ્યું કેઃ–" વત્સ ! તમે હવે અહિંથી કયાં જવા ધારોછો વારૂ ?"

"મહારાજ ! મારી ઈચ્છા અત્રેથી કાનપૂર તરફ જવાની છે." મેં ઉત્તર આપ્યું. આ સાંભળીને સંન્યાસીએ પોતાના મસ્તક પરની જટા ખસેડીને મારા તરફ તીક્ષ્ણ દૃષ્ટિથી જોયા પછી પૂછ્યું કેઃ— "કાનપુર તરફ શા માટે જવા ધારોછો ?"

મેં કાંઇ પણ સંદેહ રાખ્યા વિના ઉત્તર આપ્યું કેઃ—" ન્યાયશીલ ગવર્નમેન્ટને સહાયતા કરવાના વિચારથીજ હું કાનપુર તરફ જવા ઇચ્છું છું."

પ્રવેશ ૩ જો—દુર્યોધન પાંડવોનો વૈભવ જોઇ દ્વેશને લીધે પોતે આપઘાત કરવાનો નીશ્ચય ત્યાં દુર્યોધનના પીતા ધૃતરાષ્ટ તથા શકુનીનું આવવું શકુનીએ પાંડવોની સાથે જુગાર રમવાનું કહેવું. અને શકુનીએ હું તેમાં જીતાવી આપીશ એમ કહેવું ધૃતરાષ્ટે પુત્રનો આગ્રહ જોઇ પરવાનગી આપવી.

## જુગાર મંડપનો દેખાવ.

પ્રવેશ ૪ થો—દુર્યોધન સહિત કૌરવો, ભીષ્મપિતામહ દ્રોણાચાર્ય પાંચ પાંડવો આદિ સર્વ લોકોનું બેસવું. જુગારની શરૂઆત શકુનીના બનાવેલા પાસાથી રમત રમતાં યુધિષ્ઠરે રાજપાટ પોતાનું શરીર ભાઇ સર્વનું હારી જવું તે પછી દ્રૌપદીને દાંવમાં મૂકવાનો વિચાર કરતાં ભીમ અર્જુન વીગેરે એ તથા ભિષ્મપિતામહે ના પાડવી

"આ સાંભળીને તેઓ પુનઃ મર્મભેદી દૃષ્ટિથી મારા સર્વાંગનું નિરીક્ષણ કરવા લાગ્યા. તેમની આવી ચેષ્ટા જોવાથી હું કાંઇક સતર્ક થયો અને મારા મનમાં સંદેહનાં બીજ પણ આરોપિત થવા લાગ્યાં. આથી મેં મારી પૂર્વકથિત વાતને ઉલટાવી નાખવાના ઉદ્દેશથી તેમના તરફ દૃષ્ટિ કરીને કહ્યું કેઃ—"મહાત્મન્! હું કોઇ મહાન સહાયતા કરીને અંગ્રેજ સરકારનો વિજય કરી શકું તેવો શક્તિસંપન્ન પુરુષ નથી. મારાથી કોઇ એવી વિશેષ સહાયતા થઇ શકે તેમ ન હોવાથી, તે આપની કને પ્રકટ કરવામાં મને કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય નથી."

"સંન્યાસીએ મારા હૃદયની ગુપ્ત વાતો જાણવાના ઇરાદાથી મને પૂછ્યું કે;—"જો તેમ કરવામાં તમને કોઇ પણ પ્રકારનું વિઘ્ન ન હોય તો, ખુશીથી સંભળાવો. હું તે સાંભળવાને તત્પરછું. મારૂં હૃદય અંગ્રેજ સરકાર તરફના સંવાદ જાણવા માટે ઉત્સુક બની ગયું છે."

"દેવ! હું પશ્ચિમ હિન્દનો નિવાસીછું, જ્ઞાતે મહાજન છું, અને કાનપુરમાં સૈન્યની સંખ્યાનો અભાવ થવા લાગ્યો છે, તેથી તે એકત્રિત કરવાના ઉદ્દેશથી હું અત્યારે કાનપુર તરફ જઈ રહ્યોછું." મેં તદ્દન બનાવટી વાત બનાવીને કહ્યું.

"પાઠકગણ! મારા અપરાધની ક્ષમા કરશો. મારો વ્યવસાય અન્ય પ્રકારનો છે. સત્ય વૃત્તાંત પ્રકટ કરવાથી અમારા ઉપર અનેક અવસરે આપદ આવી પડવાનો સંભવ રહ્યા કરે છે. આથી પ્રાયઃ સર્વ સ્થળે અમારે અમારો ઉદ્દેશ છુપાવીનેજ કાર્ય કરવું પડે છે. અહિં સંન્યાસીને ઠગવાના ઉદ્દેશથી સત્ય વાત છુપાવીને તેમની બાતમી મેળવવાની મેં ધારણા તો કરી ખરી! પરંતુ તેમના ઉત્તર પરથી જણાયું કે, આ વાતમાં હું પોતેજ ઠગાઇ ગયોછું.

સંન્યાસીએ મને કહ્યું કેઃ—"મહાશય! આપના કથન પરથી જણાઇ આવે છે કે, અત્યારે આપ મારી સાથે અસત્ય ભાષણનો વ્યવહાર કરી રહ્યા છો. ત્યાંની અંગ્રેજ સેનાના સમાચાર મને પૂર્ણ રીતે વિદિત થઇ ચૂકયા છે, હમણાં તે લોકોને સૈન્યનો લેશ પણ અભાવ નથી. આ પરથી જણાય છે, કે આપે અવશ્ય સત્ય વૃત્તાંતને છુપાવીજ રાખ્યો છે. હશે, મારે સંન્યાસીને એવી રાજકીય બાબતો સાથે શો સંબંધ? મારે એ વાતો જાણવાની લેશ માત્ર પણ

યુધિષ્ઠીરે તે પર લક્ષ ન આપતાં દ્રૌપદીને દાવમાં મૂકવી હારી જવું, દુર્યોધને દુશાઃસન મારફત દ્રૌપદીને સભામાં બોલાવવી ચીર ખેંચવું કૃષ્ણ પરમાત્માએ ચીરનું પુરવું જોવાલાયક સીન.

## અંક ૨ જો.



### દુર્યોધનના લશ્કરનો દેખાવ.

પ્રવેશ ૧ લો—દુર્યોધનના શાસ્ત્ર ગુરૂ દ્રોણાચાર્ય વિરાટ રાજાની સાથે યુદ્ધ કરવા તથા ગૌહરણ કરવા ના પાડે છે.

પ્રવેશ ૨ જો—વીરાટના લશ્કરમાં પાંડવોનું ગુપ્ત રીતે દુર્યોધન સાથે લડવું અને દુર્યોધનનો પરાજય થવો. વીરાટનો જય થવા પછી વીરાટ રાજાને ખબર પડે છે કે મારા લશ્કરમાં પાંડવો છે તેથી પાંડવો પાસે માફી માંગવી અને પોતાના પુત્ર ઉત્તર

આવશ્યકતા નથી. હવે આપને જ્યાં જવું હોય, ત્યાં જવાની છૂટ છે. હું કોઇ પણ પ્રકારે તમારા કાર્યમાં અંતરાય કરવા ઇચ્છતો નથી."

"તેમના સ્પષ્ટ વક્તૃત્વ અને મધુર વાણી પરથી મને જણાયું કે, આ સંન્યાસી કોઇ સામાન્ય મનુષ્ય નથી. અંગ્રેજોની સેનાના સમાચારથી પણ તે અપરિચિત નથી અને મારા હૃદયમાં છુપાવેલી વાતને પણ તેમણે પકડી પાડી છે. આથી મેં તેમને પૂછ્યું કેઃ—"મહારાજ! મારે આપને એક બે વાતો પૂછવાની છે, જો આપને કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય ન હોય તો હું કાંઈક પૂછી જોઉં ?"

"ખૂશીથી પૂછો. હું કાંઇ તમારા જેવો અસત્યવાદી નથી. તમે જે વાત પૂછશો તેનું સાચુંજ ઉત્તર આપીશ. સત્ય વાત પ્રકટ કરીશ અને અસત્ય વાતને છુપાવવાનોજ ઉપાય કરીશ." સંન્યાસીએ ગંભીર સ્વરથી ઉત્તર આપ્યું.

"મેં પૂછ્યું કેઃ—"મહારાજ! આપે સંસાર ત્યાગ કરીને આવો ભીષણ વૈરાગ્ય ધારણ કર્યાંને કેટલાંક વર્ષ થયાં હશે વારૂ ?"

"ઘણાજ થોડા દિવસ. હું વૈરાગી કે સંન્યાસી નથી; પરંતુ સંસારીજ છું. એક મહાન કાર્યની સિદ્ધિ અર્થેજ આ પ્રમાણે સંન્યાસી થયો છું. જ્યારે હું મારા કર્તવ્યનું પાલન કરી ચૂકીશ, ત્યારે પુનઃ ગાર્હસ્થ્ય ધર્મનો સ્વીકાર કરી લઇશ." સંન્યાસીએ ઘણીજ નમ્રતાપૂર્વક ઉત્તર આપ્યું.

"આપનું નિવાસસ્થાન ક્યાં છે વારૂ ?" મેં પૂછ્યું.

"બ્રહ્માવર્ત અંતર્ગત આવેલા વિઠૂર નગરમાં મારૂં મુખ્ય નિવાસસ્થાન છે." સંન્યાસીએ સત્યવૃત્તાંત પ્રકટ કર્યો.

મેં પૂછ્યું કેઃ—"આપ અત્રે કયી બાજૂથી આવ્યા છો, અને હવે કેણી તરફ જવાની ઇચ્છા ધરાવો છો વારૂ ?"

"સંન્યાસીએ ઉત્તર આપ્યું કે;—"હું આપને પ્રથમથીજ કહી ચૂકયો છું કે, કાનપુરથી હું અહિં આવ્યો છું અને હજી કયાં જવું તેનો નિશ્ચય પર આવી શકયો નથી."

"મેં પૂછ્યું કેઃ—"જો આપ સંન્યાસીજ છો, તો પછી સૈન્યના સંવાદ સાથે આપને સંબંધ રાખવાનું શું પ્રયોજન છે? વળી આજકાલ અંગ્રેજ-રાજ્યની વિરુદ્ધ અનેક કાવત્રાં રચાઇ રહ્યાં છે,

સાથે સલાહ કરવી કે શ્રીકૃષ્ણ ભગવાનને દુર્યોધન પાસે મોકલીને પાંડવોનું રાજપાટ પાછું અપાવવું.

પ્રવેશ ૩ જો—બે સાધુ પુરૂષોનું નંદા ભક્તની શોધમાં આવવું પોતાને રાજા દુર્યોધનની પગચંપી કરવા જવાનો વખત થયલો હોવા છતાં આ સાધુ પુરૂષોની સેવા કરવા રોકાવું. ભગવત ભક્ત ઉપર આવો પ્રેમ જોઇ નંદાના વેશમાં કૃષ્ણ પરમાત્માએ દુર્યોધન પાસે જવું.

પ્રવેશ ૪ થો—કૃષ્ણ ભગવાને નંદાના વેશમાં દુર્યોધનની પગચંપી કરી ચાલ્યા જવું. ત્યાર પછી ખરા નંદાનું આવવું પોતાને આજે વાર લાગી તેથી દુર્યોધન પાસે માફી માંગવી દુર્યોધનનું આશ્ચર્ય ચકીત થઈ કહેવું કે હમણાં તો તું પગચંપી કરી ગયો હતો અને પાછો માફી કેમ માગે છે. નંદાએ આ સાંભળી વીચાર કરવો કે હું સાધુની સેવામાં રોકાયલો હોવાથી મહારા કૃષ્ણ ભગવાનજ તમારી પાસે આવી ગયા હશે એમ કહેવું.

તેવા સમયમાં આપના જેવા સંન્યાસીઓએ એવા સમાચાર મેળવવા અને તેનો ખ્યાલ રાખવો આદિ લક્ષણો ગવર્નમેન્ટના હૃદયમાં એક પ્રકારનો સંદેહ ઉત્પન્ન કરે એ સર્વથા સ્વાભાવિકજ છે."

"હજી મારી વાત સમાપ્ત થઇ નહોતી એવામાં સંન્યાસી સહજ વિચલિત થઇને ઉભા થયા, અને મને મસ્તકથી પગપર્યન્ત નિહાળીને મૃદુભાવ તથા ગંભીર સ્વરે કહેવા લાગ્યા કે;—"તમારી વાતપરથી મને જણાઇ આવે છે કે, તમે કોઇ સાધારણ મનુષ્ય નથી. જે સમાચારને અદ્યાપિ અંગ્રેજો પણ જાણવાને અશક્ત હતા, તે સમાચાર તમે આદિથી અંત સુધી જાણો છો, તો એ પરથી જણાય છે કે, તમે અવશ્ય કોઈ જાસૂસ અથવા તો ગુપ્તચરજ છો. ખેર, ગમે તે હો. પરંતુ હું તમને અત્યારે એક ઉપદેશ આપું છું કે; અત્યારે અંગ્રેજોના વિપક્ષમાં ઉપસ્થિત થઇને કોઈપણ પ્રકારનાં કાવત્રાં રચવાં, એ હિન્દુઓની વર્તમાન સ્થિતિનો સ્વાભાવિક ધર્મજ છે; પરંતુ તમે કદી પણ પ્રિય ભારતમાતાનાં સંતાનોની—સ્વદેશબન્ધુ-બાંધવોની વિરૂદ્ધમાં ઉપસ્થિત થઇને ષડયંત્રદ્વારા—તમારાં કાવત્રાં દ્વારા વિજાતીય—વિધર્મી અને આર્યધર્મ વિરોધી રાજ્યની સહાયતા કરીને નર્કનાં દ્વાર તમારે માટે ખુલ્લાં કરશો નહિ. આથીજ તમારૂં સર્વ શ્રેય થશે."

આમ કહીને તે સંન્યાસી ત્યાંથી ચાલ્યા ગયા. તેમની તેજપૂર્ણ મુખજ્યોતિ તથા વીરોચિત વાક્યો મારા હૃદય-પટ પર ચ્હોંટી ગયાં. જ્યાં સૂધી તેમનાં દર્શન થયાં, ત્યાં સૂધી હું તેમના સ્હામુંજ જોતો રહ્યો. તેમના અદૃશ્ય થયા પછી હું મનમાં ને મનમાં તેમને પ્રણામ કરીને ત્યાંથી મારા સોબતીઓની પાસે ચાલ્યો આવ્યો.

આ સમયથીજ વારંવાર મારા મનમાં ભ્રમ થવા લાગ્યો કે; **આ સંન્યાસી કોણ છે?** અવશ્ય એ કોઇ સામાન્ય સંન્યાસી તો નથીજ, એમ તેમની વાતો પરથી વિદિત થયું. આ ઘટના આગ્રાથી લગભગ પચાસ માઇલ પર દૂર આવેલા અશ્વમેધ ઘાટપર બની હતી. અમને ત્યાંથી કાનપુર પહોંચતાં છ દિવસ લાગ્યા. માર્ગમાં બીજી કોઇ વિશેષ નવીન ઘટના બની નહિ.

"કાનપુર પહોંચ્યા પછી મેં સ્વદેશી વસ્ત્રનો ત્યાગ કરીને યુરોપિયન પોશાક ધારણ કર્યો. અહિં પણ એટલું જણાવવું આવશ્યકીય છે કે, જાસૂસ અથવા ગુપ્તચરોને સમય અને સ્થાનપર લક્ષ્ય

અને ભગવાનના વખાણ કરવા દુર્યોધને ક્રોધાતુર થઈ નંદાને મારવા આવવું ત્યાં ભગવાને પ્રકટ થઇ તેનો બચાવ કરવો અને પાંડવોનો હક પાછો આપવા કહેવું. દુર્યોધને તે વખત કૃષ્ણ ભગવાનને કેદ કરવા વીચાર કરવો કૃષ્ણ ભગવાને પોતાની માયાથી અનેક કૃષ્ણ રૂપે દુર્યોધનને દેખાવ આપવો.

પ્રવેશ ૫ મો—દ્રૌપદી લડાઈમાં ભીષ્મપીતામહનું બળ જોઇ પોતાના સૌભાગ્યને માટે ચીંતા કરે છે કૃષ્ણ ભગવાન આવી સલાહ આપે છે કે ભીષ્મપીતામહની પાસે જઈ સૌભાગ્ય દાન લો.

પ્રવેશ ૬ ઠો—દુર્યોધન ભીષ્મપીતામહની પાસે પાંચાલ દેશના રાજા શીખંડીને મારવાની આજ્ઞા માંગે છે ભીષ્મપીતામહએ પોતાના યુદ્ધનીયમથી વીરૂદ્ધ સલાહ આપવાની ના પાડવી.

પ્રવેશ ૭ મો—દ્રોણાચાર્યના મંદીર આગળ ભીષ્મપીતામહનું સમાધીમાં દેખાવું. ચેતાચમારના દીકરા સેવાએ દેવને ભોગ ધરાવવાને મોડું થશે એમ ધારીને

રાખીને નાના પ્રકારનાં વસ્ત્રાભૂષણ ધારણ કરવાં પડે છે, ક્યારેક ભિક્ષા માગવાની ઝોળી ઉઠાવીને ઘેરઘેર ભિક્ષા માગવી પડે છે, ક્યારેક રાજાની પેઠે ઉત્તમોત્તમ વસ્ત્ર પહેરીને પોતાને વિભૂષિત થવું પડે છે, અને ક્યારેક ક્યારેક દીવાનાની માફક વસ્ત્રોમાં ધૂળ લગાવીને આમ-તેમ રોદડતાં રોતા રખડવું પડે છે. પરંતુ મારે યુરોપિયન પોશાકની અનેક સ્થળે આવશ્યક્તા પડતી હતી, અને એ પોશાક પહેરીને મેં અનેક અમૂલ્ય કાર્યો સાધિત કર્યાં હતાં. કાનપૂરમાં પણ એજ પોશાક પહેરીને મસ્તકપર સુન્દર બનાવટી વાળ હોળીને, કાળી દાઢી દ્વારા મારા વદનને વિભૂષિત કરીને મેં મારા કાર્યનો આરંભ કર્યો. હું જ્યારે આ પ્રમાણે મારા વેશનું પરિવર્તન કરતો, ત્યારે કોઈ અંગ્રેજનું પણ સામર્થ્ય નહોતું કે, તે મને ઓળખી શકે. તે ઉપરાંત મારી અંગ્રેજી-ભાષા પણ એટલી બધી સ્પષ્ટ હતી કે, મારા મુખ-માંથી નીકળેલી અંગ્રેજી ભાષામાં અને ખાસ વિલાયતથી આવેલા અંગ્રેજોની ભાષામાં જરા પણ ભેદ જણાતો નહોતો. જો તેમ કરવાની શક્તિ મારામાં નહોત, તો આજે મારૂં નામ ચારે દિશામાં આ પ્રમાણે વિખ્યાતી પામત કે કેમ? તેની પણ શંકા છે. વળી હું ફ્રેન્ચ, ફારસી અને મરાઠી આદિ ભાષાઓ પણ સારી રીતે બોલી શકતો હતો. કેટલાક ફ્રેન્ચો મહારાજા રણજિતસિંહના તાબામાં સે-નાપતિના કાર્યપર નિમાયા હતા, તેમાંના મન્સિયર ફ્રાન્સિસ અને વેન્ચુરા ઘણાજ વિચક્ષણ પંડિતો અને ઘણી ભાષાઓના જ્ઞાતા હતા. એ ઉભય ફ્રેન્ચ વીરોની સાથે બાલ્યાવસ્થાથીજ મારો પરિચય થવાથી, તેમની પાસેથી મેં અંગ્રેજી અને ફ્રેન્ચભાષા સારી રીતે શિખી લીધી હતી.

"કાનપુર ગયા પછી મારો પરિચય કોઇ ન મેળવી શકે, એ-ટલા માટે મેં યુરોપિયન પોશાક ધારણ કર્યો અને મારા સોબતી-ઓના ચહેરાપર પણ લાંબી લાંબી દાઢીઓ ચહોંટાડીને મુસલમાન બનાવી દીધા. કોઈ બબર્ચી, કોઇ ખાનસામા, કોઇ અનુચર અને કોઇ જમાદાર બનીને, સઘળા મારી સાથે ચાલ્યા. આ પોશાકમાં અમે સર્વે કાનપુર જઇ પહોંચ્યા. સર્વથી પ્રથમ કિલ્લામાં જઇને જનરલ 'હે' ને મેં મારૂં વિઝીટીંગકાર્ડ (મુલાકાત-પત્ર) મોકલી આપ્યું. તેઓ પોતે કિલ્લાના દ્વાર પાસે આવીને મને ઘણાજ સન્માન સહિત અંદર લઇ ગયા. અહિં તેમણે મને લૉર્ડ કેનિંગનું એક પત્ર બતાવ્યું. તેમાં લખ્યું હતું કેઃ—

મંદીરના કુવામાંથી પાણી ખેંચવું અને દ્રોણા-ચાર્યની દીકરી શાંતાએ તેનો અટકાવ કરવો. તે પછી દ્રૌપદીનું આવવું અને બંનેને સમજાવવાં અને ભીષ્મપીતામહ પાસેથી સૌભાગ્યદાન લઈ ચાલ્યા જવું. ત્યાર બાદ દુર્યોધનની પટરાણી ભાનુમતીનું સૌભાગ્ય દાન લેવા ભીષ્મપીતામહ પાસે આવવું અને નીરાશ થઇને પાછા જવું. શાંતાએ કૃષ્ણ ભગવાનને ભોગ ધરાવવો અને કૃષ્ણ ભગવાનનું એની ભક્તી જોઈ પ્રસન્ન થવું અને પ્રગટ થવું. દ્રોણાચાર્ય ભગવાનનું મોં એઠું જોવાથી પુછવું કે આ શું છે ત્યારે ભગવાને કહ્યું કે ચેતા ચમારનો છોકરો સેવો ભોગ ધરાવીને હાથ મોં ધોવા પાણી લેવા ગયો અને ત્યાં તમારી દીકરીએ વાર લગાડી તથા તમારી દીકરીની ભક્તિ જોઇને મારે એકદમ આવવું પડયું. આ સાંભળી દ્રોણાચાર્યનું ચેતો ચમાર હોવા છતાં કૃષ્ણ પુંજા કરે છે તે માટે વીચારમાં પડવું.

"સરદાર રામપાલસિંહને પશ્ચિમ જાસૂસ વિભાગના કમિશ્નર તરીકે નિયુક્ત કરવામાં આવે છે. જો કે હાલમાં તેઓ બ્રિટિશ—સરકારના પેન્શનર છે, તથાપિ તેમને માત્ર એક દક્ષ પુરુષ જાણીને વર્તમાન વિપદને સમયે પુનઃ આ કાર્યમાં જોડાવાનો અનુરોધ કરવામાં આવ્યો છે. સરદાર રામપાલસિંહને ત્યાંના ષડ્યંત્રકારી (પ્રપંચી અને કાવત્રાંખોરો) તથા રાજદ્રોહી મનુષ્યો પર વિશેષ લક્ષ્ય રાખવાનું કાર્ય સુપ્રત કરવું. વિઠૂરના નાના સાહેબ આપણી વિરુદ્ધ અસ્ત્ર ધારણ કરે એવો સંભવ છે. તેનાપર જરા અધિક લક્ષ્ય રાખવાનું પણ સૂચવશો. ત્યાર પછી શું કરવું, એ હું હવે પછીના પત્રમાં લખી જણાવીશ."

"પત્રમાં વિઠૂરનામ વાંચીને હું આશ્ચર્યાન્વિત બની ગયો. મને સ્મરણ થઇ આવ્યું કે, અશ્વમેધ ઘાટપર મળેલો સંન્યાસી પણ વિઠૂરનોજ હતો અને તેનું નિવાસ સ્થાન વિઠૂરમાંજ છે એમ તેણે સૂચવ્યું હતું, તો તે સંન્યાસી બ્રહ્માવર્તનો બ્રહ્મરાક્ષસ નાના સાહેબ તો નહિજ હોય?"

---

# તૃતીય પરિચ્છેદ

## વિચિત્ર વાર્તાલાપ

### સરદાર રામપાલસિંહની આત્મકથા

"કેટલીકવાર પછી જનરલ હે પાસેથી વિદાય લઇને, રાજકીય અનુચરોએ મારે માટે જે મકાન તૈયાર કરાવી રાખ્યું હતું, ત્યાં આગળ હું ચાલ્યો આવ્યો. ભોજનાદિ ક્રિયાઓથી નિવૃત્ત થઇને હું થોડીવાર પર્યન્ત નિદ્રાવશ થયો અને પછી સન્ધ્યા થતાં પહેલાં કાનપુર શહેર જોવા માટે એકલોજ બહાર નીકળી પડયો.

"મેં પૂર્વકથિત યુરોપિયન પોશાકથી વિભૂષિત થઇને જ્યારે શહેરમાં પ્રવેશ કર્યો, ત્યારે સન્ધ્યા વિસર્જન થઈ ચૂકી હતી. બીજી કોઈપણ દિશાએ લક્ષ્ય રાખ્યાવિના હું, કાંઇક વિચાર કરતો કરતો ચાલ્યો જતો હતો, એવામાં અચાનક બે સાહેબો કાંઇક વાતચીત કરતા કરતા વિદ્યુતવેગે મારી પાસે થઇને ચાલ્યા ગયા, એ સમયે

પ્રવેશ ૮ ધર્મરાજા અને અર્જુને કૃષ્ણભગવાનની પાસે યુદ્ધને માટે સલાહ પુછવી કૃષ્ણભગવાને અર્જુનને કહેવું કે શીખંડીની પાછળથી તમે ભીષ્મપિતામહ ઉપર બાણ ચલાવો.

પ્રવેશ ૯ મો. દ્રોણાચાર્ય દુર્યોધન પાસે ચેતો ચમાર ઠાકોરની સેવા કરે છે એમ ફરીયાદ કરે છે. અને કહે છે કે જ્યારે એની દેવસેવા નદીમાં ફેકાવી દેશો ત્યારેજ મને શાંતી થશે.

પ્રવેશ ૧૦ મો રાજા દુર્યોધને ચેતા ચમારને દેવ સેવા સાથે નદી ઉપર બોલાવવો દેવસેવા નદીમાં ફેંકવા હુકમ કરવો. ચેતા ચમારનું દીલગીર થવું અને દેવસેવાને ફેંકી. પછી દ્રોણાચાર્ય સાથે શરત કરે છે કે પાણીમાંથી તમે તથા હું મળીને ઠાકોરજીને બોલાવીએ જેની ઉપર પ્રસન્ન હશે તેની પાસે આવશે. દ્રોણાચાર્યે પ્રાર્થના કરવા છતાં ઠાકોરજીનું આવવું નહીં પછી ચેતા ચમારે પ્રાર્થના કરવી અને ગંગાજીનું કૃષ્ણની મુર્તી લઈ પ્રગટ થવું દુર્યોધને ગંગાજીને પ્રશ્ન કર્યો

હું ચમકી ઉઠયો. જાસૂસોનાં મન સદા સંદેહપૂર્ણજ રહે છે, તેથી મેં વિચાર્યું કે; આ બન્ને સાહેબો શી શી વાતો કરી રહ્યા છે, તે મારે પણ સાંભળવી જોઇએ. આમ વિચાર કરીને હું તેમની પાછળ પડયો. તેઓએ ઘણેજ દૂર આવેલા એક પાર્ક (Park)–બાગમાં પ્રવેશ કર્યો. હું પણ તેમની પાછળ પાછળ એજ બાગમાં ગયો. બાગમાં ગયા પછી તેઓ એક નિરાળા ખૂણામાં બેસીને કાંઇક વાતચીત કરવા લાગ્યા.

હું પણ તેમની વાતોનો સુયોગ શોધવા લાગ્યો. તેમની પાછળના વિભાગમાંજ કેટલાંક ન્હાનાં ન્હાનાં વૃક્ષોની એક કુંજ બની ગઇ હતી. હું ધીમેથી ત્યાં જઇને છુપાઇ ગયો. મેં એ સમયે કાળો પોશાક પહેરેલો હતો, અને તે ઉપરાંત ભયંકર અંધકાર છવાઇ ગયો હતો, તેથી તેઓ મને જોઈ શકયા નહિ. મારા ગયા પહેલાં તેઓ વચ્ચે જે કાંઇ વાતચીત થઈ હતી, તે હું જાણી શકયો નહિ. મારા ગયા પછી પ્રથમ મનુષ્યે કહ્યું કે;–" ગાર્ડન ! બીજી બધી વાતોને બાજૂએ મૂકો, મારે તેની સાથે કશો સંબંધ નથી. હું એવા વ્યર્થ પ્રલાપો સાંભળવા ઇચ્છતો નથી. હું કહું તેનુંજ માત્ર ઉત્તર આપો. કહો, તમે મારી વાતમાં સામેલ થશો કે નહિ, ? જો સામેલ થશો, તો તમને અમૂલ્ય લાભ પ્રાપ્ત થશે અને મારા દ્વારા તમારી " પારિસની ગુપ્ત કથા " કદી પણ પ્રકાશિત થશે નહિ, જો તમે અમારાથી વિમુખ રહેશો તો હું સેન્ટમેરિના શપથપૂર્વક કહું છું કે, તમારો સર્વ વૃત્તાંત અંગ્રજ સરકારની સેવામાં પ્રકાશિત કરી દઇશ. જ્યારે તેમને ખબર પડશે એટલે તેઓ અવશ્ય તમને ફ્રેંન્ચ ગવર્નમેન્ટની પાસે ન્યાયાર્થે મોકલી આપશે; પછી ત્યાં આગળ તમારો પ્રાણ બચશે કે નહિ, તેમાં પણ એક સંદેહ છે."

ત્યાર પછી બન્ને ચૂપ રહ્યા. લગભગ પંદર મિનિટ પછી દ્વિતીય પુરુષ અથવા ગાર્ડન બોલ્યો કે; "મૅકેયર ! હેલન મને મારા પ્રાણુથી પણ વિષેષ પ્રિય છે, તેથી હું તેને તમારા જેવા ભયાનક પુરુષના હાથમાં કદીપણુ સુપ્રત કરી શકીશ નહિ. તમે તમારી ઇચ્છા હોય તેમ કરો. હું મારી પ્રિય પુત્રીના ભલા માટે મારૂં જીવન સુદ્ધાંત અર્પણુ કરવાને તત્પર છું. પુત્રીના લાભ માટે પ્રત્યેક સુજ્ઞ પિતાએ યોગ્ય પતિજ શોધવો જોઇએ, તેનું જીવન દુઃખમય થાય

કે " આ ચમારના ઉપર પ્રસન્ન થઇને ઉપર આવ્યાં તેનું કારણ શું " ગંગાજીએ એમ કહેવું કે આ ચમાર નથી પણ એ ગુરૂ રામાનંદનો ચેલો છે કંઈ શ્રાપના કારણથી એને આ જાતિ પેદા થઇ છે દુર્યોધન અચરત પામ્યો ગંગાજીએ ચેતાનું હૃદય ચીરી જનોઇ દેખાડવી.



એનો જવાબદાર તેનો પિતાજ છે. તમે બીજી ગમે તે વસ્તુ માગો તે આપવામાં હું જરા પણ સંકોચ કરીશ નહિ; પરંતુ મારી પ્રાણાધિકા પુત્રીને તો હું તમારા હાથમાં નહિજ સોંપી શકું. જો તમે અંગ્રેજ સરકારને મારી ગુપ્ત કથા વિદિત કરશો, તો મને જે સજા મળવાની હશે તે મળશેજ; પરંતુ તે સાથે તમે પણ યાદ રાખજો કે, હું તમારૂં ગુપ્ત રહસ્ય પણ અંગ્રેજ સરકારની આગળ પ્રકટ કર્યા વગર રહીશ નહિ, હું મારા કરેલા પાપોનો પ્રભુ પાસે પશ્ચાતાપ કર્યા કરૂં છું, અને નવીન પાપમય કાર્ય કરતાં અટકી ગયો છું, તેથી પરમાત્મા મારી તો રક્ષાજ કરશે, કારણકે મારો તે દયાળુ દેવમાં પૂર્ણ વિશ્વાસ છે પરંતુ તમારો ઉદ્ધાર કદી પણ થઇ શકશે નહિ, હજી તમે તમારા પાપનો પશ્ચાતાપ કર્યા વિના અનેક પાપ યુક્ત કાર્યમાં રચ્યાપચ્યા રહો-છો, પાપનો પ્રચાર કરવામાં તમે એક પ્રકારની મહત્તા માનોછો, અને તેજ કુટિલ પાપનો તમારૂં પોષણ કરવામાં, તમારી તુચ્છ લાલસાઓ તૃપ્ત કરવામાં અને માયાની મજા ભોગવવામાં ઉપયોગ કરી રહ્યા છો, બિચારાં અનેક નિર્દોષ મનુષ્યોનો સંહાર કરવામાં તમે એક પ્રકારનો આનંદ માની રહ્યા છો, તેથી તે કૃપાળુ પરમાત્મા તમારૂં કદી પણ શ્રેય અથવા તો રક્ષા કરશે નહિ, મારા કરતાં તમારે ચારગણી સજા ભોગવવી પડશે, સમજ્યાને સાહેબ!"

આ સાંભળીને મૅકેયરે ઉત્તર આપ્યું કે, "મિસ્ટર ગાર્ડન! તમારા એવા તુચ્છ ભયથી આ વીર મૅકેયર કદી પણ ડરનાર નથી. ફ્રેન્ચ પોલિસ અને જાસૂસ વિભાગનો પ્રધાન ઑફિસર મિ. ફ્રેબી પણ મારો પતો મેળવવાને ભાગ્યશાળી થઇ શકયો નથી તો પછી સેન્ટમેરીની કૃપાથી અસાવધ અંગ્રેજોની આંખમાં ધૂળ નાખવી એ મારા માટે જરા પણ કઠિન કાર્ય નથી. કદાચિત્ તમે મારી વાત પ્રકાશિત કરી દેશો, તો પણ તેઓ મને કાંઇ પણ હાનિ કરી શકે તેમ નથી. મારો વાંકો વાળ કરવાની પણ હું તેમનામાં શક્તિ જોતો નથી. બીજુ એ કે તમે પરમાત્માનો ભય દર્શાવોછો, તેમાં તમારી ભયંકર ભૂલ થાય છે, મૅકેયર જેવા બહાદુર પુરુષને પહોંચવાનું સામર્થ્ય તમારા પરમાત્મામાં તો શું, પરંતુ તેના પીરમાં પણ નથી. પરમાત્મા તે કોણ માત્ર? મનુષ્યનો માનેલો એક પથ્થરોજ. વિશ્વમાં માનવ-સ્વતંત્રતા પર કોઇની પણ સત્તા ચાલી શકતી નથી. માટે

# અંક ત્રીજો.



## યુદ્ધનો દેખાવ કૌરવો અને પાંડવો.

પ્રવેશ ૧ લો—શીખંડીને આગળ કરી અર્જુને ભીષ્મપીતામહને મારવા પછી ભીમસેનની પ્રતીજ્ઞા દુર્યોધન તથા દુશાઃસનને મારી તેના લોહીનું પાન કરવું અને સતી દ્રૌપદીના કેશમાં એ લોહીનું રેડવું.

પ્રવેશ ૨ જો—ચેતા ચમારના દીકરા સેવાની સ્ત્રીને લુટારો ઉપાડી લઈ આવે છે. ત્યાં સેવાનું આવવું અને પોતાની સ્ત્રીનો બચાવ.

પ્રવેશ ૩ જો—સ્વર્ગનો રસ્તો કુતરા સહીત રાજા યુધીષ્ઠીરનું આવવું ઈંદ્રે કુતરાને છોડીને આવવા જણાવવું પણ યુધીષ્ઠીરે તેમ કરવા ના પાડવી.

કૃપા કરીને જે વસ્તુ વિદ્યમાન નથી, જેનું અસ્તિત્વ દ્રષ્ટિ ગોચર થતું નથી, જેનું સ્વરૂપ નજરે નિહાળાતું નથી; એવી સાધારણ શક્તિ નો ભય આ વીરાત્મા મૅકેયરને ન બતાવો. જો હું તે પરમાત્માના ભયથી આજ સૂધી બેસી રહ્યો હોત, તો અત્યાર સૂધીમાં મેં જે જે મહાન કાર્ય કર્યાં, તે કદી પણ બની શકત નહિ. ચાલો જવા દો એ વ્યર્થ વાદને! કહો મારા પ્રથમ પ્રશ્નનું શું ઉત્તર આપો છો ?

" ત્યાર પછી તેઓ બન્ને કેટલીક વાર સૂધી શાન્ત રહ્યા. હું અત્યંત સંદિગ્ધ થઇને તેમનાં મુખ જોવા માટે સહજ ઉંચો થયો. તે વખતે એક સૂકાં પાંદડાં પર મારો પગ પડવાથી જરા ખખડાટ થયો. તે સાંભળીને મૅકેયર બેન્ચ પરથી ઉઠીને ઉભો થયો, અને ગાર્ડનના તરફ જોઇને તીવ્ર સ્વરે કહેવા લાગ્યો કે; "મિ. ગાર્ડન! તમે પકડાવી દેવાના ઉદ્દેશથી અત્રે પોલીસ લાવ્યા છો કે શું ? ચિન્હતો એવાંજ જણાય છે. સાચેસાચું કહીદો, નહિતો આ પિસ્ટ્રલની ગોળીથી હમણાંજ તમારી ખોપરી ઉડાવી દઇશ.

" એમ કહીને મૅકેયરે ગાર્ડનના મસ્તક તરફ પિસ્ટલનું નિશાન તાકયું. આ પરથી મને જણાયું કે, શસ્ત્રાસ્ત્ર લીધા વગર વિદેશમાં આવીને મેં વિદેશીઓની પૂંઠ પકડી છે, એ ઉચિત કર્યું નથી. મૅકેયર કદાચિત્ અહિં આવીને મને જોઈ જશે તો મારા જીવનની સમાપ્તિ માત્ર એક ગોળીથીજ થઈ જશે અને પછી અંગ્રેજોને સંતુષ્ઠ કરવાની આશા પણ વિલુપ્ત થઈ જશે. આ પ્રમાણેના વિચારોથી હું અત્યંત ગભરાઇ ગયો અને મારી વિસ્મૃતિને માટે શોક કરવા લાગ્યો.

તરતજ ગાર્ડને ઉત્તર આપ્યું કે; "મૅકેયર ! તમે તે કાંઈ દીવાના બની ગયા છો કે શું? જો હું તમને પકડાવી દઉં, તો તેમાં મનેજ હાનિજ છે, લાભની લેશ માત્ર પણ આશા નથી, આ વિષયનો ખ્યાલ તમને કેમ આવતો નથી વારૂ ? "

મૅકેયર સહજ શાન્ત થઇ બોલ્યો કે;—"વારૂ ? તમે અહિં બેસો. હું હમણાંજ તપાસ કરીને પાછો આવુંછું."

" આમ કહીને તે મારા તરફ આવવા લાગ્યો. જીવનની આશા સજીને હું તેજ સ્થળે ધીમેથી સૂઇ ગયો. અહિંનું ઘાસ ઘણું મોટું હતું, પરંતુ તે હાથ દોઢ હાથથી ઉંચું ન હોતું. હું તેજ ઘાસમાં

## નર્કનો દેખાવ.

પ્રવેશ ૪ થો—ભીમસેન સહીત ચાર પાંડવો તથા દ્રૌપદીનો નર્કમાં દેખાવ રાજા સુધીષ્ઠરે ઇંદ્રને તેનું કારણ પુછવું ઇંદ્રે તેનું કારણ બતાવવું પછી નર્કનું સ્વર્ગમાં ફેરવાઇ જવું.



છૂપાઇને સૂઇ ગયો. છુપાવાના કાર્યમાં મારો કાળો પોશાક પણ વિશેષ સહાયકારક થઈ પડયો. મૅકેયર જ્યારે પાસે આવ્યો, ત્યારે તે કુંજની પાસે ઉભો રહીને કેટલીક વાર પર્યંત કાંઇક નિહાળવા લાગ્યો. પરંતુ મને તે જોઇ શકયો નહિ. તેના ગયા પછી હું ઉઠીને બેઠો થયો તથા ઇશ્વરને ધન્યવાદ આપવા લાગ્યો. જ્યારથી આવી છુપી બાતમીઓ મેળવવાનો હું અભ્યાસી બની ગયો હતો ત્યારથી ગમે તેવી વિપદ હોવા છતાં હું મારૂં કાર્ય સિદ્ધ કરવા માટે કદી પણ પાછી પાની કરતો નહિ. પ્રાણ સંહારક મહાન વિપદને પણ હું પુનઃ વિસરી ગયો અને કૌતુહલને આધીન બનીને તેમની વાતો સાંભળવા માટે હું વ્યગ્ર થઇને ગુપ્ત ચેષ્ટા કરવા લાગ્યો.

થોડીવાર પછી ગાર્ડન બોલ્યો કે; " મૅકેયર ! જુઓ હું એક પ્રસ્તાવ કરૂંછું તે પ્રમાણે રૂપિયા લઇને મારો છૂટકારો કરો. તમારી સાથે હમેશાં આ પ્રમાણે રખડયા કરવું, એ અનુચિત છે. આમ કરવાથી કદાચિત્ મારી કીર્ત્તિ પર કલંક લાગવાનો સંભવ છે. આથી મને આ કાર્ય બિલકુલ પસંદ નથી. "

" હું રૂપિયાને ચ્હાતો નથી. હવે મારી એવી ઈચ્છા છે કે, સર્વ પ્રાચીન વાતોને વિસરી જઇને ગૃહસ્થની માફક જીવન વ્યતીત કરવું. એટલા માટેજ મેં ફ્રાન્સ દેશનો ત્યાગ કરીને અંગ્રેજોનું આધિપત્ય સ્વીકાર્યું છે.' મૅકેયરે કહ્યું.

ગાર્ડનને કહ્યું કે;—" રોબર્ટ મૅકેયર ! પૂર્ણ વિચાર કરી જૂઓ અને પછી બોલો. તમે જે વિચાર દઢ કરી રાખ્યો છે, તેમાં રૂપિયાની પણ આવશ્યક્તા તો પડવાનીજ. રૂપિયા સિવાય ગૃહસ્થાશ્રમ કદી પણ નભી શકતો નથી, આ વાત ચોક્કસ યાદ રાખજો. હું તમને જેટલી જોઇશે તેટલી સહાયતા આપી શકીશ, પરંતુ હેલનને તમારા હાથમાં કદીપણ અર્પણ કરી શકીશ નહિ. એવો મારો દઢ નિશ્ચય છે."

મૅકેયરે કહ્યું કે;-" મિ. ગાર્ડન તમારૂં સ્પષ્ટ ઉત્તર સાંભળીને હું પ્રસન્ન થયો છું, પરંતુ તે સાથે એટલું પણ યાદ રાખજો કે, "હું ફ્રાન્સદેશનો પ્રસિદ્ધ લૂટારો રોબર્ટ મૅકેયર છું. "

" આમ કહીને તે ક્રોધના આવેશમાં આવીને ઉભો થયો. ગાર્ડને સહજ ભય પામીને પુનઃ કહ્યું કે, " વારૂ, તમે સાઠ હજાર

# મહાભારત.



સૂત્રધાર— ૧

પ્રથમ ઓમ કરો ઉચ્ચાર,
જો હૈ આનંદ રૂપ સતચીત નીત નિરંકાર—પ્રથમ૦
રૂપ કોઉ લેત નાહિં અલગરેહત સુત્રધાર—પ્રથમ૦
પરદેશ પરખ લેત સબકિ આધિન હે સબ,
ગીન ગીનકર નીસ દીનકર,
કારોબાર કર દેખભાલ કર—પ્રથમ૦

૨

કૈસે કૈસે હુવે બીર ભારતમેં, જીનહોંને આન બાનપર,
જીનહોને એક જબાન પર તજા શરીર—કૈસે કૈસે૦
કેહદી જો બાત હ હમકે વો સાથ હૈં,
ચાહે જમાના હો જાય બેગાના;

રૂપીઆ લઇને, તમારા મનનું સમાધાન કરો. એ રૂપીઆ આપવાને હું અત્યારેજ તત્પર છું, માટે તમે સંતુષ્ઠ ચિત્તે મારી આ વાતની મીમાંસા કરી દ્યો."

"મૅકેયરે કહ્યું કે;–" "જ્યારે મેં તમારી કને રૂપીઆ સાઠ હજાર માગ્યા હતા, તે દિવસે તે મને આપ્યા હોત, તો ઘણાજ ખપ લાગી જાત, કારણકે, તાતિયાટોપી આજે આઠ દિવસ થયાં કાનપુરથી કયાંક ચાલ્યા ગયા છે. મેં તેમની સાથે જે સલાહ કરી હતી, તેથી તેઓ અસંતુષ્ઠ થયા હતા. થોડા દિવસ પછી નાના-સાહેબનું પત્ર લઇને તેઓ મારી પાસે આવશે, માટે ત્યારે જે કાંઇ વિચાર કરવો હશે, તે કરીશું, પણ હું, તમે મારી પ્રથમ યાચનાનો સ્વીકાર તો નહિજ કરોને ?"

"ગાડન :–" હા, નહિજ કરૂં, મારાથી તે યાચનાનો સ્વીકાર પ્રાણાન્તે પણ કરી શકાશે નહિ—મારા શરીરનો નાશ થશે તો પણ મારાથી તેમ બની શકશે નહિ."

મૅકેયર પોતાના કોટનો કૉલર ઉંચો કરીને બોલ્યો કે;– "ઠીક છે, બધુંયે પછીથી જોયું જાશે. હું હમણાં જાઉંછું. ભવિષ્યમાં મળીશ, વારૂ, આપની બીજી એક સલાહ લેવાની કે, જો તાતીયાટોપી અને નાનાસાહેબ મારા પ્રસ્તાવમાં સામેલ થશે તો તમે અમારા સહકારી બનશો કે નહિ? આ વાત અત્યારેજ હું તમારા મુખમાંથી જાણવા માગું છું."

ગાર્ડને કહ્યું કે,–"કદાચિત્ ગુપ્ત રીતે હું તમને બનતી સહાયતા કરી કરી શકીશ, પરન્તુ પ્રકટ રીતે તો હું કાંઇપણ કરી શકીશ નહિ.

"મિ. ગાર્ડન! તમારી વાત સાંભળીને હું પ્રસન્ન થાઉંછું. અત્યારે રાત્રિ વિશેષ વીતી ગઈ છે, માટે મારે સત્વર જવું જોઇએ. સેનાનો નિયમ તો આપ જાણોજ છો કે, નવ વાગ્યા પહેલાં પ્રત્યેક સૈનિકે કિલ્લામાં પહોંચી જવુંજ જોઇએ. વારંવાર મોડા જવાથી મારે ઑફિસર અધિકારીઓનો ઠપકો સાંભળવો પડે છે, માટે હું હવે રજા લઉં છું."

"આમ કહીને તે ચાલ્યો ગયો. થોડી વાર પછી ગાર્ડન પણ ત્યાંથી ચાલ્યો ગયો. હું પણ તેમની પાછળ ગયો. બાગમાંથી નીકળીને

લાખં બીપત આન પડે તો ભી રખને થે ધીર ભારતમેં—
ભારત નવાસી કો સંપતથી હાસી,
ગઈ વો લડાઈ ભીડાઇમેં તમામ;
હુવે સબ ધર્મ રહત કર્મ રહત શર્મ રહત,
સારી વિભુધી હુઈ આખીર હાં—કૈસે કૈસે૦

૩

આલી છાઇ આજ જગ ખુશહાલી,
ઉમંડ કર ઘુમંડ આઇ ઘટા પીતબરન લીએ—આલી૦
ઉત્તસોકે છબ નીયારી સબકે હૈં નનેન લગે,
પક્ષીન કે સબ જોડે શુભ આશીશ દેને લગે;
મનોહર હૈ સો રંગ સુમન વીમન હરત હે હરયાલી—આલી૦

૪

મસ્ત નહિં અંખીંયાં હમરી કછુ નેન નહિ હમરે મતવારે,
સુંદર સૂર સિપાહી નહિં-નહિં કાજલસે હથયાર સંવારે-
મસ્ત નહિં—
ચંચલ્યા ચિત ચોર નહિં મૃઘ લાલકો નાહી લજાવન હારે,
યે ગુન હૈં ઇન નયનનમેં ફિર શામ બને ન ગુલામ તિહારે
હાં.........................મસ્ત નહિ૦

સીધી સડકે ચાલવા લાગ્યો. મેં ઘડીયાળ કાઢીને જોયું તો તે સમયે બરાબર સાડા આઠ વાગી ચૂકયા હતા.

"કેટલેક દૂર ગયા પછી ગાર્ડને એક ગાડી ભાડે કરી અને પછી કોચવાનને પોતાના ઘરનું ઠેકાણું આપીને તે ગાડીપર ચડી બેઠો. મારાથી તેના ઘરનું શીરનામું સાંભળી શકાયું નહિ. આથી લાચાર થઇને મેં પણ એક ગાડી ભાડે કરીને ગાડીવાનને ગાર્ડનની ગાડી પાછળ ચાલવાની આજ્ઞા આપી. આ વખતે મેં મારા ગાડીવાનને જણાવી દીધું કે, જ્યાં આગળ એ ( ગાર્ડનની ) ગાડી ઉભી રહે ત્યાંથી થોડેક દૂર આ ગાડીને ઉભી રાખજે. હું તને તેના બદલામાં સારૂં ઇનામ આપીશ. કોચવાને " જી, હજુર. " કહીને ઉતાવળથી ગાડી દોડાવી મૂકી.

" અડધા કલાકનો માર્ગ કાપ્યા પછી ગાડી એક સ્થળે ઉભી રહી. મેં ગાડીમાંથી મ્હોં બહાર કાઢીને જોયું તો, સ્હામે એક મોટું મકાન અને બગીચો દેખાયાં. ગાર્ડનની ગાડી તે મકાન આગળ ઉભી રહી અને ગાર્ડન ગાડીમાંથી ઉતરીને અંદર ચાલ્યો ગયો. હું સમજી ગયો કે, આ મકાન ગાર્ડન સાહેબનુંજ હોવું જોઇએ.

" આ વખતે મને એવી ઇચ્છા થઈ કે, ગાર્ડનને મળીને મૅકેયરના સઘળા પ્રપંચો અને કાવત્રાંઓ જાણી લઉં; પરંતુ વળી એવો સંદેહ થવા લાગ્યો કે, કદાચિત્ તે અસમ્મત થશે તો મારો સર્વ પરિશ્રમ વૃથા જશે. આમ ધારીને મેં મારા ઘર તરફ પ્રયાણ કર્યું. મને આશ્ચર્ય થવા લાગ્યું કે, મૅકેયરની વાતોથી ગાર્ડન સાહેબનું ચિત્ત અત્યંત ચંચળ થવા છતાં, પણ તેઓ મૅકેયરની વિરૂદ્ધ શા માટે નથી થતા ? આ પ્રમાણે વિચાર કરતો કરતો હું ઘર તરફ ચાલવા લાગ્યો. ચાલતી વેળાએ ગાર્ડનના ઘરનો નંબર તથા સ્થળ આદિ સર્વ લખી લીધું. પુનઃ કાંઇક વિચાર આવવાથી મારા ગાડીવાનને ઉભા રહેવાનો ઈશારો કરીને હું ગાર્ડનના મકાનનું બરાબર નિરીક્ષણ કરવા લાગ્યો. તેનું મકાન ધનાઢય મનુષ્યના ગૃહની પેઠે સારી રીતે સુસજ્જિત કરેલું હતું. તેની સ્હામેના બગીચામાં જળયંત્રો ( ફુવારા ) છૂટી રહ્યા હતા અને ઉદ્યાનમાં ચારે બાજૂએ પૂર્ણ પ્રકાશયુકત રોશની પ્રકટી રહી હતી. મકાનમાં પણ પૂર્ણ પ્રકાશ દેખાતો હતો. ઉપરના બીજા માળમાંથી કોઈક સુકુમાર સુન્દરીના કોકિલવત્ કંઠમિશ્રિત ગાયન અને પિયાનાનો મુધર

૫

દુધ સમાન અમોલ કપોલ તો હુંસ સમાન હૈં,
નંદ દુલ્લારે..........કાહે ન હુંસ નિવાસ કરે,
નીસબ હાસન તીર સમંદર કીયા...........રે
શામભએ ઘનશામ પધારત આપકે મંદર જાત સકારે
લાખ કહે ઉઠના ઉઠના ઉઠને કબ દેત હૈં નૈન તેહા....રે
દુધ સમાન—

૬

કોઇ પ્રીતકી રીત બતા દો નઇ કરકે જતન અનેક મયેં હાર ગઈ,
છલ છંદ હૈ છેલકી નસ નસમેં નીત ખાતહૈં મોરી ઝુટી કસમેં.
મન ડાલકે સો તનકે બસમેં શુધ સામને મોરી બીસાર દઈ,
તજ માન ગુમાન વો આન મીલે—કોઇ પ્રીતકી રીત૦
આેહુતાન હૈં યે ઈન્કી બત્યાં રસ રંગમેં કાટત હૈં રતયાં
નીત શામ લગાવન હૈં છત્યાં યુંહી રાતબતાવત કટ હી ગઈ,
સચ બાત હૈં જોગિલા મૈં કરૂં—કોઈ પ્રીતકી રીત૦
જો ચાહોકે પ્રીતમ હો અપના પતી નામકી માલા સદા જપના,
નહિં આનકા દેખો કભી સપના તબ જાનો યે દેહ પવિત્ર ભઈ,

ધ્વનિ નીકળી રહ્યો હતો. વચ્ચે વચ્ચે તબલચીના શબ્દો પણ કર્ણગોચર થતા હતા. આ વખતે આ મકાન મને કોઇક વૈભવ-વિભૂષિત અને મહાન સંપત્તિશાળી રાજાના મહાલય જેવું લાગતું હતું. ઇન્દ્રભુવનની અપ્સરાના જેવાં ચિત્તાકર્ષક મૃદુ નાદનાં ગાયનો પણ મારા ક્લાંત મસ્તિષ્કને પોતાના તરફ આકર્ષીને વિશ્રાન્તિ લેવાનો આગ્રહ કરી રહ્યાં હતાં. ઉદ્યાનમાંના વિવિધ પ્રકારનાં, ગુલાબ, ચમ્પો, ચમેલી, કેવડો, ડોલર, જાઇ, જૂઇ, આદિનાં પુષ્પો પણ અધિક સૌરભ વિસ્તારીને ઉક્ત ગાયનની મધુરતામાં સુગન્ધિનો પ્રસાર કરી રહ્યાં હતાં. દાસ–દાસીઓના અવાજ પણ વચ્ચે વચ્ચે સંભળાતા હતા. આ પ્રમાણે વિલાસવૈભવ અને મકાનની મનો-હરતા, ઉદ્યાનની સુશોભિતા આદિ દશ્યો જોઇને મને જણાયું કે, ગાર્ડન એ કાંઇ જેવો તેવો મનુષ્ય નથી, પરંતુ અતુલ સંપત્તિનો ઉત્તરાધિકારી અથવા તો મહા ધનાઢ્ય પુરુષ છે.

"મૅકેયર પોતાની કોઇક દુષ્ટ વાસનાને પરિતૃપ્ત કરવા માટે-કુકાર્ય સિદ્ધિ–પ્રાપ્ત કરવા માટે બિચારા કપટહીન, સરલ ગાર્ડનને તેનો કોઈ ગુપ્ત ભેદ ઉઘાડો પાડી આપવાનો ભય બતાવીને અથવા તેને દબાવી દઇને પોતાના કોઇ કાર્ય સાધનની પ્રબળ વાસના પૂર્ણ કરવા ઇચ્છે છે." આ પ્રમાણે અનેકાનેક વિચારો કરી રહ્યા પછી હું આજે અન્ય કાંઈ પણ કાર્ય કર્યા વગર, તે મકાનનો નંબર લખીને મારે ઘેર ચાલ્યો આવ્યો.

હું જ્યારે મારા મકાનપર આવ્યો ત્યારે રાત્રિના નવ વાગી ગયા હતા. મારા સહચરો મારે માટે અત્યંત ચિન્તાતુર અને વ્યા-કુળ બની ગયા હતા. તેઓએ ધાર્યું હતું કે હું આજે કોઇ વિપ-દમાં પડેલો હોવો જોઇએ, કારણ કે, હજી હું પ્રથમ પહેલાંજ કાનપૂરમાં આવ્યો હતો તેથી તેઓને એવો સંદેહ થાય તો તે સર્વથા સ્વાભાવિકજ છે। મારા ગયા પછી તેમનાં ચિત્ત શાન્ત થયાં મેં તેમને મારો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો અને પછી બે સહ-ચરોને કાલે વિઠૂરથી નાના સાહેબનો પતો મેળવી લાવવાની આજ્ઞા કરી અને તે સાથે તેમને જણાવી દીધું કે, અશ્વમેધ ઘાટ પર આપણને જે સંન્યાસી મળ્યા હતા તેઓ ઘણું કરીને તાતિયા ટોપીજ હતા. તાતિયા એ નાના સાહેબનો એક મુખ્ય સહચર અને વિદ્રોહીઓનો પ્રધાન નેતા છે. માટે જો સર્વથી પ્રથમ નાના

ઈસી મોહની મંત્રકા જાપ કરો—કોઇ પ્રીતકી રીત૦
નહિં લાભ સમે કુસમેસે કભી ઢંગ આત નહીં ઈન્કી ભયસે કભી
સરબાહ પેડાલકે ઐસે કભી ન નીગાહ નીગાહોમે ડાલ દઈ
મુખ ચુમનરી નાહિ ચાટ ચખી–કોઈ પીત કી રીત
ભલા છોડકે મીસરી ભલીસે ભલી કભી ખાયગા કયા કોઈ
બીસકી ડલી
યે હૈં કામલતા સો રંગકી કલી મૈં કટી લીહુ
કંથકી સુલ મઇ મોહે કાહે લગાએંગે શામ ગલે કોઈ પીતકી રીત
જાકી પતી પ્રીત સો રીત ઘની વોહી (સાજ નકી) હૈં
ખરી સજની ઉસીકા દીન હૈં ઉસી કીરતની
જીન જાન બલમ વાપે વાર દઇ વોહી ભાગવતી હૈં
સુહાગ વતી–કોઇ પ્રીતકી રીત

૭

સુખમેં સબ આન ગુજારસકે દુખ એક ઘડી જબ પાવત હૈ
અકુલાવતહૈં ઘબરાવત હૈં પલકો ફીર કલ્પ બતાવત હૈં–સુખમે
મન પ્રીતને જીત લીયો જીન્કા અન રીત કે ગીત વો ગાવત હૈં
કુછ પ્રેમકે જોશમેં હોશ નહિં બસ ઓરકે દોશ લગાવત
હૈં—સુખમે સબ

સાહેબ અને તાતિયાટોપીને પકડી પાડવામાં આવશે તો, આ વિષવૃક્ષ મૂળસહિત નષ્ટ થઇ જશે અને તેથી કોઇ પણ પ્રકારના રાજદ્રોહની આશંકા રહેશે નહિ.

તેમની સાથે મૅકેયર નામનો એક પુરાણો ફ્રેન્ચ લૂટારો પણ સામેલ છે. તે અત્યંત ચતુર અને વિષમ સાહસિક પુરુષ છે. આ પ્રમાણે સર્વ વિષયોનું સ્પષ્ટિકરણ મારા સહચરોને સમજાવી દીધું. જો કે મૅકેયર સાથે મારાં માણસોની મુલાકાત થવાનો સંભવ નહોતો, છતાં પણ મેં તેની આકૃતિ, શરીરનું બંધારણ, વાતચીત કરવાની પદ્ધતિ અને વાતવાતમાં 'સેન્ટમેરી'નું સ્મરણ આદિ સર્વ નિશાનો મારા મિત્રોને બતાવી આપ્યાં અને તે ઉપરાંત તેમને જણાવ્યું કે, કદાચિત્ માર્ગમાં અથવા તો અન્ય કોઇ પણ સ્થળે તેવો પુરુષ મળે તો તમે તેના વર્ત્તન અને રીતભાત તરફ પૂર્ણ લક્ષ્ય રાખજો અને તમારા બેમાંથી એક જણ અહિં આવીને મને તેની ખબર આપજો." આમ કહીને હું મારા શયનગૃહમાં ચાલ્યો ગયો.

"પહેલેજ દિવસે ઇશ્વરની અતુલનીય કૃપાથી હું આ પ્રમાણે કૃતકાર્ય થઇશ, એવી મને સ્વપ્નમાં પણ આશા નહોતી. લૉર્ડ કેનિંગે નાના સાહેબને વિદ્રોહી ધારીને મને તેના ઉપરજ દૃષ્ટિ રાખવાની આજ્ઞા આપી હતી, પરંતુ તેમણે તાતિયા અને મૅકેયરનું તો નામજ કદાપિ સાંભળ્યું નહિ હોય, એમ જણાય છે. અદ્યાપિ કોઇ પણ મનુષ્ય જાણી શકયું નહોતું કે, તાતિયાટોપી પણ વિદ્રોહી થયો છે. મને પણ આજેજ મૅકેયરની ગુપ્ત વાર્તાદ્વારા તેનો પત્તો મળી શકયો. આથી મારી મહત્વાકાંક્ષા વૃદ્ધિંગત થવા લાગી. મેં ગવર્નમેન્ટની પાસે તાતિયા ટોપીના સમાચાર મોકલવાનો નિશ્ચય કર્યો. આમ કરવાથી મારી પ્રતિષ્ઠાની અધિક પ્રશંસા થાય તેમ હતું. એમાં જરા પણ સંદેહ નહોતો. આ પ્રમાણે મારી નાના પ્રકારની આશાલતાનાં પુષ્પ મારા નયનો સન્મુખ પ્રફુલ્લિત થઈને નૃત્ય કરવા લાગ્યાં. હું પણ તેની મોહિની શકિતથી આકર્ષિત થઇને છેવટે નિદ્રાવશ થયો.

"બીજે દિવસે પ્રભાતમાંજ કાનપૂરના જાસૂસ-વિભાગમાં જેટલા અધિકારીઓ હતા, તેઓ બધા મને મળવા માટે આવ્યા. હું જાસૂસ વિભાગનો કમીશ્નર થઇને અત્રે આવ્યો છું, એ વાત

૮

વાહજી યે બતીયાં તે હારી યે બતીયાં. બિહારી
દોનો કામન સમઝાના પુરે નટ ખટ હો કાના ઐસી હોશયારી
યે બતીયાં તે હારી
માનોજી મોરી માનો માનોજી ગોરી માનો બાતેં યે કોરી માનો
દોનોકી દોનો ભોલી હૈં જાહેર બાતેં અનમોલી હૈં
લેકીન આનંદ સે પોલી હૈં જાયે બલહારી યે બત્યાં તે હારી

૯

સુખસે નીવાસ કરો જગમેં કરો ચૈન અમન તુમ કષ્ટ
રહે સદા તુમસે કીનારે
અચલ રહો અપને મનમેં કરો ચેન અમન તુમ સુખસે નીવાસ
શ્રી કૃષ્ન હરી ભગવાન હો બલવાન શોભા માન
ગુલ ગ્યાન બડે ધનધાન પાવો માન ન હો કુછ હાન
પરણામ પરણામ (૮)—શ્રી કૃષ્ન હરી—

૧૦

તોરી ઇતની ચુંદરીયાને મન બસ કીનો મોરી બાંધ કે
ઉંગરી મોહે બાંધ લીનો
તોરી ઇતની ચુંદરીયા ગીનતી કે હૈં યે નવ દસ ધાગે ભાગબડે

તેઓને વિદિત હતી. આજે મેં તેમની સાથે જે વાર્તાલાપ કર્યો હતો તે સર્વ અંગ્રેજી-ભાષામાં અને યુરોપિયન પોશાક પહેરીનેજ કર્યો હતો. મને તે લોકોએ યુરોપિયનજ ધારી લીધો હોય, એમ તેમની વાતચીતપરથી મને જણાયું હતું. તેમના બધાના ગયા પછી હું કિલ્લામાં જનરલ હે ને મળવા માટે ગયો. ત્યાં જઇને મેં તેમને ગાર્ડન અને મૅકેયર વચ્ચે થયેલી બધી વાતચીત કહી સંભળાવી. તે ઉપરાંત બીજા કેટલાક ભેદો પણ તેમને વિદિત કર્યા. તાતિયા ટોપીનું નામ સાંભળીને તેઓ પણ ઘણાજ વિસ્મિત થયા.

તેમણે કહ્યું કે; "મેં હજી સુધી તે પુરુષનું નામ પણ સાંભળ્યું નથી."

"ત્યાર પછી તેમની સાથે કેટલીક વાર સુધી વાર્તાલાપ કરીને હું મારા ઘર તરફ ચાલ્યો આવ્યો. મેં તેજ દિવસે ભારતના વૉયસરોય અથવા ગવરનર જનરલ લૉર્ડ કૅનિંગને પણ એક પત્ર દ્વારા આ સર્વ સમાચાર લખી જણાવ્યા. તે પત્રમાં મેં ગાર્ડનના સંબંધમાં કાંઇ પણ લખ્યું નહોતું.

"મેં મારા મનમાંજ નિશ્ચય કર્યો કે; "ગાર્ડન બિલ્કુલ નિરપરાધી છે. કારણ કે, તે મૅકેયરના દબાણથી તેને સહાયતા કરવા માટે તત્પર થયેલ છે. માટે તે દોષિત ઠરતો નથી. પ્રથમથીજ તેમને સાવધાન કરીને મૅકેયરની વિરૂદ્ધ ઉપસ્થિત કરાવવાથી વિશેષ લાભ મળવાનો સંભવ છે. તેથી તેને મેં મારે હસ્તક કરી લેવાનો વિચાર કરીને તેના દોષ અથવા અપરાધ અન્ય કોઇની આગળ પ્રકાશિત ન થવા દેતાં મારા હૃદયમાંજ છુપાવી રાખ્યા.

તે દિવસે સાંજે મેં ગાર્ડન સાહેબના મકાનપર જવાનો નિશ્ચય કર્યો. આ સમયે મેં યુરોપિયન પોશાકનો પરિત્યાગ કરીને પંજાબી વસ્ત્રો ધારણ કર્યાં. મારા ઉજ્જવલ મુખપર એક જાતનો રંગ લગાવીને તેને કાળું પાડી દીધું અને મસ્તક પર સાફો બાંધીને હું તેમના ઘર તરફ જવા માટે બહાર નીકળ્યો.

"ગાર્ડનના મકાન પર પહોંચતાં લગભગ મને અધોર્ક કલાક લાગ્યો. દરવાજા પર ગયા પછી દરવાને આવીને મારૂં નામ, ઠામ, પત્તો તથા સાહેબને મળવાનું કારણ આદિ અનેક પ્રશ્નો પૂછી લીધા. મેં મારૂં સાચું નામ, ઠામ તથા આવવાનો ઉદ્દેશ છુપાવીને બીજુંજ બનાવટી નામ તથા ઠેકાણું બતાવી આપ્યું. અને ગાર્ડનને

જો ઘાવ પર લાગે મખ.મલ અતલસભી કુછ નહિ ઈન્કે આગે
તોરી ઇતની ચુંદરીયા અમલ કમલ લાગ ભાગ જાગે હાંહાંહાંહાં
ઇનકે સબસે રેહત ખુશ નસીબ તાગે હાં હાં હાં હાં
સબ હૈ ગોવરધન ઘરસકી અબ કટકર ખુનભરી
દેખો સખી ખેલ કરત મોહનકી ઉંગલી
તનમન કુરબાન કરૂં નંદલાલ હાં હાં હાં હાં
સચ હૈ અમલ કમલ—

૧૧

મંડપ હે રચો અદભુદ છબ અતી વીસાર
તોર નકી કૃબન દેવત મન મોહે—
મંડપ હે રચો—જમ સુરપર ઇંદ્રિ લોક પાવત હૈ
અશોક દ્વાર દ્વાર પર માલાયે લટકાયે
મંડપ-રચો—હીલ મીલકર બલખાતી હૈં મનમે ઇઠલાતી હ
આજ જીયા ઉમંગ ભરા હૈ સબકો—સબકો મંડપ આજ

૧૨

કૃષ્ન મોરારી બ્રીજ બીહારી આપ કહાં હૈં નાથ નાથ
કાનોમેં કુંડલ ગલે મૃગ છાલા બંસી બજાઓરે—કૃષ્ન મોરારી
આવોજી આવો કયું તરસાવો બંદતી બચાવોરે પ્રભુ નાથ
પ્રભુ નાથ પ્રભુ ના............થ કૃષ્ન નાથ



દરવાન દ્વારા કહેવડાવ્યું કે, કેટલાંક અગત્યનાં કાર્યો માટે હું આપને મળવા ઇચ્છું છું.

" મારી સઘળા વાતચીત અને સંદેશે શાન્ત રીતે સાંભળી રહ્યા પછી, દરવાન મિ. ગાર્ડનને મારા સમાચાર આપવા માટે અંદર ચાલ્યો ગયો. હું આ સમયે મૅકેયરના સંબંધમાં ગાર્ડન પાસે શી શી વાતો કરવી એનો વિચાર કરવા લાગ્યો તે સાથે મેં એવો પણ નિશ્ચય કરી રાખ્યો કે, કદાચિત્ આજે દુર્ભાગ્યવશાત્ ગાર્ડન સાહેબને તેના વિષયમાં કોઇ પણ વાત ન કહી શકાય, તો પછી આવતી કાલે આવીને પણ તેમની આગળ મૅકેયરનો બધો ભંડો અવશ્ય ફોડીજ દેવો. "

" કેટલીક વાર પછી દ્વારપાળ મારી પાસે આવીને મને અંદર લઇ ગયો. મકાનના બાહ્ય વિભાગનું નિરીક્ષણ કરતાંજ જણાઇ આવતું હતું કે, ગાર્ડન એક અત્યંત ધનાઢ્ય પુરુષ છે અથવા તો વર્ત્તમાન કાનપૂર નગરનો બીજો કુબેર છે. પરંતુ તે મહાલયના આંતર્વિભાગનું મેં સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કર્યું, ત્યારે મને એક પ્રકારના અલૌકિક આનંદનો પ્રત્યક્ષ અનુભવ થવા લાગ્યો. નાના પ્રકારના મૂલ્ય પદાર્થો અનુપમ પ્રકારનું મનોહર ફર્નીચર, મહાકવિ શેકસપિયર, ગેરીબાલ્ડિ, જોસફ મેઝિની, હર્બર્ટ સ્પેન્સર, મહાન કાર્લાઇલ, ફ્રાન્સ દેશની વીરબાળા જૉન ઑફ આર્ક, મહાકવિ બાયરન, આદિ મહાન પુરુષોના સુન્દર અને રમણીય ચિત્રો; ઇલિઝાબાથ, નેપોલિયન બોના-પાર્ટ, સામ્રાજ્ઞી વિકટોરિયા, તેમજ તેવા અનેકાનેક વિખ્યાત યુરોપ-વાસી મહાન પુરુષોની માર્બલ પ્રતિમાઓ બનાવરાવીને મિ. ગાર્ડને પોતાના મહાલયની શોભામાં અત્યંત વૃદ્ધિ કરી હતી મહાલયને સુસજ્જિત તથા શોભાયમાન કરવાના કાર્યમાં મિ. ગાર્ડને લેશમાત્ર પણ સંકોચ નહિ કર્યો હોય, એનો અનુભવ મહાલયની મનોહર સુસજ્જિતતાજ કરાવી આપતી હતી.

દ્વારપાળે મને જે ઓરડામાં બેસવાની સૂચના કરી હતી, તે ઓરડાના મધ્યભાગમાં સંગેમરમરનું એક વિશાળ અને સુન્દર ટેબલ રાખવામાં આવ્યું હતું. અને તેની ચારે બાજૂએ બહુમૂલ્ય કુર્શીઓ ગોઠવી રાખવામાં આવી હતી, તેમાંની એક કુર્શી પર એક સાહેબ બેઠા હતા. હું તેમની આકૃતિ પરથી ઓળખી ગયો કે, તેઓજ મિ. ગાર્ડન છે. આ વખતે ગાર્ડનનું વય પ્રાયઃ પચાસેક વર્ષનું હશે,

# ડ્રોપ ૨ જો.

૧૩

જંગ પેહમ બેદરંગ જાએં સીના કરકે તંગ
ચલતે હૈં કદમ કદમ જમ-જમ કે હમ બહમ-જંગી જવાન હૈં
પહેલવાન ચલકે કરે દુશમનકા કામ જંગ પેહમ—
તીરોંકી બારીશ બરસાવો તુમ યાર દુશમનકા કરદો તુમ સીના
ફિગાર તીર ચલાઓ ખુન બહાઓ રહમ ન ખાઓ લોટ
કે આવો ફીર સરદાર જંગપે હમ
જંગીઓ તુમ ધાવો બહાદુરી દીખાવો મીલકે નામદાર
ધાવ ધાવ ધાવ સબ મીલ સરદાર ખીંચો તલવાર
લડ ભીડ કર ઉસપુર ફનસે સરકા ટેંગે મયેદાં પાટેંગે
સુઝી દુશમૂન કો હમ કાટેંગેહાં બસ આવો-જંગેપે હમ

૧૪

ધાવો જંગીઓ ધાવો મીલકે ધાવો શેર
કરો ન દૈર કેહદો જવાનોસે કર ડાલે બાનોસે સચે
નીશાનોસે લાશોંકા ઢેર-ધાવો જંગીઓ
કરો બહાદુરીકા ખ્યાલ ખેલો ન ચાલસે૦

તેમની સરલ મુખાકૃતિ, તેમના હૃદયના પવિત્ર મહત્વની સૂચના આપી રહી હતી, તેઓએ મને ત્યાં આગળ આવેલો જોઇને, પોતાની કુરસી પરથી ઉભા થઇને બીજી કુરસી પર બેસવા માટે મને અતિ આગ્રહ કર્યો. જ્યારે હું કુરસીપર બેઠો ત્યાર પછી તેમણે મને ઘણાજ નમ્રતાયુક્ત સ્વરથી પૂછ્યું કે,–" મહાશય! આપનું આગમન આ સ્થળે શા ઉદ્દેશથી થયું છે વારૂ? શું આપને મારા જેવું કાંઈ કામ-કાજ પડયું છે કે?"

" મેં પણ નમ્રતાથીજ ઉત્તર આપ્યું કે,–" અપરાધ ક્ષમા કરશો, શું આપનું નામજ મિ. ગાર્ડન છે કે? " મેં અંગ્રેજી ભાષા-માંજ વાર્ત્તાલાપનો આરંભ કર્યો.

" હાજી." ગાર્ડને કહ્યું.

મેં કહ્યું કે; " અમુક એક માણસે મને આપની પાસે મોકલ્યો છે, તેણે આપને એક વાત કહેવરાવી છે, પરંતુ તે અત્યંત ગુપ્ત રાખવા યોગ્ય છે માટે આપ એક અનુચરને દ્વાર પાસે ઉભા રહે-વાની આજ્ઞા આપો, કે જેથી બીજી કોઈ વ્યકિત અંદર પ્રવેશ કરી શકે નહિ, હું સર્વ વાત આપને નિવેદન કરવાના ઉદ્દેશથીજ અત્રે આવ્યો છું.

" ગાર્ડને મારી યાચનાનો સ્વીકાર કર્યો, એટલે મેં તેમની આજ્ઞા લઈને ઓરડાના દ્વાર બંધ કર્યા.

પછીથી મેં મારી વાતના પ્રારંભમાં જણાવ્યું કે,–" ફ્રાન્સ દેશ નિવાસી મહાત્મા (મહા–તમા) મૅકેયરનું નામ તો આપે સાંભ-ળ્યુંજ હશે. હું તેમનો એક ઘણોજ જૂનો અને વિશ્વસ્ત (વિશ્વાસુ) મિત્ર છું, તેમણે મને આપની આગળથી કેટલીક બાબતોના ખુલાસા મેળવવા માટે મને અત્રે મોકલ્યો છે. જે બ્રહત્કાર્યમાં તેમણે હાથ નાખ્યો છે, તે કાર્યમાં વિશેષ વિશ્વાસુ મનુષ્યોની આવશ્યકતા છે, મેં સાંભળ્યું છે કે, આપે તેમને સારા પ્રણામમાં સહાયતા આપવાનું વચન આપેલું છે અને મેં પણ પ્રતિજ્ઞા કરી છે કે, મારા જીવન પર્યન્ત હું તેમને સહાયતા આપ્યાજ કરીશ, અને અત્યારે એટલા માટેજ હું આપની પાસે પણ કેટલીક સલાહ કરવા માટે આવ્યો છું."

"ગાર્ડને કહ્યું કે;– આપ મૅકેયરના વિશ્વાસુ મિત્ર છો, અને તેને સહાયતા આપવા ઈચ્છો છો, એ જોઇને મને ઘણોજ આનંદ

જીતોં કમાલસે સંજત તખ.ત જંગકે સંગ નીખંડકો અમરસમર
લેકે ધનુશ બાન હો સાવધાન બરસ પડના દીલસે
લડના દીપ દીલસે ઘેર ઘેર—ધોવો જંગી

૧૫

રખકુંક કુક કર પગ જગમે ડોળ ન જાએ તુઈ સમગમેં
પગ જગમે રખકુંક
પાંચ ઠગોંકા સાંથ છોડ દે ઇનકો અપના સમજ મત
જગમે નજર બચત હી ધન હર લેંગે
કપટ ભરા હય ઈનકી રગ રગમે, પગ જગમે રખકુંક કુકકર
ભુકે પ્યાસે સાધુ આએ ચપટી ચુનન દેંગે રામા તુળસીદાસ
ભજો ભગવાના ભાયોસે પાપી રાંડ લડત હય ઈસ જગમે
રખકુંક કુંક
સાંજ સકારે ફીરત હય મારે રામનામકો બીસારે મુરખ ગલીયોં
મેં ભક્તા હય બાવરે નાર પરાઈ તકત ફીરત હય
કળજુગમે રખપુંક કુંક

૧૬

ભગત કે બસમેં હય ભગવાન કપટ ભરા જીસને જાના
ઉસને ઘેરા બસમે હય ભગવાના કસાઇસા જો રૂક, સજના

થયો છે પરંતુ આપ અત્યારે તેમના તરફથી અત્રે આવ્યા છો, તેનું પ્રમાણ શું વારૂ ?"

"ગાર્ડનનો આવો ગંભીર પ્રશ્ન સાંભળીને હું ઘણુજ ગભરાટમાં આવી પડયો, મનમાંજ વિચારવા લાગ્યો કે, એનું ઉત્તર મારે શું આપવું ? એવામાં મને અચાનક, મૅકેયરના મુખમાંથી વારંવાર નીકળતા 'સેન્ટમેરી'ના નામનું સ્મરણ થઈ આવ્યું, તેથી મને જણાયું કે એજ તેનો સંકેત શબ્દ હશે, આમ વિચારીને મેં ગાર્ડનને કહ્યું કે;– "હાજી, આ પણ આપે ઠીક યાદ કર્યું. હું તો વિસરીજ ગયો હતો, આપ સંદેહ કરશોજ એમ ધારીને મને મૅકેયરે પ્રથમથીજ ચેતાવી દીધો હતો. તેમણે મને સંકેતની વાત જણાવી દીધી છે, પરંતુ હું તે અત્યાર સૂધી ભૂલીજ ગયો હતો. તે સંકેત શબ્દ 'સેન્ટમેરી'જ છે, ખરૂં કે નહિ વારૂ ?

"સેન્ટમેરીના નામનું ઉચ્ચારણ થતાંની સાથેજ ગાર્ડન મારા મુખ તરફ જોવા લાગ્યા અને પોતાની કુરસી પરથી ઉઠીને મારી સમીપમાં આવીને બેઠા,"

"ત્યાર પછી મેં જણાવ્યું કે;–' "હવે આપને કોઈ પણ પ્રકારનો સંદેહ આવે છે કે ? તમારો સંદેહ દૂર કરવા માટે તેઓ મને એક પત્ર આપવાના હતા,પરંતુ મેંજ મના કરીને કહ્યું કે;–"કદાચિત્ તેવું ગુપ્ત પત્ર ગુમ થઇ જાય અથવા તો બીજાના હાથમાં લાગી જાય તો તેથી આપણુને અધિક હાનિ થવાનો સર્વથા સંભવ રહે છે. આ વાત તેમને યોગ્ય લાગવાથી પત્ર ન આપતાં પોતાના સંકેત શબ્દ તરીકે 'સેન્ટમેરી' નું નામજ આપ્યું છે."

"ગાર્ડને જણાવ્યું કે;–" ભાઇ ! મારાથી અવિનય થયો હોય તો ક્ષમા કરશો આપના ઉપર સંદેહ કરીને હું અવશ્ય દોષનોજ ભોક્તા બન્યો છું, હવે મને આપના પર લેશ પણ સંદેહ રહેતો નથી, માટે આપ આપની ઇચ્છા ને ખુશીથી પ્રકટ કરો."

"હું અને ગાર્ડન પરસ્પર વાતચીત કરી રહ્યા હતા, એવામાં બહારથી આવીને કોઈ મનુષ્યે ગાર્ડનનું નામ લઇને બૂમ પાડી. તેનો સ્વર મને પરિચિત જણાયો, પરંતુ તે કોનો સ્વર છે એ હું નિશ્ચિત કરી શકયો નહિ. ગાર્ડન બહાર ચાલ્યો ગયો અને હું બેઠો બેઠો ભવિષ્યની વિપદમાંથી નિસ્તાર પામવાનો વિચાર કરવા લાગ્યો, મને શંકા થવા લાગી કે,– શું મારી વાત પર ગાર્ડનને સંદેહ થયો

ઉસી અધમકા પાયા બધના કયા ચલતા બનદા હુય ધનદા
નડર તુભી નડર તુભી નંદા નાદાન ભગત કે બસમે—

૧૭

ડગમગ ડોલે તોરી નઈયારે અગયાની સોચ સમજકર
કાર કરો તુમ પ્રીર ન પડે પછતાના દુર્યોધન ફીર ન પડે પછતાન
પછતાનારે અપમાની ડગમગ ડોલે તોરી નઈયા.

૧૮

આએ સુમરસે નાહી પ્રાન ધની કયસે ઉપાય રંડમડ પળત
ધરતી યે હાય સુમરસે નાઈ–લાખો ચુદ્ધા અબતક કટ ગએ
બાકી રહે અબ તો પ્રાન,
હમરે કયસી આન બની આએ સુમરસે નાહી પ્રાન ધની.

૧૯

ચીંતાકો તજકે બચન સમજકે ધીર ધરો........ચીંતાકો૦
બીપતાકો ટારૂં, કાજ સવારૂં ભગતકો અપને નાહી બીસારૂં,
ધીર ધરો...........ચીંતાકો૦

હશે, પરંતુ તે સંદેહના કાંઇ પણ ચિન્હ મને જણાયાં નહોતાં. ત્યારે શું તેમણે મૅકેયર પાસે માણસ મોકલીને મારો તપાસ કરાવવાની યુક્તિ રચી હશે? પરંતુ તે વિષયમાં પણ હું કાંઈ સ્થિર કરી શકયો નહિ, જેમ જેમ સમય વીતવા લાગ્યો, તેમ તેમ મારૂં ચિત્ત અ-સ્થિર થવા લાગ્યું. મેં પુનઃ વિચાર્યું કે, હવે માત્ર પાંચ મિનિટ રાહ જોઇને પછી હું મારે ઘેર ચાલ્યો જઉં. આ નિશ્ચય કર્યા પછી પણ ઘણી વાર સૂધી હું બેસી રહ્યો, પરંતુ કોઇ પણ આવ્યું નહિ. ત્યાર પછી દસબાર મિનિટ રાહ જોઇને, હું દરવાજો ઉઘાડીને બહાર નીકળ્યો. હજી મેં એક પગલું પણ આગળ ભર્યું નહોતું, એવામાં એક અનુચરે સમીપના મકાનમાંથી બહાર આવીને મને એક કાગળનો કકડો આપીને કહ્યુંકે,—"ગાર્ડન સાહેબ આ બગીચાના એક એકાંતસ્થાનમાં આપની રાહ જોઇ રહ્યા છે, માટે કૃપા કરીને સત્વર મારી સાથે ચાલો. આ પત્ર તેમણેજ આપના પર મોક-લાવ્યું છે."

"હું ત્વરિત ગતિથી ઓરડામાં ચાલ્યો ગયો અને દીપકના પ્રકાશ પાસે જઇને પત્ર વાંચવા લાગ્યો. તેમાં લખ્યું હતું કે;— "

" પ્રિય ભાઈ !

" જે વિષયમાં આપ મારી સાથે પરામર્શ કરી રહ્યા છો, તે અત્યંત ગોપનીય (ગુપ્ત રાખવા યોગ્ય) છે, એ તો આપ અવશ્ય જાણુતાજ હશો. માટે જે ઓરડામાં આપણે વાતો કરીએ છીએ, તે ઓરડો આવી ગુપ્ત વાતો કરવા યોગ્ય નથી. મારા આ બાગમાં, તે ઓરડાના કરતાં પણ અધિક એકાંતમાં એક નિરાળું સ્થા છે, ત્યાં હું આપની રાહ જોઇ રહ્યો છું, માટે આ પત્ર લાવનાર મનુષ્યની સાથે સત્વર અત્રે આવો. વિલમ્બ કરશો નહિ.

" તમારો–વિશ્વાસુ મિત્ર

મિ. ગાર્ડન. "

" પત્ર વાંચ્યા પછી મારા ચિત્તમાં ચિન્તાનું દારૂણ દુઃખ થવા લાગ્યું. હૃદયમાં કોઇ પણ પ્રકારનું સંકટ આવવાની આશંકા થવા લાગી. મેં ધાર્યું કે; જો આ ઓરડામાં બેસીને ગાર્ડનને વાતો કરવાનું અનુચિત લાગતું હોય, તો તે પ્રથમથીજ મને અહિં બેસાડીને ગુપ્ત વાતો કેમ કરે અને વળી આ માણસના આવ્યા પછીજ તેઓ મને ત્યાં જવાનો આગ્રહ પણ શા સારૂ કરે? તેમની

૨૦

## દોહા

સાંસ સાંસસે કીશ્ન જપો કોઈ બે અરથ સાંસ મત જાઓ,
ના જાને વો કોનસા સાંસ આખરી રેહ જાય.
જીસને સ્વામીકા કહેના નમાના ઉસને નરકમેં કીયા ઠીકાના
જલથલ મરના દુખ ભરના જીસને સ્વામીકા કેહના નમાના.
કહીં રામમેં રામ સમાયા કહીં મુરલીવાળા બન આયા,
જાઉં ઉસકી સરના સીસ ધરના જીસને સ્વામીકા કહેના નમાના.

૨૧

ભલા હોગા ગરીબોપે રાખો દયા,
અરે જારે કમીને મુંવે બેહયા, ભલા હોગા—
સમઝાઉં અભી પીટવાઉં અભી કરો કરો તુમજો મન ચાહે,
કેસી કેસી ઠીથાઈ દીખાઇ મુઝે અરે ઢેર નહીં લાજ આઇતુઝે,
હુઇ હય ખતા—લો ઝુતે ગીન ગીનકર મારો ભલા હોગા.

૨૨

અજબ હેરાન હું ભગવાન તુમેં કયું કર રીઝાઉં મંય,
કોઈ વસ્તુ નહીં એસી જીસે સેવામેં લાઉંમૈ
અજબ હેરાન.

બુદ્ધિનો પ્રથમથી શું પ્રલય થઈ ગયો હતો કે, ભેજું ખશી ગયું હતું? અથવા તો કાંઈક કાવત્રાં રચવાની પેરવી કરવાના ઉદ્દેશથી મને અહિંથી દૂર કરવા માગે છે? આદિ કોઇ પણ વિષય મારાથી સમજી શકયો નહિ. આ સર્વ બાબતોનો અર્થ શું હશે? એમાં શું રહસ્ય સમાયલું હશે? આદિ અનેક સંકલ્પ–વિકલ્પથી મારૂં હૃદય વિચલિત થઇ ઊઠયું, અને મનમાં સંદેહ ઉત્પન્ન થવા લાગ્યો. મેં હવે બારોબાર ઘેર જવાનોજ નિશ્ચય કર્યો. કદાચિત્ તેમની પાસે જવાથી વિપદમાં સપડાઇ જવું પડે તે કરતાં ઘેર જવું એજ અધિક લાભદાયક છે. આ પ્રમાણે વિચાર કરતો હતો, એવામાં તરતજ મારો વિચાર બદલી ગયો કે, કર્તવ્ય–સાધનથી વિમુખ થઈને ષંઢની માફક રોદડાં રડતાં ઘેર જવું એતો કાપુરુષનુંજ કામ છે. ઘણે ખરે ઠેકાણે મેં આવાં ભયકંર વિપદજનક કાર્ય કરવામાં માત્ર પરમાત્મા પર વિશ્વાસ રાખીનેજ હસ્તાક્ષેપ કર્યો હતો અને તેમાં દયાળુ દેવની કૃપાથી કૃત-કાર્ય પણ થઈ શકયો હતો. જો કે, એવાં કઠિન કાર્યો કરવામાં મારે અધિક સમયનો તથા અંગ મહેનતનો ભોગ આપવો પડતો હતો. પરંતુ મહેનત, ખંત, ઉત્સાહ અને દ્રઢ નિશ્ચય વિના કદાપિ કોઇ વિજયી થઈ શકયું નથી. પોતાના દ્રઢ નિશ્ચયથી મહાવીર નેપોલિયને ફ્રાન્સ દેશનું વિસ્તૃત સામ્રાજય પ્રાપ્ત કર્યું, ઉત્સાહના આવેશમાં આવીને કૉલમ્બસે અમેરિકા જેવા અદ્‌ભુત દેશનો શોધ કર્યો મહારાજા શિવાજીએ ઔરંગઝેબ જેવા વિષમ સાહસિક અને પ્રબળ શત્રુને પોતાના ઉત્સાહથી અનેક વાર હંફાવ્યો અને વીરવર રાણા પ્રતાપ-સિંહે માત્ર પોતાની ટેકની ખાતર અરણ્યના અનેક આઘાતો સહીને છેવટે મોગલ સમ્રાટ્ અકબરને પણ લજ્જિત કર્યો તો પછી હું પણ મારા કર્ત્તવ્યથી શા માટે વિમુખ થાઉં? હું ક્ષત્રિય છું, મારો ધર્મ કર્ત્તવ્યપાલનમાંજ સમાયલો છે. જો હું મારા કર્ત્તવ્યથી પરાંગમુખ થાઉં તો મારા જેવો પાપાત્મા અન્ય કોણ હોઈ શકે? સ્વામીના શ્રેયને અર્થે સેવકે જીવનને એક તુચ્છમાં તુચ્છ વસ્તુ સમજીને કાર્ય કરવું જોઇએ. ક્ષણિક માયાના ભ્રમમાં ભ્રમિત બની જઇ પ્રાણને કર્તવ્ય કરતાં વિશેષ પ્રિય ગણીને જો હું મારા કર્તવ્યના પાલનને ન પાર પાડું, તો તેથી હજારો આત્માઓનો વિનાશ થવાનો સંભવ હતો. જૅકેયર જેવા પાપાત્મા પુરુષો આ હિન્દ ભૂમિને ચિરકાળને માટે ત્રાસજનક થઇ પડે તેવો સંભવ

કરૂં કીસ તરહ આવાહનકે તુમ મોજુદ હો હરજા
નીરા દરહય બુલાનેકો અગર ઘંટી બજાઉં મંય, અજબ હેરાન.
તુંમી હો મુરતી મે ભી તુમી વ્યાપક હો પુલોમેં
ભલા ભગવાન પર ભગવાનકો કયું કર ચડાઉં મંય—અજબ૦
લગાના ભોગ કુચ્છ તુમકો યે એક અપમાન કરના હય,
ખીલાતા હય જો સબ સંસારકો ઉસકો ખીલાવું મય.

અ જબ હેરાન હું મે,

તુમારી જોતસે રોશન હય સુરજ ચંદર ઓર તારે
મહા અંધેર હય તુમકો અગર દીપક દીખાઉં મય—અ૦ હે૦
ભુજાએ હેં ન સીના હય નગરદન હય ન પેશાની
કે હય નીર લેપ નારાયન કહાં ચંદન લગાવું મય—અજબ૦

૨૩

એસોજી રામ નામ રસ ખાન,
મુરખયાકો કભી ન પીવે પીવે, ચતર સુજાન—એસોજી.
નારદને સારદને પીયો પાયા બોલ બોલ.
બાલમીક બીયાસજીને પીયો યાકો ઘોલ ઘોલ—એસો૦
ગોપીચંદ ભરથરીને પીઓ યાકો ડોલ ડોલ
પારબતી શંકરને પીયો યાકો ઘોલ ઘોલ—એસોજી રામ૦

હતો. જો તેઓનો પૂર્ણ તપાસ કરવામાં ન આવે, તો તેઓ ભારત-ભૂમિને પિશાચોની વિલાસભૂમિજ બનાવી દે તેમ હતા. માટે કદાચિત્ મારા પ્રાણ જવાના પ્રસંગ આવશે. અથવા તો કાંઇ દગો થશે તો પ્રભુ મારૂં અવશ્ય રક્ષણજ કરશે, પરંતુ અન્ય નિ-ર્દોષ વ્યક્તિઓના સંરક્ષણાર્થે તે દુરાત્મા મૅકેયરનો પત્તો તો અવશ્ય મેળવવોજ પડશે. આ પ્રમાણે અનેક પ્રકારના વિચારો કરીને છેવટે મેં ગાર્ડન પાસે જવાનોજ નિશ્ચય કર્યો, અનુચર મને ગાર્ડન પાસે લઇ ગયો. બગીચામાં જઇને તેણે તેણે એક અન્ય પુરુષને બોલાવ્યો. જ્યારે તે પુરુષ અનુચર પાસે આવ્યો, ત્યારે તે તેને કાંઇક વાતચીત કરીને ઇશારા કરવા લાગ્યો. મેં તે તરફ કાંઈ પણ લક્ષ્ય આપ્યું નહિ. પંદરેક મિનિટ પછી તેઓ બન્ને મને એક ઓરડામાં લઇ ગયા. ત્યાં જઇને પેલા અનુચરે મને કહ્યું કે, ગાર્ડન સાહેબ આ ઓરડામાં આપની રાહ જોઇ રહ્યાછે, માટે આપ અંદર જાઓ."

" હું કાંઈ પણ ઉત્તર આપ્યા વિના તે મકાનમાં ચાલ્યો ગયો. આ ઓરડામાં એક ટેબલ અને એક કુરસી રાખેલી હતી. ટેબલ પર એક મંદ પ્રકાશયુક્ત દીપક પ્રકાશી રહ્યો હતો. મેં ત્યાં જઇને ચારે બાજૂએ નિરીક્ષણ કર્યું, પરંતુ ત્યાં આગળ મને ગાર્ડનનાં દર્શન થયાં નહિ. મેં તેમના નામના પોકાર કરીને અનેક બૂમો પાડી પરંતુ કાંઇ પણ પ્રત્યુત્તર મળ્યું નહિ. આથી મને સંદેહ ઉત્પન્ન થયો. હું બહાર નીકળવા માટે દરવાજા આગળ આવ્યો, પણ દરવાજો બહારથી બંધ હતો; " નોકર–નોકર " કહીને મેં કેટલીક બૂમો મારી, પણ કાંઈ વળ્યું નહિ. ગાર્ડન પર વિશ્વાસ રાખીને અત્રે આવવાથી આવું ભયંકર પરિણામ આવશે અને મારા પ્રત્યે આવો અપવ્યવહાર ચલાવવામાં આવશે, એવો મને સ્વપ્નમાં પણ સંકલ્પ નહોતો, હવે અહિંથી શી રીતે છુટી જવું, એ સંબંધી વિચાર કરવા લાગ્યો પરંતુ કાંઇ પણ નિશ્ચય પર આવી શક્યો નહિ. દ્વાર તોડી નાખવાનો હું યત્ન કરવા લાગ્યો, એક બે વાર દ્વાર પર જોરથી પદાઘાત કર્યો, પરંતુ તેથી દ્વાર ઉઘડ્યાંજ નહિ. એથી ન્હાસવાનો બીજો ઉપાય શોધવા લાગ્યો. મેં ચારે બાજૂની દીવાલો નિહાળી જોઇ, તેમાંની એક દીવાલ અત્યંત પ્રાચીન અને જીર્ણશીર્ણ હતી. એક જગાએથી તેની ઇંટો ખસી પડી હતી. તેથી હું ખીસ્સા-માંથી છુરો કાઢીને દીવાલની ઈંટો કાઢવાનો યત્ન કરવા લાગ્યો.

૨૪

અબ મોરા હરી નામસે નીહા લાગયો
ભાંગી બીપતાના ભય ભાગયોરે—અબ મોરા૦

૨૫

નાચો નાચો રે યાર પ્રીતમ હમારે પાસ આ ગયે,
આહા આ ગયે ઓહો, આ ગયે હાં નાચો નાચો—
ગરવા લગાવું સરપેં બીઠાવું તન મન ધન સભી વારૂં—
નાચો૦



તેમાં કેટલેક અંશે ફળીભૂત પણ થયો. મેં ચાર-પાંચ ઇંટો કાઢીને નીચે ફેંકી દીધી. મનમાં આશાનો સંચાર થયો અને હૃદય પુલકિત થઈ ઊઠયું. પરંતુ દુર્ભાગ્યયોગે આ ઓરડામાં એક પ્રકારનો ઘણોજ ખરાબ દુર્ગન્ધ આવવા લાગ્યો તે દુર્ગન્ધ અતિ તીવ્ર હતો, તેથી મારૂં સમસ્ત શરીર અવસન્ન થવા લાગ્યું અને મસ્તકમાં ચક્કરીઓ આવવા લાગી.

" હું રૂમાલથી નાક દબાવીને દરવાજા તરફ દોડયો અને પુનઃ ગાર્ડનનું નામ લઈને કેટલીકવાર પર્યન્ત બુમો પાડવા લાગ્યો. પરંતુ તેના તરફથી કાંઈ પણ પ્રત્યુત્તર મળ્યું નહિ. મારૂં મસ્તક ઘૂમવા લાગ્યું. તેથી હું તે ઓરડાના મધ્ય સ્થળમાં પડેલા ટેબલ પરજ બેસી ગયો. ત્યાં આગળ મેં જોયું કે ટેબલની નીચે કોઇક પદાર્થ સળગી રહ્યો હતો અને તેમાંથીજ આ દુર્ગન્ધ નીકળીને ઓરડામાં ભરાઇ રહ્યો હતો. મેં તેને હોલવી નાખવાનો વિચાર કર્યો, પરંતુ મારા હાથ પગ ઉપડી શકયા નહિ. હું અલ્પ સમયમાંજ અચેતનાવસ્થામાં આવી પડયો.

" આ પ્રમાણે હું કેટલીવાર સૂધી અચેતનાવસ્થામાં પડી રહ્યો, તેનું મને સ્મરણ પણ રહ્યું નહિ. પરંતુ જયારે હું ચૈતન્યાવસ્થામાં આવ્યો, ત્યારે દિવસ વીતી ગયો હતો અને રાત્રિ પણ થઇ ચૂકી હતી. મેં જોયું તો જણાયું કે, મને કાલે જે મકાનમાં કેદ કર્યો હતો, તે મકાન આ નહોતું, પરંતુ કોઇ બીજુંજ મકાન હતું. આ ઓરડાની ચારે બાજૂએ એક પણ બારી દેખાતી નહોતી. માત્ર એક દ્વારજ હતું અને તેના છિદ્રોમાંથી સહજ પ્રકાશ આવતો હતો. મેં વિચાર્યુ કે, જો ગાર્ડનને આ પ્રમાણે મને ત્રાસ આપવો હોત, તો તેઓ આવો પ્રપંચ શા માટે રચત? જે વખતે હું તેમની પાસે ગયો ત્યારેજ તેઓ મને કેદ પકડાવી શકે તેમ હતા, તો પછી આ પ્રમાણે બે કલાક પછી શા માટે કેદ કરાવ્યો? મારી સાથે બન્ધુ તરીકે વ્યવહાર કરીને મને તેઓ આ પ્રમાણે ફસાવી દે, એ સર્વથા અસંભવિત જ છે. તેનું હૃદય સરલ અને નિષ્પાપી છે. એમ મેં તેમના વાર્તાલાપ પરથી જાણી લીધું હતું. તેનું ચિત્ત ઉદાર છે. અન્યને ત્રાસ આપવાને તેઓ કદાપિ તત્પર થાય તેવા નથી. માટે આ કાર્ય કોઈ પાપાત્મા પુરુષની કુમંત્રણામાં સામેલ થઇનેજ તેમણે કર્યું હોય તો તેમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. બાકી

# ડ્રાપ ત્રીજો.



૨૬

ભજન કરત નહી મન સચેલાની
ડોલે માયાકે કારન બનકર ગ્યાની—ભજન કરત.
અછે નીકે ભોજન ચાહીયે ઓર ઠંડાપાની—ભજન કરત.
સેજ ફુલોંકી ચાહીયે પદમની રાની—ભજન કરત.

૨૭

કૈસે ચલું મેં નાજકી પાલી ગોદમેં મુજકો ઉઠાલે,
મર ગઈ મર ગઈ અરરરરરરરર પડે પાઉંમેં છાલે.
પ્યારે સઈયાં પડે પાઉંમેં છાલે—
સરપે ઉઠાકે તુઝકો લે ચલું કાહે પ્યારી
ઘભરાવે મર ગયા મર ગયા અરરરરરરરર
લગે નેનકે ભાલે—કૈસે ચલું.

૨૮

કાહેકો છેડત મોરી કર ગહે લીની;

તેઓ સ્વેચ્છાપૂર્વક આવું ઘાતકી કાર્ય કદી પણ ન કરે એની મને પૂરેપૂરી ખાત્રી મળી ચૂકી છે.

"અમે બન્ને જ્યારે વાતો કરતા હતા, ત્યારે બહારથી ગાર્ડનને બોલાવનાર પુરુષ મૅકેયરજ હોવો જોઇએ. અને તે પાપની-દુષ્કર્મની સાક્ષાત્ પ્રતિમાએ આ પ્રમાણે અત્યાચાર આદર્યો હોય, તો તે સર્વથા સંભવિત્ત છે. હવે મને પૂર્ણ સ્મરણ થઇ આવ્યું કે, બહારથી બોલાવનાર મનુષ્યનો કંઠ સ્વર અને મૅકેયરનો કંઠસ્વર પ્રાયઃ સમાનજ હતો. હશે, જે હોય તે ખરૂં. ભાગ્યમાં લખાયું હશે, તે મિથ્યા થનાર નથી. એમાં મારૂં કાંઇ પણ સામર્થ્ય ચાલી શકે તેમ નથી. મનુષ્ય જાતિ અન્ય અનેક જાળોને તોડી શકવાને સમર્થ હોઈ શકે છે. પરંતુ પ્રપંચ જાળને તોડનારા, છિન્ન ભિન્ન કરનારા પુરુષો તો વિરલજ હોય છે. અર્થાત્ તેનું દહન કરવું એ અત્યંત કઠિન કાર્ય છે.

"આ પ્રમાણે વિચારમાં અને વિચારમાં બીજો કેટલોક સમય પણ વ્યતીત થઇ ગયો. મારા મગજની સ્થિતિ પણ અત્યારે સારી નહોતી, તેથી ન્હાસવાનો કાંઈ પણ માર્ગ શોધી શકયો નહિ. સમય જોવા માટે મેં ઘડિયાળ કાઢવાની ઇચ્છા કરી, પરંતુ ખીસામાં ઘડિયાળજ ન મળે! તેની મૂલ્યવાન ચૅઇન પણ ન મળે, આથી મને નિશ્ચય થયો કે, આ કાર્ય પાખંડી મૅકેયરનુંજ છે. ગાર્ડન મહાન ધનાઢ્ય પુરુષ છે, તેથી તે મને ફસાવીને આવો વિશ્વાસઘાત કરે એ સર્વથા અશક્ય છે, કદાચિત્ તેઓ મને કેદ કરી રાખે, પરંતુ ચોર અને લૂટારાની પેઠે ખીસામાંથી ઘડિયાળ કાઢીલે, એવું કદાપિ બની શકેજ નહિ.

"મારાથી આ વિષમ કારાગૃહની કઠિન સજામાંથી વિમુક્ત થવાનું કાર્ય બની શકે તેમ નહોતું. મને એવો પણ ભય રહ્યા કરતો હતો કે, વખતે મૅકેયર મને પોતાના માર્ગનો કંટક સમજીને મારો પ્રાણ પણ લે તો તેમાં કાંઇ આશ્ચર્ય જેવું નહોતું. આ સર્વ સંવેદનાઓથી મારૂં હૃદય નિરાશાની નદીમાં ગોથાં ખાવા લાગ્યું તથા ચિત્ત ચંચળ અને વિચલિત થઇને ભયંકર પ્રકારની આશંકાઓથી ઘેરાવા લાગ્યું. જીવનની આવી વિપદાવસ્થામાં ઇશ્વર પર દૃઢ વિશ્વાસ અને સત્ય નિષ્ઠા રાખ્યા વિના મનુષ્ય કદી પણ નિશ્ચિંત રહી શકતું નથી. મેં પણ મારી જીવનનૌકાને સમસ્ત બ્રહ્માંડના સંચાલક સ્વામી પરમાત્મા

ડગર ચલત દેખો ગોરી મોહે છીની—કાહેકો૦
નંદ મગેમે ઠારો હે નંદકો ઘોટા ગહે મીકી મોરી છીની
શામકી બાત દેખો અયે બીન્દા કોઉના બાત હમેં કીની

કાહેકો૦

૨૯

ગાવો બજાવો મીલ ઝુલ સખીયાં ગાઓ
દેખો નાચત સઇયાં ગાવો બજાવો.
એસા નાચ દેવે કહાં દીખાઇ ચતરાઇ સે સબ
ગત ગીન વાઇ તા થઇ થઇ થઇ થઇ થઈ થઈ
છકછુમ છકાછુસ છકાછુમ છકાછુમ
ગાવો બજાવો.



અથવા તો ભવસાગરની નૌકાના નાવિક ઇશ્વર પર આધાર રાખીને છુટી મૂકી દીધી.

"આ ઓરડામાં એક ફાટયુંતુટયું કામ્બલ પડયું હતું, તેના પર હું નિરાશભાવે પુનઃ નિદ્રાવશ થયો. દુઃખના સમયમાં નિદ્રા પણ મનુષ્યની દુશ્મન બને છે એ વાતનો સત્ય સાક્ષાત્કાર આ સમયે મને થઇ આવ્યો. હું બગાસાં ખાતો ખાતો જાગૃતાવસ્થામાંજ બેસી રહ્યો. લગભગ ત્રણેક કલાક પછી આ ઓરડીના દ્વાર આગળ મનુષ્યનો પદરવ સંભળાયો. હું ધીમેથી ઉઠીને દ્વાર પાસે આવ્યો, ત્યાં બે મનુષ્યોને પરસ્પર મેં કાંઇક વાતચીત કરતા જોયા.

"પ્રથમ પુરુષ બોલી ઉઠયો કે,–"ભાઇ! આપની આજ્ઞાનુસાર આ સ્થળે આપણું કાર્ય સિદ્ધ થઇ શકે તેમ નથી. આપણા સુખમય માર્ગના આ પાપી કંટકને હુસેનાબાદ લઈ જવો જોઇએ અને પછી શહેરથી દૂર આવેલા વિકટ અરણ્યમાં મારા મિત્રનું એક ઘર છે, ત્યાં આગળ જઇને આનો વધ કરીને દાટી દઇશું તો પોલિસ અથવા અન્ય કોઇ પણ મનુષ્યને આ વિષયનો લેશ પણ પત્તો મળી શકશે નહિ."

બીજાએ પોતાનો અભિપ્રાય દર્શાવતા કહ્યું કે,–તમારી આ ધારણા ભયંકર ભૂલ ભરેલી છે. આ પુરુષ ઘણોજ ચાલાક અને બાહોશ છે. આ દુરાત્માના જેવો ધૂર્ત્ત અથવા પ્રપંચી જાસૂસ બીજો કોઈ ભાગ્યેજ હશે. તેને આ ઓરડીમાંથી બહાર કાઢવા કરતાં, અંદરને અંદરજ તેનું કાસળ કાઢી નાખવું અને તેના આત્માને નરકગામિ કરવો એજ મને વિશેષ શ્રેયસ્કર તથા લાભદાયક જણાય છે. જો તમે આ કાર્ય સત્વર પૂર્ણ કરશો તો, તેના બદલામાં હું તમને પુરતો પુરસ્કાર આપીશ. જો તમારાથી તેમ ન બની શકે તેમ હોય, તો સ્પષ્ટ ના કહી દ્યો કે, જેથી હું બીજા કોઇ મનુષ્યને આ કાર્ય સમાપ્ત કરવા માટે નિયુક્ત કરું! સ્પષ્ટ કથન અને દ્રઢ નિશ્ચય કર્યા સિવાય ધારેલા કાર્યમાં કદાપિ વિજય પ્રાપ્ત કરી શકાતોજ નથી.

પ્રથમ પુરુષે જણાવ્યું કે,– "આપની આજ્ઞા વિરુદ્ધ કોઇ પણ કાર્ય કરવાને હું તત્પર થાઉં તેમ નથી. અત્યાર સુધી મેં કદાપિ આપના હુકમનો અનાદર કર્યો હોય, એવું મારા સ્મરણમાં તો નથી, પરંતુ કોઇ પણ મનુષ્યનો વધ કરવો એ કાર્ય જેટલું કઠિન છે તેના કરતાં પણ અધિક કઠિન કાર્ય તેને છુપાવી રાખવાનું છે. હું આવું કાર્ય કરી કરીને તો હવે વૃદ્ધ થવા આવ્યો છું."

# અમારૂં નવું સાહસ.

આ શહેરમાં છાપખાનાઓની સંખ્યા દીનપર દીન કુદકે ને ભુસકે વધતી જાય છે છતાં ઘરાકોને મન પસંદ કામ નહી મલવાની ફર્યાદ ઉપરાંત ભાવો બેહદ વધતા લે છે એવી ફર્યાદ ઉઠતીજ રહી તે સઘળાને બનતી કોશેશે સંતોષ આપવા. **હમોએ અમારા પ્રેસની એક શાખા**

## કલોક ટાવર આગળ આવેલા કરવા રોડ

## ના નાકા ઊપર ખોલી છે.

જ્યાં હમારી હેડ ઓફીસમાં ઘડાયલા અને અનુભવી કારીગરોને રોકવામાં આવ્યા છે કે જેઓ છાપખાનાનું તથા બાઈન્ડીંગનું નાનું અથવા મોટું કામ કીફાયત ભાવે વાયદાસર મન પસંદ રીતે કરી આપી ઘરાકોને સંતોષ આપવા માટે જાણીતા છે.

એક વખત મુલાકાત લેવાની ભલામણ કરવામાં આવે છે.

**હેડ ઓફીસ.**
**બપાટીયા ચકલા-સુરત.**

આલેક.
**શા. ખુબચંદ અમીચંદ ઝવેરી.**
**ધી: સુરત જૈન એન્જીન પ્રીન્ટીંગ પ્રેસ.**

"બીજો પુરુષ પોતાનો મનોભાવ વ્યક્ત કરીને કહેવા લાગ્યો કે;–" મારી તો એવીજ ઇચ્છા છે કે, જેમ બને તેમ સત્વર આ કાર્ય પાર પાડી નાખીએ તો ઠીક. કેમકે સમયને વ્યર્થ નષ્ટ કરવાવાથી, કદાચિત્ તે અહીંથી ન્હાસી જાય તો તે સંભવિતજ છે. તે ગવર્નમેન્ટ ડિટેકટીવ ઑફિસર–સરકારી જાસૂસી અમલદાર છે. તેના કેટલાક સોબતીઓ પણ તેના જેવાજ ચાલાક છે, માટે તેઓ આપણા કાર્યમાં બાધારૂપ થઇ પડે તો તેમાં જરા પણ સંદેહ નથી. જો તેઓ આનો પતો મેળવી લેશે તો આપણા ઉપર વિપદનાં વાદળાં ચડી આવશે અને તે વાદળાંમાંથી ગવર્નમેન્ટના ક્રોધ રૂપી વીજળી તૂટી પડીને આપણને સત્વર બાળીને ભસ્મીભૂત કરી નાખશે, માટે આ કંટકને આજેજ આ જગત્માંથી દૂર કરીને તેના અસ્તિત્વનો વિનાશ કરવો જોઇએ. ગાર્ડન પણ મધ્યાન્હ પછી અત્રે આવશે, તેથી જો તેમને આ વાત વિદિત થઈ જશે, તો તેઓ આપણા કાર્યમાં અસમ્મત થઇને આનો ઉદ્ધાર કર્યા સિવાય રહેશે નહિ, અને જો તેમજ થશે, તો પછી આપણી ધારેલી સર્વ ધારણાઓ ધૂળ મળશે."

"પ્રથમ પુરુષે સમ્મતિ આપવાના ઉદ્દેશથી કહ્યું કે;–" મને એટલી તો ચોક્કસ ખાત્રી છે કે, ગાર્ડન આ કાર્યમાં કદી પણ સમ્મત થશેજ નહિ. આપ જો તેનું પારિસ–રહસ્ય ન જાણતા હોત તો, તેઓ આ કાર્યમાં હાથ પણ ન નાંખત. તેઓ આ જાસૂસની હત્યા કરવાની આજ્ઞા નહિજ આપે; છતાં પણ આવું મહત્ કાર્ય સાહસિક બની જઇને એકદમ તો નજ કરવું જોઇએ. આપણા સંરક્ષણનો માર્ગ શોધ્યા બાદ એનો ધ્વંસ કરવો એજ સર્વથા ઉચિત છે."

"બીજો પુરુષ બોલ્યો કે;–" એનો ધ્વંસ સત્વર કરવાનો ઉદ્દેશ માત્ર એજ છે કે, તે ગાર્ડનને પોતાના અધિકારમાં મેળવી લે તેવો છે. જો ગાર્ડનને તેની સહાયતા મળી જશે, તો પછી તે આપણા વિરુદ્ધ પક્ષમાં ઉતરીને સર્વનાશ કરાવ્યા વિના રહેશે નહિ. ગાર્ડનની ઇચ્છા તેને મારવાની નથી, પરંતુ માત્ર કેદ રાખવાનીજ છે. ગાર્ડનના સંબંધમાં મને અત્યારે નાનાપ્રકારના સંદેહ થવા લાગ્યા છે. કાલે ઇશ્વર કૃપાથી હું અત્રે આવી પહોંચ્યો એ મારાં અહોભાગ્ય છે. નહિતો કાલેજ મારા દેહને ફાંસીના લાકડાપર લટકવાનો પ્રસંગ આવી લાગત. માટે જેમ બને તેમ આજેજ આ



પ્રસિદ્ધ કરનાર

માલાના અબદુલકરીમ પ્રોપરાયટર.

ધી આફતાબે હિન્દ થિએટ્રિકલ કં.ને છપાવી પ્રકટ કર્યું.

પ્રીન્સેસ થીએટર, સ્ટેશન રોડ—સુરત.



શા. ખુમચંદ અમીચંદના ધી સુરત જૈન એન્જીન પ્રીન્ટીંગ પ્રેસમાં

પ્રભુશંકર નરભેરામ વ્યાસે છાપ્યું

ખપાટીયા ચકલા—સુરત.



૧૯૧૭





કાર્યને આપ સમાપ્ત કરો. ક્લૉરોફૉર્મના વિષમ વિષથી તે હજીપણ અચેતનાવસ્થામાંજ પડેલો છે. હવે હમણાંજ તેને યમપુરીનો માર્ગ બતાવી આપવો ઉચિત છે. વિષમ વિષવ્યાપી મણિધર નાગને જટામાં છુપાવવો, એ એક પ્રકારની મૂર્ખતા સિવાય બીજું શું કહી શકાય વારૂ ?"

ત્યાર પછી ચારે બાજૂએ શાન્તિ અને નિઃસ્તબ્ધતાનું સામ્રાજ્ય છવાઈ ગયું. હું તે બન્ને પુરુષોની વાતપરથી સમજી ગયો કે, દુરાત્મા મૅકેયર મારો પ્રાણ લેવાની વ્યવસ્થા કરી રહ્યો છે. હું અત્યારે જે આપદમાં આવી પડયોછું, તે આપદનો નાશ કરવાનું અથવા તો તેમાંથી મુક્ત થવાનું કાર્ય કાંઇ સહજ નહોતું. કાલે ગાર્ડનને જેણે બોલાવ્યો હતો, તે મૅકેયર વિના બીજો કોઇજ નહોતો. મને હવે તે વિષયમાં જરા પણ સંદેહ રહ્યો નહિ. પરંતુ હવે જીવનની મુક્તિ મેળવવા માટે મારે શો ઉપાય કરવો ? જો ગાર્ડન અત્યારે અહિં આવી લાગે. તો મારા જીવનનો નિસ્તાર થઈ શકે. આ પ્રમાણે હું વિચાર કરતો હતો. એવામાં બહારના દ્વારનું તાળું કોઇક મનુષ્યે આવીને ઉઘાડયું. હું ધીમેથી કામ્બલપર જઇને સૂઈ ગયો. દ્વાર ઉઘડતાંની સાથેજ બે મનુષ્યો મારા ઓરડામાં આવ્યા. પછી મૅકેયર બોલ્યો કે;–" અબ્દુલ ! જરા જો તો ખરો કે અત્યારે તેની અવસ્થા કેવી છે ? "

મૅકેયરની આજ્ઞા પ્રમાણે અબ્દુલ મારી પાસે આવ્યો અને મારા નાક આગળ પોતાનો હાથ રાખીને કાંઇક જોવા લાગ્યો. તેણે શ્વાસનું નિરીક્ષણ કરવા માંડયું, પછી હૃદયપર હાથ મૂકીને કાળજાંનો તપાસ કર્યો.

કેટલાક સમય સૂધી મારો તપાસ કર્યા પછી તે મૅકેયર પાસે જઇને કહેવા લાગ્યો કે,–"દાવ જલ્દી હાથમાં આવી જશે. મારા ધારવા પ્રમાણે તેને પુનઃ બેભાન કરી નાખવો જોઈએ. આ અરસામાં જો કદાચિત્ ગાર્ડન અત્રે આવી લાગે તો, તેને સમજાવી દેજો કે, આજે પ્રભાતમાંજ તેનો ઘાત કરી નાખવામાં આવ્યો છે. પછીથી તે કાંઈ પણ યત્ન કરી શકશે નહિ, અને રાત્રે આપણું કાર્ય કોઈ પણ પ્રકારના વિઘ્ન વગર સમાપ્ત થઈ જશે."

" મૅકેયરે કહ્યું કેઃ–" તમારૂં કહેવું યથાર્થ છે. અત્યારે તો તેવીજ વ્યવસ્થા કરો."

" મેં ધાર્યું કે, આ લોકો ક્લૅારોફૅાર્મ દ્વારા મને પુનઃ બેભાન કરવા ધારે છે માટે હવે ઇશ્વરની કૃપા વિના મારા જીવનની રક્ષાનો અન્ય કાંઈ પણ ઉપાય રહ્યો નથી. આથી હું મારાં મનમાં ઈશ્વરનું સ્મરણ અને આરાધના કરવા લાગ્યો. કેટલીક વાર પછી અબ્દુલે ક્લૅારોફૅાર્મની શીશી મારા નાક સાથે અડકાડી હું પણ શ્વાસ ખેં-ચ્યા સિવાય ચૂપચાપ પડયો રહ્યો. શીશીમાંથી નીકળેલી વાસે પ્રથમ મારા નાકમાં પ્રવેશ કર્યો હતો, આથી મારૂં મસ્તક ધૂમવા લાગ્યું. હવે મને જણાયું કે, આ માત્ર ક્લૅારોફૅાર્મજ નહિ, પરંતુ તેની સાથે બીજી કોઇક ઝેરી દવાનું પણ મિશ્રણ કરેલું હતું. ક્લારો-ફાર્મની શક્તિ કેટલું કામ કરી શકે છે. એ હું સારી રીતે જાણુતો હતો. ત્યાર પછી અબ્દુલ શીશી લઇને ત્યાંથી ચાલ્યો ગયો. જતી વેળાયે મારા શ્વાસનું નિરીક્ષણ કરવા માટે તેણે મારા નાક આગળ હાથ પણ અડકાડી લીધો. ત્યાર પછી તે જૅકેયર પાસે જઇને કહેવા લાગ્યો કે;–" આજની સ્થિતિ જોતાં જણાય છે કે, હવે આપણે કોઇ પણ પ્રકારની નવીન ચેષ્ટા કરવી પડશે નહિ. આ દવાથીજ તમામ કામ પતી જશે. પરમાત્માએ આપણને આ વિપદમાંથી બચાવ્યા છે. માટે આપણે તેમને સેંકડો વાર ધન્યવાદ આપવા જોઇએ.

આમ કહીને તેઓ બન્ને ઓરડીને તાળું વાસીને પુનઃ ચાલ્યા ગયા. ઈશ્વર કૃપાથી હું તે સમયે બચી ગયો. મારે આખો દિવસ ચિન્તા અને અનાહારમાંજ વિતાડવો પડયો. હું અત્યારે અત્યંત ક્લાંત અને નિર્બળ થઈ ગયો હતો. તેથી કેટલીકવાર પછી પુનઃ નિદ્રાવશ થયો.

## ચતુર્થ પરિચ્છેદ

## કુમારીકાનો કરુણાલાપ

### સરદાર રામપાલસિંહની આત્મકથા

રાત્રિના અવસાન અને ઉષાના આગમન પૂર્વે અચાનક મારી ઓરડીનાં દ્વાર ઉઘડવાનો શબ્દ કર્ણગોચર થવાથી મારી ગાઢ નિદ્રાનો

ભંગ થયો. હુ વિચારવા લાગ્યો કે, મેકેયર અને અબ્દુલ પોતાના નિશ્ચય પ્રમાણે મને અહિંથી પેલા ઘાતક સ્થળે લઇ જવા માટે આવ્યા હશે. આમ ધારીને મેં મારૂં શોકપૂર્ણ મુખ દ્વાર તરફ ફેરવી જોયું; પરંતુ તે સમયે ત્યાં આગળ તે બન્ને પાપાત્માઓની પ્રતિમાને બદલે દેવી તુલ્ય એક સુન્દર અને મનોહારિણી આંગ્લ–બાળાને હાથમાં પ્રકાશિત લેમ્પ લઇને ઉભેલી જોઇ. જીવનના અંતિમ સમયમાં આ પ્રત્યક્ષ દેવી–મૂર્તિનાં દર્શન થવાથી મારા હૃદય-ક્ષેત્રમાંથી ચિરકાળને માટે કરમાવાની અણીપર આવેલી આશા-લતા પુનઃ હરિયાળી, લીલીછમ થઈ આવી–મારાં હૃદય સાગરમાં આશા અને આશ્ચર્યના તરંગો ભયંકર રૂપ ધારણ કરીને ઉછાળા મારવા લાગ્યા. કારાગૃહમાં ખારૂં ઝેર જેવું લાગતું જીવન આ સાધ્વીના સંસર્ગથી અમૃત સમાન મિષ્ટ બની ગયું.

તે કુમારિકા ઉતાવળી ગતિથી મારી પાસે આવી લાગી. પ્રથમ તેણે મારૂં શરીર પકડીને હલાવ્યું, પરંતુ જ્યારે મને અસાવધ અને અશક્ત અવસ્થામાં જાગતોજ પડેલો જોયો, ત્યારે તેણે એક પ્રકારના સંકેત દ્વારા કાંઇક સમજાવીને મને બહાર આવવાનું સૂચવન કર્યું.

“મં સૂતાં સૂતાંજ ઉત્તર આપ્યું કે;—“જીવનદાયિની આપ કોણ છો? શું આપ કોઈ સ્વર્ગની દેવી છો કે પવિત્રતાની પ્રતિમા છો? મને જીવિતદાન આપનાર કોઇ પરોપકારની પ્રતિમૂર્ત્તિ છો કે મારાં ભાગ્યની આશાલતા છો? શું પરમાત્માના ન્યાયમય અને શાન્તિમય સામ્રાજ્યમાં થતો અત્યાચાર અટકાવવા માટે અથવા પાપાત્માઓનો ધ્વંસ કરવા માટે અને આ હતભાગિના જીવનના સંરક્ષણાર્થે આપે આ પાપપૂર્ણ પૃથ્વીપર પધારવાનું કષ્ટ સહ્યું છે? દેવી! મારા ભાગ્યની મનોહર દેવી! મારા સંદેહનું સત્વર સમાધાન કરો. મારૂં હૃદય આપનું શાન્ત સ્વરૂપ જોઇને આનંદિત થયું છે, પરંતુ જ્યાં સુધી મેં આપનો વૃત્તાંત સાંભળ્યો નથી અથવા પરિચય મેળવ્યો નથી, ત્યાં સુધી મારા આત્માને શાન્તિ મળી શકે તેમ નથી. માટે કૃપા કરીને આપનો પરિચય આપો. મારૂં હૃદય કમ્પે છે, અને ચિત્ત આપનો વૃત્તાંત સાંભળવા માટે આકુળવ્યાકુળ બની જાય છે.”

“તે બાલિકાએ મુખપર આંગળી રાખીને મને બોલતો બંધ

રહેવાનો સંકેત કર્યો. પછીથી હું કાંઈ પણ બોલ્યાચાલ્યા વિનાજ તે દુર્ગન્ધમય નરકસમાન ઓરડામાંથી બહાર ચાલ્યો આવ્યો. મારા બહાર આવ્યા પછી તે દેવી સમાન બાળાએ ઓરડીનાં દ્વારપર પાછું તાળું વાસી દીધું અને પોતાના હાથમાંનો પ્રકાશિત દીવો હોલવી નાખ્યો. ત્યાર પછી તે મારો હાથ ઝાલીને ઉતાવળથી એક બાજૂ ચાલવા લાગી. આ સમયે મારે એક સીડી પરથી નીચે ઉતરવું પડયું. ત્યાર પછી તે બાળાની સાથે મેં એક ભવ્ય અને વિશાળ ખણ્ડમાં પ્રવેશ કર્યો. ત્યાં આગળ પણ ભીષણ અંધકાર છવાયો હતો. પરંતુ તેની નિકટના ઓરડામાં એક દીપક પ્રકાશી રહ્યો હતો, અને તે ઓરડામાં બેસીને કેટલાંક માણસો કાંઇક વાર્ત્તાલાપ કરી રહ્યાં હતાં. આમાંના એક મનુષ્યનો ચીત્કાર—શબ્દ મને સંભળાયો. તેના કંઠ ઉપરથી મને જણાયું કે શબ્દ ઉચ્ચારનાર મિ. ગાર્ડનજ હતો.

"આ સમયે મને તેમની વાતો સાંભળવાનો અવસર મળી શકે તેમ નહોતું. અમારે બન્નેને પુનઃ એક સીડી ઓળંગીને નીચે ઉતરવું પડયું. અને છેવટે અમે બન્ને ઉદ્યાનમાં આવી લાગ્યાં. અહિં આવ્યા પછી તે બાળા સ્તબ્ધ થઇ ગઇ, અને કેટલીકવાર સુધી કાંઇક વિચાર કર્યા પછી તે બોલી કે;—સરદાર સ્હામે એક દ્વાર છે, ત્યાં થઇને આપ જલ્દી અહિંથી ચાલ્યા જાઓ. આપનું જીવન અત્યારે ઘણીજ આફતમાં આવી પડયું હોય, એમ જણાય છે અને જે આફતોનું વાદળ તમારે માથે ઝઝુમી રહ્યું છે તે પણ ઘડી બે ઘડીમાં તૂટી પડે તેમ છે. માટે આપ સત્વર ન્હાસી જાઓ."

મેં કહ્યું કે:—"જ્યાં સુધી આપ આપનો પરિચય નહિ આપો, ત્યાં સુધી હું અહિંથી જઇ શકીશ નહિ. માટે પ્રથમ આપનો પરિચય આપને કહો કે, આપ કોણ છો અને મને મરણના મુખમાંથી બચાવવાની દયા આપે શા ઉદ્દેશથી કરી છે ?

"તે બાળાએ ઉત્તર આપ્યું કે;—"ભાઇ ! મારૂં નામ હેલન છે અને હું આ મકાનના માલિક મિ. ગાર્ડનની કન્યા છું. આપને બચાવવાનું કારણ હું પછીથી સમય આવ્યે જણાવીશ."

"હું તે બાળાનો પરિચય મેળવ્યા પછી તેનો ઉપકાર માનીને ધન્યવાદ આપતો આપતો દરવાજા બહાર નીકળી આવ્યો."

"ગાર્ડનના મકાનમાંથી બહાર આવીને હું રાજમાર્ગ (સડક) પર ઉભો રહ્યો. આ સમયે શીતળ પવનની મંદ મંદ લહરીઓના સ્પર્શથી મારૂં શરીર શાન્ત થવા લાગ્યું. ચિત્તમાં ઉત્સાહનો પુનઃ ઉદય થઇ આવ્યો. ગઈ કાલની રાત્રિથી અત્યાર સૂધી મને કાંઇપણ ખાવા—પીવાનું મળી શક્યું નહોતું, તેથી મારૂં શરીર તદ્દન થાકીને નિર્બળ બની ગયું હતું. મારા મગજમાંથી તીવ્ર ક્લરોફૉર્મની શક્તિ હજી પણ બરાબર નાબુદ થઈ નહોતી; પરંતુ આ પ્રકારની શારીરિક સ્થિતિ, ભૂખ અને તરસની અસહ્ય પીડાથી વધેલી વ્યાકુળતા હોવા છતાં પણ મારે ત્યાં આગળ ઉભા રહેવાની જરૂર પડી. કારણકે આજે મૅકેયર આ મકાનમાં આવીને ભયંકર ભંડાફોડ કરી રહ્યો હતો, એ વાત મને પ્રથમથીજ વિદિત થઇ ચૂકી હતી. વળી ગાર્ડન અને મૅકેયરની સલ્લાહથી એક પ્રકારના વિચિત્ર કૌશલ્યની રચના ઉત્પન્ન થાય એ પણ સ્વાભાવિકજ હતું, તેથી હું મૅકેયરને કોઇ પણ ગુન્હામાં લાવીને બંદીવાન બનાવવાની આશાથી ત્યાં આગળજ ઉભો રહ્યો.

વાચકોને આશ્ચર્ય થશે કે, જે મનુષ્ય થોડા સમય પહેલાં દુર્દાન્તકાળના ભયંકર મુખમાં આવી પડયો હતો, જેણે પોતાની જીવનઆશાનો તદ્દન પરિત્યાગ કરી દીધો હતો અને નિરાશ હૃદયથી કરુણ બની જઇને જેણે ઇશ્વર પાસેથી મુક્તિ મેળવવાની પ્રાર્થના કરી હતી; તેજ મનુષ્ય પાછો આ પ્રકારની આફતને આલિંગન આપવા માટે તૈયાર થઈ રહ્યો છે! પરંતુ બંધુઓ! માનવ સ્વભાવજ એવો છે. મનુષ્યના હૃદયની મહત્ત્વાકાંક્ષાઓ કદાપિ તૃપ્ત થતીજ નથી. રંક મનુષ્યોને શ્રીમંત બનીને તેમનાં જેવાં સુખોપભોગ ભોગવવાની લાલસા થયા કરે છે, શ્રીમંતોને નૃપતિઓના સમાન વૈભવ અને વિલાસ પ્રાપ્ત કરવાની જિજ્ઞાસા રહ્યા કરે છે તથા નૃપતિઓને મહાન ચક્રવર્તી સમ્રાટ્ બનીને સમસ્ત પૃથ્વીનું રાજ્ય સંપાદન કરવાની આંતરિક ભાવના રહ્યા કરે છે, અને ચક્રવર્તી સમ્રાટોને સમગ્ર દુનિયાનું સામ્રાજ્ય પ્રાપ્ત થયા છતાં, ઇન્દ્રના રાજ્યને મેળવવાની મહત્ત્વાકાંક્ષા રહ્યા કરે છે. સારાંશ કે, સમસ્ત સંસારમાં મનુષ્યોને માથે અનેક સંકટો પડવા છતાં તેમના હૃદયની આશા કદી પણ નષ્ટ થતી નથી. આશાના તંતૂના આધારેજ મનુષ્ય અથવા તો પ્રાણી માત્રનું જીવન અવલંબી રહ્યું છે. જ્યારે આશા નષ્ટ થાય

છે, ત્યારે જીવનની સમાપ્તિ પણ થઈ જાય છે. વિદ્વાનો કહે છે કે, આશા એજ મનુષ્યની જીવનદોરી છે. એને અનુસરીને મારા જેવા તુચ્છ મનુષ્યના હૃદયમાં મહત્ત્વાકાંક્ષાનો ઉદય થાય તો, તે સર્વથા સંભવિત છે અથવા તો તેમાં આશ્ચર્ય જેવું કાંઈજ નથી.

"વળી અમારો વ્યવસાય પણ સર્વથી ભિન્ન પ્રકારનો હોય છે. કોઇપણ સ્થિતિમાં ગુપ્તચરો–જાસૂસોને ચેન પડતું નથી. તેમની કૌતુહલ પ્રવૃત્તિ અન્ય મનુષ્યો કરતાં હમ્મેશાં અધિકજ રહે છે. એ કૌતુહલને વશીભૂત થઇને અનેક ડિટેક્ટીવો–જાસૂસો પોતે પોતાનેજ વિપદના સકંજામાં સપડાવી દેછે, અને તેમાંથી મુક્ત થતાં તેમને અનેક વિડંબનાઓ વેઠવી પડે છે.

"ગાર્ડનના મકાનમાંથી બહાર આવતાંની સાથેજ મારી મતિ બદલાઇ ગઇ—મેં દૃઢ નિશ્ચય કરી લીધો કે, જીવન નષ્ટ થાય તો પણ તેની સ્પૃહા કર્યા વિના મૅકેચરને તો પકડવોજ જોઇએ. હાથમાં આવેલા શત્રુને છોડવો અથવા તેનાથી ભયભીત થઇને ન્હાસી જવું એ કાર્ય તો ષંઢ અને કાપુરુષોનું જ છે. અર્થં સાધ્યામી વા દેહં પાત્યામિ એજ સિદ્ધાંતને મેં દૃઢ કરી રાખ્યો. આ સમયે મને ગાર્ડનના સંબંધમાં એક પ્રકારની ચિન્તા થવા લાગી કે, કંટકનો નાશ કરવા જતાં તેની સાથે નંદનવનનો પણ નાશ થઇ જશે. ગાર્ડન નિર્દોષ છે અને તે ઉપરાંત તેની પુત્રીએ મને જીવનદાન આપીને આભારી બનાવ્યો છે માટે તેને તો ગમે તે રીતે મુક્ત કરવોજ જોઇએ. કદાચિત્ જો હું આજે મૅકેયરને પકડી શકીશ તો ગાર્ડનને પણ તેના સોબતી તરીકે સજા વેઠવી પડશે અને તેથી મારી જીવનદાયિની હેલનને ઘણુંજ માઠું લાગશે. જો આજે હેલને એ કારાગૃહની નરકવત કોટડીમાંથી મારો ઉદ્ધાર ન કર્યો હોત તો આ દુરાત્મા મૅકેયર દ્વારા મારો જીવનદીપક પણ હોલવાઇ જાત, તે મારી શુભેચ્છિકા હેલનના અનિષ્ટનો કારણભૂત હું બનું. એ કેવળ કૃતઘ્નતા સિવાય અન્ય કાંઇપણ નથી. અને તે કૃતઘ્નતાના ભયંકર અપરાધનું પરિણામ પરમાત્મા પાસે મારે અવશ્ય ભોગવવુંજ પડે. માનવસમાજ અને દેવ–સમાજ ઉભયમાં નિમકહરામીના નામથી મારે વખોડાવુંજ જોઇએ. માટે કોઈપણ રીતે ગાર્ડનનું રક્ષણ તો કરવુંજ જોઇએ."

આ પ્રમાણે અનેક વિચારો કર્યા પછી મેં દૃઢ નિશ્ચય કર્યો કે,

ગાર્ડન, અને હેલનના ચાલ્યા જવા પછી આ મકાનમાંથી મારે મૅકેયરને પકડી લેવો. હું જ્યાં આગળ ઉભો ઉભો આ પ્રમાણે સંકલ્પ કરી રહ્યો હતો, તેની નિકટમાંજ એક વણિકની દુકાન હતી; હું ત્યાં આગળ કાંઇક નાસ્તો કરવાની ઇચ્છાથી ગયો, પરંતુ મારા દુર્ભાગ્યયોગે ચણા અને સતૂ (સાથવા) વિના બીજું કાંઇપણ મળી શકયું નહિ. ભૂખના અને પિપાસાના પ્રબળ ત્રાસથી મારો કંઠ પણ સૂકાઇ ગયો હતો. આથી આ સમયે મને તે ચણા અને સતૂ અતિ અમૂલ્ય જણાવા લાગ્યા. ભૂખથી પીડિત થયેલા મનુષ્યને આવી ચીજો મળે અને તેથી તેઓ આનંદ માને તો તેમાં આશ્ચર્ય પણ શું હોઈ શકે? મેં લાચાર થઇને મારી પાસે બાકી રહેલા બેચાર પૈસાના ચણા તથા સતૂ તે દુકાનેથી ખરીદ્યાં. અને પછી તે ખાઇને મારી ભૂખને કેટલેક અંશે તૃપ્ત કરી તથા પાણી પીને તરસને પણ છીપાવી. આથી મારા શરીરમાં કાંઇક સ્ફુર્તિ જણાવા લાગી. દુકાનદારને પૂછવાથી જણાયું કે, નજીકમાંજ એક પોલિસ ચૉકી છે અને તેમાં દસ કૉન્સટેબલ તથા એક દારોગા રહે છે. મૅકેયરના મકાનના સબંધમાં પણ પૂછપરછ કરવાથી જણાઇ આવ્યું કે એ મકાનમાં રાત્રિના સમયે એક સાહેબ પોતાના બન્ધુ-બાંધવોને એકત્રિત કરીને આમોદ-પ્રમોદ કરે છે. મેં તે વ્યાપારીને મૅકેયરના મિત્રોનાં નામ પૂછી લેવાનો યત્ન પણ કર્યો. પરંતુ તે સંબંધમાં તે કાંઇ કહી શકયો નહિ.

"પછીથી મેં તેને પુનઃ કહ્યું કે, મારા માલિક આજે અત્રે આવ્યા છે, અને તેમના આવ્યા પછી તેમના ઘર આગળ ચોરી થઇ છે, માટે હું તેમને બોલાવા આવ્યો છું. તમે આ મકાનના દ્વાર તરફ જરા નજર રાખજો કે કોઇ પણ માણસ ચાલ્યો જાય નહિ. હું તેના બદલામાં તમને સારૂં ઇનામ આપીશ. પોલિસને ખબર આપવા માટે હું હમણાંજ જાઉં છું, એટલામાં કદાપિ જો કોઇ સાહેબ આ મકાનમાંથી બહાર નીકળે તો, તેનું ધ્યાન રાખજો અને મારા આવ્યા પછી મને તેના સમાચાર આપજો.

"પોલિસનું નામ સાંભળીને પ્રથમ તો તે અકળાવા લાગ્યો. પરંતુ ઈનામના લોભથી તે મારા કાર્યમાં સામેલ થયો. હું પોલિસગૅટનું શીરનામું પૂછીને ત્યાંથી રવાના થયો.

"વણિકની દુકાન પાસેજ પોલિસ ચૉકી હતી. મારા સદ્‌ભાગ્યયોગે તે સમયે દારોગા તથા આઠ કૉન્સટેબલ ત્યાં આગળ ઉપસ્થિત

હતા. દારોગાને મેં મારો પરિચય આપ્યો તથા તેની પાસેથી જોઇતી મદદ માગી; પરંતુ જવાબમાં તેણે મને મારી પોતાની સાબિતી આપવાનું કારણ દર્શાવ્યું.

"મેં તેમને જણાવ્યું કે; હું જાસૂસ વિભાગનો મુખ્ય અધિકારી છું અને મને મદદ કરવા માટે તમે લોકો બંધાયેલા છો. માટે કહો કે, મારા કહેવા મુજબ કાર્ય કરવાને તૈયાર છો કે નહિ?"

"મારાં ઉપર્યુક્ત આવેશપૂર્ણ વાક્યો સાંભળીને દારોગા કાંઈ પણ બોલ્યા ચાલ્યા વિના તરતજ મારી સાથે આવવાને તૈયાર થઇ ગયો. હું તેમને બધાને સાથે લઇને પેલા વણિકની દુકાન આગળ આવી પહોંચ્યો. આ સમયે નજીકના દેવળમાંથી ઘડિયાળના આઠ વાગવાના ટકોરા સંભળાયા. વણિકને પૂછવાથી જણાયું કે હજીસુધી આ મકાનમાંથી કોઇ પણ મનુષ્ય બહાર નીકળ્યું નથી.

"મેં ચાર બળવાન કૉન્સ્ટેબલોને સાધારણ પોશાક પહેરાવીને મારી સાથે લીધા. દારોગા તથા બીજા બે કૉન્સ્ટેબલોને તે મકાનમાં લઇ જઇને છુપાવી રાખ્યા અને બાકીના બે કૉન્સ્ટેબલોને બહાર પહેરો ભરવાની સૂચના આપીને તેમને જણાવી દીધું કે;—આ મકાનમાંથી કોઈપણ માણુસ બહાર નીકળે તો તમે લોકો તરતજ તેને બંદીવાન બનાવી લેજો આમ કરવામાં તમને જો મદદની જરૂર પડે તો દારોગા તથા બીજા બે છુપાયલા સિપાહીઓને જોરથી બૂમ મારીને બોલાવી લેજો."

"આ પ્રમાણેની વ્યવસ્થા કર્યા પછી મેં દુકાનદાર પાસેથી ચાવી માગી; પરંતુ તે અમારી આવી વ્યવસ્થા જોઇને દિગ્મૂઢ બની ગયો. તેણે પછીથી કાંઇ પણ આનાકાની કર્યા વિના ચાવીઓનો એક જુડો મારા હાથમાં લાવીને આપી દીધો. મેં તપાસ કરીને તેમાંથી એક ચાવી શોધી કાઢી અને પછી તેમાં ફુંક મારી જોઈ, તો ચોકખો શબ્દ સંભળાયો ત્યાર પછી મેં દારોગા સાહેબને જણાવ્યું કે:—"હું મૅકેયરને કેદ પકડવા માટેજ આ ચાર કોન્સ્ટેબલોને લઇ જાઉં છું. જો જરૂર પડશે અથવા તો કંઇ આફત આવવાની સંભાવના જણાશે તો, આ ચાવી દ્વારા હું તમને સીટી આપીશ. તે સમયે તમારે બે કૉન્સ્ટેબલને સાથે લઇને ઉપર ચાલ્યા આવવું. સીડી કયાં છે, કેવીરીતે ઉપર જવાય છે. અને મને કેવી રીતે મળવું આદિ સર્વ સૂચનાઓ

મેં તેમને સંક્ષેપમાં સમજાવી દીધી. અને પછી હું ઘણીજ સાવધાનીથી તે મકાન તરફ રવાના થયો. દરવાજાથી પંદર-સોળ હાથપર કૉન્સ્ટેબલોને ઉભા રાખીને હું એકલો ચૂપચાપ દ્વાર પાસે જઇને ઉભો રહ્યો. આ વખતે મેં એક ભીષણ કાયાવાળા દરવાનને પહેરો ભરતો જોયો. જે વેળાએ હેલને મને ચાલ્યા જવાની સૂચના આપી હતી, ત્યારે ત્યાં આગળ કોઇ પણ મનુષ્ય નહોતો આથી મને જણાયું કે ખરેખર હેલનના બુદ્ધિબળને લીધેજ આ ભયંકર મૂર્ત્તિમાન દરવાનનો મને તે સમયે સાક્ષાત્કાર નહિ થયો. હેલનેજ ચતુરાઇથી તેને ક્યાંક મોકલી આપીને મારો ઉદ્ધાર કર્યો હશે. ધન્ય ! હેલન તારા ચાતુર્યને ધન્ય છે !

"હેલનના ચાતુર્યથી મને જણાયું કે, સૃષ્ટિમાં સ્ત્રીઓ પણ પુરુષો કરતાં ઘણાંજ ઉત્તમ કાર્યો કરીને પોતાના માનવ-જન્મનું સાર્થક્ય કરી શકેછે તથા વિશ્વમાં આદર્શ ગણાઇને પોતાની સુકીર્તિના સૌરભ વિસ્તારીને અમર કીર્તિ મેળવવાને શક્તિસંપન્ન થઇ શકેછે.

"સાધારણતઃ સ્ત્રીઓના હૃદય અત્યંત સુકોમળ હોય છે, તેઓ બીજાઓનાં દુઃખ દેખીને પોતે પણ દુઃખી થાય છે. તથા પોતાનાથી બનતી સહાયતા કરીને દુઃખીના દુઃખ ભાંગવામાં આનંદિત થાયછે, આ વિષયનો પ્રત્યક્ષ સાક્ષાત્કાર મને સર્વથી પ્રથમ હેલનેજ કરાવ્યો.

"હવે એ દરવાનને શી રીતે દૂર કરવો જોઈએ, એ સંબંધી હું વિચાર કરવા લાગ્યો, "મેં નિશ્ચય કર્યો કે, કોઇપણ પ્રકારે તેને દૂર કરવોજ જોઇએ, તેમ કર્યા વિના હું મારા કાર્યમાં ફળીભૂત થઇ શકું તેમ નહોતો. પરંતુ તેને ખસેડવો શી રીતે ? માત્ર એકજ ઉપાય જણાતો હતો કે, જો તેનું મુખ એકદમ કપડાંથી બંધ કરીને તેને બહાર મોકલાવી દેવામાં આવે, તોજ કાર્યની સિદ્ધિ થઈ શકે તેમ હતું. અનેક પ્રકારના વિચારો કરવા છતાં જ્યારે બીજો કોઇ ઉપાય ન મળ્યો ત્યારે મેં દારોગાની સલાહ લઇને એક કૉન્સ્ટેબલને મોઢું અને જાડું કપડું લઇને આગળ આવવાનો સંકેત કર્યો. હું પણ તેની સાથેજ ગયો, મારી પાછળ બીજા માણસો ધીમે ધીમે ચાલ્યા આવતા હતા. દરવાનની પાસે ગયા પછી મેં પૂછ્યું કે:–" બાબૂ સાહેબ ! આ મકાન કયા ગૃહસ્થનું છે ? મકાનની સુંદરતા તો અલૌકિક પ્રકારની જણાય છે, અવશ્ય આ મહાલયનો સ્વામી કોઇ ધનાઢ્ય પુરુષજ હશે, ખરૂં કે નહિ વારૂ ?

આ સાંભળીને તે દરવાન મારી પાસે આવીને ઘણાજ કઠોર સ્વરથી બોલ્યો કે;– " તમારે તેનું શું કામ છે ? આ મકાન તો મૅકેયર સાહેબનું છે, મૅકેયર સાહેબજ આ વિશાળ મહાલયના માલિક છે."

" પુનઃ તેના મુખમાંથી એક પણ શબ્દ બહાર નીકળી શક્યો નહિ. કારણકે, અમે લોકોએ તેના ગળાપર એકદમ કપડું બાંધી તેને જોરથી દબાવીને ખેંચી લીધો હતો. આમ થતાં તે અસ્પષ્ટ ભાવે ચોંડાઇને જમીનપર ઢળી પડયો, આ સમયે મારા બીજા સોબતીઓએ આવીને તેના હાથ પગ બાંધી લીધા અને પછીથી તેના મુખપર કપડું ઠાંસીને તેને ઉપાડી લીધો. આ સમયે તેનો ચીત્કાર ઉપર સંભળાયો હોય તેવાં કંઇ પણ ચિન્હો અમને જણાયાં નહિ. થોડી વાર પછી તેણે ધીમે સ્વરેથી બૂમ પાડી આથી તેનો અવાજ ઉપર સંભળાયો અને ઉપરથી કોઇએ કહ્યું કે;—" કેમ ભગવાનસિંહ ! શી ગરબડ મચાવી મૂકી છે ? આમ બરાડા શા માટે પાડે છે ?"

" આ અવાજ ઉપરથી અબ્દુલેજ માર્યો હોય, તેમ જણાયું. તેથી મેં સ્વર બદલીને કહ્યું કે;—" ખુદાવંદ ! હું અંધપુરુષ છું, તેથી આજે અહિં રહેવા ઇચ્છતો નથી.

" આ સાંભળીને તે ગુસ્સે થઇને બોલ્યો કે;–" જા, ચાલ્યો જા, તારે જવું હોય ત્યાં."

" હું " જેવી આપ નામદારની આજ્ઞા " કહીને ત્યાંથી ચાલ્યો આવ્યો અને એક ખૂણામાં છુપાઇને ઉભો રહ્યો. પહેરાપર જે બે કૉન્સ્ટેબલો હતા તેમણે દ્વારપાળને પેલા વણિકની દુકાને સોંપી દીધો, અને તેને જણાવ્યું કે, જ્યાં સુધી અમારૂં કાર્ય પાર પડે નહિ ત્યાં સુધી આ દ્વારપાળને આવી સ્થિતિમાંજ અહીં રાખી મૂકજો. ત્યાર પછી પહેરાવાળા કૉન્સ્ટેબલોને પણ મેં જણાવી દીધું હતું કે આ મકાનમાંથી કોઈપણ મનુષ્ય ન્હાસી ન જાય તેનું ખાસ ધ્યાન રાખજો. તેમાં જો જરાયે ફેર પડશે, તો તમને યોગ્ય સજા કરવામાં આવશે.

આ પ્રમાણે વ્યવસ્થા કર્યા પછી અમે લોકોએ ચાતુર્યથી દ્વાર ઓળંગીને તે મકાનમાં પ્રવેશ કર્યો. દારોગા સાહેબ બે સિપાહીઓ સાથે બગીચામાં છુપાઇ ગયા. હું ચાર માણસો સાથે ઉપર ગયો. બે માણસોને સીડી નીચે ચૂપચાપ ઉભા રાખ્યા અને બે માણસોને

મારી સાથે લઇને હું ઉપરના ઓરડામાં ગયો. મારી સાથેના બે માણસોને મેં એક ખૂણામાં છુપાવી દીધા પછી હું તે ઓરડામાંથી નીકળીને મૅકેયર તથા ગાર્ડન જે ઓરડામાં બેસીને પરસ્પર સલાહ કરી રહ્યા હતા, તેની પાસેના ઓરડામાં જઇને ચૂપચાપ ઉભો રહ્યો. આ ઓરડાનું દ્વાર અંદરથી બંધ હતું, છતાં પણ તેમની સઘળી વાતો બહારથી સ્પષ્ટ રીતે સંભળાતી હતી.

"પ્રથમ હેલનનો સ્વર સંભળાયો. તે ક્રોધિત સ્વરથી કહેવા લાગી કે;—"મૅકેયર! સાવધાન! જરા વિચારીને વાત કરો. કદાચિત્ મારા પિતાશ્રી તમારા વિઘાતક કાર્યના દબાણથી દબાઇને તમારી ઇચ્છાનુસાર વર્ત્તવાને બંધાયા હશે, પરંતુ મેં તમારી આગળ કદાપિ કોઈપણ પ્રતિજ્ઞા કરીજ નથી. આજે તમને મળવાનો મુખ્ય ઉદ્દેશ માત્ર એજ છે કે, હું તમારી સમક્ષ પ્રતિજ્ઞા કરીને કહુંછું કે; પૂર્વાચલનો ઉદય કદાચિત્ પશ્ચિમમાં થશે, સમુદ્ર પોતાનું ગૌરવ તજીને પોતાની સીમાનું ઉલ્લંઘન કરશે, તથાપિ ગાર્ડનની કન્યા હેલન તમારા જેવા પ્રપંચી, વિઘાતક, દુરાત્મા, પાપાત્મા, આદિ અનેક કુનામધારક નરકના કીડા સાથે, કદાપિ પતિ—પત્ની તરીકેનો સ્વીકાર નહિજ કરે. તમે મારા પિતાજીને એ સંબંધમાં કાંઇપણ પૂછશોજ નહિ. કારણકે મારા લગ્નના કાર્યમાં હું પોતેજ સ્વતંત્ર છું. મારા પિતાની આંતરિક ઇચ્છા તમારા જેવા જીવતા નરપિશાચ સાથે મારાં લગ્ન કરવાની છેજ નહિ. હવે તે વિષયમાં તમે જે કાંઇ બોલશો, તે માત્ર ઘાસ કાપવા સમાનજ ગણાશે. અર્થાત્ મિથ્યા પ્રલાપોજ લેખાશે."

"હેલનના હૃદયવેધક વાક્યો સાંભળીને મૅકેયર અત્યંત ક્રોધકમ્પીત સ્વરે બોલ્યો કે;—હેલન તેં આજે આ વીરવર મૅકેયરનું હદ ઉપરાંત અપમાન કર્યું છે. આ સંસારમાં મને અત્યાર સુધી કોઈપણ આવો અપમાનિત કરી શક્યું નથી. મૅકેયર પોતાના તરફ એક આંગળી ચીંધનારને પણ તરતજ પદદલિત કરીને તેના શોણિતનું પાન કરે તેવો બહાદુર પુરુષ છે, કાપુરુષની માફક કોઇના કઠિન શબ્દો સહન કરીને મૅકેયર શાન્ત રીતે બેસી રહે તેવો બાયલો તેને ન ધારતી. પોતાના અપમાનના બદલામાં મૅકેયરે ફ્રાન્સ, ઇંગ્લાંડ અને ભારતનાં અનેક મનુષ્યોનો કચ્ચરઘાણ વાળી નાખ્યો છે. તુચ્છ શબ્દના આઘાતને માટે આ વીર મૅકેયરે અનેક આત્માઓને આ સં-

સારમાંથી પ્રયાણ કરાવીને નરકગામી કર્યા છે. તું એમ ન ધારતી કે, મૅકેયર એક સાધારણ પુરુષ છે. યાદ રાખજે કે, મૅકેયરની સત્તાથી સમસ્ત ફ્રાન્સની ગવર્નમેન્ટ પણ કમ્પી ઉઠે છે. હું તારા અપમાનના શબ્દો સહન કરીને બેસી રહું અથવા તો મૌન્યવ્રતને ધારણ કરૂં તેવો સાધુડો નથી, પરંતુ શત્રુતાના પરિત્રાણાર્થે જીવનના જોખમે પણ હું તારો વધ કરીશ અને મારા અપમાનના બદલામાં હું તારી શોણુત–ધારાથી મારા આત્મામાં પ્રજ્વલિત થયેલા અગ્નિને શાન્ત કરીશ. હું 'સેન્ટમેરી'ના સોગંદ લઇને કહું છું કે, તારા હૃદયના રક્તદ્વારા હું મારા અપમાનનું પ્રાયશ્ચિત કરીશ. મૅકેયરના જીવન કાળમાં તું સૌભાગ્યવતી બનીને સ્વામીસુખને કદાપિ પ્રાપ્ત કરી શકીશ નહિ. મારા દ્વારાજ તારા ભાગ્યનો અસ્ત થશે, એની હું તને અત્યારથીજ સૂચના આપું છું. આ ભવમા તું ચિરકાળને માટે કુમારિકા અવસ્થામાંજ જીવતી રહી શકીશ અને કાંતો આ બહાદુર મૅકેયરની અર્ધાંગનાનું પદ સ્વીકારીશ તોજ તારા જીવનની અંતિમ ઘટિકા આવવાનો સમય આવશે નહિ. પરંતુ તું મૅકેયરથી વિરુદ્ધ થઇને બીજા કોઈ પુરુષની પત્ની તો કોઇ કાળે પણ થઇ શકીશ નહિ. હું તારૂં ખૂન કરીશ, તારા ઉકળતા લોહીનું પાન કરીશ અને અલ્પ સમયમાંજ આ સર્વ કાર્ય તને, તારા પરિવારને અને સમસ્ત સંસારને બતાવી આપીશ. યાદ રાખજે કે, હું બદલો લેવા માટે સમસ્ત ફ્રેન્ચ જાતિમાં વિખ્યાતછું, આજથી—"

"આ સમયે તેને અટકાવીને વચ્ચમાંજ ગાર્ડન સાહેબ ક્રોધના આવેશમાં આવીને લાલ મુખમુદ્રાથી કહેવા લાગ્યા કે;—" ચૂપ કર, મૅકેયર! તારો લવારો બંધ કર. સાવધાન! મોઢું સંભાળીને બોલ. હું તારી સાથે પ્રતિજ્ઞા–સૂત્રમાં બંધાયા છતાં પણ એક બ્રિટાનિયા નિવાસી સિંહ છું. તારા જેવા કંઇક મૅકેયરને ચૂર્ણ–વિચૂર્ણ કરીને મારા કાર્યને સિદ્ધ કરવામાં હું અત્યંત શક્તિમાન છું. નીચ, હરામખોર મૅકેયર! તું મારીજ સમક્ષ મારી વ્હાલી કન્યાનું અપમાન કરે છે? નહિ, નહિ અમે બ્રિટિશ સિંહો તેવા અપમાનને કદાપિ સહન કરીએ તેવા નથી. તારામાં શું શક્તિ છે કે, મારી કન્યાનો વાળ પણ વાંકો કરી શકે. ગાર્ડનની પુત્રીના સ્હામે વિષમદૃષ્ટિ કરનારનાં નેત્રો પણ ગાર્ડન ફોડી શકવાને સમર્થ છે. તું એમ ન ધારતો કે, ગાર્ડન એક તુચ્છ અને કાપુરુષ છે. તારા મસ્તકનું

છેદન કરવાની શક્તિ મારામાં પણ છે. તારા જેવા પાપ પ્રચારક શયતાનોના ભયથી ધર્મભીરુ ગાર્ડન અને તેનો પરિવાર કદી પણ ભયભીત બને તેમ નથી.

"તેં પ્રતિજ્ઞા કરી હતી કે, હું હેલનને માત્ર એક બે શિખામણની વાર્તા કહીશ,—તે પ્રતિજ્ઞાનો ભંગ કરીને મારી સમક્ષજ તેને અપમાનિત કરી ભય દર્શાવી રહ્યો છે કે? કાપુરુષ, તું નિશ્ચય જાણજે કે, હું આ પિસ્તોલથી તારા અપમાનનો બદલો લઈ શકું તેમ છું. તને હું વારંવાર કહી ચૂકયો છું અને આજે પણ કહી સંભળાવું છું કે, હું મારી પ્રાણાધિકા પુત્રી—હેલનને તારા જેવા પાપી પાખંડી રાજદ્રોહી, સ્વામીદ્રોહી, પિતૃદ્રોહી અને માતૃદ્રોહી પુરુષના હાથમાં કાળાન્તરે પણ અર્પણ કરવા ઇચ્છતો નથી. અને તે શાન્તિની પ્રતિમા સ્વરુપ સુન્દરી પણ તને પતિરૂપે ગ્રહણ કરવામાં અસમ્મત થઈ રહી છે, તારા કલંકિત મુખનાં દર્શન કરવાને પણ તે રાજી નથી. એ પણ તું તેના મુખથીજ સાંભળી ચૂકયો છે. માટે તને સાવધ કરીને કહું છું કે, આ વાતને હવે કદી પણ જીભ પર લાવીશ તો, યાદ રાખજે કે, જે કરાલ કટારી મિસિસ ગાર્ડનના અપમાનનો બદલો લેવા માટે, પારિસના વિખ્યાત કાઉન્ટ લાલીના હૃદયનો વધ કરીને તેના રક્તદ્વારા તૃપ્ત થઇ હતી, તેજ કટારી તારા હૃદયના રક્તથી પણ રંગાઇ જશે, એ તું નિશ્ચિત જાણી લેજે. આજે પરમાત્માનું સ્મરણ કરીને હું આ પ્રતિજ્ઞા કરૂં છું." આટલું કહીને તે શાંત થયો.

"ગાર્ડનની વાત સાંભળવાથી મને "પારિસ રહસ્ય"નો પત્તો મળી ગયો. હાય! ગાર્ડન જેવો સરલ અને સદાશય પુરુષ પણ તેવા ભયાનક પાપકર્મમાં અથવા ખૂનમાં લિપ્ત થયેલ છે? મને જણાયું કે, મકેયર તેના ઉક્ત ભેદને જાણતો હોવાથી તેને પ્રકાશિત કરી દેવાનો ભય બતાવીને તેનું પાપયુક્ત ચરિતાર્થ કહેવા ચાહતો હશે. ગાર્ડન ખૂની હો અથવા ન હો, પરંતુ તે પાપી મૅકેયરનો સહકારી તો નથીજ. નાના પ્રકારના ભય બતાવીને મૅકેયર તેને પોતાનો સહકારી બનાવવા ધારતો હતો. માટે ગાર્ડનને મૅકેયરના સમાન દોષિત ઠરાવવો એ અયોગ્ય છે. હું આ પ્રમાણે વિચાર કરી રહ્યો હતો એવામાં અબ્દુલ બોલી ઉઠયો કે;—"હુજુર! મારે પણ

આપને એક નિવેદન કરવાનું છે કે, આપણા ઉદ્દેશ સાધનમાં હેલ-નની વાત કાઢવાથી વ્યર્થ વાદવિવાદ ઉપસ્થિત થયો છે, આટલો સમય આપણી કાર્યસિદ્ધિની વાતોમાં ગાળ્યો હોત તો આપણે કોઇ પણ પ્રકારના નિશ્ચય પર કયારનાય આવી ચૂકયા હોત. ગાર્ડનસાહેબે કબૂલેલી રકમ પણ આપે હેલન સંબંધી વાત ઉચ્ચારીને નષ્ટ ભ્રષ્ટ કરી નાખી છે. મારા ધારવા પ્રમાણે આવી ભયંકર સ્થિતિમાં અ-ન્યાન્ય વાતોને વિસરી જઇને, સૌએ એકમત થઇને કાર્ય કરવું, એ અધિક ઉચિત છે, કારણ કે, નાના સાહેબનો દૂત તાતિયાટોપી કા-લેજ આપણો અભિપ્રાય જાણવા માટે અત્રે આવશે. સુબેદાર ધન-વલ્લભસિંહને વિદ્રોહિયોનો નેતા બનાવવા માટે દિલ્હીના બાદશાહ તરફથી સનંદ લાવવાની મેં જે પ્રતિજ્ઞા કરી હતી, તે પણ તાતિયા-ટોપી થોડા દિવસમાં લઈ આવશે. હવે જો આવી સ્થિતિમાં આપણે એક નિશ્ચયપર નહિ આવીએ તો કાલે તેમને શું ઉત્તર આપીશું? જો ધનવલ્લભસિંહને સનંદ નહિ મળે, તો પછી તે તથા તેના મિત્રો આપણા પર વિશ્વાસ કરશે નહિ અને તેથી આપણને કોઇપણ પ્રકા-રની સહાયતા મળી શકવાની સંભાવના પણ રહી શકશે નહિ. માટે કર્ત્તવ્યપાલન કરતી વેળાયે પરસ્પર કલહ કરવો એ મને તો કોઈ પણ પ્રકારે ઉચિત લાગતું નથી. પ્રથમ કાર્યસિદ્ધિ કર્યા પછી અન્યાન્ય વિષયોમાં લિપ્ત થવું એજ સાચી ઉન્નતિનું મૂળ છે. પ્રથમ કાર્ય-સિદ્ધિ અને પછીથી બીજાં કાર્યો કરવાં યોગ્ય છે.

"મિ. ગાર્ડને અબ્દુલના કથનને અનુમોદન આપીને કહ્યું કે;-"અબ્દુલ! તમારૂં કથન તદ્દન સત્ય છે. હું મારી પ્રતિજ્ઞા પ્રમાણે તમારા કાર્યમાં યોગ્ય સહાયતા આપવાને હજી પણ તૈયાર છું. તમારી સાઠહજાર રૂપિયાની યાચનાનો હું સ્વીકાર કરૂંછું અને આ ક્ષણેજ તે રકમ આપવાને તૈયાર છું. પરંતુ તમારે મારી સાથે એક પ્રકારની પ્રતિજ્ઞા કરવી પડશે, કે હવે આ રૂપિયા લીધા પછી, તમે લોકો મને તમારા કાર્યમાં સમ્મત ન કરતાં, તમારા પોતાના દ્વારાજ જે જે કાર્યો કરવાનાં હોય તે કર્યા કરજો, અને પછીથી તમે લોકો કૃપા કરીને મારી સાથેના સંબંધનો સદાને માટે ત્યાગ કરજો. તમે લોકો હવે પછી મને મુખ પણ બતાવશો નહિં. જો આ સર્વ શરતો માન્ય હોય તો હું તમારી માગેલી રકમ અત્યારેજ આ-પવાને ઉત્સુક છું. તેમજ મારી આગળ તમે પ્રભુપ્રત્યેનો ભય રાખીને

પ્રતિજ્ઞા કરતા હો, તો હું તમને એક ચક લખી આપું છું, અને તેના નાણાં તમને તરતજ આગ્રા બેન્કમાંથી મળી શકશે.

"અબ્દુલે નમ્રતાયુક્ત સ્વરથી ઉત્તર આપ્યું કે;-"આપના કહેવા પ્રમાણે વર્તવાને હું તૈયાર છું, આપ મારા પક્ષના એક સહાયક પુરુષ છો, તેથી હું આપના ઇનામની અવગણના કરવાને તદ્દન નારાજ છું. તે ઉપરાંત અત્યારે અમારી પાસે દ્રવ્યનો અતિ અભાવ હોવાથી તેને સંપાદન કરવાની ખાસ આવશ્યક્તા છે. મેં જે મહાન કાર્ય આરંભ્યું છે, તેમાં રૂપિયાની વાત તો બાજૂએ રહી, પરંતુ સામાન્યમાં સામાન્ય વસ્તુઓ એકત્રિત કરીને અમારૂં કાર્ય પૂર્ણ કર્યા વિના છૂટકો નથી. આવી કઠિન પરિસ્થિતિમાં અમારે તેવી વસ્તુઓને તિરસ્કારની દૃષ્ટિથી જોવી એ સર્વથા અનુચિત અને હાનિકારકજ છે. જે મનુષ્ય પોતાની સાધારણ શક્તિપર દૃઢ વિશ્વાસ રાખીને જગતનું મોટામાં મોટું કાર્ય કરવાને તત્પર થઇ જાયછે, તે મનુષ્યને જેમના તરફથી જેટલી સહાય્ય મળે તેટલી સ્વીકારી લેવી એજ અતિ ઉચિત અને ઉન્નતિકારક છે. માટે પોતાની શક્તિ ઉપરાંત અન્યસ્થળેથી પ્રાપ્ત થયેલી સહાયતાઓનો સ્વીકાર કરીને કોઇ પણ કાર્ય આરંભીએ છીએ તો આપણા સર્વ મનોરથ ફળીભૂત થઇ શકે છે. અમારી શક્તિ અત્યંત સાધારણ અવસ્થામાં છે, એ વાત મારા જાણવામાંજ છે. આપ જે સાઠહજાર રૂપિયાની રકમ આપો છો, તે રકમ ઘાસના ગુચ્છાની માફક તુચ્છજ છે, પરંતુ તે તુચ્છ વસ્તુનો અસ્વીકાર કર્યા વિના બીજી જગ્યાએથી તેવા પ્રકારની સહાયતાઓ મેળવીશું તો અમારૂં મહાન કાર્ય અવસ્ય સફળ થઇ શકશેજ. અમને કદાપિ નિષ્ફળતાનાં વિષમ પરિણામ નડી શકશે નહિ. આ પ્રમાણેની કાર્ય પ્રણાલી ગોઠવવાથી કોણ કહી શકે તેમ છે કે, ભારતમાંથી અંગ્રેજ રાજ્યને પદ્દલિત અને નષ્ટપ્રાય કરીને ફ્રેન્ચ રાજ્યની સ્થાપના નહિ થઇ શકે? અથવા તો ફ્રેન્ચ-પતાકાજ ભારત ભૂમિના સૌભાગ્યચિન્હ તરીકે સર્વ સ્થળે ફરકી શકશે. એટલા માટેજ હું કહુંછું કે, આપે આપેલી સહાયતા તુચ્છ હોવા છતાં પણ મારા સ્વામી મેંકેયર સાહેબને તેનો સ્વીકાર અવસ્ય કરવોજ પડશે."

"અબ્દુલની વાતપરથી જણાયું કે, તે એક દક્ષ અને બુદ્ધિમાન પુરુષ છે અને માનવ-ચારિત્રને સારી રીતે સમજી શકે તેવો કુશળ મનુષ્ય છે. જ્યારે તેણે જાણ્યું કે, હવે ગાર્ડન અને મેંકેયર

વચ્ચે પરસ્પર વિશેષ વિરોધ વધવાની સંભાવના છે, અને તેથી પોતાના સ્વાર્થ સાધનનો માર્ગ બંધ થવા આવ્યો છે, ત્યારે તેણે ગાર્ડનની પ્રશંસા અને મૅકેયરની સામાન્ય નિંદા કરવાનો પ્રારંભ કર્યો. આ પરથી હું સમજી શકયો કે, તેનું જીવન માત્ર પાપકર્મમાંજ વીતેલું નથી, તેણે કાંઇક જ્ઞાનચર્ચામાં પણ પોતાનો સમય વીતાડેલો છે. પરંતુ દુરાચારી મિત્રોના સંસર્ગથીજ તે રાજદ્રોહી અને પ્રપંચી અથવા કાવત્રાંખોરનો અગ્રેસર બની ગયો છે

"હું એટલું તો પ્રથમથીજ સ્થિર કરી ચૂકયો હતો કે, અબ્દુલને પણ કેદ કરી લઇશ, પરંતુ હું તેને તે વખતે મૅકેયરનો સોબતીજ ધારતો હતો; પણ એમ નહોતો જાણતો કે, તેણે વિદ્રોહીઓમાં પોતાનો આવો પ્રભાવ જમાવી દીધો છે. હવે મને મૅકેયરને કેદ કરવાની આવશ્યક્તા જણાઇ હતી, તેનાથી પણ વિશેષ અબ્દુલને કેદ કરવાની સત્વર આવશ્યક્તા જણાઇ આવી. કારણ કે, જો અબ્દુલને કેદ કરવામાં નહિ આવે તો; તે અંગ્રેજ સરકારના વિપક્ષમાં રહીને, મહાન ષડયંત્રકારી, કાવત્રાંખોર મનુષ્યોની સંખ્યા એકત્રિત કરીને મહાન અનર્થ મચાવી મૂકશે, આમ ધારીને મેં તેને પણ કેદ કરવાનો નિશ્ચય કર્યો. જો ગાર્ડન અને હેલન દૂર થાય તો મારા કાર્યની સમાપ્તિ થવાનો સંભવ સત્વર હતો. પરંતુ જો તેઓ ત્યાંજ રહેશે તો કોઈ પણ પ્રકારનું વિઘ્ન ઉપસ્થિત કરશે એમ ધારીને હું તેમની ગેરહાજરીમાંજ ત્યાં જવાના નિશ્ચયપર આવ્યો.

"આ સ્થળે માત્ર અમે ત્રણ જણાજ હોવાથી મને ભય થવા લાગ્યો કે, કદાચિત્ મૅકેયર અને અબ્દુલને અમે એક સાથે પકડવા જઇએ, તો તેઓ પોતાના પ્રાણનું સંરક્ષણ કરવા માટે હથિયારનો આશ્રય લે, તો અમારે અમારા જીવનનો પણ ત્યાગ કરવો પડે તેમ હતું, એમાં લેશ માત્ર પણ સંશય નહોતો. હું પ્રથમથીજ જાણતો હતો કે, આવા બદમાશ લોકો હથિયાર સાથે લઇનેજ નિરંતર ભટકયા કરે છે, તેમની આગળ ગોળી ભરેલી પિસ્તોલ ન હોય, એમ કોણ ખાત્રીપૂર્વક કહી શકે તેમ છે વારૂ? આ પ્રમાણે ભવિષ્યમાં બનનારા બનાવોનું પૂર્ણ સ્મરણ કરીને મેં એક નવીન ઉપાય યોજી કાઢયો કે, જો અબ્દુલ કોઈ પણ પ્રકારે આ ઓરડામાંથી બહાર આવે, તો તરતજ અમારે ત્રણેએ એક સાથે તે ઓરડામાં પ્રવેશ કરીને મૅકેયરને કેદ કરી લેવો, અને પછી બીજા કાન્સ્ટેબલો દ્વારા અબ્દુ-

સને પકડી પાડવો. આ પ્રમાણે વ્યવસ્થા કરવાથી ભવિષ્યમાં કોઇ પણ પ્રકારની વિપદ આવી શકશે નહિ. આમ ધારીને અમે સુયોગ મળવાની રાહ જોવા લાગ્યા.



## પંચમ પરિચ્છેદ



## ભયાનક હત્યાકાણ્ડ અથવા શોણિત-સરિતા



### સરદાર રામપાલસિંહની આત્મકથા

"અબ્દુલનું સંભાષણ સમાપ્ત થયા પછી દસ-પંદર મિનિટ પર્યન્ત તે ઓરડો તદ્દન નિઃસ્તબ્ધ અને શૂન્યાકાર બની ગયો. કોઇના મુખમાંથી એક પણ શબ્દ નીકળ્યો નહિ. મને જણાયું કે, મૅક્યરના કઠિન અને પાષાણતુલ્ય હૃદયપર અબ્દુલના સંભાષણે પોતાનો પ્રભાવ પૂર્ણ પ્રમાણમાં જમાવી દીધો છે!

"કેટલીકવાર પછી મૅક્યરે સર્વવ્યાપી ગંભીરતાનો ભંગ કરીને કહ્યું કેઃ–" મિ. ગાર્ડન! તમારો ક્રોધિત સ્વભાવ, વાતચીત કરવાની પદ્ધતિ અને મારા પ્રત્યે આવો અપમાનદર્શક વ્યવહાર જોઇને, તમારા પર મને સંદેહ ઉત્પન્ન થવા લાગ્યો છે. રૉબર્ટ મૅક્યર જેવા વીર અને સાહસિક પુરુષનું આવું ભયાનક અપમાન આ અવનીમાં અદ્યાપિ કોઈ કરી શક્યું નથી, પરંતુ તમે પોતેજ તમારા સર્વનાશનાં સર્વ સાધનો ઉપસ્થિત કરીને મારા પ્રત્યે અપવ્યવહાર કરી રહ્યા છો. પણ યાદ રાખજો કે, આનું પરિણામ અલ્પ અવધિમાં હું તમને કેવું વિષમ લાવી બતાવુંછું. મને તમારી સર્વ ચેષ્ટાઓથી હવે જણાઇ આવ્યું છે કે, કાલે અમે જે જાસૂસને પકડીને કારાગૃહવાસી બનાવ્યો છે, તે તમારોજ નિયુક્ત કરેલો કોઇક ચાણક્ય મનુષ્ય છે. તમારી પાસેથી મને રૂપિયા મળી જાય, ત્યાર પછી હું કોઇ પણ પ્રકારના સંબંધથી તમારી સાથે જોડાવા માગતો નથી. અબ્દુલના કહેવા પ્રમાણે વર્ત્તવાથીજ મને અત્યારે એક વિશિષ્ટ પ્રકારના લાભની સંભાવના રહે છે. તમારી સહાયતાનો હું તિરસ્કાર

કરવા ઇચ્છતો નથી. તમે સાઠ હજાર રૂપિયાનો એક ચૅક લખી આપો. પરંતુ.............

"આ સમયે હેલન વચમાંજ બોલી ઉઠી કે:—"પૂજ્ય પિતાશ્રી! આપ આ સાઠ હજાર રૂપિયા કેવળ પાણીમાંજ પધરાવી રહ્યા છો, કારણ કે, પાપાત્મા અને નરકુલદ્રોહી મનુષ્યોને દ્રવ્યદ્વારા ઉત્તેજિત કરીને અનેક અનર્થોના ઉત્પાદક બનાવવા એ કેવળ ઇશ્વરી સત્તાની મહાન આજ્ઞાનું ઉલ્લંઘન અથવા તો અપમાન કરવા સમાનજ છે. આપણો ધર્મગ્રંથ આવા પ્રકારની અધમ સહાયતા આપીને પાપ પ્રચારક શયતાનોને ઉત્તેજન આપવાની સ્પષ્ટ મના કરે છે. જે દુરાત્મા દ્વારા અનેક કુલવતી લલનાઓની લાજ લૂટાવાનો સંભવ છે, બિચારાં નિર્દોષ મનુષ્યોનાં ગળાં કપાય તેમ છે, જે નીચ પુરુષ દ્વારા અનેક આત્માઓને આ સંસારની સર્વ ઇચ્છાઓ—વાસનાઓ અને મહત્વાકાંક્ષાઓનો ત્યાગ કરીને વિના વાંકે પરલોક-ગમન થવાની સંભાવના રહ્યા કરે છે અને જે કુટિલ મતિના માનવી દ્વારા ભયંકર રક્તપાત થવાનાં ચિન્હો અત્યારથીજ પ્રત્યક્ષ જણાય છે, એવા અધમ, કુલાંગાર અને માનવકુલ વિદારક પુરુષને કોઇપણ પ્રકારની સહાયતા અથવા તો અનુમતિ આપવી એ પણ એક ભયંકર પાપ છે."

"બેટા હેલન? જે પુરુષદ્વારા આપણો ધ્વંસ થવાનો સંભવ હોય, આપણો સર્વ નાશ થવાનાં ચિન્હો પ્રત્યક્ષ જણાતાં હોય, તે પુરુષને પોતાની સર્વ સંપત્તિ આપીને પણ પોતાના જીવનની રક્ષા કરવી અથવા તો તેમનું મન સંતુષ્ઠ કરીને મુક્તિનો લાભ મેળવવો એ વાત મને અધિક પ્રિય લાગે છે." ગાર્ડને પોતાની પુત્રીને કેવળ આશ્વાસન આપવાના ઉદ્દેશથીજ કહી સંભળાવ્યું.

"પિતાજી! આમ માનવામાં આપની ભૂલ થાય છે, છતાં આપની તે ભૂલને હું એક પુત્રી તરીકે આપની સમક્ષ સાબિત કરી આપું તે, સર્વથા અનુચિતજ ગણાય. પરંતુ આપણા એક પરિવારના ધ્વંસથી જો અનેક ઉપદ્રવ થતા અટકે અને નિર્દોષી મનુષ્યોનાં રક્ત રેડાતાં બંધ થાય તો, તેનાથી પણ અધિક લાભ પ્રાપ્ત થવાનો સંભવ છે. પાપાત્મા પુરુષના ભયથી કમ્પીત થઇને તેમને કોઇપણ પ્રકારની માનસિક, શારીરિક અથવા તો આર્થિક સહાયતા આપીને

વિશેષ વિઘાતક બનાવવા એ કેવળ આપણી ભીરુતા અને નિર્બળતા વિના બીજું કાંઇજ નથી. જીવન ક્ષણિક છે અને તે આયુષ્ય પૂરૂં થતાં ચાલ્યુંજ જાય છે. તો પછી એવા માયાવી જીવનની લાલસામાં લુબ્ધ થઇને માનવ કર્તવ્યનું અપાલન કરવું એ માત્ર આપણી કાયરતાનાંજ લક્ષણો છે. આપ જાણો છો કે, મેકેયર આ રૂપિયાનો ઉપયોગ માત્ર વિદ્રોહી કાર્યમાંજ કરવાનો છે અને એ પ્રચંડ વિદ્રોહાગ્નિ સળગી ઉઠવાથી કેટલાં મનુષ્યો બળીને ભસ્મીભૂત થશે, તથા કેટલી અરાજકતા છવાશે તેનો જરા આપ વિચાર કરો." "સરલ હૃદયા અને દયાળુ દેવી હેલને સ્પષ્ટ રીતે મેકેયરના મતનું ખંડન કરીને પોતાના પિતાને સત્ય તત્ત્વનું તારતમ્ય કાઢી બતાવ્યું.

"હેલન! તું સત્ય કહે છે, તારા આવા ઉદાર અને સત્યાશયયુક્ત વાક્યો સાંભળીને મને અપાર આનંદ ઉદ્દભવે છે અને તારી આવી વિશુદ્ધ વાણીનું શ્રવણ કરીને હું મને પોતાને કૃતાર્થ માનું છું. અથવા તો ભાગ્યશાળી ધારૂં છું. તારા જેવી સ્પષ્ટવક્તા સ્ત્રીઓજ જગતના અમૂલ્ય આભૂષણો છે. પરંતુ કેટલીક માનસિક સંવેદનાઓ અને ભાવિ આપદ–વિપદોનો વિચાર કરીને હું મેકેયરને રૂપિયા આપી દેવાના કાર્યનેજ અધિક પસંદ કરૂંછું એમાંજ મારા મનનું સમાધાન સમાયલું છે. માટે બેટા, તું મને મારા આ કાર્યમાં તારી અનુમતિ આપે તો સારૂં."

મિ. ગાર્ડને કરુણાજનક સ્વરે હેલન આગળ પોતાના આંતરિક ભાવનાને વ્યક્ત કરી બતાવ્યો.

"મારા જન્મદાતા! પિતાની વિરૂદ્ધ પુત્રીથી કદાપિ વર્તી શકાયજ નહિ. આપને જો તે કાર્ય યોગ્ય લાગતું હોય તો તેમાં મારી અનઅનુમતિ છેજ નહિ. પરંતુ મારી સન્મુખ પરમાત્માના શપથપૂર્વક પ્રતિજ્ઞા કરો કે, 'આ લુચ્ચા અને હરામખોર મેકેયર સાથે હવેથી હું કોઇપણ પ્રકારનો સંબંધ રાખીશ નહિ.' આ પ્રમાણે પ્રતિજ્ઞા લીધા પછી તેને સાઠ હજાર રૂપીયા આપવામાં મને કાંઇ અડચણ જણાતી નથી. મારે આપને બીજી એક વિશેષ વાત એ કહેવાની છે કે, અત્યારે આપ મેકેયરને ત્રીસહજાર રૂપિયા આપો અને કાલે મેકેયર દ્વારા પકડાયલા પેલા કેદી (રામપાલ)ના સંરક્ષણાર્થે બાકીના ત્રીસ હજાર રૂપીયા આપની કને જમા રાખો. જ્યારે મેકેયરનું કાર્ય

સમાપ્ત થાય અને તે કેદી તેના બંધનમાંથી મુક્ત થાય, ત્યારે આપ બાકીના ત્રીસ હજાર રૂપિયા તેને આપી દેજો. જો મકેયર આ વિષયમાં સહાનુભુત થાય તો ઠીક છે, નહિતો પછી જેવી તેની ઇચ્છા."

હેલને એક વિલક્ષણ યુક્તિની યોજના ઘડી કાઢીને કહ્યું.

હેલનની આ વાત સાંભળીને અબ્દુલ બોલ્યો કે:-"મિસ હેલન! અમે આપની ઉક્ત વાતનો સ્વીકાર કરીએ છીએ, પરંતુ તે મનુષ્ય (રામપાલ-મારી) ની રક્ષા માટે વીસહજાર રૂપિયા ન રોકતાં માત્ર દસ હજાર રૂપિયા જમા રાખો. કારણકે, આ સર્વ દ્રવ્ય આપને ત્યાં રોકાઇ રહેશે તો અમારૂં કાર્ય ફતેહમંદ થઈ શકશે નહિ. અમે તે નીચ-હરામખોરના પ્રાણ લેવા ઇચ્છતા નથી, પરંતુ જ્યાં-સૂધી. અમારૂં કાર્ય સિદ્ધ ન થાય ત્યાંસૂધીજ તેને અટકાવી રાખવા માગીએ છીએ. કારણકે તે ભયંકર પુરુષ મહાન ધૂર્ત્ત અને બુદ્ધિમાન છે. જો મારી વાત પ્રમાણે વર્ત્તવામાં આપને કોઇપણ પ્રકારની આપત્તિ હોય, તો અમે તે વાતને હાલ તરત સાંભળવા ઇચ્છતા નથી."

"હેલને ઉત્તર આપ્યું કે;-અબ્દુલ! તમે મને પણ બનાવવા માગોછો કે શું? નહિ, નહિ. તેમ કદાપિ બની શકશે નહિ. અમે અત્યારે તમને એક પાઇ પણ આપી શકીએ તેમ નથી. તમે લોકો તે પુરુષને ગમે ત્યાં રાખો, તેમાં અમને કાંઈપણ હરકત નથી. પરંતુ તેનું જીવન શાન્તિમય અને વિપત્તિહીન હોવું જોઇએ. જો તમે તેને લેશ માત્ર પણ કષ્ટ આપશો, તો તમને એક પાઇ પણ આપવામાં આવશે નહિ. જગત્પિતાના એક સંતાન તરીકે તે મનુષ્ય પણ મારો એક આત્મીય બન્ધુ છે. તેની શોચનીય સ્થિતિ મારાથી જોઇ શકાશે નહિ. જો તમે અમારા આ દ્રવ્યનો દુરૂપયોગ કરીને કોઈ પણ મનુષ્યને કાંઇપણ ત્રાસ આપશો તો તમને બીજી એક કોડી પણ અમારાથી આપી શકાશે નહિ."

"મકેયરે કહ્યું કે;- "વારૂ! તમારી સર્વ શરતો અમને માન્ય છે. હાલ તરત તો ત્રીસ હજાર રૂપયાનો ચૅક લખી આપો પછીથી સઘળું જોયું જાશે."

"એટલે? શું જોયું જાશે? પ્રથમ તમે સેન્ટમેરીના સોગંદ ખાઇને પ્રતિજ્ઞા કરો ત્યારપછીજ ત્રીસ હજારનો ચક લખી આપવામાં આવશે." હેલને કહ્યું.

"હું સેન્ટમેરીના સોગન્દપૂર્વક તમારી સન્મુખ પ્રતિજ્ઞા કરૂંછું." મૅકેયર આ પ્રમાણેનું ઉત્તર આપીને અબ્દુલની સાથે કાંઇક સલ્લાહ કરવા લાગ્યો.

"આપરથી મને જણાયું કે, મૅકેયર, ગાર્ડનને ભય દર્શાવીને દગો દેવાનો પ્રપંચ રચી રહ્યો છે. તે ધારે છે કે, 'પ્રથમ ત્રીસહજાર રૂપિયા તો લઇ લઉં, પછીથી તેને મારીને નિષ્કંટક થઇ શકીશ. માછલી જાળમાં સપડાઇ છે તેનો તો શિકાર કરી લઉં."

"પરંતુ હેલને કેટલીકવાર પછી કહ્યું કે;—"મૅકેયર! તમે બાઇબલના સોગન લઇને કહો કે, 'હું ચૅક લીધા પછી મારા પિતાશ્રી સાથે કદી પણ મુલાકાત કરીશ નહિ અને તેમને દબાવવાની ચેષ્ટા પણ કરીશ નહિ જો તમે અમારા કહેવા પ્રમાણે કાર્ય કર્યા કરશો તો બાકી રહેલા ત્રીસ હજાર રૂપિયા પણ જ્યારે માગશો ત્યારે તમને આપી દઇશું. જો તમને વિશ્વાસ ન આવતો હોય, તો અમે પણ બાઇબલના શપથ લેવા તૈયાર છીએ."

"ત્યાર પછી કાંઇક શબ્દ સંભળાયો. તે પરથી મને જણાયું કે, હેલને ટેબલપર બાઇબલ મૂકયું હશે. ત્યાર પછી એક પુરુષ કુરસી પરથી ઉભો થયો. ઘણું કરીને તે મૅકેયરજ હતો. કારણ કે, તે તરતજ બોલી ઉઠયો કે:—"મારૂં નામ રૉબર્ટ મૅકેયર છે, હું હાથમાં બાઇબલ લઇને તથા સેન્ટમેરીના નામનું સ્મરણ કરીને સોગંદ સહિત પ્રતિજ્ઞા કરૂં છું કે; 'મને મિ. ગાર્ડન તરફથી રૂપીઆ ત્રીસ હજારનો ચૅક મળ્યા પછી, હું તેમને કોઇ દિવસ મળીશ નહિ અથવા તો યાદ પણ કરીશ નહિ, અને તે સાથે હું ગઇ કાલે કેદ કરેલા પુરુષને કોઇપણ પ્રકારનું કષ્ટ આપીશ નહિ!"

આમ કહીને પુનઃ તે પોતાના આસનપર બેસી ગયો.

ત્યાર પછી ગાર્ડન હાથમાં બાઇબલ લઇને પુનઃ કહેવા લાગ્યો કે:—"હું ગાર્ડન આ પવિત્ર ધર્મગ્રંથ બાઇબલને હાથમાં લઇને સોગંદ લઉં છું કે, પારિસ નગરમાં ૨૦ મી નવેમ્બર અને બુધવારની રાત્રિએ ગાર્ડનનો જળસ્પર્શ કરીને મેં પ્રતિજ્ઞા કરી હતી હતી કે, 'હું રૉબર્ટ મૅકેયરપર યથાસાધ્ય ઉપકાર કરીશ.' તે પ્રમાણે આજે મૅકેયરના હાથમાં હું ત્રીસહજાર રૂપિયાનો ચૅક આપીને મારી પ્રતિજ્ઞાના બંધનમાંથી મુક્ત થાઉંછું અને અત્યારથી હવે એ પ્ર-

તિજ્ઞાના અંતિમ સમયની સમાપ્તિ થાય છે. હવે પછી હું તેની સાથે કોઈપણ પ્રકારની પ્રતિજ્ઞાના સૂત્રમાં આબદ્ધ થવા ઇચ્છતો નથી અને જ્યારે તે મેં બતાવેલા મનુષ્યને જીવિત અવસ્થામાં લાવીને મારી સન્મુખ રજૂ કરશે, ત્યારે હું તરતજ બાકી રહેલા ત્રીસ હજાર રૂપિયા તેને આપી દઇશ. અત્યારે આ રૂપિયા માત્ર હું ઈનામ તરીકે જ આપું છું. જો મેકેયર કદાચિત્ તેનો અસ્વીકાર કરશે, તો પણ તે રકમપર મારો બિલ્કુલ અધિકાર અથવા હક્ક રહેશે નહિ.

"સોગંદ લીધા પછી ગાર્ડને ચૅક-બુક કાઢી તેમાંથી એક ચૅક લખીને મેકેયરના હાથમાં આપ્યો. મૅકેયર તે ચૅક અબ્દુલના હાથમાં આપીને બોલ્યો કે;-"તું કાલે આ ચૅક લઇને આગ્રા-બૅન્ક-માં જજે. પણ હં-ઠીક યાદ આવ્યું. જરા ઉપર જઈને જોઇ આવતો ખરો કે, તે પુરુષ અત્યારે કેવી સ્થિતિમાં છે. આપણે હમણાંજ તેને અહીંથી બીજી જગાએ લઇ જવો છે, માટે તે આપણી સાથે આવી શકે તેમ છે કે નહિ, તેનો તપાસ કરી આવ."

"આ વાક્યો સાંભળતાંની સાથેજ હું ત્યાંથી દૂર ખસી ગયો, અને એક અંધકારથી ઘેરાયલા ગુપ્ત સ્થાનમાં સંતાઇ ગયો. મેં મનમાંજ નિશ્ચય કર્યો કે, અબ્દુલના ઉપર જવા પછી મેકેયરને કેદ કરી લઇશ. પછી સહજ સાવધ થઇને મારી સાથેના કૉન્સ્ટેબલને પણ મેં સાવધાન કરી દીધા.

"ત્યાર પછી થોડીવારે બારણું ઉઘડવાનો અવાજ સંભળાયો અને હાથમાં એક દીપક લઇને તે ઓરડામાંથી નીકળીને અબ્દુલ ઉપર ચાલ્યો ગયો. સુઅવસર પ્રાપ્ત થવાથી મેં એક સીટી વગાડીને તરતજ મૅકેયરના ઓરડામાં પ્રવેશ કર્યો. મૅકેયર મને જોઇને ઉઠવા ધારતો હતો, પણ મેં તેને ઉતાવળથી દબાવી દીધો અને પછી તેને પછાડીને હું તેની છાતીપર ચઢી બેઠો. મને જીવતો જોઇને તે બાણથી વિંધાયલા મનુષ્યની માફક શક્તિહીન બની ગયો. એવામાં તરતજ મારા બન્ને સહાયક સાથીઓ પણ ત્યાં આગળ આવી લાગ્યા અને તેમણે મૅકેયરને મુસ્કેટાટ બાંધી લીધો. આ સમયે છૂટા થઇને ન્હાસી જવા માટે તેણે ઘણીજ મહેનત કરી પરંતુ અમારા બળની અધિકતા આગળ તેની સઘળી ચેષ્ટાઓ નિષ્ફળ નિવડી અને તેને અમારો બંદીવાન થવું પડયું.

આ સમયે મારી સીટીનો અવાજ સાંભળીને દારોગા સાહેબ પોતાના સોબતીઓ સાથે ત્યાં આગળ આવી લાગ્યો. મેં દારોગાને કહ્યું કેઃ–" એક પુરુષ હજી હમણાંજ ઉપર ગયો છે તેને આ સોડી દ્વારા ઉપર જઇને પકડી લ્યો. "

દારોગા કૉન્સ્ટેબલોસહિત ઉપર ચઢયો. બરાબર આ ક્ષણેજ મૅકેયરે બૂમ પાડીને કહ્યું કેઃ–" અબ્દુલ ! ઍરેનમ્, ઍરેનમ્, ઍરેનમ્ *

" મૅકેયરે અબ્દુલને સાવધ કરવાના ઉદ્દેશથીજ ઉપર્યુક્ત સંકેતદાયક શબ્દોનો ઉચ્ચાર કર્યો હતો. મેં મારા કૉન્સ્ટેબલોના હાથમાં મૅકેયરને સ્વાધીન કર્યા પછી ગાર્ડન અને હેલનને બહાર આવવાનું સૂચવન કર્યું. આ સાંભળીને તેઓ ઘણાંજ ધીમેથી ચાલીને બહાર આવ્યાં.

તેમને ગભરાયલાં જોઇ મેં મિ. ગાર્ડનના તરફ દૃષ્ટિ કરીને કહ્યું કેઃ—" ભાઇ ! આપને ભયભીત બનવાનું કશું પ્રયોજન નથી. આ વિષયમાં આપનો કાંઈ પણ દોષ નથી. કાલે જે ઉદ્દેશ સાધવાના વિચારથી મને તેમણે દગો દીધો હતો, તેજ ઉદ્દેશ સાધવાનો પ્રસંગ આજે મને મળવાથી તેમની આવી દુર્દશા થઇ છે. માટે આપ મને ક્ષમા આપો. આપે મને કેદ કર્યો હતો, છતાં હું આપના પર જરા પણ અસંતુષ્ઠ થયો નથી. કેમકે આપની દયાવતી દેવબાળા તુલ્ય કન્યા હેલને મને નવીન જીવનદાન આપ્યું છે. હું હેલનના વિલક્ષણ ચાતુર્યના પ્રભાવેજ આ ભયંકર વિપદમાંથી ઉદ્ધાર મેળવીને આજના અવનીપતિનાં દર્શન કરવા તથા આપની સમક્ષ ઉપસ્થિત થવાને ભાગ્યશાળી થયોછું. જો આ હતભાગિપર હેલનની કરૂણાયુક્ત દૃષ્ટિ ન પડી હોત, તો હું આ જીવનમાં તો કદી પણ આ પ્રમાણે કૃતકાર્ય થઈ શકત નહિ. એ દેવી ખરેખર દયા અને કરુણાની પ્રતિમા સ્વરૂપજ છે, તેનું હૃદય દયા, મનુષ્યપ્રેમ અને કર્ત્તવ્ય રસથી પરિપૂર્ણ રીતે ભરપૂર છે. મારાં હવે પછીનાં પ્રત્યેક કાર્યની યશોરાશિના વિધાન તરીકે હેલનજ પ્રધાન્ય ગણાશે. એ મારી જીવનદાત્રિ છે, મારી ભવિષ્યની આશાઓનો ઉદય કરનાર ભગવદી ભામા છે.

---

* " ઍરેનમ્ " એ શબ્દ અબ્દુલ અને મૅકેયરનો ભયસૂચક સંકેત શબ્દ હતો. " " લેખક. "

"જગતનિયંતાની અસીમ કૃપાથી આજે આપનો તથા હેલનનો ચિરશત્રુ મહાન મૅકેયર બન્ધનયુક્ત થયો છે, કેદ પકડાયો છે. તમે અને તમારા પરિવારે પણ એ દુરાચારી દુર્દાન્ત દાનવના દારૂણ દુઃખમાંથી નિસ્તાર પ્રાપ્ત કર્યો છે. હું આ જીવનકાળમાં હેલનદેવીના અનહદ ઉપકારનું કદાપિ વિસ્મરણ કરી શકીશ નહિ. આજથીજ હું એ સ્વર્ગીય સદ્‌ગુણસમ્પન્ન સુકુમાર સુન્દરીને મારી પ્રિય પુત્રી પ્રમાણે ગણીશ અને નિરંતર તેનું શુભ કરવાનાજ યત્નો કરતો રહીશ. એ જીવનદાયિની દેવીની કૃપાના પ્રત્યુપકારમાં હું પ્રેમ અને શુભવાંચ્છના વિના અન્ય કોઇ પણ વસ્તુ આપી શકવાને અસમર્થ છું, મારૂં હૃદય હવે નિત્ય તેના શુભ વિધાનમાંજ પ્રવૃત્ત રહ્યા કરશે. આજેજ મૅકેયરને પકડીને હું હેલનના શિરનો બોજો કંઇક અંશે ન્યૂન કરી શકયો છું, આ સમયે મૅકેયરે પણ હેલનનો સર્વનાશ કરવાની પ્રતિજ્ઞા કરી લીધી હોય, એમ જણાવા લાગ્યું.

" આ સમયે હેલન વચ્ચમાંજ બોલી ઉઠી કે; " ભાઇ ! મેં આપનું શું ભલું કર્યું છે ? મનુષ્યજાતિ માટે નિર્માણ થયેલાં કર્તવ્યોમાંનું એક સાધારણમાં સાધારણ કર્ત્તવ્ય કરવામાં મેં શું અધિક ઉપકાર કર્યો છે વારૂ ? જ્યારે માનવ જાતિમાં પરસ્પર પ્રેમનાં બીજ ન હોય, તો પછી તેવું મનુષ્યત્વ શા કામનું ? મનુષ્યાવતાર ધારણ કરીને આ અવનીમાતાને વ્યર્થ ભાર આપવામાં શું લાભ ? જે અધર્માચારી અને કર્તવ્યવિહીન મનુષ્યો આ વસુંધરાપર વાસ કરીને પોતાના જીવનનો સદુપયોગ નથી કરતાં તેઓ સાક્ષાત્ પિશાચ અને રાક્ષસોના અવતારજ છે. કોઇ પણ પ્રકારના પ્રત્યુપકારની આશાથી પરોપકાર કરવો એ વ્યર્થ છે. મારી માન્યતા માત્ર કર્ત્તવ્યપાલન અને માનવધર્મ બજાવવામાંજ સમાયલી છે. ઉદાર ચિત્તથી, નિઃસંકોચપણે પ્રત્યેક કાર્ય કરીને પોતાના દેશબાંધવોને, સમસ્ત જનમાજને ઉપયોગી થઇ પડવાથીજ આપણી મનઃકામના ઇચ્છિત સમયે સિદ્ધ થઇ શકે છે. મેં મારા પ્રમાણમાં આપના પર તુચ્છ ઉપકાર કર્યો છે, તેનો બદલો આપ એક નહિ કિન્તુ અનેક રીતે આપી શકો તેમ છો. પરંતુ હું તે બદલો લેવાનું નિંદ્યકાર્ય પસંદ કરતી નથી. હું કદાપિ પણ તે બદલાથી સંતુષ્ટ થઇ શકું તેમ નથી. આજે અમારા આ મહાલયમાં મૅકેયર બન્ધુલાવેજ આવ્યો હતો,–તે અમારો

કટ્ટો શત્રુ હોવા છતાં પણ એ મારાપર વિશ્વાસ રાખીનેજ અત્રે આવ્યો હતો. તેમ છતાં આજે આપે તેને બંધનયુક્ત કરીને, આતિથ્ય રૂપી પવિત્ર વ્રતપર કઠોર આઘાત કર્યો છે.

જગત્‌માં કોઈ કોઇનું શત્રુ નથી, પરંતુ પરમ પવિત્ર પરમાત્માના પરિવારનાંજ સર્વ સંતાનો છીએ, તેમાં પરસ્પર વૈમનસ્ય રાખવું એ સર્વથા અનુચિતજ છે, વળી અતિથિનું અપમાન કરવા સમાન તો બીજું કોઈ પણ પાપયુક્ત કાર્ય નથી, મૅકેયરને પોતાના મનમાં એવો જ સંશય થશે કે, આ સર્વ પ્રપંચ અને કાવત્રાં અમારા દ્વારા જ રચાયલાં છે, અને તેમ થવાથી તે અમને જ દોષિત ગણુશે. આપ તેનાથી જેટલા ભયભીત બનો છો, તેટલી હું ડરતી નથી. કારણુ કે, તે મારૂં અનિષ્ટ કરે યા ન કરે તેની મને લેશ પણ પરવા નથી, પરમકૃપાળુ પરમાત્મા મારૂં અનિષ્ટ નહિ જ થવા દે, મારો તેમનામાં પૂર્ણ વિશ્વાસ છે, દૃઢ શ્રદ્ધા છે. હું માત્ર પાપ રૂપી વિકરાળ રાક્ષસથીજ ભયભીત થાઉં છું અને તેનાથી અનંત કોટિ કોસ પર્યન્ત દૂર રહેવાનો પ્રયત્ન કર્યા કરૂં છું. તો પછી મને તેનો શો ભય છે? જો કે, તે અમારો પૂર્ણ દોષિત અને અપરાધી છે, છતાં અમે તેનો બદલો લેવા ઇચ્છતા નથી. કુટિલ નીતિનું અવલંબન કરીને પોતાના વૈમનસ્યનો બદલો લેવો એ કાર્ય તો માત્ર કાપુરુષોનું જ છે. મૅકેયરને કોઈપણ રીતે દુઃખી થાય એ અમને બિલ્કુલ પસંદ નથી. પરંતુ તેને ક્ષમા આપવામાં જ અમારૂં ખરૂં ભૂષણુ સમાયલું છે અને તેનેજ અમે અમારૂં કર્ત્તવ્ય માનીએ છીએ."

"આમ કહીને હેલન શાન્ત થઇ ગઇ. જો કે નાના પ્રકારના કાર્યમાં નિરંતર લિપ્ત રહેવાથી મારૂં હૃદય પાષાણુવત્ કઠિન બની ગયું હતું, તથાપિ હેલનના સરલ, નિષ્કપટી અને મમતાયુક્ત અંતઃકરણુમાંથી નીકળતા પ્રતિધ્વનિએ મારા હૃદય પર સચોટ અસર કરી. હું તેને સ્વર્ગની દેવી સમજીને મનમાં તે મનમાં પ્રણામ કરવા લાગ્યો. તે મૃદુભાષિણી, સ્મિતહાસિની, લાવણ્યવતી લલનાના પ્રત્યેક શબ્દો મને એક મહાન નીતિકારના શબ્દો જેવા જણાવા લાગ્યા. પરંતુ જો હું તેના કથનાનુસાર મૅકેયરને છોડી દઉં તો મારે, ગવર્નમેન્ટને અને હેલન આદિ અનેક વ્યક્તિઓને વિષમ પરિણામ વેઠવું પડશે, એવી મારા મનમાં સંપૂર્ણ ખાત્રી હતી.

માટે મૅકેયરને તો કદી પણ છોડી શકાય તેમ નહોતું, કદાચિત હેલન તેથી અસંતુષ્ટ થશે, તો હું તેને ગમે તે પ્રકારે સમજાવી દઈશ. પરંતુ આ વિપદજનક કાર્ય તો મારાથી કદાપિ બની શકશે નહિ. આ પ્રમાણે નિશ્ચય કરીને મેં હેલનને કહ્યું કેઃ—"હેલન! ' મૅકેયરને બંધનયુક્ત કરવાનું કાર્ય તમને અત્યારે અન્યાયયુક્ત જણાય છે, પરંતુ તમારા પિતાનો અને ભારતગવર્નમેન્ટનો વિચાર કરવાથી મને સ્પષ્ટ જણાય છે કે, મને મારા કર્ત્તવ્ય પાલનનું પ્રધાન સાધન પ્રાપ્ત થયું છે. મને લાગે છે કે, એમાં મેં જરા પણ અન્યાય કર્યોજ નથી, તેથી અત્યારે આવી આપદજનક સ્થિતિમાં હું તેને મારા મકાન પર લઇ જાઉંછું. અને પછીથી સહુની સલ્લાહ પ્રમાણે ઉચિત લાગે તેમ કરીશું."

"હેલન અને મારી વચ્ચે પરસ્પર વાતચીત ચાલી રહી હતી, પરંતુ તે વખતે ગાર્ડન એક પણ શબ્દ બોલ્યો નહોતો. તેમના તદ્દન શાન્ત રહેવાનું કારણ હું સમજી શક્યો નહિ. મારી વાત સમાપ્ત થયા પછી હેલને પોતાના પિતાને બહાર જવાનો સંકેત કર્યો. પરંતુ ગાર્ડન તેની વાતનું કાંઇ પણ ઉત્તર ન આપતાં મારા સ્હામું જોવા લાગ્યો. આ વખતે તેની મુખમુદ્રા અત્યંત ભયભીત જણાતી હતી. તેમની આકૃતિપરથી જણાતું હતું કે, તે મને કાંઈક પૂછવાની જિજ્ઞાસા ધરાવે છે. તેથી તેમના તરફ જોઇને મેં કહ્યું કે;–" ભાઈ! આપને જે કાંઇ પૂછવું હોય તે ખુશીથી પૂછી લ્યો. હું મારાથી બનશે ત્યાં સુધી તેનું ઉત્તર સત્યજ આપીશ."

"ગાર્ડને ભયયુક્ત સ્વરથી પૂછ્યું કેઃ–" આપ આપનો પરિચય મને આપી શકશો ખરા કે? આપનો પરિચય મેળવવાનીજ મારા મનમાં ખાસ જિજ્ઞાસા થઈ આવી છે."

"મેં ઉત્તર આપ્યું કેઃ—" હા ઘણી જ ખુશીથી હું મારો પરિચય આપવાને તૈયાર છું. મારૂં નામ રામપાલસિંહ છે. મારૂં નિવાસ સ્થાન લુધિયાણા પ્રદેશમાં છે અને હું અહિં બ્રિટિશ ગવર્નમેન્ટના ગુપ્તચર વિભાગના ડિટેકટીવ કમિશનર તરીકે કાર્ય કરૂંછું"

આ સમયે ગાર્ડનના મુખપર અંદરના ઓરડામાં પ્રકટેલા દીપકનો પ્રકાશ પડતો હતો. તેથી મને સ્પષ્ટ જણાયું કે, " ગુપ્ત ચર–જાસૂસ " શબ્દ સાંભળતાંની સાથેજ તેના ચહેરાનો રંગ

બદલાઇ ગયો. તેની આવી સ્થિતિ જોઇને મારા ચિત્તમાં ગભરાટ થવા લાગ્યો, હેલનને પણ તેનો આવો ભાવ જોયો હતો. તે તેના ગળા સાથે બાઝી પડીને કહેવા લાગી કેઃ—" બાપુજી ! આપ આમ વિહ્વળ ન થાઓ રામપાલસિંહ આપણા ખાસ હિતેચ્છુ અને શુભેચ્છક બન્ધુ છે, તેઓ કદીપણ આપણું અનિષ્ટ કરે તેમ નથી. માટે આપ શાન્ત થાઓ, અને તેમના પર દૃઢ વિશ્વાસ રાખો. "

આમ કહીને તે પોતાના પિતાનો હાથ પકડીને નીચે લઇ ગઇ. હું ગાર્ડન અને હેલનને પ્રણામ કરીને, જે ઓરડામાં મેકેયર કેદ હતો તે ઓરડા તરફ ચાલ્યો ગયો.

ગાર્ડન અને હેલન સાથે વાતચીત કરવામાં લગભગ પંદરેક મિનિટ જેટલો સમય વીતી ગયો હતો. પરંતુ ત્યાં સુધીમાં અબ્દુલને પકડીને નીચે લાવવામાં આવ્યો નહોતો. આથી મારા ચિત્તમાં નાના પ્રકારના સંશય ઉત્પન્ન થવા લાગ્યા. અસ્તુ.

મેકેયરને એક ટેબલના પાયા સાથે એક સિપાહીના ફેંટાથી બરાબર કસકસાવીને મુસ્કેટાટ કર્યો અને બે સિપાહીઓને તેની સંભાળ રાખવાનું કાર્ય સોંપીને હું ઉપર ગયો અને ત્યાં આગળ દારોગા તથા તેમના સહચરોનો પત્તો મેળવવા લાગ્યો. પરંતુ ઉપર એટલો બધો ભયાનક અંધકાર છવાયો હતો કે, આ અંધકારમાં શત્રુની પૂંઠ પકડવી એ મને સર્વથા અનુચિત જણાયું. જો અબ્દુલ પકડાયો હોય અને કયાંક છુપાઇ રહ્યો હોય તો તે મારા જીવનનો નાશ કરે એવો સંપૂર્ણ સંભવ હતો. આમ ધારીને મેં ચાવી દ્વારા જોરથી સીટી વગાડવા માંડી. એકવાર બેવાર એવી રીતે અનેકવાર સીટી બજાવી, પરંતુ કોઈપણ ઉત્તર મળ્યું નહિ. આથી ત્યાં શો બનાવ બન્યો હશે, તેનો કાંઇ પણ વિચાર મારા મગજમાં આવી શકયો નહિ. તેથી મેં મેકેયરવાળી ઓરડીમાંથી લેમ્પ લાવીને સળગાવ્યો. પછી બહારથી સાંકળ ચઢાવીને સિપાહીઓને સાવધાન રહેવાની સૂચના આપી અને હું લેમ્પ લઇને ઉપર ચઢયો. હું ઉતાવળો ઉતાવળો ઉપર ચઢી રહ્યો હતો એવામાં એકાએક પગથીયા પરથી મારો પગ લપસ્યો અને હું પડતો પડતો બચ્યો. મેં પગ લપસવાનું કારણ જાણવા માટે લેમ્પ નીચો કરીને જોયું તો. ઓહ ! કેવું ભયાનક દૃશ્ય ! ! ઉપલે મજલેથી રક્તની ધારા અથવા તો શોણિતની સરિતા નિઃસરણી દ્વારા પૃથ્વી તરફ વહી રહી હતી.

ભયથી મારું સર્વાંગ કમ્પવા લાગ્યું. પુનઃ ઉપર જવા માટે મારા પગ ઉપડી શકયા નહિ તેથી હું નીચે ઉતરી આવ્યો અને એક સિપાહીને બહાર મોકલીને રસ્તામાંથી આઠ-દશ માણસો અને બીજી કોઇ પોલિસ-ગૅટપરથી કેટલાક પોલિસને સત્વર બોલાવી લાવવાનું સૂચવન આપી દીધું.

"એવામાં પાસેના દેવળમાંથી દશ વાગવાના ટકોરા સંભળાયા. અત્યારે પોલિસને પહેરો બદલાવવાનો સમય હતો. હું વિચારવા લાગ્યો કે, જો મોકલેલા સિપાહીઓને આ પહેરાવાળા સિપાહીઓની મુલાકાત થશે તો નવીન સહાયતા મળી શકશે પણ જો કદાચિત્ તેમનો મેળાપ નહિ થાય તો પછી બધી બાજી બગડી જશે. હું ઉભો ઉભો આ પ્રમાણે વિચાર કરી રહ્યો હતો અને મનમાં ભયભીત પણ બની ગયો હતો. દારોગા તથા તેના સોબતિઓ વગેરે કોઇ પણ પાછું આવ્યું નહોતું? ત્યારે શું એકલા અબ્દુલેજ તેઓ સર્વના ખૂન કરી નાખ્યાં હશે? નહિ-નહિ, તેમ થવું તો સર્વથા અસંભવનીય હતું. તે એકલો કદાપિ એકાદ બે ખૂન કરી શકે, પરંતુ ત્રણ ત્રણ માણસોનાં ખૂન કરવાં એ કાંઈ સહેલી વાત નહોતી? પરંતુ તે ત્રીજો પુરુષ પણ કેમ નહિ આવ્યો હોય? કેમ! શું થયું હશે! શો ભયંકર બનાવ બન્યો હશે?

"મારું ચિત્ત આ સમયે ચંચળ થઈ ગયું હતું; એવામાં નીચે કેટલાંક માણસોના પદધ્વનિ સંભળાયો. હું અત્યંત ઉદ્વિગ્ન થઇને નિઃસરણી તરફ જોવા લાગ્યો. એવામાં અચાનક બે પોલિસના અધિકારિઓ ઉપર આવી પહોંચ્યા, અને મને પૂછવા લાગ્યા કે;-"તમે કોણ છો, અને અત્રે શા માટે આવ્યા છો?

"મેં ઉત્તર આપ્યું કે;-"હું એક ગુપ્તચર જાસૂસ છું અને મેં એક ખૂની પુરુષને આ ઓરડામાં કેદ કરી રાખ્યો છે તથા બીજો એક ઉપર ન્હાસી ગયો છે. તેને પકડવા માટે એક દારોગા તથા બે કૉન્સ્ટેબલને ઉપર મોકલ્યા હતા; પરંતુ તેમાંનું કોઈપણ હજી સુધી પાછું આવ્યું નથી. હું તેનો પત્તો મેળવવા માટે ઉપર જતો હતો, પરંતુ નિઃસરણી પરથી રક્તની ધારા વહેતી જોઇને મારા મનમાં સંશય થયો. આથી મેં એક સિપાહીને બીજા પોલિસોને બોલાવી લાવવા માટે મોકલ્યો છે. મને લાગે છે કે, કદાપિ આપ પણ તેના કહેવાથીજ અત્રે પધાર્યા હશો."

"મને અંગ્રેજીમાં વાત કરતો જોઇને એક સાહેબે અંગ્રેજીમાંજ ઉત્તર આપ્યું કે;–" બાબૂ! અમને કોઇ પણ મળ્યું નથી. આ મકાનની સ્હામે એક પોલિસ કૉન્સ્ટેબલનું ખૂન થતું જોઇને અમે આ મકાનમાં ધસી આવ્યાં છીએ. જે મનુષ્યે તેનું ખૂન કર્યું છે તે પુરુષ અમને જોઇને અહિંથી ન્યાસી ગયો છે. તેના હાથમાં લોહીથી ભીંજાએલો એક છુરો હતો. હવે અમે આ મકાનના માલિકને મળવા ઇચ્છીયે છીયે.

"તેમના મુખમાંથી કૉન્સ્ટેબલના મરણના સમાચાર સાંભળીને હું સ્તંભિત થઇ ગયો. જો હું જાણતો હોત કે, મૅક્રેયરને કેદ પકડવા જતાં આવું ભયંકર પરિણામ આવશે, તો હું કદાપિ આવું કાર્ય કરવાને તૈયાર થાતજ નહિ. હવે હું સારી રીતે સમજી શકયો કે, આ સઘળાં કામો પાખંડી અબ્દુલનાંજ છે. કૌશલ્યથી તેણે સર્વ સિપાહીઓને મારી નાખ્યા છે. આ સમયે આ ઉભય પુરુષો અત્રે ન આવ્યા હોત તો, તે દગો દઇને અમને પણ મરણને આધીન બનાવી દેત. તેણે અમને મૅક્રેયરને પકડવા જતા જોઇને એવો સંકલ્પ કર્યો હશે કે, 'આ સર્વને મૃત્યુને આધીન કરીને હું મૅક્રેયરને છોડાવી લઇશ એમ મને જણાવા લાગ્યું.

"મેં તે સાહેબોને કહ્યું કે;—" હવે આપણે ઉપર શી ઘટના બની છે, તેનો પતો સત્વર મેળવવો જોઇએ, માટે કૃપા કરીને મારી સાથે ઉપર આવો."

"તેમનો પરિચય પૂછતાં જણાયું કે, તેમાંનો એક પોલિસ–ઇન્સ્પેક્ટર તથા બીજો સાર્જન્ટ છે. મેં ઉપર જવા માટે જેવો પગ મૂક્યો કે તરતજ સીડી રક્તથી રંગાયલી જણાવા લાગી. ઓહ! કેવું ભયાનક દ્રશ્ય! અમે બધાએ ઉતાવળથી નિઃસરણી પર ચઢયા પછી જોયું કે, સીડીના સર્વથી ઉપરના ઓરડામાં એક સિપાહીનું શબ ઉંધું પડેલું હતું? તપાસ કરવાથી જણાયું કે, તેની છાતી, પીઠ અને હાથ આદિ સર્વ સ્થળે છુરાના સખ્ત આઘાતો થયેલા હતા અને તેથી તેના શરીરમાંથી આ પ્રમાણે રક્તની ધારા વહી રહી હતી, તેના શરીરમાં હવે પ્રાણ રહ્યા નહોતા. તે શબને તેવીજ સ્થિતિમાં રહેવા દઇને અમે લોકો બીજા બે સિપાહીઓનો પત્તો મેળવવા માટે આગળ ચાલ્યા. થોડેક દૂર ગયા પછી અમે જોયું કે,

દારોગા સાહેબ અવ્યવસ્થિત અવસ્થામાં પડેલા હતા અને તેમનું સમસ્ત શરીર લોહીથી તરબોળ થઇ ગયું હતું. તેમની પાસે પહોંચ્યા પછી તેમણે હાથના ઇશારાથી મને પોતાની નજીક બોલાવ્યો મેં જોયું કે, તેમના પેટમાં છુરો મારવામાં આવ્યો હતો. તેમની પાસે ગયા પછી તેણે ઘણાજ દુઃખની સાથે મારી પાસેથી જળ મેળવવાનો ઇશારો કર્યો. પરંતુ ત્યાં આગળ જળ કયાંથી મળી શકે વારૂ ? આથી અમે ત્રણે જણાએ તેમને ઉચકીને બીજી જગાએ સૂવાડયા અને પછી એક કપડું ફાડીને તેમના ઘાયલ સ્થાનપર બાંધી દીધું. આમ કરવાથી ઘણુંખરૂં લોહી વ્હેતું બંધ થયું. તેઓ વારંવાર હાથના ઇશારાથી જળ માગવા લાગ્યા. પરંતુ જળ મળી શકે તેમ ન હોવાથી તેમને ત્યાં આગળ મૂકીનેજ અમે લોકો ત્રીજાનો પત્તો મેળવવા માટે આગળ વધ્યા; પરંતુ દુઃખનો વિષય છે કે, તેમો કયાંયથી પણ પત્તો મળી શકયો નહિ. આથી છેવટે અમે લાચાર થઇને દારોગા સાહેબ પાસે આવ્યા તથા તેમને ઉપાડીને નીચે લઇ આવ્યા. ત્યારપછી એક જમાદારને જલ્દી જળ લાવવાની સૂચના આપી. કેટલીક વારે તે નીચે રહેતા દરવાનની ઓરડીમાંથી જળ લઇ આવ્યો. જળપાન કરાવ્યા પછી મેં દારોગા સાહેબને કેટલાક પ્રશ્ન પૂછ્યા પરંતુ તેમના જવાબથી માત્ર એટલુંજ જણાયું કે, અબ્દુલને પકડતી વેળાએ તેમની આવી દુર્દશા થઇ હતી.

"મેં પછીથી દારોગાને કાંઇ પણ પૂછયું નહિ, અને છેવટે લાચારીથી હું મૅકેયરને લઇને ઘેર જવાના નિશ્ચય પર આવ્યો, પછીથી મેં આ વિષયમાં ઇન્સ્પેકટર સાહેબની સહાયતા માગી અને તેમણે તે પ્રમાણે સહાયતા આપવાની પ્રસન્નતાપૂર્વક ઉદારતા પણ દર્શાવી.

"અમે બધાએ મળીને મૅકેયરને તે ઓરડામાંથી બહાર કાઢયો. પરંતુ તેણે અમારા કાર્યમાં કોઇપણ પ્રકારની બાધા કરી નહિ. આથી મને આશ્ચર્ય ઉપજ્યું. તેના ખીસાની જડતી લેવાથી એક ન્હાની છ નાળવાળી પિસ્તોલ, એક કલરોફૉર્મની શીશી અને કેટલાંક પત્રો મળી આવ્યાં. એ સર્વ વસ્તુઓ મેં મારી પાસેજ રાખી લીધી અને પછી મૅકેયરના હાથ, પગ, કમ્મર વગેરે સર્વ ખૂબ કસકસાવીને બાંધી લીધા અને તેને લઇને અમે બહાર જવા માટે તૈયાર થયા, કૉન્સ્ટેબલ દ્વારા દારોગા સાહેબ ઝોલીમાં નંખાવીને

અમે લોકો નીચે લઈ આવ્યા. પછી અમે લોકો બહારના સિપાહી-ઓની દશા જોવા માટે આગળ ચાલ્યા. તેના ખભામાં છરો માર-વામાં આવ્યો હતો. અને તેમાંથી લોહીની ધારા વહી રહી હતી. તેથી તે બેભાન થઇને નીચે પડયો હતો. મેં તેને ઉપડાવીને અન્ય સ્થળે મોકલાવી આપ્યો અને ઘાયલ થયેલા બધા માણસોને ઇસ્પિ-તાલમાં મોકલી આપવાનો ભાર ઇન્સ્પેકટર સાહેબને સોંપી દીધો.

"આવું કરૂણોત્પાદક દૃશ્ય જોઇને મને અત્યંત પશ્ચાતાપ થવા લાગ્યો. મૅકેયરને પકડવા જતાં ત્રણ હત્યા થઇ અને બે જણ ઘાયલ થયા એ જોઇને મને તેના પ્રત્યે અધિક તિરસ્કાર અને ક્રોધ ઉત્પન્ન થવા લાગ્યો. અબ્દુલ જેવા નીચ અને હત્યારા મનુ-ષ્યપર સર્વ કોઇને તિરસ્કાર આવે તો તે સર્વથા સ્વાભાવિકજ છે. મેં તેને પણ કોઇપણ રીતે પકડીને યમસદનમાં મોકલી આપવાનો નિશ્ચય કર્યો. તેને પકડી પાડવા માટે મેં અનેક યત્નો કર્યા, પરંતુ આજે દૈવ ઇચ્છાથી મારા કાર્યની સમ્પૂર્ણ સિદ્ધિ ન થતાં, માત્ર મૅકેયરજ પકડાયો અને પાપાત્મા અબ્દુલ મારા હાથમાંથી છટકી ગયો ! આથી છેવટે હું નિરાશ થઇ મારા ઘર તરફ વિદાય થયો.

---

## ષષ્ઠ પરિચ્છેદ

## પાપાત્માનું પલાયન

### સરદાર રામપાલસિંહની આત્મકથા

"લગભગ એક કલાક પછી અમો બધા મારા મકાન આગળ આવી પહોંચ્યા. હું, ઇન્સ્પેકટર અને સાર્જન્ટની સહાયતાથી મૅકેય-રને પકડીને અંદર લઇ ગયો. મારા શયનગૃહથી સમીપમાંજ એક 'ગોડાઉન' હતું. તે ગોડાઉનમાં માત્ર એક દરવાજા વિના બીજી એક બારી પણ નહોતી. ત્યાં આગળ મૅકેયરને બંધ કરીને મેં ચાર પુરુષોને તેના પહેરાપર નિયુક્ત કર્યા.

"ઇન્સપેકટર સાહેબનું નામ પૂછતાં જણાયું કે, તેમનું નામ ડેવિસ હતું. અને તેઓ સિરાજગંજ વિભાગના ઇન્સ્પેકટર હતા. મેં

પણ મારો સમસ્ત પરિચય તેમને જણાવી દીધો. પરિચય મેળવ્યા પછી તેઓ મારી પાસેથી રજા માગીને તથા આવતી કાલે આવવાનો વાયદો કરીને પોતાના સ્થાન તરફ વિદાય થયા.

જતી વેળાયે મેં તેમને સમજાવી દીધું કે, ગઈ કાલે રાત્રે જે સિપાહીનો પત્તો મળ્યો નથી તેનો પત્તો આવતી કાલે અવશ્ય મેળવી લેવાનો છે. માટે તમે પણ તે સંબંધમાં પુરતી સાવચેતી રાખજો. તેઓ 'વારૂ' એમ કહીને ચાલ્યા ગયા.

"ભોજનાદિ સર્વ ક્રિયાઓથી નિવૃત થયા પછી હું નિશ્ચિંત ચિત્તે નિદ્રાવશ થયો. આખા દિવસનો અતિશય પરિશ્રમ લાગવાથી મારૂં ચિત્ત અત્યંત કલાંત થઇ ગયું હતું, તેથી મને તરતજ નિદ્રા આવી ગઈ. એવામાં અચાનક કોઇ ભયાનક શબ્દ સંભળાવાથી મારી નિદ્રા ઉડી ગઈ. મેં અનેક પ્રકારના તર્ક વિતર્ક કર્યા છતાં કોઇપણ રીતે મારા મનનું સમાધાન થઈ શકયું નહિ. આ શબ્દ કોનો હશે! ક્યાંથી આવ્યો ? આવા પ્રકારના અનેક વિચારોથી મારૂં મન ગભરાટમાં પડી ગયું. પ્રથમ મેં મારા ઘરમાં તપાસ કર્યો, પરંતુ ત્યાં આગળ કોઇપણ મનુષ્ય જણાયું નહિ. પછી મેં કયર જે ઓરડામાં કેદ હતો, ત્યાં જઇને જોયું તો પહેરો પણ બરાબર જ હતો. ચારે બાજૂની દીવાલો પણ સુરક્ષિત હતી. પહેરેગિરોને પૂછતાં જણાયું કે માર્ગમાં કોઇએ બન્દૂક છોડી હતી, પરન્તુ કોણે છોડી હતી તેનો પત્તો મળ્યો નહોતો, તેથી મેં એક સાહસિક પુરૂષને તેનો પતો મેળવવા માટે બહાર મોકલી આપ્યો અને તેને કહ્યું હતું કે, તું સંભાળીને જજે, રસ્તામાં કોઇ છુપાયું ન હોય! પરંતુ થોડા સમયમાંજ તેણે પાછા આવીને કહ્યું કે, બહાર તો કોઈ પણ મનુષ્ય જણાતું નથી. તેમ જ માર્ગમાં પણ ભયંકર અંધકાર છવાઈ ગયો છે.

"તેના ઉપર્યુક્ત વાકયો સાંભળીને મેં લાચારીથી પુનઃ મારા શયનગૃહ તરફ પ્રસ્થાન કર્યું અને પછી હું કેટલીકવાર સૂધી નિદ્રાવશ થયો જેથી મને પ્રથમ બનેલા બનાવનું સ્મરણ પણ રહ્યું નહિ. પરંતુ રાત્રિના ત્રણ વાગ્યાના સુમારે એકાએક મારી નિદ્રા ઉડી ગઇ. આ સમયે અચાનક કોઇએ આવીને મારા ઓરડાના દ્વારને ધક્કો માર્યો. મેં અંદરથીજ વ્યાકુળ સ્વરથી પૂછ્યું કે;—"અત્યારે અત્રે કોણ આવ્યું છે ?"

"ઉત્તરમાં બહારથી એક મનુષ્યે ચીત્કાર કરીને ઉત્તર આપ્યું કે;—સત્વર બહાર આવો, મૅકેયર પલાયન કરી ગયો છે, ન્હાસી ગયો છે.

"તેના સ્વરપરથી જણાયું કે, તે મારો વિશ્વાસુ અનુચર લક્ષ્મણ છે, આથી હું સત્વર મારા ઓરડામાંથી બહાર આવ્યો. એવામાં બરાબર આ સમયેજ સડક ઉપર "ચોર નાઠો, ચોર નાઠો" એવી બૂમો મારતો મારતો એક પુરુષ તેની પાછળ દોડયો જતો હતો. હું મૅકેયરવાળા ઓરડા પાસે ગયો. ત્યાં જઇને જોયું, તો પહેરો બરાબર જણાયો. મને એથી સંશય આવ્યો કે આવી પરિસ્થિતિમાં ચોર ન્હાસી જાય એ સર્વથા અશકય છે. આ સમયે લક્ષ્મણ પ્રસાદે સડકપરથી મને બૂમ પાડીને કહ્યું કે;—હજુર! બારણું ઉઘાડીને જૂઓ તો ખરા કે, ચોર ન્હાસી ગયો છે કે નહિ?"

"મેં વિશેષ કાળાક્ષેપ કર્યા વિના તરતજ બારણું ઉઘાડી નાખ્યું. અહા! કેવું આશ્ચર્ય?! ખરેખર મૅકેયર આ સમયે ન્હાસીજ ગયો હતો અને ઓરડો શૂન્યકાર હતો. આ સમયે લક્ષ્મણપ્રસાદે પુનઃ મને જણાવ્યું કે;—"રામપાલસિંહ! આપ સત્વર આમ આવો. ચોરને પકડી પાડયો છે.

"હું એક ક્ષણ પણ વ્યર્થ ન ગાળતાં, મારાં માણસો સાથે લઇને સડક તરફ દોડયો. મેં બારણાં ઉઘાડાંજ મૂક્યાં હતાં. પરંતુ સડકપર જોતાં કોઇપણ મનુષ્ય જણાયું નહિ! મેં "લક્ષ્મણ! લક્ષ્મણ!!" કહીને કેટલીક બૂમો પાડી. તેના પ્રત્યુત્તરમાં દૂરથી કોઇક બોલ્યું કે; "અરે ઓ બેવકૂફ! કયાં છે તારો લક્ષ્મણ? જરા આમ તો આવ!"

"પ્રથમ તો મને આ સર્વ ઘટનાઓ ભૌતિક પ્રપંચવત્ જણાવા લાગી. પરંતુ અબ્દુલનો અવાજ ઓળખાયા પછી મારી મોહનિદ્રાનો ભંગ થયો. હવે હું વિચારવા લાગ્યો કે, ચતુર અબ્દુલ ચાતુર્યથી મને દગો દઇ ગયો છે. પણ હવે શું કરવું? મેં લક્ષ્મણ પ્રસાદને બોલાવ્યો. તે ઉંઘમાંથી ઉઠીને આંખો ચોળતો ચોળતો મારી સન્મુખ આવીને ઉભો રહ્યો.

મેં તેને પૂછયું કે;—લક્ષ્મણ તું અત્યાર સુધી કયાં હતો? ચોરના પલાયન થવાના સંબંધમાં તું કાંઈ જાણે છે ખરો કે? મૅકેયરના ન્હાસી જવાના તને કાંઇ પણ સમાચાર મળ્યા છે કે? "તે આશ્ચર્યથી બોલ્યો કે;—નાજી! હું તો હજી હમણાંજ ઊંઘમાંથી જાગ્રત થયો

છું. નીચે થયેલી ગરબડને હું અર્ધ નિદ્રિતાવસ્થામાં સહજ સાંભળી શક્યો હતો. પરંતુ મારાથી ઊઠી શકાયું નહોતું. શું મૅકેયર અહીંથી છટકી ગયો છે?

"તેની વાત સાંભળીને હું દિગ્મૂઢ બની ગયો ત્યારે શું અબ્દુલે લક્ષ્મણના અવાજની નકલ કરીને આવું પ્રપંચયુક્ત કાર્ય કર્યું હશે? મેં જે સમયે મૅકેયરના ઓરડાનું તાળું ઉઘાડયું હતું, ત્યારે તો તે ત્યાં આગળ દેખાયો નહોતો અને ઘર શૂન્યકાર કેમ જણાતું હતું વારૂ, શું મૅકેયર કમાડના ઓથમાં છુપાઈ ગયો હશે, ત્યારે અબ્દુલે મૅકેયરના અવાજની નકલ કરીને કહ્યું હતું કે, "ચોરને પકડી પાડવામાં આવ્યો છે!" આ પ્રમાણેનો પ્રપંચ કરીને મને ત્યાં આગળ બોલાવી લીધા પછી મારી ગેરહાજરીની તક જોઇને મૅકેયર ન્હાસી ગયો હશે! થઈ રહ્યું! બધી મહેનત ધૂળમાં મળી અને ચાર હત્યાઓ થઈ તે તો પાણીમાંજ! જાળમાં ફસાયલું પક્ષી પુનઃ છટકી ગયું! હવે મૅકયરને પકડવાનું કાર્ય અત્યંત દુર્લભ અને દુઃસાધ્ય જણાતું હતું. છેવટે હું કાંઈ પણ દઢ નિશ્ચય કર્યા વિના મારા કર્ત્તવ્ય સંબંધી વિચાર કરવા લાગ્યો.

બીજે દિવસે પ્રભાતમાંજ કાનપુર કોર્ટમાં જઈને હું જનરલ હેને મળ્યો. બે દિવસ થયાં હું તેમને મળ્યો નહોતો, તેથી તેમણે મને ત્યાં આગળ નહિ જઇ શકવાનું કારણ પૂછી જોયું.

"તેના પ્રત્યુત્તરમાં ગયા બે દિવસમાં બનેલા બનાવો મેં તેમને કહી સંભળાવ્યા અને ત્યારપછી તેમને પછી પૂછ્યું કે;-"મૅકેયર નામનો કોઇ સિપાહી આપને ત્યાં હાજર છે ખરો કે?"

"જવાબમાં તેમણે જણાવ્યું કે;- જી, ના. મારે ત્યાં મૅકેયર નામનો કોઇ પણ માણસ છે જ નહિ. પરંતુ રૉબર્ટ મૅકેયર નામનો એક કૅપટન કાલે સાંઝથી કયાંક ચાલ્યો ગયો છે અને અત્યારે તેનો તપાસ ચાલી રહ્યો છે."

"મને શંકા થવાથી તેમની પાસે મેં સેના વિભાગનું લીસ્ટ મંગાવ્યું. એમાં લગભગ સર્વ સિપાહીઓ અને સેના વિભાગના મુખ્ય મુખ્ય કર્મચારીઓનાં ચિત્રો પણ આપેલાં હતાં. તેમાંનો એક ફોટો જોતાંની સાથેજ હું આશ્ચર્યથી બોલી ઉઠયો કે;-"અરે; આ પોતેજ તે રૉબર્ટ મૅકેયર છે ને શું?"

" આ સાંભળીને જનરલ હેએ કહ્યું કે;–"આ શું? આ રૉબર્ટ તો અમારી સેનાનો એક વિશ્વાસુ અને અત્યંત સાહસિક મનુષ્ય છે. એણે સરકાર તરફથી કેટલીક પ્રશંસાઓ પણ પ્રાપ્ત કરી છે. કાલે રાત્રે તેને ગેરહાજર જોઇને તેના તપાસ માટે અમે દશ ઘોડે સ્વારોને પણ મોકલી આપ્યા છે. "

" મેં તેમના સંદહેનું ભંજન કરવા માટે જણાવ્યું કે;–"આપની એ ધારણામાં ભયંકર ભૂલ થાય છે. તે ફ્રાન્સ દેશનો એક પ્રખ્યાત લૂટારો છે. અનેક ખૂન, મોટી મોટી લૂટો, ચોરી આદિ અનેક પાપો કરીને તે ત્યાંથી અત્રે ન્હાસી આવ્યો છે. અહિં પણ અંગ્રેજ સરકારના તાબામાં નોકરી મેળવીને તે પોતાના અન્નદાતા સ્વામી અંગ્રેજ સરકારનાજ વિરુદ્ધ પક્ષમાં રહીને નાના પ્રકારનાં ષડયંત્રો પંપ્રચો અને અનેક પ્રકારનાં કાવત્રાં રચી રહ્યો છે. તેને મેં કાલે રાત્રે કેદ કર્યો એ વખતે અબ્દુલ નામના તેના એક સોબતીએ પોલિસનાં બે મનુષ્ય જેનાં ભયંકર કમકમાટ ઉપજાવે તેવી રીતે ખૂન કર્યાં છે. હવે તેના વિષયમાં શી વ્યવસ્થા કરવી તથા તેને પકડવાની શી યુક્તિ શોધી કાઢવી તે સંબંધમાં હું આપની સલ્લાહ લેવા ઇચ્છું છું.

" જનરલ હેએ આશ્ચર્યયુક્ત સ્વરથી કહ્યું કે;–"રૉબર્ટ મૅકેયર એક ખૂની પુરુષ છે, એ હું પ્રથમ જાણતો નહોતો. તે પોતાનો વ્યવહાર બધાથી ઉત્તમ પ્રકારનો રાખતો હતો. તેથી તેની વર્ત્તણુક તરફ મને કદાપિ સંશય ઉત્પન્ન થયોજ નહોતો ખયર; જો તે આવો ભયાનક પુરૂષ હોય તો તેને જેમ બને તેમ જલ્દી કેદ કરવો જોઇએ. તેને કેવી રીતે ફસાવવો, એ કાર્યમાં આપ મારા કરતાં કાંઇક વિશેષ કુશળ હોવાથી આપજ તે સરળતાથી પાર પાડી શકશો. માટે આપને ઇચ્છામાં આવે તેવો પ્રબંધ કરી લ્યો. "

" હું જનરલ હેની સાથે વિશેષ પૂછપરછ કરવાનું અનુચિત ધારીને મૅકેયરનો ફોટો લઇને ત્યાંથી ચાલ્યો આવ્યો. મકાન પર આવીને મેં જોયું તો મિ. ડેવિસ બેઠા હતા. તેઓ મને જોઇને ઉભા થયા. મેં તેમને આદરથી બેસાડીને મૅકેયરના પલાયન થવાના સમાચાર કહી સંભળાવ્યા. આ સાંભળીને તેઓ કેટલીક વાર પર્યન્ત કાંઇક વિચાર કર્યા પછી બોલ્યા કે;–મારા ધારવા મૂજબ પ્રથમ મૅકેયરને પકડવાનો ઉપાય ન કરતાં અબ્દુલને પકડવાનો ઉપાય કરવો

એજ અધિક લાભદાયક છે. કારણકે, તેજ પ્રત્યક્ષ ખૂની છે. અને તેની વિરુદ્ધ બાતમી આપવા માટે ઘણા માણસો તત્પર છે. મૅકેયર અધિક અપરાધી હોવા છતાં પણ તેના વિરુદ્ધ પક્ષમાં કોઇ પણ પુરુષ સાક્ષી આપે તેમ નથી. તેથી તેને પકડીને સજા કરવાનું કાર્ય કઠિન થઇ પડશે. અબ્દુલને કેદ કરવાથી આપણા કાર્યમાં એટલી બધી સિદ્ધિ પ્રાપ્ત થશે કે, એકજ નિશાનથી બે પક્ષીઓનું પતન થશે. જો આપ કાલે મૅકેયરને ન પકડતાં અબ્દુલને પકડી શકયા હોત તો આ સર્વ આફત ટળી જાત. પરંતુ હવે તો અબ્દુલને પકડી પાડવા માટેજ જીવતુટ પ્રયત્ન કરવો જોઇએ "

" ઇન્સ્પેકટર ડેવિસની વાત મ્હારે ગળે ઉતરી ગઈ. તેની વાત સાંભળીને મને સારી રીતે જણાઈ આવ્યું કે, ઇન્સ્પેકટર એક દક્ષ, ચાલાક અને બુદ્ધિમાન પુરુષ છે. મૅકેયરના સંબંધમાં આ પ્રમાણે કેટલીક વાતચીત કર્યા પછી ડેવિસ સાહેબ મારે ત્યાંથી વિદાય થયા. જતી વેળાએ મેં તેમને પૂછયું કે; આપને પેલા કૉન્સ્ટેબલનો કાંઇ પતો મળ્યો કે ?"

" જવાબમાં તેમણે ઘણાજ ખેદસહિત જણાવ્યું કે, તેની પણ ભયાનક દુર્દશા થઇ છે; મેડા પરથી જમીન પર કૂદી પડતાં તેનો એક પગ તથા એક હાથ ભાંગી ગયો છે. જ્યારે મેં તેને જમીનપર પડવાનું કારણ પૂછયું ત્યારે તેણે પ્રત્યુત્તરમાં જણાવ્યું કે અબ્દુલે મને છત ઉપરથી ધક્કો મારવાથી આવું પરિણામ નિપજ્યું છે." ત્યાર પછી ઇન્સ્પેકટર સાહેબ પ્રણામ કરીને ચાલ્યા ગયા.

" થોડીવાર વિશ્રામ લઇને હું ટેલિગ્રાફ ઑફિસમાં ગયો. તે દિવસે કાનપુરમાં ગવર્નમેન્ટ ટેલિગ્રાફ ઑફિસ ઉઘડી હતી. પરંતુ એ ટેલિગ્રાફ ઑફિસમાંથી સર્વ સાધારણ લોકોના તાર મોકલવામાં આવતા નહોતા. મેં ઑફિસના મુખ્ય અધિકારી પાસે જઇ મારો પરિચય આપીને કહ્યું કે;–"લૉર્ડ કેનિંગ પાસે મારે એક જરૂરી સમાચાર મોકલવા છે. પરંતુ તેમને મારો બરાબર પરિચય ન લાગવાથી પ્રથમતો તેઓ મારાથી અસમ્મત થયા. પરંતુ પછીથી મેં તેમને જ્યારે જનરલ હેને પત્ર લખીને મારા સમાચાર પૂછાવાનું જણાવ્યું, એટલે તેમણે તેમજ કર્યું. લગભગ પંદરેક મિનિટમાં તેમનું પત્ર પણ આવી ગયું. તેથી તેમણે તાર લેવાનું સ્વીકાર્યું. મેં લૉર્ડ કેનિંગને તાર દ્વારા નિમ્નલિખિત સમાચાર કહેવરાવ્યા:–

" રૉબર્ટ મકેયર નામનો એક ફ્રેન્ચ લૂટારો નામ બદલીને અંગ્રજી સેના વિભાગમાં કેપ્ટનના પદપર કાર્ય કરે છે, તે ભયાનક કાવત્રાંખોર અને પ્રપંચી પુરુષ છે, અને ભારતમાં ફ્રેન્ચ રાજ્ય સ્થાપિત કરવા માટે નાના પ્રકારના પ્રપંચો તથા કાવત્રાં રચી રહ્યો છે. વિઠૂરના નાનાસાહેબ અને તાતિયાટોપી તેનાં તે કાવત્રાંના ખરા સહાયકો છે. કાલે રાત્રે મેં તેને કેદ કર્યો હતો, પરંતુ અબ્દુલ નામના તેના અતિ નીચ અને પાખંડી સહચરની સહાયતાથી તે પુનઃ ન્હાસી ગયો છે. કાલે રાત્રે મૅકેયરને કેદ કરતી વેળાયે આ અબ્દુલ દ્વારા એક પોલિસ કૉન્સ્ટેબલ મરણ પામ્યો છે અને બે કૉન્સ્ટેબલ તથા એક દારોગા સાહેબ ઘાયલ થયા છે. આપ ચન્દ્ર-નગરની ફ્રાન્સ ગવર્નમેન્ટ પાસેથી તેને કેદ કરવાનો પરવાનો મંગાવી સત્વર મારાપર મોકલી આપો અને તે સાથે તેમને એમ પણ પૂછાવશો કે, તમારે ત્યાં આ નામનો કોઇ લૂટારો છે ખરો કે ? આ સમાચાર પણ મને આપના ઉત્તરની સાથેજ મોકલવાની કૃપા કરશો. મારે પણ આ મૅકેયર અને અબ્દુલના ત્રાસથી સદૈવ જાગૃત રહેવું પડે છે."

"તાર આપીને હું જેમ્સ વિલસન નામક એક અંગ્રેજ ફોટો-ગ્રાફરના મકાનપર ગયો. આ સમયે મૅકેયરનું ચિત્ર મારી સાથેજ હતું. તેથી મેં આ પ્રકારનાં બે ડઝન ચિત્રો બનાવવાનો ઑર્ડર આપીને તેને જણાવ્યું કે, જો બે દિવસમાં તમે આટલાં ચિત્રો તૈયાર કરીને મને આપી દેશો તો હું તમને તમારી સાથે ઠરાવેલા મૂલ્યથી પણ દશ પંદર રૂપિયા વધારે આપીશ. તેણે બીજે દિવસેજ ફોટોઝ આ-પવાનો વાયદો કર્યો અને મારૂં એડ્રેસ લખી લીધું. ત્યારપછી હું મારા મકાનપર ચાલ્યો આવ્યો અને હેલનને નીચે પ્રમાણેનું પત્ર લખીને સાવધાન કરી દીધી. તે પત્રમાં મેં લખ્યું હતું કે:-

" મિસ હેલન

"પાપાત્મા મૅકેયર પલાયન કરી ગયો છે. કાલે રાત્રે અબ્દુલે પોલિસના એક માણસને મારી નાખ્યો છે અને બીજા ત્રણ માણ-સને ઘાયલ કર્યા છે. હવે તમે તમારા પિતાને કહી દેજો કે, તેની સાથે કોઈપણ પ્રકારનો સંબંધ રાખે નહિ. કારણકે, તે હવે બે ખૂનનો આરોપી ઠર્યો છે. તમે પોતે પણ ખૂબ સાવચેત રહેજો. કેમકે

મેંકેયર તમારાપર ઘણોજ ક્રોધિત થયો છે. હું પણ તેને કેદ કરવાની ચેષ્ટા કરી રહ્યો છું."

"લગભગ બેએક કલાક પછી જવાબમાં હેલનનું એક પત્ર મળ્યું. તેમાં લખ્યું હતું કે;–

"ભાઇ રામપાલસિંહ

"આજે ત્રીજે પ્રહરે આપ કૃપા કરીને મને અવશ્ય મારા મકાનપર મળી જશો, મારે આપનું ખાસ એક જરૂરી કામ પડયું છે."

"હેલન."

દિવસના ચાર વાગ્યાના શુમારે હું ગાર્ડન સાહેબના મકાનપર ગયો. આ સમયે બહારના ઓરડામાંજ હેલન મારી રાહ જોતી બેઠી હતી, તે મને જોતાંની સાથેજ દોડીને મારી પાસે આવી લાગી અને મારો હાથ પકડીને કહેવા લાગી કે;–

"ભાઇ ! મારા પિતાને બચાવો. જો મેં કદાપિ આપની સાથે કાંઇપણ ભલાઇ કરી હોય તો તેના બદલામાં આપ મારા પિતાનું જીવન બચાવો, તેમની રક્ષા કરો."

"આમ કહેતાં કહેતાં તેનાં નેત્રોમાંથી અશ્રુની અસ્ખલિત ધારા ખળખળાટ વહેવા લાગી. એક નાની ઉમ્મરની સરલ અને મનોહર બાળા મારી પાસે પોતાના પિતાની જીવન–ભિક્ષા માગી રહી હતી; તે પુણ્યમય પવિત્ર દ્દશ્ય નિરખીને હું પણ અચલ રહી શકયો નહિ, મારી આંખોમાંથી પણ આ વખતે આંસૂનાં બિન્દુ ટપકવા લાગ્યાં. મેં કઠિનતાથી મારા હૃદયમાં ઉદ્‌ભવતા ક્ષોભને દબાવી રાખ્યો અને હેલનને આશ્વાસન આપીને કહ્યું કે;–હેલન ! તમે આમ વ્યર્થ રુદન ન કરો. તમારે રડવાનું શું પ્રયોજન છે? હું તમારી આગળ પ્રતિજ્ઞા પૂર્વક કહું છું કે, તમારા પિતાનું ગુપ્ત રહસ્ય હું કોઇ દિવસ પણ પ્રકટ કરીશ નહિ. અને તેમનું લેશ માત્ર પણ અનિષ્ટ થવા દઈશ નહિં તેમનું 'પારિસ–રહસ્ય' જો કે મને વિદિત થઈ ચૂક્યું છે, તથાપિ હું તે બીજા કોઇને જણાવવા ઇચ્છતો નથી. તમે મારાં જીવનદાયિની–પ્રાણદાતા છો, તમેજ મારા આ દેહનું પતન થતું અટકાવ્યું છે માટે તમારા મુખનાં દર્શન કરીનેજ તે વાતને હું તદ્દન વિસરી જઇશ અને જીવનપર્યંત તેમના ગુપ્ત ભેદને દબાવી રાખીશ અને બહાર પડવા દઇશ નહિ. મનુષ્યની પ્રતિજ્ઞા પ્રાણ કરતાં પણ

અધિક મૂલ્યવાન છે, એ સિદ્ધાંતને હું સારી રીતે માનનારો છું; તેથી પ્રાણ જતાં પણ મારી પ્રતિજ્ઞાનો ભંગ કરૂં તેવો કાપુરુષ અને કૃતઘ્ન નથી. તમે નિશ્ચય જાણજો કે, મારા દ્વારા તમારા પરિવારનું નિરંતર શુભજ થશે. મારાથી કદાપિ તમારૂં અશુભ થાય એવી આ-શંકા લાવશોજ નહિ.

"મારા આશ્વાસનના શબ્દો સાંભળીને હેલન સહજ શાન્ત થઈ. તેણે કુરસી મંગાવીને મને બેસવાનું કહ્યું. જ્યારે હું કુરસીપર બેઠો ત્યારે તે પુનઃ કહેવા લાગી કે;–"આપ મારા પિતાનું અનિષ્ટ કદાપિ થવા નહિજ દ્યો એ વિષયમાં મને આપનાપર સંપૂર્ણ વિશ્વાસ છે હવે આપની સેવામાં મારો બીજો એક અનુરોધ એ છે, કે મૅકેયર અને અબ્દુલને કેદ કર્યા પછી તેમનો ગુન્હો સાબિત કરતી વેળાયે મને અથવા મારા પિતાને ન્યાયાલયમાં જુબાની આપવા માટે બો-લાવશો નહિ."

"મેં કહ્યું કે;—"હેલન ! તમારી જુબાનીથી તે લોકોના ઉપર ગુન્હો તો સત્વર સાબિત થઇ શકે તેમ છે. પરંતુ તમારા કહેવા પ્રમાણે હું પ્રતિજ્ઞા કરૂં છું કે, તમને બન્નેને હું કોર્ટમાં બોલાવીશ નહિ."

"ત્યારપછી એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને હેલને કહ્યું કે;–"ગઇ કાલથી મારા પિતાશ્રીને સખ્ત જ્વર આવવા લાગ્યો છે. હમણાં તેઓ બહુજ વ્યાકુળ થઈ રહ્યા છે હજીસુધી મૅકેયરના પલાયન થવાના સમાચાર તેમણે સાંભળ્યા નથી. આપ જાસૂસ છો, એમ જાણ્યા પછી તેઓ અત્યંત ભયભીત બની ગયા છે અને તે ઉપરાંત તેમને પોતાના પ્રાણ જવાની આશંકા થઇ રહી છે. આજે આવાં અનેક કારણોથી આપને કાંઇક પ્રાર્થના કરવા માટેજ મેં અત્રે બોલાવ્યા હતા. આપ દુઃખ વેઠીને અહીં આવ્યા છો તેને માટે હું આપને સેંકડોવાર ધન્યવાદ આપું છું. આશા છે કે, આપ મને આ વિષયમાં અવશ્ય ક્ષમા આપશો તેમજ મારાપર દયાની દૃષ્ટિ રાખતા રહેશો."

"મને ગાર્ડનની મુલાકાત લેવાની ઇચ્છા થઇ આવી. પરંતુ હેલનના મુખથી તેમની દુરાવસ્થાના સમાચાર સાંભળવાથી તેમની પાસે જઇને કાંઇપણ પૂછપરછ કરવાનું મને ઉચિત લાગ્યું નહિં.

તેથી હું હેલનને બીજીવાર સત્વર મળવાનો વાયદો કરીને ત્યાંથી વિદાય થયો.

" એજ દિવસે રાત્રિના નવ વાગ્યે લૉર્ડ કેનિંગનો એક તાર મને મળ્યો. તેમાં લખ્યું હતું કે:-

" મૅકેયર ફ્રાન્સદેશનો એક મહાન વિખ્યાત લૂંટારો છે. તેને ફાંસીની આજ્ઞા પણ મળી ચૂકી હતી. પરંતુ સન ૧૮૫૦ માં તે જેલમાંથી ન્હાસી ગયોછે, ઘણા દિવસ થયાં ફ્રાન્સની સરકારે તેના નામનું વૉરન્ટ કાઢી રાખ્યું છે. જે દેશમાં જે કોઇ મનુષ્ય તેને પકડી આપશે તે મનુષ્યને દશ હજાર રૂપિયા ઈનામ તરીકે મળી શકશે. માટે આપ જેમ બને તેમ તેને જલ્દી પકડવાની ચેષ્ટા કરો. તેના ભયંકર કાવત્રાંથી આપણને અતિ હાનિ થવાનો સંભવ છે. "

" ફૉટોગ્રાફર વિલ્સનને ત્યાંથી બીજે જ દિવસે મૅકેયરના ફૉટા આવી ગયા. મેં મારા હાથ નીચેના દસ જાસૂસોને એકેક ચિત્ર વહેંચી આપ્યું અને દસ હજારના ઈનામની વાત પણ કહી સંભળાવી. તે ઉપરાંત પાંચ સહચરોને લઇને હું પણ તેની શોધમાં બહાર નીકળી પડ્યો. ગાર્ડને આપેલો ત્રીસ હજાર રૂપિયાનો એક ચૅક મૅકેયરને આપ્યો હતો અને મૅકેયરે તે અબ્દુલને વટાવી લાવવા આપ્યો હતો; તે તો અમારા વાચકોના સ્મરણમાં હશેજ, આ પરથી મેં ધાર્યું કે, અબ્દુલ અવશ્ય એ ચૅક વટાવવા માટે આગ્રા બૅન્કમાં ગયોજ હશે. તેથી હું પણ તેને પકડી પાડવાની આશાથી આગ્રા બૅન્ક તરફ રવાના થયો.

---

## સપ્તમ પરિચ્છેદ

## પ્રિયતમ-પ્રિયતમાનું સમાધિમન્દિર

### બ્રિગેડ સર્જન સ્ટીફનની આત્મકથા

"ન્યાયાત્રિશ સર હેમિલ્ટનના મકાનપરથી પાછા ફરતી વેળાએ પાંચ વાગી ગયા હતા, તેથી લાચાર થઇને હું મારા મકાન

પર ન જતાં બારોબાર ગાર્ડન સાહેબના મકાનપરજ ગયો. ત્યાં આગળ તેમના કુટુંબીઓ તથા મિત્રો આદિ સર્વ પ્રથમથીજ એકઠા થઈ ગયા હતા. કફન તૈયાર થઈ ગયું હતું. પરંતુ શબને હજી નીચે લાવવામાં આવ્યું નહોતું. કારણ કે, પાદરી વિલ્સન હજીસૂધી પધાર્યા નહોતા.

ગાર્ડનની સ્થિતિ અત્યારે શોક, વિષાદ અને કષ્ટને લીધે કાંઇક વિચિત્ર થઇ ગઇ હતી. હું તેમને મળવા માટે મેડાપર ગયો. આ સમયે હેલનના ઓરડાની સ્હામે સ્વયં પોલીસ ઇન્સ્પેક્ટર તથા બીજા ત્રણ સાર્જન્ટ પહેરો ભરી રહ્યા હતા. તેમને પૂછવાથી જણાયું કે, ગાર્ડન નજીકના ઓરડામાં જ બેઠેલા છે. આ ઓરડાનું દ્વાર આ સમયે અંદરથી બંધ કરેલું હતું. તેથી ધીમે ધીમે દ્વાર પાસે જઇને કેટલીક વાર સુધી તે દ્વારને ધક્કા દઇને તેમને બોલાવ્યા. પ્રથમ તો કાંઇ પણ શબ્દ સંભળાયો નહિ. પરંતુ કેટલીક વાર પછી ઘણાજ ક્ષીણ સ્વરે અંદરથી ઉત્તર મળ્યું કેઃ—
"કોણ છે ?"

"મેં કહ્યું કેઃ—"એ તો હું સર્જ્યન સ્ટીફન છું. કેટલાક જરૂરી કામને માટે હું આપની પાસે આવવા માગું છું."

"ગાર્ડને તરતજ બારણું ઉઘાડયું. ઓહ! તે સમયે તેના મુખમંડળનો આવિર્ભાવ કેટલો બધો બદલાઈ ગયો હતો. તેઓ અત્યારે પણ આંખમાંથી આંસુ વર્ષાવી રહ્યા હતા. મેં હેમિલ્ટનના પત્રોનું બંડલ તેમના હાથમાં આપીને કહ્યું કેઃ—"વિચારપતિ (ન્યાયાધિશ) હેમિલ્ટનને ત્યાં પણ આજે ભયાનક બનાવ બન્યો છે, તેથી તેઓ અત્રે આવી શક્યા નથી, અને તેથી તેમણે મારી સાથે આ પત્રોનું બંડલ મોકલાવ્યું છે."

"ગાર્ડને વ્યાકુલતાથી કહ્યું કેઃ—"ભાઈ! એવો તે શો ભયંકર બનાવ બન્યો છે વારૂ?" મેં હેનરીના સમાચાર જણાવવાનું અનુચિત ધારીને કહ્યું કેઃ—"જવા દ્યો એ વાતને અત્યારે આપ તે સમાચાર સાંભળીને શું કરશો?"

"ગાર્ડને પૂછયું કે;—"હેલનના મરણના સમાચાર હેમિલ્ટન અથવા હેનરીને મળ્યા છે ખરા કે નહિ?"

" મેં ઉત્તર આપ્યું કેઃ-" જી હા. હેમિલ્ટનને તે સમાચાર મળી ચૂકયા છે અને તે સાંભળીને ઘણાજ દિલગીર થયા છે."

" ગાર્ડને કેટલાક સમય સૂધી શાન્ત રહ્યા પછી મને ઉદ્દેશીને પૂછ્યું કેઃ—" હેમિલ્ટને આ પત્રો મારી પાસે શા માટે મોકલાવ્યા છે વારૂ ?

" એમાનું એક પત્ર વાંચીને ગાર્ડન ફરીવાર રડવા લાગ્યા. રડતાં રડતાં તેઓ પુનઃ બોલ્યા કેઃ-"સ્ટીફન ! સ્ટીફન ! હું અત્યંત નિર્દય પાષાણ હૃદયી પુરુષ છું. હેલન સમાન સ્વર્ગીય દેવીનો પિતા થવાને હું તદ્દન અયોગ્ય છું. મેં પાપીઆએજ તે સદ્ગુણની પ્રતિમાને સુખી થવા દીધી નથી. મારા અપરાધને લીધેજ એક પવિત્ર, મનોહર-સુન્દર કલિકા સમ્પૂર્ણ વિકસિત થયા પહેલાં વચ્ચમાંજ કરમાઇ ગઇ છે. હાય ! આજે મારા હૃદયમાં ભયંકર ઉન્માદ રચી રહ્યો છે. હેલન જેવી સુકુમાર સુન્દરીના મૃત્યુએ મારા ચિત્તમાં એક પ્રકારનો વિઘાતક આઘાત કર્યો છે."

" આ સમયે બહારથી મને પોલિસ કમિશનર સાહેબે બોલાવ્યો. હું સત્વર બહાર આવ્યો. આ સમયે ત્યાં આગળ પાદરી વિલ્સન અને પોલિસનાં બીજાં કેટલાક માણસો કફન લઇને તૈયાર થઇ ગયાં હતાં.

" મને જોતાની સાથેજ પોલિસ કમિશનર સાહેબે કહ્યું કેઃ-સ્ટીફન મિ. ગાર્ડનને પૂછો જોઇએ કે, હવે હેલનના શબને સત્કારાર્થે લઈ જઇએ કે કેમ ?"

" મેં તરતજ જઇને ગાર્ડન સાહેબને પૂછ્યું; પરંતુ તેમણે કશું ઉત્તર આપ્યું નહિ. તેઓ પોતેજ બહાર આવ્યા. અત્યારે તેઓ રડતા નહોતા. તેમની મુખમુદ્રાએ શાન્તભાવને ધારણ કરી લીધો હતો ગાર્ડન બહાર આવીને તરતજ હેલનના ઓરડામાં ચાલ્યા ગયા. હું પણ તેમની સાથેજ તે ઓરડામાં ગયો. ગાર્ડન હેલનના મુખપરથી કપડું ખસેડીને કેટલીકવારપર્યન્ત તે અપૂર્વ સરલતામય મુખને જોઇ રહ્યા. પરંતુ હું હેલનના મુખ તરફ વધારે વાર જોઈ શકયો નહિ. તેનું મુખ જોવાથી જણાતું હતું કે, તે હજીપણ સૂઈજ રહી છે. પરંતુ આ નિદ્રા તો અચલ હતી, એ નિદ્રામાં શયન કરેલું મનુષ્ય પુનઃ આ મર્ત્યલોકોનો આનંદ ઉપભોગ કરી શકે તેમ

નહોતું. એ નિદ્રા તે મનુષ્યની છેલ્લી નિદ્રાજ કહેવાય છે।

"તે મનોહર અચલ મૂર્ત્તિ તરફ કેટલીકવારપર્યન્ત જોયા પછી ગાર્ડને મને બોલાવીને કહ્યું કેઃ—"સ્ટીફન! કૃપા કરીને મારા ઓરડામાં ટેબલપર પડેલી કાતર તો જરા લાવી આપો."

"મેં તરતજ કાતર લાવી આપી. મારા હાથમાંથી કાતર લઇને ગાર્ડને હેલનના સુંદર કેશરાશિમાંથી વાળનો એક ગુચ્છો કાપી લીધો અને પછી તેમણે પુનઃ એકવાર તે સરલા મૂર્ત્તિની સ્મૃતિને પોતાના હૃદય પટપર નિરંતર જાગરિત રાખવા માટે એકાગ્ર ચિત્તથી તેનું નિરીક્ષણ કરી લીધું. પછી મારા તરફ ફરીને તેઓ રડતા રડતા બોલ્યા કે;—સ્ટીફન। સ્વર્ગીય સુન્દરી હેલનના દર્શન મેં આજે હમ્મેશને માટે કરી લીધા. બસ, આ હતભાગીનો સૌભાગ્ય પ્રદીપ આજે નિર્વાણ પામ્યો. હૃદયની અનેક આશાના સ્થાનનું આજે પતન થયું. હાય ભાગ્ય તારો કેવો વિલક્ષણ પ્રભાવ!"

"આમ કહીને તેઓ હેલનના ઓરડામાંથી બહાર ચાલ્યા આવ્યા અને બીજા ઓરડામાં જઇને અંદરથી તેમણે તેનાં બારણા વાસી દીધાં. પાદરી વિલ્સન હેલનની મરણપથારી પાસે આવીને તેના આત્માની શાન્તિ માટે ઈશ્વરની પ્રાર્થના કરવા લાગ્યા. ત્યાર પછી પોલીસ કમિશનર, ઇન્સ્પેકટર અને બે ચાર બીજા પોલિસ અધિકારીઓ વિના બાકીના બીજા બધા માણસો હેલનના મૃતદેહને સમાધિમન્દિરમાં પધારવા માટે ચાલ્યા ગયા. હું પણ તેમની સાથેજ ગયો.

લગભગ એક કલાકમાં અમે લોકો સમાધિસ્થાન (કબ્રસ્તાન)માં જઈ પહોંચ્યા. ત્યાં ગયા પછી પણ તે કારુણિક દશ્યનો બીજો પડદો પડતો મારે જોવો પડયો. હેમિલ્ટન, હુડસન તથા બીજા કેટલાક સાહેબો પણ હેનરીના શબને સમાધિ આપવા માટે આ સ્થળે આવી ચૂકયા હતા. મને ત્યાં આગળ આવેલો જોઇને હેમિલ્ટન સાહેબ મારી પાસે આવ્યા અને ઘણાજ દુઃખની સાથે કહેવા લાગ્યા કેઃ—"હું તમારી જ વાટ જોઇ રહ્યો હતો, મારી એવી ઇચ્છા છે કે, હેનરીના શબની પાસેજ હેલનના શબને દાટવામાં આવે તો ઠીક. કારણ કે, જ્યારે જીવિતાવસ્થામાં તેઓ જે પ્રકારના પ્રણયસૂત્રમાં બંધાયલાં હતાં અને સર્વદા એક સાથેજ રહેવામાં આનંદ માનતાં હતાં, તો પછી હવે મરણ પામવા પછી તેમના મૃત દેહને સાથેજ રાખવામાં આવે તો

તે વિશેષ યોગ્ય ગણાશે. મને પૂર્ણ આશા છે કે, આમ કરવામાં ગાર્ડનને કોઇ પણ પ્રકારનું દુઃખ ન થતાં, આનંદજ થશે,"

"મેં કહ્યું કેઃ—"એમાં ગાર્ડનને દુઃખી થવાનું પ્રયોજન પણ શું છે?"

"ત્યાર પછી હેલન અને હેનરીના નશ્વર દેહને પાસે પાસેજ દાટવામાં આવ્યા. અને સમાધની સર્વ ક્રિયા સમાપ્ત થયા પછી સમાધિસ્થાનમાં આવેલા બધા માણસો આંસૂ વ્હેવરાવતાં પોતપોતાના ગૃહ તરફ વિદાય થયાં.

* * * * *

હું જ્યારે મારા મકાનપર પહોંચ્યો. ત્યારે રાત્રિના સાડા આઠ વાગી ગયા હતા. મારૂં ચિત્ત પ્રભાતથીજ ચંચલ અને શરીર અવસન્ન થઈ ગયું હતું, તેથી ભોજનાદિ ક્રિયામાંથી નિવૃત થઇને સત્વર હું નિદ્રાવશ થયો, પરંતુ તરતજ ઉંઘ આવી નહિ, તેથી હું વિચારવા લાગ્યો કે, હેલનને કયા પાપાત્માએ મૃત્યુઆધીન કરી હશે? શું જેને જોઇને તે દેવળમાં મૂર્ચ્છિત થઈ ગઇ હતી, તે નરાધમ નરે તો તેનું ખૂન નહિ કર્યું હોય? અથવા તો જે બે પુરુષો સડક પર કાંઇક સલ્લાહ કરતા ચાલ્યા જતા હતા, તેમણે તો આ બિચારી નિર્દોષ અબળાનો વધ કરીને તેના રક્તથી પોતાના હાથ નહિ રંગ્યા હોય? સડક પર જે પુરુષ અમને સહાયતા આપવા માટે આવ્યો હતો. તે કોણ હશે? આ પ્રમાણે અનેક વિચાર કરતાં કરતાં રાત્રિના અગિઆર વાગી ગયા. તે વેળાએ મારા નોકરે આવીને મને બોલાવ્યો. મેં દ્વાર ઉઘાડયું, એટલે તેણે અંદર આવીને મારા હાથમાં એક પત્ર આપ્યું. તેમાં લખ્યું હતું કેઃ—

"પ્રિય સ્ટીફન!

"કાલ રાતથી મારા પિતાને સખ્ત તાવ ચઢી આવ્યો છે.
"અત્યારે તેમના શરીરમાં વિકારનાં અનેક લક્ષણો સ્પષ્ટ જણાઇ
"આવેછે. માટે આપ જો કૃપા કરીને એક વાર મારા પિતાની
"શારીરિક સ્થિતિનો તપાસ કરી જશો, તો હું આપનો અત્યંત
"ઉપકાર માનીશ. આપને માટે આ સાથે મેં એક ગાડી પણ મોકલી આપી છે."

"જોસફ ફ્રેન્કલિન."

" જોસફ ફ્રેન્કલિન અહીંના એન્જીનિયરના પુત્રનું નામ હતું. તેના પિતા સાથે મારો ગાઢ પરિચય હતો, તેથી પત્ર વાંચીને હું મારો પોશાક પહેરીને જલ્દી તૈયાર થઇ ગયો. આ સમયે મેં મારી સાથે નોકરને પણ લીધો નહિ. રાત્રિને સમયે હું જ્યારે જ્યારે રોગીને તપાસવા જતો હતો, ત્યારે કમ્પાઉન્ડર અથવા અન્ય કોઇ નોકરને અવશ્ય સાથે લઇ જતો, પરંતુ આજે દુર્ભાગ્યવશાત કોઇને પણ સાથે લીધા વિના હું રવાના થયો. મેં મનમાં ને મનમાંજ વિચાર્યું કે:–" ફ્રેન્કલિન સાહેબ તો મારા મિત્ર અથવા બન્ધુ સમાન છે, તો પછી તેમના મકાનપર જવામાં નોકરની શી આવશ્યક્તા છે ? અસ્તુ. હું તરતજ ગાડીમાં ચઢી બેઠો.

" લગભગ એક કલાક પછી ગાડી એક જનવિહીન વિકટ સ્થાનમાં જઇ પહોંચી. તે સમયે મારા ચિત્તમાં કાંઇક સંદેહ થવા લાગ્યો અને તેથી મેં કોચમેનને પૂછ્યું કે:–" ફ્રેન્કલિન સાહેબનું મકાન હવે કેટલુંક દૂર છે ? "

" પરંતુ તેણે કાંઇ પણ ઉત્તર ન આપતાં અશ્વને એક ચાબુક લગાવી અને તેથી ગાડી વિશેષ વેગપૂર્વક ચાલવા લાગી. હવે મારા ચિત્તમાં સંશયનું સામ્રાજ્ય પૂર્ણ રીતે છવાઇ ગયું. હું ગાડીમાંથી કૂદી પડવાનો વિચાર કરવા લાગ્યો. પરંતુ ગાડીની અંદરથી એકાએક કોઇક પુરુષે તીવ્ર દુર્ગન્ધમય પદાર્થ મારા નાક સાથે અડકાડી દીધો અને તેથી હું ક્ષણવારમાંજ બેભાન થઇને ગાડીમાં ઢળી પડયો.

*     *     *     *     *

" સર્જ્યન સ્ટીફનની ડાયરીમાં હવે પછીની ઘટનાના સંબંધમાં કાંઇ પણ વિશેષ લખેલું મળી શકતું નથી. માટે હવે અમારે બીજી કેટલીક ઘટનાઓનું વિવેચન અને વર્ણન કરવું પડયું છે. મિસ રોઝની ડાયરી પરથી તથા સરદાર રામપાલસિંહની આત્મકથા પરથી સર્જ્યન સ્ટીફનના સંબંધમાં સઘળો વૃત્તાંત હવે પછીના પરિચ્છેદોમાં સ્થળ પ્રમાણે ઉલ્લેખિત કરવામાં આવશે. મિસ રોઝની સાથે સ્ટીફનનો વિશેષ પરિચય હતો, તેના સંબંધમાં યોગ્ય વિવેચન પ્રથમ પરિચ્છેદમાંજ અપાઇ ગયું છે, એટલે અત્રે તેનો અધિક ઉહાપોહ કરવાની આવશ્યક્તા હોય એમ જણાતું નથી. "

લેખક

## અષ્ટમ પરિચ્છેદ

---

## શું એ અત્યાચારી અબ્દુલ છે ?

---

### મિસ રોઝની આત્મકથા

---

" મારી પ્રિયતમા ભગિની હેલનના મૃત્યુ પછી પંદર દિવસ સુધી તો હું રુદન કરતીજ રહી. મારી માતા પણ પ્રિય પુત્રીના અવસાનથી રડી રડીને અંધ સમાન બની ગઇ હતી. અમે સહુએ તેને બહુજ સમજાવ્યાં છતાં પણ તેણે ઉન્માદિની પેઠે તે તરફ કાંઇ પણ લક્ષ્ય આપ્યા વિના માત્ર રુદન-વ્રતનેજ જારી રાખ્યું. અમારી શિખામણની અસર તેનાપર જરાયે ન પડી. તે કોઇનું કાંઈ પણ કથન સાંભળતીજ નહોતી. રુદન, કલ્પાંત અને આંખોમાંથી આંસૂ સારવાનાં કાર્યો તેનાં રાત્રિ-દિવસનાં સહવાસી બની ગયાં. તેની આવી ભયંકર શોચનીય સ્થિતિ જોઇને અમે લોકોએ તે મકાન ત્યજી દીધું અને અમારા બીજા મકાનમાં જઇને અમે પરિવાર સહિત રહેવા લાગ્યાં.

" હેલનનાં મૃત્યુ પછી ઘણા જ દિવસ થયાં સ્ટીફન મારા મકાનપર આવ્યા નહોતા. હું તેમને માટે અત્યંત ચિન્તાતુર બની ગઇ હતી. પ્રથમ તો મેં એમ ધાર્યું કે, તેઓ કાંઇક બિમાર પડ્યા હશે, પરંતુ જેમ જેમ દિવસો વીતવા લાગ્યા, તેમ તેને માટે મારી અકળામણ વિશેષ વધવા લાગી. છેવટે મેં નિશ્ચય કર્યો કે, તેમના મકાન પર જઇને જ હું તેમનો પતો મેળવી આવું. આમ ધારીને એક દિવસ ત્રીજે પ્રહરે હું માત્ર આજ ઉદ્દેશથી મારા મકાનપરથી બહાર નીકળી. મારે હેલનની સાથે ઘણીવાર સ્ટીફનને ત્યાં જવાના પ્રસંગો આવ્યા હતા. તેથી તેમના મકાનનો માર્ગ મારો પરિચિત થઈ ગયો હતો. હું સ્ટીફનનાં સંબંધમાં વિચાર કરતી કરતી સડકના કિનારા પર ચાલી જતી હતી. એવામાં અચાનક કાળા રંગનો એક મોટો બળવાન મુસલમાન મને ધક્કો દઇને ચાલ્યો ગયો ! તેને જોઇને મને ભય ઉત્પન્ન થયો. પ્રથમ તો મેં ધાર્યું કે, મને ભૂલથી ધક્કો લાગી ગયો હશે, પરંતુ તરતજ મારો તે વિચાર દૂર થયો.

કેમકે તે પુરુષ સહજ આગળ જઇને મારા તરફ જોવા લાગ્યો. અને પછી પાસેની એક ગલ્લીમાં જઇને છુપાઈ ગયો. મેં તે ગલ્લી પાસે જઇને જોયું તો તે ત્યાં આગળજ ઉભો હતો, અને ધ્યાનપૂર્વક મારા તરફ જોઇ રહ્યો હતો. મેં તે તરફ કાંઇ પણ લક્ષ્ય ન આપતાં આગળજ ચાલવા માંડયું. સહજ આગળ જઇને મેં પાછું વાળીને જોયું તો તે પુરુષ મારી પાછળજ આવી રહ્યો હતો; તેથી હું ત્યાંજ ઉભી રહી, એટલે તે પણ ત્યાંજ ઉભો રહ્યો અને એક પુરુષ સાથે કાંઈક વાતચીત કરવા લાગ્યો. મને તે વખતે અત્યંત ભય ઉપજવા લાગ્યો. જેથી હું સ્ટીફનના મકાન તરફ જઈ શકી નહિ અને પાસેજ " કાનપૂર ટાઇમ્સ " પત્રના અધિપતિનું મકાન હતું. તેની સાથે મારે ગાઢ પરિચય હતો. તેથી હું તેમના મકાન તરફજ ગઇ. ત્યાં જઇને મેં તેમને બધી બીના જણાવી દીધી. આથી તેઓ મને પોતાની સાથેજ ગાડીમાં બેસાડીને મારા મકાનપર પહોંચાડી ગયા. બીજેજ દિવસે " કાનપૂર ટાઇમ્સમાં પ્રસિદ્ધ થયું કે:—

" કાનપૂર ફોર્ટના બ્રિગેડ સર્જન સ્ટીફન, લગભગ બે અઠવાડિયાં થયાં બદમાશોના પંજામાં સપડાઇ ગયા છે. ગઇ તારીખ ૧૦ મી ને સોમવારની રાત્રિના અગિયાર વાગ્યા સુધી તેઓ પોતાના મકાનપર હતા. પરંતુ પછીથી ત્રણ પુરુષો ફ્રેન્કલીન નામના કોઇક સાહેબની ચિઠ્ઠી લઇને તેમને ત્યાં રોગીને જોવા માટે બહાનું બતાવીને તેમને એક ગાડીમાં બેસાડીને લઈ ગયા છે. ત્યાર પછી તેમનો કાંઈ પણ પતો મળી શકયો નથી. એજ રાત્રે કિલ્લાના મેદાન આગળથી એક ગાડી જતી જોઇને, એક પહેરાવાળાએ ગાડી અટકાવી હતી, પરંતુ તે ગાડીના માણુસોએ જણાવ્યું હતું કે, અમે ફ્રેન્કલિન સાહેબના માણસો છીએ અને તેમના સંબંધીઓને શહેરમાં પહોંચાડવા માટે ગયા હતા. હવે તેમને મૂકીને પાછા અમે તેમના ઘર તરફ જઇએ છીએ. પહેરાવાળાએ આ વાત સાંભળીને તેમને છોડી દીધા હતા. ફ્રેન્કલિન નામનો એક વ્યવસાયી પુરૂષ આ શહેરમાં રહેછે, તેને પણ પત્રદ્વારા અમને સૂચના આપી છે કે ધનવાન ગૃહસ્થ ગાર્ડનની કન્યા હેલનનું જેણે ખૂન કર્યું છે, તેના હાથેજ અભાગિ સ્ટીફને પણ પોતાના પ્રાણ ગુમાવ્યા છે. સ્ટીફન હેલનનો વિશેષ સંબંધી

હતો, એટલા માટે જ તેની આવી દુર્દશા થઇ છે, અને આવો ભયંકર બનાવ બન્યો છે. ''

'' આ સમાચાર વાંચીને હું શોકથી મરણવત થઇ ગઇ. મારૂં આખું શરીર ભયથી કમ્પવા લાગ્યું. કાલે પેલા મુસલમાને મારી પૂંઠ પકડી હતી તે વાત પણ મને યાદ આવી ગઇ. હું સમજી ગઇ કે, એ પણ તેજ શરીફ બદમાશ ટોળીનો એક મનુષ્ય હોવો જોઇએ, ''

" હું મારા પિતાની પાસે તે સમાચાર પત્ર લઇ ગઇ. તેઓ પણ એ સંવાદ વાંચીને અત્યંત દિલગીર થયા અને મને નાના પ્રકારનાં આશ્વાસનો આપીને કહેવા લાગ્યા કેઃ—" હું નિશ્ચયપૂર્વક કહી શકું છું કે, સ્ટીફનને લેશ માત્ર પણ દુઃખ થયું નથી. હવે જેમ બને તેમ તેને જલ્દી છોડાવવા માટે હું એક પુરૂષને નિયુક્ત કરીશ, અને તે મનુષ્ય અવશ્ય સ્ટીફનનો પતો મેળવી શકશેજ. "

'' આમ કહીને તેઓ બહાર જવા માટે કપડાં પહેરવા લાગ્યા. મને ઉપર જવાની આજ્ઞા આપીને તેઓ કેટલીક વાર પછી બહાર ચાલ્યા ગયા. લગભગ ત્રણ કલાક પછી તેઓ પાછા આવ્યા અને મને બોલાવીને કહેવા લાગ્યા કેઃ-

" રોઝ ! કાલે બપોરે તારે મારી સાથે એક સુવિખ્યાત જાસૂસ પાસે આવવું પડશે. તેઓ તને સ્ટીફનના સંબંધમાં કાંઇક પૂછશે. ''

" બીજે દિવસે ચાર વાગે અમે લોકો ગાડીમાં બેસીને તે જાસૂસને ત્યાં જઈ પહોંચ્યાં. એક રાજમહાલયના જેવા મકાન આગળ અમારી ગાડી ઉભી રાખવામાં આવી. આ મહાલયની બહારની દીવાલમાં સંગેમરમરના એક સુન્દર પત્થર પર મોટા મોટા સુન્દર સોનેરી અક્ષરોમાં લખેલું હતું કેઃ—

" સરદાર રામપાલસિંહ—ગુપ્તચર વિભાગના કમિશ્નર "

" અમે દ્વારરક્ષક દ્વારા અમારા આવવાના સમાચાર અંદર મોકલાવ્યા પછી થોડીવારમાંજ તે દ્વારરક્ષક આવીને અમને અંદર લઇ ગયો. આ મકાનના બીજા મજલા પર એક બળવાન અને ગોરા રંગનો એક પુરુષ બેઠો બેઠો એક સમાચાર પત્ર વાંચી રહ્યો હતો. તેણે અમને જોતાંની સાથે જ કુરસી પરથી ઉઠીને આદર-

સહિત આવકાર આપ્યો અને અમને બન્નેને બેસવા માટે કુરસીઓ આપી. મારા પિતાએ અમારા બન્નેનો પરસ્પર પરિચય કરાવી આપ્યો. સરદાર રામપાલસિંહના ચ્હેરાપરથીજ તેના હૃદયના મહત્વનો પરિચય મળી આવતો હતો. તેમની મોટી મોટી આંખો, તેજ પુંજ, અને હૃદય ભેદી હતી. તેમની ભાષાની મધુરતા પણ અલૌકિક હતી. વિશાળ મુખમંડળના દર્શનથીજ જણાઇ આવતું હતું કે, તેઓ એક ક્ષમાશીલ અને મહાન બુદ્ધિમાન પુરુષ છે. તેમણે પ્રથમ મનેજ પૂછયું કે:—" મિસ રોઝ! આપ મને ઓળખોછો ખરાં કે?"

" આપને મેં પહેલાં કયાંક જોયા હોય, તેમ જણાય છે. " મેં" નમ્રતાથી ઉત્તર આપ્યું, તેમને જોતાંની સાથેજ મને જણાયું કે મે તેમને કયાંક અવશ્ય જોયેલાજ છે. "

" તેઓ પુનઃ બોલ્યા કે;—" તમને સ્મરણ હશે કે, એક દિવસ રવિવારે રાત્રે તમે; હેલન અને સ્ટીફન સાહેબ કિલ્લાના મેદાનમાં થઇને ઘર તરફ જતાં હતાં, ત્યારે મેં હેલનને અસ્વસ્થ જોઇને સ્ટીફનને પૂછયું હતું કે;—"કેમ હું આપને ગાડી લાવી આપું કે.? પરંતુ સ્ટીફને શંકા લાવીને મારી વાત માની નહોતી."

"હવે મને તે દિવસની વાત સ્મરણમાં આવી ગઇ. મેં પણ તે દિવસે તેમનાપર સંદેહ કર્યો હતો, તેથી લજ્જિત થઇને કહ્યું કે;-ભાઇ! ક્ષમા કરજો. હવે મને યાદ આવ્યું, પરંતુ કૃપા કરીને કહો કે, આપ મને પ્રથમથી કીરીતે ઓળખો છો વારૂ?"

"તેમણે ઘણાજ સ્નેહની સાથે ઉત્તર આપ્યું કે;-' બ્હેન! તમે તે વાત જાણતાં નથી, પરંતુ તમારા પિતા અને હેલન સાથે મારે પ્રથમથીજ સારો પરિચય હતો. હેલને એકવાર મારા પ્રાણ બચાવ્યા હતા અને તેથી હું તેને મારી કન્યા પ્રમાણે ચ્હાતો હતો તથા તેની પાછળ રહીને તેની રક્ષા પણ કર્યા કરતો હતો. પરંતુ વિધિના લખેલા લેખ કોણ મિથ્યા કરી શકે તેમ છે? અનેક પ્રયત્નો કરવા છતાં પણ હું તેને બચાવી શકયો નથી. મેં પ્રતિજ્ઞા કરી છે કે, એ દુર્દાન્ત દુશ્મનો પાસેથી તેનો બદલો પણ તેવોજ ભયંકર લઇશ અને હેલનના આત્માને શાંતિ આપીશ."

"આ સમયે મેં જોયું કે, એક સમાચાર પત્રપર તેમની

આંખોમાંથી બે ચાર અશ્રુબિન્દુઓ ટપકી પડયાં હતાં. હું ઘણુાજ આશ્ચર્યથી અત્યાર સુધી તેમની વાતો સાંભળી રહી હતી. મને મારા ઘરમાં બનેલી વાતોનો હજી સુધી રતીભાર પણ પતો મળ્યો નહોતો. આ સમયે મને જણુાવા લાગ્યું કે પિતાએ અને હેલને આ વાત જાણી જોઇને મારાથી છુપાવી હશે! ખયર! સરદાર રામપાલસિંહે તે વાતને ફરીવાર ઉપસ્થિત ન કરતાં મને સ્ટીફનના સંબંધમાં કેટલાક પ્રશ્નો પૂછયા. ઉત્તરમાં હું જે કાંઇ જાણુતી હતી, તે જણાવી દીધું અને કાલે મારી પાછળ પડેલા મુસલમાનનો વૃત્તાંત પણ મેં તેમની આગળ વિદિત કરી દીધો"

"મારૂં છેલ્લું વાકય સાંભળતાંની સાથેજ તેઓ મને ઘણા આગ્રહથી તેના રૂપ અને રંગની સર્વ હકીકત પૂછવા લાગ્યા. પછી તેમણે મારા પિતાને કહ્યું કે;--"મિ. ગાર્ડન રોઝની વાત સાંભળીને મને ઘણોજ સંદેહ ઉત્પન્ન થાયછે. મને જણાયછે કે, તે મનુષ્ય અબ્દુલ જ હોવો જોઇએ. માટે આપ તેનાથી ચેતીને ચાલજો."

"કેટલીકવાર પછી અમે તેમની પાસેથી વિદાય થયાં. માર્ગમાં હું તો એમજ વિચારવા લાગી કે, વળી એ અત્યાચારી અબ્દુલ તે કોણુ હશે?"

"હું હમેશાં જે પ્રમાણે સૂતી હતી, તેજ પ્રમાણે આજે પણુ તે ઓરડામાં જઇને સૂઇ રહી. હું જે ઘરમાં સૂતી હતી ત્યાં આગળ મારો વહાલો કૂતરો પણુ નિત્ય રહેતો હતો. એકાએક ઘણીજ મોડી રાત્રે તે ચમકી ઉઠયો અને ભસવા લાગ્યો. જેથી મારી ઉંઘ ઉડી ગઈ. મેં જોયું કે, મારા શયનગૃહની બારી ઉઘડેલી છે અને ઓરડામાં એક વિકટાકાર પુરુષ ઉભેલો છે! હું ભયથી કમ્પી ઉઠી અને બૂમો પાડવા લાગી. આથી તે પુરુષ ભયને લીધે બારીમાંથી કૂદીને છાયાની પેઠે ચાલ્યો ગયો, કેટલીકવારપર્યંત હું ઉંડા વિચારમાં પડી ગઇ કે, આટલી મોડી રાત્રે મારા ઓરડામાં કોણે અને કેવી રીતે પ્રવેશ કર્યો હશે, વળી મને જાગૃત થયેલી જોઇને તે પુરૂષ શામાટે ચાલ્યો ગયો હશે? આ પ્રમાણે વિચાર કરતી કરતી હું ઘણીવાર સુધી તેની તે સ્થિતિમાંજ ઉભી રહી."

---

## નવમ પરિચ્છેદ

## હું અને સ્ટીફન કારાગૃહમાં

### મિસ રોઝની આત્મકથા

"જ્યારથી તે પુરુષે મારા શયનગૃહમાં પ્રવેશ કર્યો હતો; ત્યારથી હું ઘણીજ સાવચેતીથી સૂતી હતી. મારા ઓરડાની ચારે બાજૂએ બે હથિયારબંધ મનુષ્યો આખી રાત પહેરો ભરતા હતા. હું ત્યારથી કોઇપણ મનુષ્યને મારી સાથે લીધા વિના બહાર નીકળતી નહોતી. સરદાર રામપાલસિંહે મને અત્યંત સાવધ કરી દીધી હતી.

"આ પ્રમાણે એક અઠવાડિયું વીતી ગયા પછી હું લેડી રો-ઝર્સની સંગાથે એક દિવસ રવીવારે ગાડીમાં બેસીને દેવળમાં ઉપાસના નિમિત્ત ગઈ. લેડી રૅાઝર્સ સાથે મારો પરિચય થયાંને લગભગ એક માસ થઇ ગયો હતો. તેના પાપમય જીવનનો વૃત્તાંત અદ્યાપિ મારાથી છેક ગુપ્તજ હતો. જ્યારે તેને પોતાના સંબંધમાં કાંઈપણ પૂછવામાં આવતું, ત્યારે વિશેષ ભાગે તે કાંઈપણ ઉત્તરજ આપતી નહોતી અને મારી એ વાતને ઉડાવી દેવાનો યત્નજ કર્યા કરતી હતી. હા ! મને માત્ર એટલુંજ વિદિત થયું હતું કે, તે જયપૂર સ્ટેટના પરલોકવાસી રેસિડેન્ટ સર રૅાઝર્સની વિધવા પત્ની હતી, અને તેનું વય પ્રાયઃ અઠ્ઠાવિશ વર્ષનું હતું.

"પ્રાયઃ દોઢેક માસના પરિચયમાં તે મને અત્યંત સરળ અને પવિત્ર ધાર્મિકા સ્ત્રી છે, એમ ખાત્રીપૂર્વક જણાઇ આવ્યું. તે મારા મકાનની નિકટમાંજ રહેતી હતી. અમે જે દિવસે ઉપાસનાર્થે દેવ-ળમાં ગયાં તે દિવસે સંધ્યા સમયે મારા બે અનુચરો પણ લેડી રોઝર્સની સાથે હતા. હું દેવળમાં જે સ્થળે બેઠી હતી, તેની પા-સેજ બેસીને તેણે ઉપાસનાનો પ્રારંભ કર્યો. થોડા સમય પછી એક સાહેબ આવીને મારી સ્હામેની બેન્ચ પર બેઠો. આ સમયે તેના મુખમાંથી મદિરાની દુર્ગન્ધ આવવા લાગી. તેણે ત્યાં બેઠા પછી લેડી રોઝર્સ તરફ ચાર પાંચવાર દૃષ્ટિપાત કર્યો, અને પછી તરતજ તે ત્યાંથી ચાલતો થયો.

હું તેનું કારણ લેશ માત્ર પણ સમજી શકી નહિ. કેટલીકવાર પછી લેડી રૅાઝર્સ પણ મને કાંઈ કહ્યા કારવ્યા વિનાજ બહાર ચાલી ગઈ. તેનું આવું વર્તન જોઇને મને સંશય ઉત્પન્ન થયો અને તેથી હું પણ તેની સાથે બહાર જવા નીકળી. મેં બહાર આવીને જોયું કે, લેડી રૅાઝર્સ દીવાલની પાછળ ઉભી રહીને પેલા સાહેબ સાથે કાંઇ વાતચીત કરી રહી હતી. આ જોઇને મારા મનમાં અધિક સંશય ઉત્પન્ન થયો અને તેમની વાતો તરફ કાંઇપણ લક્ષ્ય આપ્યા વિના હું મારા ગૃહ તરફ વિદાય થવાની ચેષ્ટા કરવા લાગી. મારી સાથે જે અનુચરો આવ્યા હતા, તેઓ મારી નજીકમાંજ બેઠા હતા. તેમને મેં ગાડી લાવવાની આજ્ઞા આપી. આ બંને અનુચરો મારા ઘણાજ પુરાણા અને વિશ્વાસુ હતા. મારે માટે પ્રાણ અર્પણ કરવામાં પણ તેઓ પાછી પાની કરે તેવા નહોતા. તેઓ અત્યંત બળવાન, કર્ત્તવ્યપરાયણ અને સાહસિક હતા તથા તેમની પાસે આઠ નાલિકાવાળી રિવૅાલ્વર પણ નિત્ય સાથેજ રહેતી હતી.

" હું મારા અનુચરો સાથે વાતચીત કરતી હતી, એવામાં લેડી રૅાઝર્સ ત્યાં આગળ આવી લાગી. મેં તેને પૂછયું કે;—"શું એ સાહેબ આપનો પરિચયી પુરુષ છે ?" પરંતુ તેણે મારો પ્રશ્ન સાંભળીને અચકાતાં અચકાતાં કહ્યું કે;—" ના, હું તેને બિલ્કુલ ઓળખતીજ નથી. પરંતુ ......"

" આ સર્વ કારણોથી મારા સંશયમાં વૃદ્ધિજ થવા લાગી. અસ્તુ.

કેટલોક સમય વીત્યા પછી મારી ગાડી દ્વાર સન્મુખ આવી પહોંચી. તે વેળાએ લેડી રોઝર્સ મારી પાસે આવીને હસતી હસતી કહેવા લાગી કે;—" મિસ રોઝ ! બહાર એક પરિચિત લેડીની સાથે મુલાકાત થવાને લીધે અહિં આવવામાં સહજ ઢીલ થઇ છે તો તે વિષયમાં તમે કાંઇ આશંકા નહિજ કરો, એવી હું આશા રાખું છું. વારૂ, હજુ પ્રાર્થના તો સમાપ્ત થઇ નથી, એવામાં તમે મકાનપર જવા માટે આટલી બધી ઉતાવળ શા માટે કરી રહ્યાં છો ? મને કાંઈ પણ કહ્યા કારવ્યા વિના આમ અચાનક ચાલ્યાં જાઓછો, એ સર્વથા સભ્યતાના નિયમથી વિરૂદ્ધજ કાર્ય કરોછો."

" મેં સરલભાવથી ઉત્તર આપ્યું કે;—" ના, ના. હું આપને કાંઇ અહિં છોડીને જવાની નહોતી. અવશ્ય આપને બોલાવતજ.

પરંતુ આજે સત્વર જવાનું એક કારણ છે, અને તે કારણ આપને પછીથી કહી સંભળાવીશ."

"આમ કહીને હું રૉઝર્સનો હાથ પકડીને ગાડીમાં બેઠી. તેણે પછીથી કાંઈ પણ કહ્યા વિના ગજવામાંથી એક ચાવી કાઢીને સીટી વગાડી. બરાબર આ સમયેજ દેવળમાંથી એક સાહેબ સીટી વગાડતો વગાડતો બહાર નીકળ્યો અને અમારી ગાડીની એક બાજૂએ ચાલવા લાગ્યો. તેનું અર્ધું મોઢું ટોપીથી આચ્છાદિત થએલું હતું, તથાપિ હું તેને ઓળખી ગઇ કે, એ સાહેબ દેવળમાં મારી સ્હામેની બેન્ચપર બેઠો હતો, તેજ છે. મેં પ્રથમથીજ લેડી રૉઝર્સની સાથે વાતચીત કરવા જતી વખતે તેની ચાલ પણ લક્ષ્યમાં રાખી લીધી હતી, અને એજ પ્રમાણેનીજ આ સાહેબની ચાલ પણ હતી. આ સર્વ બાબતોપરથી મને લેડી રૉઝર્સના સંબંધમાં અનેક પ્રકારની કુશંકાઓ અને નાના પ્રકારના સંદેહો ઉત્પન્ન થવા લાગ્યા, અનુચરોને સાવધ રહેવાની સૂચના આપીને મેં ગાડીને જલ્દી લઇ જવાની આજ્ઞા આપી.

"દેવળ આગળથી મારૂં મકાન પ્રાયઃ ચારેક માઇલ દૂર હતું અને વચ્ચે એક જનવિહીન તથા ભયયુક્ત મેદાન ઓળંગીને જવું પડતું હતું. અમે લોકો હજી અર્ધે માર્ગે પણ નહિ પહોંચ્યા હોઇએ, કે એવામાં એકાએક પિસ્તોલનો અવાજ સંભળાયો અને તેથી મારી ગાડીનો કોચમેન એકદમ નીચે ગબડી પડ્યો. ગાડી પણ એકદમ ઉભી રહી! તરતજ મારા બે અનુચરો કુદીને ગાડીના બેઉ દરવાજાપર આવી પહોંચ્યા અને પિસ્તોલ લઇને ઉભા રહ્યા. તરતજ પુનઃ બંદુકના બે અવાજ સંભળાયા અને તેથી મારો એક અનુચર સડક પર સૂઇ ગયો. તેના પડવા પછી એક મિનિટમાંજ વેશ બદલેલા દસ બાર માણસોએ આવીને મારી ગાડી ઘેરી લીધી અને બીજા નોકરપર પણ આક્રમણ કરવા લાગ્યા, તેણે પણ ચારવાર બંદૂકની ગોળીઓ છોડી. તેની ગોળીથી કોઇ મૃત્યુવશ થયું કે નહિ, તે વિષયમાં હું કાંઇપણ કહી શક્તી નથી. આ સમયે હું ભયથી થરથર કમ્પી રહી હતી. મારાપર જાણે આકાશ તૂટી પડ્યું હોયની! એવું ભયાનક દૃશ્ય જોઈ રહી હતી. જ્યારે તે લોકોએ મારા અનુચરોપર આક્રમણ કર્યું, ત્યારે હું જોરથી બૂમો પાડવા લાગી. મને બમો

પાડતી જોઇને રૅાઝર્સે જોરથી મારૂં ગળું દબાવીને મારા મુખમાં રૂમાલ ઠાંસી દીધો.

"ત્યારપછી કેટલાક મનુષ્યો મને પકડીને ચાલતા થયા. મારા મુખમાં એવી રીતે કપડું ઠાંસી દીધું હતું, કે મારાથી એક પણ શબ્દ ઉચ્ચારી શકાતો નહોતો. આ પ્રમાણે એક કલાક સૂધી મને અકળાવીને તેઓ આગળ ચાલવા લાગ્યા. ત્યારપછી તે લોકોએ એક ભવ્ય અને વિશાળ મકાનમાં પ્રવેશ કર્યો અને મને બળાત્કારે પકડીને એક અંધકારમય—યમસદન સમાન ઓરડામાં કેદ કરી દીધી. આ સમયે ભય અને ચિન્તાથી મારૂં હૃદય આકુળ વ્યાકુળ બની ગયું હતું અને શરીર પણ ઘણુંજ અવસન્ન તથા નિસ્તેજ બની ગયું હતું. વિવિધ પ્રકારના વિચારો અને કુશંકાઓએ મારા મસ્તિષ્કને તદ્દન ભ્રમિત બનાવી દીધું હતું. આ દુર્દાન્ત દાનવોએ મને દુઃખ દેવામાં લેશ પણ ખામી રાખી નહોતી. કોચવાન અને બે અનુચરોના મૃત્યુથી મારા હૃદયમાં અત્યંત આઘાત થયો હતો. આ વખતે પણ તે ભયંકર રક્તપાત અને શોણિત—સરિતાનું વહન મારી દૃષ્ટિ સમક્ષ તરી રહ્યું હતું. હું તે ઓરડામાં નિરાશ બનીને ભગ્નચિત્તે પ્રભુ—સ્તવન કરતી કરતી મારી શાલ બિછાવીને નિદ્રાવશ થઇ. પરંતુ હતભાગિનીના ભાગ્યમાં નિદ્રાનું સુખ પણ કયાંથી હોય?

આ સમયે અર્ધનિદ્રિતાવસ્થામાં મને જણાયું કે, જાણે સર્જ્યન સ્ટીફન મારૂં નામ લઇને બોલાવી રહ્યા હતા. એવામાં અચાનક મારી આંખ ઉઘડી ગઈ. ત્યારે મને પ્રત્યક્ષ સ્ટીફન હાથમાં બત્તી લઇને મારા મસ્તક કને ઉભેલા જણાયા. આ જોઇને મારા આશાહીન શુષ્ક હૃદયમાં પુનઃ નૂતન આશાલતાનો ઉદ્ભવ થયો અને મારા દુઃખનો અધિક ભાગ ઓછો થયો. તેમના દર્શનથી મારાં નયનોમાં હર્ષ અને શોકમિશ્રિત અશ્રુઓ આવી ગયાં. પ્રેમના ઉન્માદથી હું તેમની કોટે વળગી પડી. ખરેખર આ દૃશ્ય એક વિલક્ષણ પ્રકારનુંજ હતું. સર્જ્યન સ્ટીફન પણ ભયયુક્ત હૃદયે મારા તરફ નિરીક્ષણ કરી રહ્યા હતા; આ પ્રમાણે પ્રાયઃ પંદરેક મિનિટ પર્યન્ત હું ઉન્માદને આધીન રહી, પરંતુ પછીથી ચૈતન્ય પ્રાપ્ત થતાં સ્ટીફનની કોટેથી હાથ છોડીને દૂર ઉભી ઉભી તેમના સુકુમાર વદનનું નિરીક્ષણ કરવા લાગી અને તેઓ પણ તેજ પ્રકારે મારા મુખ તરફ જોઇ રહ્યા."

## દશમ પરિચ્છેદ

## મારી ફકીરી અથવા શત્રુઓની બરબાદી

### સરદાર રામપાલસિંહની આત્મકથા

" જે દિવસે રેઝ મને મળવા આવી, તેને બીજે દિવસે પ્રભાતમાંજ મિ. ગાર્ડને મને પોતાના મકાન પર આવવાનું આમંત્રણ મોકલાવ્યું. મેં ત્યાં ગયા પછી રૅઝના મુખેથી રાત્રે બનેલી સર્વ ઘટનાઓ સાંભળી લીધી, તે મારા હાથમાં એક મોટો છુરો આપીને બોલી કે:—" આ પ્રાણહારક શસ્ત્ર મને રાત્રે મારા ઓરડામાંથી મળી આવ્યું છે. હું રાત્રે જ્યારે મારા શયનગૃહમાં નિદ્રાવશ થવા માટે ગઇ, ત્યારે મને એ શસ્ત્ર મળ્યું છે. "

" છુરાની મેં પછી બરાબર રીતે તપાસ કરી લીધી. અને પછી હું રેઝના શયનગૃહમાં ગયો અને તેનું પણ બરાબર નિરીક્ષણ કર્યું. જે બારીમાંથી તે પુરુષ ન્હાસી ગયો હતો, તે પણ મેં જોઇ લીધું. બારીમાંની નીચે કૂદી પડવું, એ જોખમકારક કાર્ય હતું, એ જોઇને મને આશ્ચર્ય થવા લાગ્યું ! રેઝને મેં અનેક પ્રશ્નો પૂછ્યા, પરંતુ તેણે તો માત્ર એટલું જ ઉત્તર આપ્યું કે;—' બારીમાંથી એક પુરુષને મેં કૂદી જતો જોયો હતો, તે ઉપરાંત હું બીજું કાંઇ પણ જાણતી નથી. ' છેવટે રેઝ તથા તેના અનુચરો તરફથી કાંઇ પણ સંતોષજનક ઉત્તર નહિ મળવાથી, હું મારા મકાન તરફ વિદાય થવા માટે તત્પર થયો. જતી વેળાયે મેં ગાર્ડનને કહી દીધું કે, ' રેઝના ઓરડાની ચારે બાજૂએ હવેથી ચાર પાંચ બળવાન પુરુષોનો પહેરો રાખજો. આમ કરવાથી વિશેષ વિપદ આવવાની સંભાવના રહેશે નહિ. ' જ્યારે હું મિ. ગાર્ડનના મકાનમાંથી બહાર આવ્યો, ત્યારે સડકની એક બાજૂએ એક સાહેબ પર મારી દૃષ્ટિ પડી. તે એક નજરથી ગાર્ડનના મકાન તરફ જોઈ રહ્યો હતો. મારા મનમાં સંશય ઉત્પન્ન થવાથી હું મારા મકાન તરફ ન જતાં જૂદીજ બાજૂએ ગયો, લગભગ પંદર મિનિટ પછી મેં પાછા આવીને જોયું, તો તે માણસ પણ મારી

પાછળ પાછળ આવી રહ્યો હતો. તેથી હું એક ગલીમાં છુપાઇ ગયો. આ ગલીમાં એક બે માળનું મકાન ખાલી પડેલું હતું, તેમાં હું સંતાઇ ગયો અને એક ઓરડાની બારીમાંથી તે સાહેબના તરફ જોવા લાગ્યો. આ વખતે તે સાહેબ એક વૃક્ષ તળે ઉભો રહીને ચિરોટના ધૂમાડાના ગોટેગોટા કાઢી રહ્યો હતો, તથા હું જે ગલીમાં છુપાઈ ગયો હતો, તે તરફ જોઈ રહ્યો હતો.

" મારી પાસે પોશાક બદલવાનો સર્વ સામાન તૈયાર હતો. તેથી મેં એક વૃદ્ધ મુસલમાન ફકિરનો વેશ ધારણ કર્યો. કોટ પાટલૂન આદિ પોશાકનું પોટલું બાંધીને પીઠપર મૂકયું અને પછી હું તે મકાનમાંથી બહાર નીકળ્યો. આ સમયે પણ તે સાહેબ પેલા વૃક્ષ તળે જ ઉભો ઉભો ચિરોટ ફૂંકી રહ્યો હતો.

" ગલીની પાસે જ કેટલીક દુકાનો હતી. તેમાંની એક દુકાન પર જઇને મેં એક કાચની માળા ખરીદી પછી હું તે સાહેબ ઉભો હતો, તે તરફ ચાલવા લાગ્યો. તેમને આ નવીન પોશાકમાં સજ્જ થયેલો જોવાથી, ઓળખી શકયો નહિ. હું તેનાથી કેટલેક દૂર આવેલી એક દુકાન પાસે ભીખ માગવાનું બ્હાનું કાઢીને ગયો. સાહેબ ગલીની સ્હામે નજર તાકીને મને જોવા લાગ્યો, પરંતુ તે મને ત્યાં આગળ ન મળતાં સીધો ચાલ્યો ગયો. હું પણ તેની પૂંઠે પડયો.

" તે ઘણીજ ઉતાવળથી ચાલ્યો જતો હતો અને હું પણ બીજા ફકિરોની માફક પ્રભુનું નામ લેતો લેતો તેની પાછળ પાછળ ચાલ્યો જતો હતો. લગભગ એક માઇલ દૂર ગયા પછી તે એક મકાનના દરવાજા પર જઇને ઉભો રહ્યો. તેણે દરવાજાને ધક્કો માર્યો એટલે અંદરથી કોઇએ આવીને તે ઉઘાડી નાંખ્યો. સાહેબના અંદર ચાલ્યા ગયા પછી, તરતજ તે દરવાજો પુનઃ બંધ થઇ ગયો.

" મેં પ્રથમ તે મકાનનો નંબર નોંધી લીધો અને પછી દરવાજાને ધકકો માર્યો. આ વખતે એક મુસલમાન નોકરે આવીને દરવાજો ઉઘાડયો અને પછી મને જોતાંની સાથેજ તે ક્રોધસહિત બોલી ઉઠયો કેઃ—" ઇધરસે તુમકો કુચ્છભી નહીં મિલેગા. જાવ, દુસરી જગહપર જાકે, માંગ ખાવ."

" તેના જવાબમાં મેં નમ્રતાથી જણાવ્યું કે;—" હું એક વૃદ્ધ ફકિર છું, મક્કા મદિનાથી ચાલ્યો આવું છું. સ્વજાતિના મનુ-

બ્યે હોવા છતાં પણ શું તમારે મારીસાથે આવા પ્રકારનો વ્યવહાર રાખવો ઉચિત ગણાય ખરો કે ?"

" મારી વાત સાંભળીને તે સહજ શર્માયો અને નીચું મુખ કરીને બોલ્યો કે;—

" અચ્છા, અભી ઇધર ખડે રહો, મેં તુમકો કુછ પેસા લા દેતા હું. "

" એમ કહીને તે અંદર ચાલ્યો ગયો અને દરવાજો તો ઉઘાડો જ રહી ગયો. હું નીચો નમીને દરવાજાનાં છિદ્રમાંથી અંદરના બધા બનાવો જોવા લાગ્યો ત્યાં આગળ મેં જોયું કે, બે સાહેબો અને એક મૅમ આંગણાની ઉપરના વરંડામાં ઉભાં ઉભાં કાંઇક વાતચીત કરી રહ્યાં હતાં. જે સાહેબની પાછળ પાછળ હું આવ્યો હતો તે સાહેબ પણ આ સ્થળે હાજર હતો. મને તેની સલ્લાહ સાંભળવાની અત્યંત અભિલાષા ઉત્પન્ન થઇ. તેથી હું અંદર જવાનો ઉપાય શોધવા લાગ્યો. એવામાં તો પેલો મુસલમાન નોકર પાછો આવી લાગ્યો અને મારા હાથમાં બે આનાના પૈસા આપીને મને શીઘ્ર ચાલ્યા જવાનું કહેવા લાગ્યો.

" મેં કહ્યું કે;—" હું આપના પર અત્યંત સંતુષ્ટ થયો છું. હું એક જૂનો હકીમ છું અને મારી પાસે તરેહ તરેહની દવાઓ પણ રાખુંછું. જો તમોને કોઇપણ જાતની દવાની જરૂર હોય તો કહો, હું તે તમને વિના મૂલ્યે આપવાને તૈયાર છું. "

" મારી વાત સાંભળીને તે ત્યાં આગળજ બેસી ગયો. મેં જાણ્યું કે, બચ્ચાજીને ચમત્કાર તો કાંઇક લાગી ગયો છે. તેથી મેં પુનઃ કહ્યું કેઃ—" હું નાના પ્રકારના મંત્ર તંત્ર પણ જાણું છું. "

" તે ઘણાજ આગ્રહ સહિત બોલી ઉઠયો કે;—" અય ! ખુદાકા પાક ફિરસ્તા ! તુમેરી બાતોંસે, હમેરા દિલ બ્હોતહી ખુશ હુઆ હય. મેરી ઔરત આજ બ્હોત દિનસેં બિમાર હય, મંયને બ્હોતહી હકીમોં કો બુલાયા, પર કોઇભી ઉસકો અચ્છા ન કર શકે. જો આપ મહેરબાની કરકે કુછ દવાઇ દો તો અચ્છા હુવે. ઔર દવાઇ ન દે શકે તો કુચ્છ ઇલમસેં ભી અચ્છા કર દો. મૈંય આપકા બ્હોતહી અયશાનમંદ રહુંગા. જનાબ ! ખુદા તુમ્હેરા ભલા કરેગા."

"મેં ઘણીજ ગંભીરતાથી જવાબમાં જણાવ્યું કે;–"ભાઇ! તમારે ચિન્તા કરવાનું કાંઈપણ કારણ નથી. ખુદા અવશ્ય સર્વ સારૂંજ કરશે. હું તમારી પત્ની માટે એક તાવીજ બનાવી આપીશ. તેથી તે આરોગ્યવતી થઇ જશે. મને તમારા ઓરડાની એકાંત જગામાં કોઇ પણ ન જોઈ શકે, ત્યાં આગળ લઇ જાઓ. જો કોઈ બીજો માણસ મને જોઇ જશે તો આ તાવીજ રદ થઈ જશે. માટે હું એકાંત સ્થળમાં રહેવાનું વધારે પસંદ કરૂં છું. તમે જાણતાજ હશો કે, મંત્ર જંત્રના કામ બધાના દેખતાં તો કરી શકાયજ નહિ અને કદાપિ કરીએ તો તેનું ફળ પણ સારૂં આવે નહિ. માટે મારા કહેવા પ્રમાણે મને એકાંતમાં લઇ જાઓ."

"તે અત્યંત આગ્રહપૂર્વક મારો હાથ પકડીને તે મકાનના પાછલા દરવાજામાંથી મને અંદર લઇ ગયો. તેણે મને રહેવા માટે જે સ્થાન બતાવી આપ્યું હતું, ત્યાંથી પેલા સાહેબ લોકોની કાંઇપણ વાત મારે કાને સંભળાતી નહોતી. છેવટે હું લાચારીથી, જે વરંડામાં બેસીને પેલા સાહેબો સલાહ કરી રહ્યા હતા, તેની જોડેના એક નાના ઓરડામાં સંતાઇ ગયો, તે દરવાન પણ કાંઇ બોલ્યા ચાલ્યા વિના મારી સાથેજ તે ઓરડામાં આવ્યો. તેનું ધ્યાન તાવીજમાંજ લાગેલું હતું, તેથી આ ઓરડામાં મારા છુપાવાનું કારણ તે જાણી શક્યો નહિ. તે ઓરડામાં ગયા પછી મેં તેને કાગળનો કકડો તથા ખડિયો–કલમ લાવવાની આજ્ઞા આપી. જ્યારે તે ઉપર જણાવેલો સામાન લેવા માટે બહાર ચાલ્યો ગયો, ત્યારે હું તે દરવાજો ઉઘાડીને પેલા સાહેબોની વાતો સાંભળવા લાગ્યો.

આ સમયે એક સાહેબ બોલી ઉઠ્યો કે;–" નહિ–નહિ. તેમ કરવાથી સપડાઇ જવાની વિશેષ સંભાવના છે. રામપાલસિંહ ઘણોજ ચતુર, નિપુણ અને હોશિયાર પુરુષ છે. તેની આંખોમાં ધૂળ નાખીને તેને છેતરવો, એ કાર્ય સર્વથા અશક્ય અથવા તો અત્યંત કઠિન છે. મને તો હમણાં બે ચાર દિવસ શાન્ત રહેવામાંજ આપણું હિત સમાયલું દેખાય છે. કોઇ પણ ઉપાયે તેણી પકડાઈ તો જશેજ; એમાં લેશ માત્ર પણ સંશય નથી. એક સ્ત્રીને સપડાવી પાડવી એમાં તે શું મહાન દિગ્વિજય કરવાનો હતો, વારૂ?

"બીજા સાહેબે પોતાનું મત પ્રકટ કર્યું કે;–" હું પણ

એવીજ સલાહ આપું છું. મારા સાંભળવા પ્રમાણે રામપાલ આપણી પચ્છવાડે પડયો છે. પડવા દ્યો. તેના જેવા તુચ્છ ભામટાની આપણને શું પરવા છે ? મેં તો તેના જેવા એક નહિ પણ અનેક મૂર્ખા જાસૂસ જોઇ નાંખ્યા છે. આપણી કુશળતાની આગળ બિચારા જાસૂસો શું કરી શકે તેમ છે? કપટ આયુધના કરાલ આઘાતથી આપણે રામપાલ જેવા સેંકડો–સહસ્ત્રો જાસૂસોની રેવડી દાણાદાણ અને મીટ્ટિપલીત કરી શકીએ તેમ છીએ. આપણા સુખમાર્ગમાં કંટકરૂપ થનાર પુરુષને આપણે આપણા પરાક્રમની પરિસીમા પૂર્ણ રીતે બતાવવી જ જોઇએ. કોઇને કપટથી, કોઇને પ્રપંચ છળ અને દગાથી, કોઇને વિષપાનથી, કોઇને વિકરાળ નાલિકાના આઘાતથી, કોઇને કાળી કટારીના જખ્મથી અને કોઇને વિશ્વાસઘાતથી નષ્ટ કરીને આપણા ભાવિ સુખમાર્ગને સ્વચ્છ અને નિષ્કંટક કરવો એ આપણું મુખ્ય કર્તવ્ય છે. માટે રામપાલને ગમે ત્યાંથી પકડી લાવીને ચિરકાળને માટે આ પૃથ્વીપરથી ખસેડી દેવો એવો મારો ખાસ અભિપ્રાય છે. આજે જો તે ન્હાસી ગયો ન હોત, તો તેની સઘળી ચપળતા, હોશિયારી અને મહત્તા માટીમાં મળી ગઇ હોત. પણ હં–ઠીક યાદ આવ્યું. આજે રાત્રે બાર વાગ્યે મારે સ્વીટ–પાર્ક (Sweet Park)માં જવું પડશે, ત્યાં આગળ તેની મુલાકાત થવાનો સંભવ છે. ”

“ પાછો વળી એક બીજો માણસ પણ કાંઇક બોલ્યો, પરંતુ હું તે સારી રીતે સાંભળી શકયો નહિ; કારણ કે, આ વખતે પેલો મુસલમાન નોકર ખડિયો–કલમ આદિ જરૂરી ચીજો લઇને આવી પહોંચ્યો. મેં અતિ આડમ્બરથી એક કવર લખીને તેને આપી દીધું અને પછી હું ત્યાંથી રાત્રિના બાર વાગ્યે સ્વીટ–પાર્કમાં જવાનો નિશ્ચય કરીને બહાર નીકળ્યો.

“ પિશાચ પુરુષોના પાપની તપાસ માટે અનેક વખત સત્યવાદી મનુષ્યોને પણ સત્યનો સર્વનાશ કરીને અસત્યનો આશ્રય લેવો પડે છે, અને એને અનુસરીને મેં પણ તેવાજ પ્રકારનો આડમ્બર કરી પેલા વૃદ્ધ દરવાનની આંખમાં ધૂળ નાખીને મારા કાર્યનો પતો મેળવી લીધો. વાચક ! કૃપા કરીને મારા આવા અસત્યવાદીપણા પર અને ધૂર્ત્તતા પર ક્રોધિત ન થતા, કારણ કે અમારો વ્ય-

વસાયજ આવા પ્રકારનો છે. છળ-બળ, કળ અને ધૂર્ત્તતાના અવલંબનથીજ અમે અમારૂં કાર્ય સિદ્ધ કરીને સાચા ગુન્હેગારને પકડી શકીએ છીએ. પાપને પ્રકાશમાં લાવીને સતિયાંઓનું રક્ષણ કરી શકીએ છીએ."



## એકાદશ પરિચ્છેદ



## સ્વીટ્-પાર્કમાં શત્રુઓની સલાહ



### સરદાર રામપાલસિંહની આત્મકથા

"એજ દિવસે સન્ધ્યા સમયે હું અને લક્ષ્મણપ્રસાદ નામક એક મારો સહચર, બન્ને જણા મુસલમાન મૌલ્વીનો પોશાક ધારણ કરીને બહાર નીકળ્યા. પોશાકનું પરિવર્ત્તન કરવામાં હું ઘણોજ ચતુર અને દક્ષ હતો. તે સંબંધમાં મને કદીપણ કાંઇ વિઘ્ન નડયું નહોતું. હું પોશાકનું પરિવર્ત્તન એટલે સુધી કરી શકતો કે, કેટલાક મારા નિત્યના પરિચિત માણસો પણ મને તે સમયે ઓળખી શકતા નહોતા.

અમે બેઉ જણા અરબ્બી ભાષામાં વાતચીત કરતા કરતા આમ તેમ ફરવા લાગ્યા. અમે અરબ્બીમાં એવી વાતો કરી કે, તેમાં કુરાનના કેટલાક વિષયોની પણ આલોચના કરી નાંખી. રસ્તામાં એક મુસલમાનને સ્વીટ્—પાર્કનું ઠેકાણું તથા રસ્તો પૂછી લીધો હતો. કેટલીક વાર પછી અમે નક્કી કરેલી જગાપર આવી પહોંચ્યા. લક્ષ્મણપ્રસાદને માર્ગમાં એક બાજૂએ ઉભા રહેવાનું સૂચવન આપીને મેં પાર્ક (બાગ) માં પ્રવેશ કર્યો. આ વખતે અમારા બન્નેની પાસે આઠઆઠ, નળીવાળી પિસ્તોલો અને બીજા કેટલાંક જીવન-રક્ષક હથિયારો પણ હાજર હતાં. તે ઉપરાંત ખીસામાં રાખવાનાં ઇલેકટ્રીક લૅમ્પ અને એકેક ક્લૉરોફૉર્મની શીશી પણ સાથેજ હતી.

મેં જ્યારે પાર્કમાં પ્રવેશ કર્યો, ત્યારે રાત્રિના આઠ વાગી ગયા હતા અને પાર્કમાં લોકોની આવજાવ ચાલૂ થઇ ગઇ હતી.

હું જાણતો હતો કે તે સાહેબો અંધકાર તથા લોકોની આવજાવ બંધ થયા પહેલાં અહિં આગળ કદાપિ આવશે નહિ.

"આ સમયે મારૂં કર્ત્તવ્ય તે લોકોની છુપી વાતોનો ભેદ મેળવીને તેનો બધો પતો મેળવવાનું હતું. તેથી હું ચોક્કસ નિશ્ચય કરીને બાગમાં આમ તેમ લટાર મારવા લાગ્યો. આ બાગની વચ્ચે એક ન્હાનું અને સુન્દર સરોવર હતું. તેની ચારે બાજૂએ નાના પ્રકારનાં નાનાં મોટાં વૃક્ષો આચ્છાદિત થએલાં હતાં અને એ સ્થળ બાગથી સહજ નિરાળું હતું. વૃક્ષો, લતાઓ અને છોડવાના હિલ્લોલથી, સુગન્ધીમય સમીરનો સ્વાદ પણ સારો મળતો હતો. ઊનાળાની સખ્ત ગરમી હોવા છતાં આ સ્થળે શિતળતાનોજ અનુભવ થયો હતો. વાયુ મંદ મંદ વહીને સરોવરની જળ-સપાટી પર ક્રીડા કરતો કરતો શીતળતાની અધિક વૃદ્ધિ કરતો હતો. આ સર્વ સ્થળનું નિરીક્ષણ કરીને મને અપાર આનંદ થયો. ત્યારપછી હું ધીમે ધીમે તેની દક્ષિણ બાજૂએ જઇ પહોંચ્યો. ત્યાં આગળ એક લોઢાના બૅન્ચ પર એક સાહેબને બેઠેલો જોયો. પાર્કનો તે વિભાગ કાંઇક અંધકારયુક્ત થઈ ગયો હતો; કારણકે તેની ચારે દિશાઓને વૃક્ષોએ ઘેરી લઇને કુંજની રચના બનાવી દીધી હતી. આ પ્રકારના જનમનુષ્યવિહીન સ્થાનમાં તે સાહેબને એકલો બેઠેલો જોઇને મારા મનમાં કાંઈક સંશય ઉત્પન્ન થયો અને મને જણાયું કે, તે પુરુષ પણ વિદ્રોહ-બળવો મચાવનારી પ્રપંચી અથવા કારસ્થાની ટુકડીનો એક સહાયક છે. તેથી છેવટે હું તે તરફ વિશેષ લક્ષ્ય ન આપતાં તરતજ તે સ્થળેથી પાછો ચાલ્યો આવ્યો.

"ત્યાંથી આવીને હું બાગના માળી પાસે ગયો, આ સમયે અહીં બન્ને માળીઓ એક સાથેજ બેઠા હતા. તેમની સાથે વાતચીત કરતાં જણાઈ આવ્યું કે, રાત્રિના નવ વાગ્યા પછી કોઇને પણ પાર્કમાં રહેવા દેવાની આજ્ઞા નથી. મેં ઘડિયાળ કાઢીને જોયું, તો તે સમયે રાત્રિના નવ વાગવા ઉપરાંત દશ મિનિટ વધારે વીતી ગઈ હતી. ત્યાર પછી મેં માળીને પૂછ્યું કે;—"પેલી કુંજમાં બેંચ પર જે સાહેબ બેઠા છે, તેને શામાટે બહાર કાઢવામાં આવ્યો નથી? તે કોણ છે અને અત્યારસૂધી અહીં આગળ શામાટે રોકાયો છે?"

"માળીએ ઉત્તર આપ્યું કે;—"આજે દિવસનાજ તે અમને કહી ગયો છે કે, અમે અમારા કેટલાક મિત્રો સાથે રાત્રે અહીં

આવીશું, માટે અમારા સારૂ બનતી સગવડ કરી રાખજો, આ કારણથીજ તેમને અત્યારસૂધી બેસવા દેવામાં આવ્યા છે."

"હું માળીની આ વાત સાંભળીને બધી બીના જાણી ગયો. છતાં કાંઈ વિશેષ જાણવાની આશાથી મેં માળીને પૂછ્યું કે;-"આજે અહીં જે લોકો આવવાના છે, તેઓ બધા બદમાશો અને રાજ્યના પાકા રિપુઓ છે. તેમજ બળવો મચાવનારા રાજદ્રોહીઓ છે. હું પોલિસનો માણસ હોવાથી અત્યારે તે તમામ સાહેબોને પકડવા માટે અહીં આવ્યો છું.

"મારી વાત સાંભળીને તેઓએ ભયભીત થઇને મને પ્રણામ કર્યા અને મેં પણ તેમને ઈનામની મોટી લાલચ આપીને કહી સંભળાવ્યું કે;-"મારાં કપડાં તમારી પાસે રાખીને તમારાં કપડાં મને આપો."

"તેમણે મારી વાતનો સ્વીકાર કર્યો અને તેથી હું એક માળીનાં વસ્ત્ર પહેરીને બહાર આવ્યો. તે ઉપરાંત માળી પાસેથી એક કામળો માગીને તેના વડે મેં મારા આખા શરીરને ઢાંકી દીધું અને ત્યાર પછી હું તે સાહેબ પાસે જઇ પહોંચ્યો. મેં તેને પ્રણામ કરીને કહ્યું કે;-"હજુર! હું આ બાગનો માળી છું, સરકારની એવી સખ્ત આજ્ઞા છે કે, રાત્રિના નવ વાગ્યા પછી આ બાગમાં કોઈપણ વ્યક્તિને રહેવા દેવી નહિ, માટે કૃપા કરીને આપ અત્રેથી ચાલ્યા જાઓ, હું દરવાજો બંધ કરવા ધારૂં છું."

"આ સાંભળીને તે સાહેબ ક્રોધયુક્ત સ્વરથી બોલી ઉઠયો કે;-"તને પણ અમારા તરફથી સારૂં ઇનામ આપવામાં આવશે અને અને તારા સોબતીનું પણ કલ્યાણજ થશે. હું અને મારા મિત્રો રાત્રિના બાર વાગ્યા સુધી અહિં આગળ રોકાઇશું. તું હોશિયાર રહેજે. જો કોઈ પણ માણસ જેકિન્સન સાહેબનું નામ લઇને અંદર આવે તો તેને તરતજ અંદર આવવા દેજે. બીજા કોઈપણ મનુષ્યને અંદર આવવા દઇશ નહિ."

"જેવી આજ્ઞા" એમ કહીને હું ત્યાંથી ચાલ્યો આવ્યો. અને માળીની પાસે આવીને તેનાં કપડાં આપી દીધાં. એક માળીને દરવાજા પાસે ઉભા રહેવાની આજ્ઞા આપીને હું ત્યાં આગળજ બેસી રહ્યો. માળીને જણાવી દીધું કે, જો કોઇ મનુષ્ય અંદર આવે, તો તરતજ મને તે સમાચાર પહોંચાડી જજે."

"રાત્રિના અગિયાર વાગે મને તે માળીએ આવીને સમાચાર આપ્યા કે;—"હમણાં ચાર સાહેબો અહીં આવીને આ બાગના દક્ષિણ ભાગ તરફ ચાલ્યા ગયા છે."

"આ સાંભળીને હું જરા પણ ઢીલ કર્યા વિના માળી પાસેથી કામળો લઇ તેવડે મારૂં શરીર આચ્છાદિત કરીને છુપાતો છુપાતો બાગના દક્ષિણ ભાગ તરફ ગયો. હું બહુ ધીમે ધીમે તે લોકોની પાસે જઇ પહોંચ્યો અને એક વૃક્ષની પાછળના વિભાગમાં છુપાઇ ગયો.

"આ સમયે તેમાંનો એક સાહેબ બોલી ઉઠયો કે;—"હવે બીજી બધી નકામી વાતોને બાજૂએ મૂકી દઇને આપણી જરૂરી વાતો કરો કે, જેથી આપણું કલ્યાણ થાય. હું આટલામાં કોઈ મનુષ્ય હોય, તો જોઇ આવું છું."

"આમ કહીને તે એક વીજળીનો દીવો હાથમાં લઇને આમ-તેમ જોવા લાગ્યો. હવે હું શું કરૂં? લાચાર થઇને છેવટે હું એક આંબાના વૃક્ષ પર ચડી ગયો, અને કામળાથી મારૂં શરીર છુપા-વીને છાનોમાનો લપાઇ ગયો. હું જે સ્થળે બેઠો હતો ત્યાંથી નીચેની કોઇપણ વસ્તુ દેખાતી નહોતી.

"ચારે બાજૂએ તે સાહેબ જોઇ વળ્યો અને પછી જ્યાં આગળ પેલા ચાર સાહેબો બેઠા હતા ત્યાં આગળ આવી લાગ્યો. ત્યાર પછી તેમાંના એક સાહેબે પોતાના કથનનો પ્રારંભ કર્યો કે;— "તમે મને જે કાર્ય સુપ્રત કર્યું છે, તે હું હવે થોડી મુદ્દતમાંજ પૂરૂં કરીશ, પણ અબ્દુલ પોતાનું કાર્ય કરી શકશે ખરો કે? સર્વથી પ્રથમ તો નાણાંનીજ ખાસ આવશ્યકતા છે. અબ્દુલે જે પ્રપંચ અને કાવત્રાં રચ્યાં છે, તેમાંથી જો કાંઇ પણ દ્રવ્ય-પ્રાપ્તિ થાય, તો આપણું કાર્ય સોળે સોળ આના પૂર્ણ થઇ શકે તેમ છે. શેઠની પાસે પચાસ હજાર રૂપીઆની નોટો હતી, તે પણ તમે લઇ શકયા નહિ. હવે નાણાં વિના શીરીતે ચાલી શકશે વારૂ? નાણાં મેળવવાનો બીજો કાંઇ પણ ઉપાય તમને જણાય છે ખરો કે?

"બીજાએ કાંઇક વિચાર કરીને કહ્યું કે;—'આજે સવારેજ તે મને મળ્યો હતો. નાણાં સંબંધીની બધી વ્યવસ્થા હવે થોડી મુદ્દતમાંજ થઈ રહેશે. ભય રાખવાનું કાંઈ પ્રયોજન નથી. સ્ટીફન પાસેથી પણ ચાળીસ હજાર રૂપિયા લેવાનો તેણે વાયદો કર્યો છે. સ્ટીફને ગાર્ડન

પર એક પત્ર લખી મોકલ્યું છે કે, જ્યાંસૂધી તમે રૂપીયા નહિ આપો, ત્યાંસૂધી અમારો છૂટકો થવાનો નથી."

"ત્રીજાએ હસતાં હસતાં કહી સંભળાવ્યું કે;-"વાહ! અબ્દુલ પણ પહોંચેલો અને પ્રપંચ રચવામાં પૂર્ણ બુદ્ધિમાન પુરુષ છે ને શું? મોટા મોટા માણસોને પણ કેદ કરીને રૂપિયા વસુલ કરવાના ઉપાયો તે ઘણી સારી રીતે જાણે છે, તે એક તીવ્ર બુદ્ધિમાન અને ચાલાક મનુષ્ય છે."

"ચોથાએ પોતાનું મત દર્શાવ્યું કે;-"એ તો બધુંયે ઠીક. પરંતુ નાણાં મળે છે કયાં? આટલા પ્રયત્નો કરવા છતાં પણ મૅકેયર તરફથી માત્ર રૂપિયા પાંચસોજ મળ્યા છે. તમે લોકો તો મારી પાસેજ રૂપિયા માગ્યા કરો છો, પરંતુ હું હવે તમને કયાંથી લાવી આપું વારુ? મારી પાસે કાંઈ ખજાનો તો દાટયો નથી કે, માગતાંની સાથેજ રૂપિયા લાવી આપું."

"તેના મુખમાંથી મૅકેયરનું નામ સાંભળીને મને ઘણીજ અજાયબી થઇ આવી. અબ્દુલ પણ આ લોકોનો સહાયક હતો. સ્ટીફનને કયાં આગળ કેદ રાખવામાં આવ્યો છે એ પણ આ લોકો જાણતા હતા, તેથી તેમને કેદ કરવાથી સર્વ કાર્ય સફળ થઈ શકે તેમ હતું. અને તેમ કરવાથી સહજવારમાં બધી બાતમી મળી આવવાનો સંભવ હતો. આ પ્રમાણે અનેક તર્ક-વિતર્ક કર્યા પછી મેં વિચાર્યું કે, જો આ લોકો તે બધી બાબતોને કબૂલ નહિ કરે તો મારી રચેલી સઘળી રચનાઓ વ્યર્થ જશે. મૅકેયર અને અબ્દુલ ન્હાસી જશે તથા સ્ટીફન કારાગૃહમાંજ પડયો પડયો મૃત્યુવશ થશે. આ સર્વ કારણોથી મેં તેમની પૂંઠ પકડવાનોજ નિશ્ચય કર્યો અને તેથી હું એકદમ વૃક્ષ પરથી નીચે ઉતરી આવ્યો. ત્યારપછી માળીની ઓરડીમાં આવીને મેં પુનઃ વૃદ્ધ ફકીરનો પોશાક ધારણ કર્યો અને બાગમાંથી બહાર ચાલ્યો આવ્યો. માળીઓને મેં મારા સંબંધમાં તે સાહેબોને કાંઈ પણ વાત ન જણાવવાની સૂચના આપી દીધી. મેં તેને એમ પણ જણાવી દીધું કે, 'જો તમે મારા વિરુદ્ધ એક અક્ષર પણ બોલશો તો સખ્ત શિક્ષાને પાત્ર થશો. પછી મેં સડક ઉપર આવીને મારો એક ઠરાવેલો સંકેત કર્યો, કે તરતજ મારો સહાયક લક્ષ્મણપ્રસાદ પાસેની એક ગલીમાંથી નીકળીને મારી પાસે આવી લાગ્યો. હું તેને ત્યાંજ છુપાઇને ઉભા રહેવાની આજ્ઞા આપીને, કેટલેક દૂર આવેલા

એક વૃક્ષ નીચે ઉભો રહ્યો. મારી નજર બગીચાના દરવાજા પર હતી. લગભગ અર્ધોક કલાક પછી બે સાહેબો બાગમાંથી બહાર નીકળીને મારા તરફ આવવા લાગ્યા. હું પણ ફકીરની માફક ખૂદાના નામનો ઉચ્ચાર કરતો કરતો આગળ ચાલવા લાગ્યો. જ્યારે તેઓ બન્ને જણા મારી પાસે આવી પહોંચ્યા, ત્યારે મેં એક ઉંડો નિસાસો નાંખીને તથા સલામ ભરીને તેમની પાસેથી ભીખની માગણી કરી.

"તેણે જવાબમાં જણાવ્યું કે:–" "આટલી મોડી રાત્રે તને કોણ ભિક્ષા આપવાનું હતું ? જા, અહિંથી એકદમ ચાલ્યો જા."

"હું પછી કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના તેમની પાછળ પાછળ ચાલવા લાગ્યો. આ વખતે તેમાંનો એક અંગ્રેજીમાં બોલ્યો કે;– "આ માણસ વખતે રામપાલ તો નહિ હોય ?"

"બીજો મારા તરફ જોઇને બોલ્યો કે;–" હટ્ મૂર્ખ ! તે એવો અક્કલનો અંધ જાસૂસ નથી કે આટલી મોડી રાત્રે આવા મલિન પોશાકમાં ભીખારીની પેઠે આમ રખડતો ફરે. અત્યારે તો તે પથારીમાં સૂતો સૂતો પોતાનું ભાવિ સ્વપ્ન જોઈ રહ્યો હશે."

"લગભગ પંદર મિનિટ પછી તેઓ બન્ને શહેરમાં દાખલ થયા, અને એક સાંકડી ગલી તરફ ચાલવા લાગ્યા. આ વખતે હું ઘણાજ નમ્ર અને દુ:ખભર્યા શબ્દોમાં બોલ્યો કે;—" જો આપ મહેરબાની કરીને આજની એક રાત્રિને માટે મને અહિં આશ્રય આપશો તો મારા પ્રાણ બચશે, અને નહિ તો આજની અસહ્ય ઠંડીથી મારા પ્રાણ ઉડી જશે."

"ઉત્તરમાં એક સાહેબ ક્રોધ કમ્પીત સ્વરથી બોલી ઉઠયો કે;–" જા સૂવ્વર! અહિં આગળ કયાં વધારાની જગા છે કે, તને આશ્રય આપી શકીએ."

"ત્યારે બીજાએ સહજ દયાપૂર્ણ સ્વરથી કહ્યું કે:—" વારૂ ભાઇ, મારી સાથે અંદર આવ."

"મેં તેમની સાથે અંદર પ્રવેશ કર્યો. તે સાંકડી ગલીના એક બે મજલાવાળા મકાનમાં તે લોકો પેઠા અને મને દરવાજા પાસેની એક ઓરડી સોંપી તેઓ દરવાજાને તાળું વાસીને ઉપર ચાલ્યા ગયા. તેમના ગયા પછી મેં ઇલેકટ્રીક લેમ્પ સળગાવીને તે ઓરડીને બરાબર તપાસી લીધી. હું તે ઓરડીમાં ચૂપચાપ બેસી રહ્યો. થોડી

વાર પછી બહારથી એક માણુસનો શબ્દ સંભળાયો. ત્યાર પછી તેણે સીટી વગાડવા માંડી. સીટીનો અવાજ સાંભળીને હું જાણી ગયો કે, તે લક્ષ્મણપ્રસાદ છે. મેં બારી ઉઘાડીને ધીમેથી તેને મારી પાસે બોલાવ્યો તથા છરા વતી બારીમાંના પાટિયાં કાપી નાખીને, પછીથી લક્ષ્મણપ્રસાદને પણ અંદર બોલાવી લીધો. આ સમયે મારો ઉદ્દેશ માત્ર સ્ટીફન સાહેબનો પતો મેળવવાનોજ હતો.

"લગભગ રાત્રિના ત્રણ વાગ્યાને શુમારે હું લક્ષ્મણપ્રસાદને સાથે લઇને ચોરની માફક ઉપર ચઢી ગયો. પ્રથમ તો હું કાન લગાડીને શાંત રીતે અંદરથી આવતો અવાજ સાંભળવા લાગ્યો, પરંતુ કાંઇ પણ શબ્દ ન સંભળાવાથી અમે બન્ને હાથમાં પિસ્તોલ લઇને એક ઓરડામાં પેઠા. અહિં આગળ પણ કાંઇ સંચાર થતો નહોતો. પછી મેં મારૂં ફાનસ સળગાવ્યું. તે પરથી માલૂમ થયું કે અમે જે ઘરમાં પેઠા હતા તે ભોજનગૃહ હતું અને તે ઓરડામાં એક ટેબલ અને કેટલીક કુરસીઓ સિવાય બીજું કાંઇ પણ જણાતું નહોતું. લક્ષ્મણપ્રસાદને આ સ્થળે પહેરાપર નીમીને મેં એકલોજ બીજા એક ઓરડામાં પ્રવેશ કર્યો. આ પ્રમાણે ત્રણ ચાર ઓરડા શોધ્યા બાદ હું એક ઓરડીમાં ગયો. આ સમયે ત્યાં આગળ બે સાહેબો સૂતેલા જણાયા. તેઓ બન્ને ઘોર નિદ્રામાં પડેલા હતા. મેં ખીસામાંથી ક્લોરોફૉર્મની શીશી કાઢીને તેમનાં નસકોરાં આગળ રાખી, તેથી તેઓ વિશેષ બેશુદ્ધિમાં આવી ગયા. પેટીમાંથી મૅકેયરનાં લખેલાં ૭ પત્રો મળ્યાં તેમાં લખ્યું હતું કેઃ—

"માત્ર હેલનનું ખૂન કરવાથીજ શું આપણા વૈરનો બદલો વળી શકે તેમ છે? કદાપિ નહિ. પૃથ્વીમાંથી જ્યાં સુધી ગાર્ડનનો વંશ નિર્મૂળ નહિ કરૂં, ત્યાંસૂધી મારા આત્માને કદી પણ તૃપ્તિ થશે નહિ. કદાચિત્ જો તમે આ કાર્ય કરી આપશો, તો હું તમને તેના બદલામાં ઘણુંજ સારૂં ઇનામ આપીશ.

"પત્ર વાંચતાં વાંચતાં મારાં રૂંવેરૂંવાં ઉભાં થઇ ગયાં. હૃદય ગભરાટમાં પડી ગયું. ઓહ! મૅકેયર કેવો પાપાત્મા અને ભયાનક મનુષ્ય છે. તે પોતાના ક્ષણિક સુખને માટે બિચારી નિર્દોષ બાળા હેલનનું ખૂન તો કરી ચૂક્યો, પરંતુ હજી પણ તેના પાપપૂર્ણ-દ્વેષપૂર્ણ હૃદયમાં જરાપણ શાન્તિ થઇ નથી. ખરેખર આવા ભયાનક ભામટાઓજ દુનિયામાં અનર્થોનાં મૂળ છે. તેઓ પોતાના પાપી

પેટનું પોષણ કરવા માટે, તુચ્છ લાલસાઓને તૃપ્ત કરવા માટે અને દુષ્ટ ભાવનાઓને પાર પાડવા માટે સમસ્ત દુનિયાનો નાશ કરવાને પણ અચકાતા નથી. હાય ક્રૂર મૅકયર ! તારી શી દશા થશે ? આ અસાર સંસારની ક્ષણભંગુર માયામાં લુબ્ધ થઈને તું પરમાત્માના પ્રેમમય વિશ્વમાં અશાન્તિ, અત્યાચાર અને રક્તપાત આદિ કુકર્મો કરીને શા માટે ઉપદ્રવો મચાવી રહ્યો છે? તારી તુચ્છ કાયાને માટે નિર્દોષ આત્માઓનો વધ કરવો, કોઈ ગરીબ, દીનહીન પ્રાણિયોનો સર્વનાશ કરવા, આવા આવા પ્રકારનાં નિંદ્ય કાર્યો તું શા માટે કરી રહ્યો છે ? સત્કર્મનો સાચો માર્ગ ભૂલીને ભયાનક ભ્રમણામાં શા માટે ભમી રહ્યો છે ?

" હેલનના વધથી તને સંતોષ નથી થયો કે, તું પુનઃ તેના વંશ-વારસોને અથવા કુટુંબ કબીલાને પૃથ્વીપરથી નિર્મૂળ કરવા તથા તેમનું અસ્તિત્વ નાબૂદ કરીને મહાન મિલ્કતનો માલીક થવા ધારે છે ? ધિક્કાર છે, કુલાંગાર તને અને તારી જનનીને ! તારા વંશને અને તારા કલંકી કુળને ?

" દુષ્ટે પોતાની દુષ્ટતા પૂરેપૂરી ભજવી બતાવીને એક મહાન પ્રાણસંહારક કાર્ય કર્યું છે અને હજી પણ અનેક પ્રપંચોદ્વારા ભલ ભલા નરપુંગવોનો નાશ કરીને ભયાનક પાપનો ભોક્તા થવા ધારે છે. ઓહ ! માનવકુળકલંક પાષાણ ! ધિક્કાર છે તારાં કુકર્મોને ! નરાધમ, દુષ્ટાત્મા મૅકેયર, ધિક્કાર છે તને અને તારા પાપમય જીવનને, લાખોવાર ધિક્કાર છે તારા અપવિત્ર નામ તથા કામને ! "

" આ પ્રમાણે મૅકેયરના પાપમય જીવનના સંબંધમાં પશ્ચાતાપ કર્યા પછી હું પુનઃ બીજું પત્ર વાંચવા લાગ્યો. તેમાં લખ્યું હતું કે;-

" મિસ રેઝને પકડવાનો તમે લોકોએ શો ઉપાય યોજી રાખ્યો છે? તેના સંબંધનો સર્વ વૃત્તાંત મને શીઘ્ર લખી મોકલો. આજે રાત્રે હું તમને સ્ટીટ્પાર્કમાં અવશ્ય મળીશ. માટે તમે પણ જરૂર ત્યાં આગળ આવજો. "

" તે પત્ર પરની તારીખ જોતાં જણાયું કે, મૅકેયરે મળવા માટે નિશ્ચિત કરેલો દિવસ વીતી ગયો હતો. માટે તે પત્રમાં કાંઈ વિશેષ જાણવા જેવું જણાયું નહિ. ત્યાર પછી હું ત્રીજું પત્ર વાંચવા લાગ્યોઃ—

" તમે લોકો તમને સુપ્રત કરેલું કાર્ય શીઘ્ર સમાપ્ત કરો. હવે અતિ અલ્પસમયમાંજ સમસ્ત આર્યાવર્ત્ત અથવા ભારતવર્ષમાં ભયંકર વિદ્રોહાનલ સળગી ઉઠવાનો સંભવ છે. નાનાસાહેબ તરફથી તે વિષયમાં મને કેટલાંક જાણવા યોગ્ય પત્રો પ્રાપ્ત થયાં છે.

" ત્યાર પછી મેં બીજાં પત્રો વાંચવાં મૂકી દઇને, તેને મારા ખીસામાં રાખી દીધાં અને પછી બન્ને સાહેબોને પુનઃ ક્લૉરોફાર્મ સુંઘાડીને હું ઓરડીમાંથી બહાર ચાલ્યો આવ્યો. ઉપરના સઘળા ઓરડા તપાસી લીધા, પરંતુ ત્યાં આગળ કોઇ પણ મનુષ્યનો સંચાર સંભળાયો નહિ. ત્યાર પછી અમે બન્નેજણા નીચે ઉતરી આવ્યા. ત્યાં આગળ કેટલાક મુસલમાન નોકરોને સૂતેલા જોયા. તેમાંના એકને હું ઓળખી ગયો. સ્હવારમાં મેં જે માણસને તાવીજ આપીને છેતર્યો હતો, તેજ માણસ અત્રે નિદ્રાવશ થયેલો હતો; પરંતુ તે અંહિ કયાંથી અને શી રીતે આવ્યો ? તેની મને ખબર પડી શકી નહિ. છેવટે અમે બન્ને બારીના એક ગુપ્ત માર્ગદ્વારા તે મકાનમાંથી બહાર નીકળી આવ્યા.

## દ્વાદશ પરિચ્છેદ

## માયાવિની રચનાનું દિગ્દર્શન

### સરદાર રામપાલસિંહની આત્મકથા

" જ્યારે અમે બન્નેજણા પૂર્વકથિત મકાનમાંથી બહાર નીકળ્યા, તે વેળાએ બે પુરુષો તે મકાનના દરવાજાપર ઉભા રહીને આશ્ચર્યયુક્ત દષ્ટિથી અમારા તરફ જોઇ રહ્યા હતા. અમને બહાર નીકળતા જોઇને તેઓ ચિત્તભ્રમ થયેલા ઉન્માદી પુરુષની પેઠે અમારા તરફ જોતા જોતા તત્કાળ ત્યાંથી ચાલ્યા ગયા. ભયંકર અંધકાર વ્યાપી રહેલો હોવાથી તેઓ હિન્દીલોકો છે કે યુરોપિયનો છે તે મારાથી સ્પષ્ટરીતે જોઇ શકાયું નહિ, પરંતુ એટલું તો સ્પષ્ટ જણાઇ આવ્યું કે, કેટલાક સમય પહેલાં તે લોકો દરવાજા આગળ ઉભા રહેલા હોવા જોઇએ. અમે તે લોકો તરફ અધિક લક્ષ્ય ન આપતાં

અમારા મકાન તરફ વિદાય થયા. ગમે તેમ હો, પરંતુ તે લોકો અમારી પુંઠ પકડી રહ્યા હોય એમ અમને જણાયું. આ સમયે અંધકારનો પ્રભાવ પણ કાંઇક ઓછો થયો હતો, તેથી સડક ઉપર લાગેલાં ફાનસની નીચે અમે લોકો કેટલીકવારપર્યન્ત ઉભા રહ્યા. પૂંઠ ફેરવીને પાછળ જોયું, પરંતુ ત્યાં આગળ કોઇ જણાયું નહિ. અમે વળી પાછા ધીરે ધીરે આગળ ચાલવા લાગ્યા. મારી ઇચ્છા સડકપર આડા અવળી લટાર મારીને રાત્રિ વ્યતીત કરવાનો અને સૂર્યોદય સમયે ઘેર જવાની હતી. કારણ કે, તેથી કોઇ પણ મનુષ્યને અમારા પર સંશય આવી શકે નહિ અથવા તો અમારી પાછળ કોઇ પડે નહિ. લક્ષ્મણપ્રસાદ પણ હાથમાં પિસ્તોલ લઇને ઘણીજ સાવધતાથી મારી પાછળ પાછળ ચાલ્યો આવતો હતો. શહેરનો અર્ધ ભાગ ઓળંગીને અમે લોકો એક ચાર રસ્તાના ચોક આગળ આવી પહોંચ્યા. આ સમયે અચાનક બે પિસ્તોલોના અવાજ થયા, અને તેમાંથી એક ગોળી મારા કાન આગળ થઇને સુસવાટાબંધ આગળ ચાલી ગઇ. બીજી ગોળી લક્ષ્મણપ્રસાદના પગમાં વાગી અને તેથી તે ત્યાં આગળજ બેસી ગયો. તેને જમીનપર સૂઇ જવાનું કહીને હું પણ ઘાયલ મનુષ્યની પેઠે સૂઇ ગયો. મેં વિચાર્યું કે, જે માણસોએ છુપાઇને ગોળીઓ મારી છે, તેઓ અમને ઢળી પડેલા જોઇને તરતજ અમારી પાસે આવશેજ અને બન્યું પણ તેમજ. મારૂં અનુમાન સત્ય ઠર્યું.

"કેટલીક વાર પછી કાળા પોષાકથી પોતાના શરીરને ઢાંકી દઇને તે લોકો પોતાના શરીરને છુપાવતા છુપાવતા એકદમ અમારી નજીકમાં આવી પહોંચ્યા. લક્ષ્મણને પિસ્તોલ તૈયાર રાખવાનો સંકેત કરીને, મેં પણ સૂતાં સૂતાં નિશાન તાક્યું. જ્યારે તે લોકો તદ્દન નિકટમાં આવી પહોંચ્યા, ત્યાર પહેલાંજ મેં અને લક્ષ્મણે પોતપોતાની બંદૂકો ફોડી. અને ગોળી છોડતાંની સાથેજ હું ઉઠીને ઉભો થયો. પરંતુ ઘણીજ આશ્ચર્યની વાત છે કે, પિસ્તોલનો ધુમાડો અદ્રશ્ય થયા પછી ત્યાં આગળ કોઇપણ મનુષ્ય જણાયું નહિ ! ત્યાર પછી કેટલીકવારે પ્રભાત થઇ ગયો અને પછી અમે બન્ને જણા પોતપોતાના મકાન તરફ ચાલ્યા ગયા. લક્ષ્મણપ્રસાદને બંદૂકની ગોળીનો આઘાત સખ્ત થયો નહોતો, માત્ર પગની ચામડીજ ગોળીના આઘાતથી સહજ છોલાઇ ગઇ હતી.

"મેં મકાન પર ગયા પછી તરતજ મિસ રોઝને એક પત્ર લખીને શત્રુઓથી સાવધાન રહેવાનું સૂચવી દીધું. મિ. ગાર્ડનને પણ કહેવરાવી મોકલ્યું કે;–"શત્રુઓ તમારો સર્વનાશ કરવા છતાં, હજી પણ શાન્ત થયા નથી. તેમના નરકવત હૃદયમાં અદ્યાપિ પાપનો પ્રલયાગ્નિ હોલવાયો નથી, તેઓ તમારા સમગ્ર પરિવારને, સમસ્ત સંપત્તિને અને સર્વ પ્રકારના વૈભવોને નષ્ટ કરવાના કાર્યમાં ઉદ્યુક્ત થઇ રહ્યા છે, તેઓ માત્ર સમયની રાહ જોતાજ બેસી રહ્યા છે, માટે તમે તેમનાથી ચેતતા રહેજો. તમારી પુત્રી મિસ રોઝની પૂરતી સંભાળ રાખજો, કારણકે તેને માટે શત્રુઓના કારસ્થાનનું ચક્ર ફરી રહ્યું છે, તે ચક્રમાં ક્યારે અથવા કઇ વેળાએ રોઝ ફસાઇ જશે તેનો કશો પણ નિશ્ચય નથી. પાષાણ હૃદયી શત્રુઓના અંતરમાં દયા, માયા, મોહ કે પવિત્રતાનો અંશ માત્ર પણ નથી, માટે રોઝના સંરક્ષણાર્થે તમે તમારાથી બનતા યત્ન કરવામાં કશી કચાશ રાખશો નહિ. હું પણ તમારા કલ્યાણના કાર્યમાંજ પ્રવૃત થયો છું, તમારા શત્રુઓનો જડ-મૂળથી વિનાશ કરવો એવી મારી દઢતમ પ્રતિજ્ઞા અને આંતરિક આકાંક્ષા છે, માટે તમે કોઇપણ પ્રકારે ગભરાશો નહિ. રામપાલ પોતાનું રક્ત રેડીને પણ તમારા પરિવારનું રક્ષણ કરવામાં કદાપિ કાયર બનશે નહિ. તમે વિદેશી છો—વિધર્મી છો, એવા પ્રકારની મારા હૃદયમાં ભાવના છેજ નહિ. અત્યારે તમે મારી જનની ભારત ભૂમિના આશ્રિત છો, એટલે એક પ્રકારે મારા બન્ધુજ છો, તેથી હું તમારૂં કલ્યાણ કરવામાં એક બન્ધુનાથી પણ અધિક સહાયતા આપવાને તૈયાર છું. પરસ્પરના જાતિ ભેદને વિસરી જઇને ન્યાયપરાયણ મનુષ્યોનું પાપાત્મા પુરુષોના કુકર્મોથી સંરક્ષણ કરવું, એવી અમારી આર્યધર્મની પ્રધાન આજ્ઞા છે. મનુષ્ય મનુષ્યનું હિત ન ચાહે, ભલું ન કરે અથવા તો યોગ્ય સહાયતા ન કરે તો પછી બીજું કોણ કરી શકે તેમ હતું? મિ. ગાર્ડન! તમે શાન્ત ચિત્તે માત્ર તમારા તરફની સાવધાની રાખ્યા કરજો, ઈશ્વર તમારાપર કોઈ પણ પ્રકારની આપદ આવવા દેશે નહિં. અંતે સત્યનોજ વિજય થશે તથા પાપનો પરાજય થશે.

"આજે આપના મકાનનું સંરક્ષણ કરવા માટે બે ચાલાક ગુપ્તચર–જાસૂસોને નિયુક્ત કરૂં છું, તેથી હવે બનતાંસૂધી તમારા પર કાંઇપણ સંકટ આવવાની સંભાવના રહેશે નહિ. તેઓ તમારા પરિવારનું, સંપત્તિનું અને અન્ય માલમિલકતનું સંરક્ષણ કરવામાં નિરંતર

સાવધ રહ્યા કરશે. તમે પણ પૂર્ણ સાવચેત રહેશો. આ પ્રમાણે વ્યવસ્થા કરવા છતાં કદાપિ આપદ આવે તો મને સત્વર જણાવશો એટલે હું સર્વ કાર્યો તજીને પણ તમારી પાસે આવી પહોંચીશ."

"આ આશયનું એક પત્ર લખીને મેં મારા એક અનુચર દ્વારા ગાર્ડનને ત્યાં મોકલાવી આપ્યું. ત્યાર પછી ભોજનાદિ ક્રિયામાંથી નિવૃત્ત થઇને મેં બંગાળી બાબૂના જેવો પોશાક ધારણ કર્યો અને પછી રાત્રે હું જે મકાનમાં ગયો હતો, તે મકાન તરફ વિદાય થયો. ત્યાં આગળ જઇને મેં જોયું તો તે મકાન તદ્દન જનશૂન્ય જણાતું હતું–કોઇપણ પ્રકારનો ધ્વનિ સંભળાતો નહોતો અને તેના દરવાજા પર (To be let)નું બૉર્ડ લટકતું હતું. તે બૉર્ડમાં એમ પણ લખેલું હતું કે "જેને મકાન ભાડે રાખવાની ઇચ્છા હોય તેણે, જોડેના મકાનના માલિકને મળવું, તેના તરફથી સર્વ હકીકત મળી શકશે."

"જોડેનું મકાન એક સાહેબનું હતું. હું જ્યારે અંદર પહોંચ્યો ત્યારે એક અનુચરે મારું નામ પૂછ્યું. મેં નામ બતાવીને તેને કહ્યું કે, 'જોડેનું મકાન હું ભાડે લેવા ધારૂં છું' અનુચરે ઉપર જઇને પોતાના શેઠને ખબર આપી. થોડીકવાર પછી એક મૅડમ મારી સમક્ષ આવીને ઉભી રહી, તથા કહેવા લાગી કે;–"બાબૂ ! શું આ મકાન આપ ભાડે લેવા ધારો છો?"

"હા, એવી ઇચ્છા છે ખરી, પણ એ મકાન કેટલાક દિવસ થયાં ખાલી પડ્યું છે વારૂ?" 'મેં ગુપ્તરહસ્ય જાણવાની ઉત્સુકતાથી પૂછ્યું'.

"મૅડમે ઉત્તર આપ્યું કે;–"હું ધારૂં છું કે, લગભગ બેએક માસ થવા આવ્યા હશે?" હું સમજી ગયો કે, આ મૅડમ તદ્દન અસત્ય બોલી રહી છે, હજી ગઇ કાલે રાત્રે આ મકાનમાં ભયાનક કાવત્રાં રચાયાં હતાં, અને તેજ મકાન બે માસ થયાં ખાલી પડેલું છે, એમ આ આંગ્લ–યુવતી જણાવે છે, તો તે મારાથી શી રીતે માની શકાય? આથી તો મારા દિલમાં ઉલટી વધારે શંકા થવા લાગી અને હું ઊંડા વિચારમાં પડી ગયો છેવટે મેં અન્ય પ્રકારના પ્રશ્નો પૂછવાનો પ્રારંભ કર્યો. મેં પૂછ્યું કે;–વારૂ આ મકાનનનું માસિક અથવા વાર્ષિક ભાડું શું છે, તે સંબંધમાં તમે કાંઇ જાણો છો ખરાં કે? "મૅડમે ઉત્તરમાં દર્શાવ્યું કે;–" ભાડું તો ઘણું ઓછું છે; જો થોડા દિવસને માટે મકાન ભાડે લેશો તો માસિક ભાડું પચાસ રૂપિયા

આપવું પડશે અને લાંબી મુદ્દતને માટે લેશો તો ભાડામાં તેથી કાંઇક કીફાયત કરી આપવામાં આવશે."

"મેં કહ્યું કે;–"ભાડું ગમે તેટલું હોય, તે આપવાની મને કાંઇ પણ હરકત નથી, પરંતુ મારે આપને પ્રથમથીજ એક મહત્વની વાત જણાવવી જોઇએ કે, અમારા લોકોને ભૂતપર ભયાનક વિશ્વાસ હોય છે, અમારી માન્યતા એવી છે કે, જે મકાન ઘણાં દિવસ થયાં પડતર રહેતું હોય, તેમાં અવશ્ય ભૂતોનો વાસ હોવોજ જોઇએ, અને એને અનુસરીને કદાપિ આ મકાનમાં પણ ભૂત હોય તો તે સર્વથા શક્ય અથવા સંભવિત છે. જો આ મકાનમાં ભૂત–પ્રેતનો વાસ ન હોત, તો હું આજથીજ આ મકાન ભાડે લઇ લેત, પરંતુ શું કરૂં લાચાર કે, તે મકાનમાં કદાચિત્ ભૂત હોય એવા ભ્રમ થાય છે. તે ભ્રમને મટાડવાનું આપ કાંઈ ઔષધ જાણો છો ખરાં કે?"

"નહિ–નહિ, ભાઇ! આ મકાનમાં ભૂત–પ્રેત આદિ કાંઇ છેજ નહિ. હાલમાં એજ મકાનમાં મારા કેટલાક નિકટના સંબંધીઓ પણ રહેતા હતા, તેમને તો કદી પણ ભૂત–પ્રેતે હેરાન કર્યા હોય એમ સાંભળવામાં આવ્યું નથી." મૅડમે કાંઇક સત્યસૂચક ઉત્તર આપ્યું.

"મેં કહ્યું કે;—"વારૂ, ત્યારે તે લોકો અહિંથી શા માટે ચાલ્યા ગયા? મને લાગે છે કે તેમને ભૂતે અવશ્ય કાંઇક ચમત્કાર બતાવ્યો હશે, અને તેથીજ તેઓ ભયના માર્યા આ મકાન છોડીને ચાલ્યા ગયા હશે! કેમ મૅમસાહેબ! આપનો આ વિષયમાં શો અભિપ્રાય છે?"

"મૅડમે પ્રત્યુત્તર આપ્યું કે;—"બાબૂ! આવી જૂઠી ધારણા ધારવામાં તમારો એક પ્રકારનો પ્રમાદ થાય છે. સ્વાભાવિક રીતેજ બંગાળી બાબૂ લોકો ભૂતથી બહુજ ડરતા રહે છે, એ વાત હું ઘણી સારી રીતે જાણું છું. પરંતુ મારા આ મકાનમાં એવો કોઇપણ પ્રકારનો ભય છેજ નહિ; અને એટલા માટે આપ કહો તો હું એગ્રિમેન્ટ લખી આપવાને પણ તત્પર છું. ભાઇ! ભૂત આદિ કોઇ પણ વસ્તુ સત્ય છેજ નહિ. મનુષ્યો મિથ્યા એનો ભય રાખેછે. તેમ છતાં પણ જો તમને કદી ભૂતનો સાક્ષાત્કાર થશે, તો હું તમારી પાસેથી સઘળું ભાડું લેવાનું મૂકી દઇશ. અથવા માફ કરીશ."

'મેં મનમાં સહજ હાસ્ય કર્યા પછી પૂછ્યું કે;—'મૅમસાહેબ! મકાન ભાડે લેવા માટે હું તૈયાર છું, કારણ કે, મને અત્યારે સારા

મકાનની ખાસ આવશ્યકતા છે, પરંતુ આપ એટલું કહો કે, જે લોકો અહિં રહેતા હતા, તે લોકો અત્યારે કયાં ચાલ્યા ગયા છે. તેમને પૂછીને ખાત્રી કર્યા પછી હું ખુશીથી આ મકાન ભાડે રાખી લઇશ. મકાન તો ઘણુંજ સુન્દર અને સુવ્યવસ્થાવાળું છે. "

" મેડમ સાહેબાએ સહજ અચકાતાં અચકાતાં ઉત્તર આપ્યું કે;–" તેમના કોઇક આત્મીય બન્ધુનું મૃત્યુ થવાથી, તે લોકો અત્રેથી ચાલ્યા ગયા છે. "

" મેં પ્રશ્ન પૂછ્યો કે;–" વારૂ, મેમ સાહેબ ! આ મકાનમાં જે લોકો રહેતા હતા તેમનાં નામ શું છે ? ઘણું કરીને તે આપને યાદજ હોવાં જોઇએ. "

" મારૂં ઉક્ત કથન સાંભળીને મૅડમ સહજ ક્રોધસહિત કહેવા લાગી કે;—" તમારા ઇન્ડિયનો બૅાધરેશન કરવામાં કાંઇ પણ ખામી રહેવા દેતા નથી. પૂછી પૂછીને સ્હામા ધણીનો અંત લાવવામાં તેમને જરા પણ થાક લાગતો નથી. મેનરનું તો તેમને ભાન પણ હોતું નથી. તમે તેનાં નામ સાંભળીને શું કરશો વારૂ ? આ મકાનના ભાડા સાથે તમારે તેમનાં નામ જાણવાનો શો સંબંધ જોડાયલો છે વારૂ ? હું તો તમારા આવા સંકુચિત વિચારોને કાંઇ પણ સમજી શકતી નથી. "

" મેં જોયું કે મૅડમ કોઇ પણ રીતે તે લોકોનાં નામ આપવા ઇચ્છતી નથી, તેથી છેવટે લાચાર થઇને મેં તેને કહ્યું કે;–" હા, મેમ સાહેબ ! તમને તો ઇન્ડિયન પ્રજા તદ્દન મૂર્ખજ લાગતી હશે, પરંતુ આપની સભ્યતાનો તો અવધિજ નથી ખરૂંને ! બાઇ ! મકાન ભાડે આપવું ન આપવું તેનો આધાર તમારી મરજીપર છે, પરંતુ અમારે તો પૂરી ચોકસાઇ કરીને કામ કરવું, એ અમારૂં મુખ્ય કર્ત્તવ્ય છે. ઇન્ડિયન પ્રજાની મૂર્ખતા પણ તમારા સ્વેચ્છાચાર, કુટિલતા અને આડંબરથી ઉત્તમ છે. તમે જેને બૅાધરેશન માનો છો, એમાં અમારો સ્વર્ગીય આનંદ સમાયલો છે. સમજ્યાંને ? પણ હશે જવાદો એ વિવાદાત્મક વાતને. આપે પોતેજ મને ભ્રમગ્રસ્ત બનાવી દીધો છે. આ મકાનમાં તમારા બન્ધુઓનો આત્મીય જન ભૂતના ભયથીજ મૃત્યુ પામ્યો હશે. અને હવે તે પોતે પણ અવશ્ય ભૂત બનીને આ મકાનમાં રહેનારને સતાવશે. માટે હું આ મકાન લઇ શકીશ નહિ. "

" મારી વાત સાંભળીને સ્વચ્છંદી મેડમનો પીત્તો એકદમ ઉકળી આવ્યો. તે કાંઇક કહેવા જતી હતી એવામાં હું બહાર ચાલ્યો આવ્યો. બહાર આવીને એક દૂકાનદારને તે મકાનના સંબંધમાં હું કાંઇક હકીકત પૂછતો હતો, એવામાં એક નોકર, કે જેને મેં તાવીજ બનાવી આપી હતી તે હાથમાં એક પત્ર લઇને તે એમના મકાનમાં પેઠો. હું ત્યાં ઉભો ઉભો તેના બહાર આવવાની રાહ જોવા લાગ્યો. દૂકાનદાર તે મકાનના વિષયમાં કાંઇ પણ વૃતાંત જણાવી શકયો નહિ. લગભગ અર્ધા કલાક પછી તે પટાવાળો હાથમાં એક ચિઠ્ઠી લઇને બહાર આવ્યો. હું પણ તેની પાછળજ ચાલવા લાગ્યો.

" હું ધારતો હતો કે, મારે તે ચિઠ્ઠી ગમે તે પ્રકારે મેળવવી જોઇએ, તેથી હું ઉતાવળથી તેનાથી સહેજ આગળ ચાલ્યો ગયો. અને એક વૃક્ષની નીચે ઉભો રહીને અપરિચિત મનુષ્યની પેઠે લોકોને માર્ગ પૂછવા લાગ્યો. આ પ્રમાણે ચાર પાંચ માણસ મારી પાસે આવીને એકત્ર થઇ ગયાં અને તે સાથે પેલો મુસલમાન પટાવાળો પણ આવીને ઉભો રહ્યો.

" આ સમયે એક માણસને સંબોધીને મેં પૂછયું કે;—"ભાઇ ! હું વિદેશથી અહિં આવી ચડયો છું. અહિંની સ્થિતિ મારાથી તદન અજ્ઞાત છે. હું એટલો બધો અપરિચિતછું કે, હવે મને મારા ઉતારાવાળું મકાન પણ જડતું નથી. ખયર ભાઇ ! તમારામાંનો કોઇ પણ મનુષ્ય મને એક સારી દૂકાન બતાવી આપશો, તો હું તમને તેના બદલામાં સારૂં ઇનામ આપીશ."

" આ વાત સાંભળીને તરતજ તે પટાવાળો મારી પાસે આવી કહેવા લાગ્યો કે;—" બાબૂસાહેબ ! યે લોગ કયા જાને ? આપ મેરી સાથ ચલિયે. મંય અભી સાહબ લોગકે વહાં નૌકરી કરતા હું. અચ્છે ઔર ખાન્દાન આદમીકી રીત–ભાત મુઝે અચ્છી તરહસે માલૂમ હય. ઇસ લિયે ચલો હમેરી સાથમેં. મંય આપકો અચ્છેમેં અચ્છી દૂકાન દિખલાતા હું. જનાબ કુછ ફિક્ર મત રખના; મંય આપકા તાબેદાર ગુલામ હું."

" પુનઃ તે મને સલામ કરી હાથ જોડી કહેવા લાગ્યો કે;— " હુજુર ! આપ લોગ હમારે જૈસે ગરીબોંકા માબાપ હય. મુઝે જો હુકમ ફરમાયા જાયગા, સો મંય બડી ખુશીસે કર સકતા હું. ફરમાઇએ જો કુચ્છ હુકમ, મંય અભીહી કર ડાલતા હું."

" મેં તેની સાથે કાનપૂર સંબંધી વાતો કરવાનો પ્રારંભ કર્યો; અને તે તેના જવાબ પણ બનતી રીતે આપવા લાગ્યો. ત્યાર પછી તે મને એક મોટી શૉપમાં લઇ ગયો, અને ત્યાર પછી તે પોતે શૉપકીપરના ઓરડામાં પ્રવેશ કરીને મારે માટે એક ચૅર લઇ આવ્યો. હું તે ચૅર--કુરસીપર બેઠો. દૂકાનમાં તમામ જાતના પદાર્થો રાખ· વામાં આવ્યા હતા, સામાન્ય વસ્તુઓથી લઇને ઉત્તમોત્તમ વસ્ત્ર, શૉલ, દુપ્પટા, આદિ સર્વ વસ્તુઓનો વિક્રય અહિં આગળ થતો હતો. કાનપૂરમાં આ સમયે ઠંડી વિશેષ પડતી હતી, તેથી ઘણા દિવસ થયાં મારે એક સુન્દર શૉલ ખરીદવાની ઇચ્છા હતી અને તેથી આ આવો સુયોગ મળી જવાથી હું એક સારી શૉલ શોધીને વ્યાપારી સાથે ભાવ–તાલ નક્કી કરવા લાગ્યો.

" એ મુસલમાન નોકર પેલા દુકાનદારને ધમકાવીને કહેવા લાગ્યો કે,–" અય શેઠજી ! આપ મુઝે પહિછાનતે હો, મૅય પલ્ટ-નકા સાહબકા ખાનસામા હું. હમેરી પાસસે જો ભાવ ઔર જ્યાદા લિયા જાયગા, તો હમલોગ આપકો પુલિસકે થાનેપર લે જાયગા ઇસ બાસ્તે યહ બાબૂજીકી પાससે વ્યાજબી ભાવહી લેના. કયોંકિ, બા-બૂજી હમેરી પિછાનવાલા આદમી હય."

" હવે મને એટલા સમાચાર તો મળ્યા કે, આ મુસલમાન પલ્ટનના કોઇક સાહેબનો નોકર છે. એના માલિકને હું પ્રથમથીજ જોઇ ચૂકયો હતો. આ પ્રમાણે સર્વ પ્રમાણોથી મને વિશેષ માહિતી મળવા લાગી કે, આ સિપાહી પણ સૈનિક વિભાગનો મનુષ્ય છે. માટે કિલ્લા ( Fort ) માં જઇને તેનો પત્તો મેળવવો જોઇએ. શૉલનું મૂલ્ય પચાસ રૂપિયા અંકાયું. તેથી મેં સો રૂપિયાની એક નોટ કાઢીને દૂકાનદારને આપી. દૂકાનદાર પાસે બાકીના પચાસ રૂપિયા નહોતા. તેણે મને નોટ પાછી આપી. લાચાર થઇને મેં તે નોટ પેલા મુસલમાન ખાનસામાને વટાવી લાવવા આપી. તે નોકર નોટ લઇને ચાલવા લાગ્યો, પરંતુ મેં તેને બોલાવીને કહ્યું કે;–" હું વિદેશી મનુષ્યછું, તમને ઓળખતો પણ નથી. તેથી સો રૂપિયા જેવડી મોટી રકમની નોટ આપીને તમને વિદાય કરતાં મારો જીવ ચાલતો નથી. તેમજ વળી તમે અજાણ્યા હોવાથી હું તમારા પર વિશ્વાસ પણ શી રીતે રાખી શકું વારૂ ?"

" તે નોકરે ઉત્તરમાં નમ્રતાપૂર્વક જણાવ્યું કે;–' હજુર !

આપકા કહના સચ્ચ હય. તબ લો યહ ચિઠ્ઠી. હજારો રૂપ્યા દેને પર ભી મંય યહ ચિઠ્ઠી કિસીકો નહીં દે સકતા હું. યહ બ્હોતહી જરૂરી ચીજ હય. જો યહ ચિઠ્ઠી ગુમ જાવે, તો મેરા જાન ભી ઇસ દુનિયામેંસે ચલા જા સકતા હય. તોભી જો આપ મેરે પર ભરોસા રકખે તો મૈં યહ ચિઠી આપકી પાસ છોડ જાતા હું, ફિર આકર રૂપ્યા દેકર ચિઠી વાપસ લે લઉંગા."

"મેં કહ્યું કે;–" હા, જો એમ કરવાનીજ તમારી ઇચ્છા હોય, તો ખુશીથી તેમ કરો. મને તેમાં કોઇ પણ જાતની અડચણ નથી.

" તે કાંઇ પણ સંશય કર્યા વિના મારા હાથમાં ચિઠ્ઠી આપીને ચાલ્યો ગયો. હું તેના ચાલ્યા જવા પછી દુકાનમાંથી બહાર આવીને ઉભો રહ્યો. આ સમયે દુકાનમાં પણ કેટલાક માલ ખરીદ કરનારાઓ આવીને એકત્રિત થયા હતા. તેથી હું સુયોગ મેળવી તે પત્ર ફાડીને વાંચવા લાગ્યો. પત્રપર કોઇનું નામ-ઠામ નહોતું. લખાણુ પણ જૂદાજ પ્રકારનું હતું, તેને કોઇ પણ રીતે હું વાંચી શકયો નહિ. આથી લાચાર થઇને મેં મારા ખીસામાંથી એક નોટ-બુક કાઢીને તે ચિઠ્ઠીની નકલ કરી લીધી. પછી ખીસામાંથી તેવોજ લિફાફો (કવર) કાઢી તે ચિઠ્ઠીને પુનઃ બંધ કરી તથા હતી તેવીને તેવીજ સ્થિતિમાં રાખી દીધી. કેટલીક વાર કેડે હું દુકાનમાં ગયો અને એકાદ બે આવશ્યકીય વસ્તુઓ ખરીદવા લાગ્યો. થોડી વારમાં તે મુસલમાન નોકર રૂપિયા લઇને ત્યાં આગળ આવી પહોંચ્યો. દુકાનદારને રૂપિયા આપીને અમે ત્યાંથી વિદાય થયા. માર્ગમાં તે પટાવાળાને તેના માલિકના સંબંધમાં મેં કેટલીક વાતચીત પૂછી, તેના ઉત્તર પરથી જણાયું કે, તેનો સ્વામી પાયદળ સિપાહીયોનો કર્નલ છે અને જનરલ હે ના તાબામાં રહીને કાનપુર-દુર્ગમાં કામ કરે છે. પત્રના સંબંધમાં તેને કાંઇ પણ પૂછવાનું મને યોગ્ય લાગ્યું નહિ, કારણ કે કદાચિત્ તેથી તેના મનમાં કાંઇ સંશય થઇ આવે તો તે સ્વાભાવિકજ હતું. કેટલીકવાર પછી અમે એક માળાવાળા મકાન પાસે આવી પહોંચ્યા. ત્યાં આગળ પેલો મુસલમાન નોકર સલામ કરીને મને કહેવા લાગ્યો કે;–"યહી મકાન મેરે માલિકકા હય. આપ યહાંપર કુચ્છ દેર તક ખડા રહેં, તો મંય યહ ચિઠ્ઠી સાહબકો દેકર વાપિસ આતા હું. ઔર પીછે આપકો આપકા મકાનપર લે ચલતા હું."

"મેં કહ્યું કે;- "નારે ભાઈ! હવે તમારે તકલીફ લેવાની કાંઇ પણ જરૂર નથી. હવે હું પૂછતો પૂછતો મારા મકાનપર પહોંચી જઇશ."

"આમ કહીને મેં તેના હાથમાં બે રૂપિયા આપ્યા એટલે તે મને સલામ કરીને "ગરીબપરવર! તકલીફ માફ કરના." કહીને તે મકાનમાં ચાલ્યો ગયો. ત્યાર પછી મેં તે મકાનનો નંબર લખી લીધો. જે મકાનમાં મેં પ્રથમ પેલા મુસલમાન નોકરને તાવીજ બનાવી આપી હતી તે મકાન આ નહોતું પરંતુ આ મકાન તો છેક જૂદુંજ હતું. એટલે એનો ઉલ્લેખ હવે પછી કરવામાં આવશે.

## ત્રયોદશ પરિચ્છેદ.

## શત્રુઓના જાળમાં સિંહ પણ સપડાયો!

### સરદાર રામપાલસિંહની આત્મકથા

દિવસના અગિયાર વાગે હું મારા મકાનપર પહોંચ્યો અને પછી ભોજનાદિ ક્રિયામાંથી વિમુક્ત થયા પછી તે ચિઠ્ઠીની નકલ વાંચવા લાગ્યો.

"કોઈ એક ગુપ્ત-વિષય લખતી વેળાએ વિલાયતની પ્રજા લેખનશૈલિ અને વર્ણમાલામાં એવું વિચિત્ર પરિવર્તન કરી દે છે કે, જે મનુષ્ય પર પત્ર લખવામાં આવ્યું હોય, તેના સિવાય અન્ય મનુષ્ય એ ભેદને ભાગ્યેજ જાણી શકે છે. અને તે પ્રમાણે આ પત્ર પણ એવીજ પ્રણાલીથી લખવામાં આવ્યું હતું. આ પત્ર પ્રાપ્ત થયા પહેલાં, પણ અનેકવાર આવાં પત્રો મારા હાથમાં આવી ચૂકયાં હતાં, તેથી એ કાર્યમાં પણ મને જોઇતું જ્ઞાન સંપાદન થઇ શકયું હતું. બાર વાગ્યાથી લઇને ચાર વાગ્યા સૂધી અવિશ્રાન્ત પરિશ્રમ કરીને છેવટે મેં તે પત્રનું રહસ્ય અથવા તાર્તમ્ય તારવી કાઢયું. જ્યારે તેમાં હું ફળીભૂત થયો, ત્યારે મારા આનંદનો અવધિજ રહ્યો નહિ પરંતુ જ્યારે પત્રને પૂર્ણ વાંચી લીધું, ત્યારે મારૂં હૃદય કમ્પાય-

માન થઈ ઉઠયું. પાપવૃત્તિના પાપી કીટોની અધમતાનું નિરીક્ષણ કરવાથી મારું ચિત્ત વ્યગ્ર થવા લાગ્યું. તે પિશાચી પત્રમાં માત્ર ભયંકરતાનોજ અનુભવ થતો હતો. પ્રિય પાઠક! તને પણ તે પત્ર જાણવાની ઉત્સુકતા થાય એ સર્વથા સ્વાભાવિકજ છે, કારણ માનવ સ્વભાવ નિરંતર નવીન વસ્તુઓનું નિરીક્ષણ કરવા માટે આતુર રહ્યા કરે છે અને તે માનવ-પ્રકૃતિનો એક નિયમજ છે. માટે હું તે ભયંકર પત્રનું રહસ્ય તારા સન્મુખ પ્રકટ કરું છું. સાંભળ, તેમાં શું લખવામાં આવ્યું હતું, તેનું ધ્યાનપૂર્વક અવલોકન કરીજે. તેમાં લખ્યું હતું કે;—

"પ્રિયબન્ધુ ઍંકેયર!

"આપની આજ્ઞાનુસાર હું પ્રત્યેક કાર્ય કરી રહ્યો છું. રોઝની
"સાથે મારો ગાઢ સંબંધ બંધાઈ ગયો છે. તે ભોળી ભામાને મારા
"કપટતંત્રમાં પૂર્ણ રીતે ભમાવી દીધી છે. તેની સાથે એટલી બધી
"ઘનિષ્ટતા જોડાઇ ગઇ છે કે, આજે સૂર્યાસ્ત થતાં પહેલાંજ આ-
"પણું કાર્ય સમાપ્ત થઇ જશે. જો આજે તે મારા ફંદામાં ફસાઇ
"જશે, તો તેની સાથે તમારાં લગ્નની ચર્ચા ચલાવીશ. તે
"સીધી રીતે સમ્મત નહિ થાય તો, ભય બતાવીશ અને તેમ છતાં
"પણ નહિ માને તો આપના આદેશાનુસાર હેલનની પાસે તેને
"પણ પહોંચાડી દેવાનો યત્ન કરીશ. આપણી પ્રબળ સત્તાના બળ
"સન્મુખ કયું મનુષ્ય પોતાનું મસ્તક ઉંચું કરી શકે તેમ છે?
"ખૂન-હત્યા એતો આપણી આગળ નજીવાં કાર્ય છે, ભલભલા
"દેશોનો વિપ્લવ કરવામાં, રક્તની નદીઓ વહેવરાવવામાં અને ભયં-
"કર હત્યાકાણ્ડ મચાવવામાં આપણને કોઇ પણ અટકાવી શક્યું
"નથી, તો પછી રોઝ જેવી એક તુચ્છ અથવા સાધારણ સ્ત્રીને
"પરલોકગામિની બનાવવી અથવા તો તેના લોહીથી તમારા
"ઉકળેલા હૃદયને શાન્ત કરવું એમાં તે કયો મહાન દિગ્વિજય
"કરવાનો હતો? મચ્છર અને ચાંચડની માફક તેને એક ઘડીના
"છઠ્ઠા ભાગમાં ચોળીને ચૂર્ણ-વિચૂર્ણ કરવામાં શું વિલંબ થવાનો
"હતો? તે તમને નહિ મળે, તો તમારે માટે મેં એક સુકુમાર
"સુન્દરી કે જેનું સૌન્દર્ય અતુલનીય અને અપરિસીમ છે, તેને
"ઉપાડી લાવવાનો નિશ્ચય કર્યો છે. માત્ર તેના પતિનું અને પિતા-
"નુંજ ખૂન કરવું પડશે, એટલે તે તરતજ પ્રાપ્ત થઇ શકશે.

" તમારી આજ્ઞા મળતાંની સાથેજ હું તે જગન્મોહિની, લાવણ્યવતી
" લલનાના પતિ અને પિતાનો વધ કરીને સત્વર તેને તમારા
" હૃદય મંદિરની અધિવાસિની બનાવી દઇશ અને મિસિસ એડય-
" રના નામ તરિકે વિશ્વમાં તેને વિખ્યાત કરીશ.

" સ્ટીફન પાસેથી રૂપિયા મેળવવાની, જે વાત થઇ હતી, તે
" રૂપિયા હજી તેણે આપ્યા નથી. અને તે આપવા પણ ઇચ્છતો
" નથી. આ સંબંધી સઘળા સમાચાર અબ્દુલેજ મને ગઇ કાલે
" સંભળાવ્યા છે. હવે હું આપને એમ પૂછવા માગું છું કે, હવે
" સ્ટીફનના સંબંધમાં આપ શું કરવા ધારો છો? મારા ધારવા
" પ્રમાણે તમારી સલાહ ઉપયુક્તજ છે. રોઝની સમક્ષજ તેનો વધ
" કરવો એ સર્વથા લાભદાયક છે. તેમ કરવાથી રોઝ કદાચિત્
" તમારી સાથે લગ્ન કરે, તેવો સંભવ છે. પરંતુ આ સઘળાં કાર્યો
" વિદ્રોહાનલ પ્રજ્વલિત થયા પૂર્વેજ થઇ જવાં જોઇએ. ગાર્ડનને
" મારવાનો ભાર મને સોંપો; હું તેને પૃથ્વીના પટપરથી વાયુના
" વેગે ઉખેડી નાખીશ, તેના નામ-નિશાન અને અસ્તિત્વને ચિર-
" કાળને માટે વિલીન કરીશ. પછીથી તેની અપાર સંપત્તિને સ્વા-
" ધીન કરતાં વિશેષ વિલમ્બ લાગશે નહિ. આવાં કઠિન કાર્યો
" અબ્દુલ દ્વારા શીઘ્ર થઇ શકશે નહિ."

" કાનપૂરના ધનાઢ્ય નગરશેઠનું ખૂન કરીને, તેની સંપત્તિ
" પ્રાપ્ત કરતાં, કાંઈ વિશેષ વિડંબના નડશે નહિ. તે તુચ્છ અને
" બ્હીકણ વણિકનું નિકંદન કાઢવું એ તો માત્ર મક્ષિકાના પતન
" સમાનજ છે. તેનું ખૂન કર્યા પછી સંપત્તિ ઉપરાંત તમને એક
" અતિ અમૂલ્ય વસ્તુ પ્રાપ્ત થઈ શકે તેમ છે, અને તે વસ્તુના
" નિરીક્ષણ માત્રથી તમારાં નયનો શીતલ બની જશે. ખરેખર!
" એ સ્વર્ગીય સુન્દરીના પાણીગ્રહણથી તમારા આત્માને એક
" પ્રકારના અનિર્વચનીય આનંદનો અનુભવ થશે. આ સુન્દરી અન્ય
" કોઇ નહિ, પરંતુ ઉક્ત નગરશેઠની ષોડષવર્ષા સુકોમળ બાલિકા
" છે. મૃદુતા, મધુરતા, ગંભીરતા, અને સુંદરતામાં તે સર્વશ્રેષ્ઠ છે.
" તે પણ અલ્પ સમયમાં હું આપને અપાવી શકીશ.

" મેં સાંભળ્યું છે કે, અબ્દુલ પોતાના કાર્યમાં બે વખત
" પરાજિત થઈ ચૂકયો છે. ભૂલથી બે વખત તે રોઝના ઓરડામાં
" સપડાઇ ગયો હતો. તેના આવા અયોગ્ય વર્તનથી ગાર્ડન ઘણો

" ખરો સાવધાન બની ગયો છે? તેને આપણાં ભયંકર કાવત્રાં
" વિદિત થઇ ગયાં છે."

" હવે આપણે તે ફંદમાંથી છુટી શકીએ તેમ જણાતું નથી.
" આજે મને અવશ્ય મળી જજો. તમારા આગમનથી એક વિશિષ્ટ
" પ્રકારનો લાભ થવાનો સંભવ છે. રાત્રિના બાર વાગ્યા પછી મને
" નંબર ૨૦૪ વાળા મકાનમાં મળજો. સ્ટીફન અત્યારે તેજ મકા-
" નમાં કેદ છે. આજે કોઈ પણ ચોક્કસ નિશ્ચય કરી નાખવો જોઇએ.
" હવે વ્યર્થ કાળાક્ષેપ કરવાથી હાનિ સિવાય અન્ય કાંઇ પણ
" લાભ મળે તેમ નથી. ચાલાક રામપાલથી ચેતતા રહેજો."

" કાલે રાત્રે એક નવીન ઘટના બની છે કે, રામપાલસિંહ
" વૃદ્ધ ફકિર બનીને રોબિન તથા જોન્સની પાછળ લાગ્યો હતો, તે
" લોકો એટલા બધા મૂર્ખ છે કે, તેને પોતાના મકાનમાંજ લાવીને
" રાખ્યો હતો. તે કેટલાંક અગત્યના કાગળપત્રો ચોરી ગયો છે. મારાં
" માણસોએ તેની પૂંઠ પકડી હતી, પરંતુ કોઇ પણ રીતે તે પકડી
" શકાયો નથી. આજે સ્હવારે એક બંગાળી બાબૂ, રોબિન્સ અને
" જોન્સ જે મકાનમાં રહેતા હતા, તે મકાનને ભાડે લેવા માટે
" આવ્યો હતો. એ બાબૂ પર મને કાંઇક સંશય ઉત્પન્ન થયો છે.
" મારા તરફથી એક મનુષ્ય તેને પકડવા માટે તેની પૂંઠ પકડી
" રહ્યો છે.

" બીજા સર્વ સમાચાર સારા છે. પરંતુ રૂપિયાની ખાસ
" આવશ્યકતા છે. હાલ તો માત્ર પાંચસો રૂપિયાથીજ કામ ચાલી
" શકશે, તાતિયા ટોપીના થોડા ઘણા સમાચાર મળ્યા છે. નાના
" સાહેબ અલ્પ સમયમાં તમને આવી મળશે. મેં અહિં પરલોક-
" વાસી વિખ્યાત રેસિડેન્ટ રૅાજર્સની પત્નીના નામથી મારો પરિ-
" ચય આપ્યો છે. આ નામથી ગાર્ડનના પરિવાર સાથે મેં અધિક
" સંબંધ સ્થાપિત કર્યો છે. મારો ગુપ્ત વેસ પણ સુન્દર નિવડયો
" છે. હું જ્યારે સ્ત્રીનાં વસ્ત્રો ધારણ કરીને રૅાજર્સ તરીક પ્રસિદ્ધ
" થાઉં છું, ત્યારે કોઈ પણ મનુષ્ય મને હું પુરુષ છું એમ જાણી
શકતું નથી."

" તમારો વિશ્વાસુ-
ટી. પિટર્સ"

" પત્ર વાંચીને હું સ્તંભિત થઇ ગયો. હું એક પાખંડીનું

અદ્ભુત પાખંડ જોઇને અત્યંત વિસ્મિત થયો. કુદરતનો કોપ થતાં સુધી મનુષ્યો કેવાં હલાહલ વિષમય કાર્યમાં વળગ્યાં રહે છે. એનું પ્રત્યક્ષ દશ્ય અનુભવવા લાગ્યો. પ્રભુના સમાનતાયુક્ત શાન્તિમય રાજ્યમાં જીવતા નરપિશાચો, પોતાની વિષયપિપાસા, ધનતૃષ્ણા અને અનેક દુર્વાસનાઓમાં લિપ્ત થઇને ગરીબોનાં કે, ધનવાનોનાં ગળાં કાપવામાં જરા પણ પાછા હઠતા નથી તથા ઇશ્વરી સત્તાના અલંધ્ય નિયમોનું ઉત્થાપન કરવામાં લેશ પણ પાછી પાની કરતા નથી એનો મને આજેજ સંપૂર્ણ સાક્ષાત્કાર થયો!

ખૂન! હત્યા!! એ તો મૅકેયર અને તેમના સોબતિઓના મનમાં એક જાતની રમ્મતજ હતી. અબળાઓની પવિત્ર લજ્જા, અને મોંઘેરૂં શીલ, તે તેમના પાપપૂર્ણ હૃદયની આગળ એક નજી- વામાં નજીવીજ વસ્તુ! ધિક્કાર છે. એવા અનીતિ અને ઇશ્વરી નિ- યમોનું નિકંદન કાઢનારા અધમ, નીચ કુલાંગારોને!! કૃતઘ્નતા એજ તેમના જીવનનું મહા વ્રત!! અફસોસ! ભયંકર અફસોસ કે, જે ન્યાયશીલા અંગ્રેજ સરકારનું ખાનારા અને તેનુંજ ખોદનારા જંગલી ગધેડા, મૅકેયર અને તેના ધર્મ વિદારક શયતાનોના નામ પર હજારો વાર અફસોસ છે. આ સમયે સન્ધ્યા થઇ ચૂકી હતી. મારા કાર્યના વિષયમાં હું કાંઈ પણ નિશ્ચય કરી શકયો નહોતો, મારૂં મન ચિન્તાથી વ્યાકુળ થઇ ઉઠયું હતું. આજેજ રોઝને બચાવવી જોઇએ. જો આજે તેનું રક્ષણ ન થાય, તો આજે રાત્રેજ તેના અને સ્ટીફનના ઉભયના પ્રાણ પૃથ્વીપરથી વિસર્જન થશે, એવી મને સમ્પૂર્ણ સંભાવના હતી. મારા મકાનથી મિ. ગાર્ડનનું મકાન પ્રાયઃ ત્રણ કોસ દૂર હતું. ત્યાં જવામાં ઓછામાં ઓછો એક કલાક લાગતો હતો. ત્યારે શું મારાથી રોઝનો બચાવ નહિજ થાય?

"પછી મેં દઢ નિશ્ચય કરી એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના રક્ષણોપયોગી આવશ્યકીય વસ્તુઓ લઇને, યુરોપિયન પોશાક પરિધાન કરી ગાર્ડનના મકાન તરફ પ્રયાણ કર્યું. કેટલીક વાર પછી હું ત્યાં આગળ પહોંચી ગયો. આ સમયે રાત્રિના સાડા સાત વાગી ચૂકયા હતા. ભગવાન દિનપતિ અસ્તાચલમાં જઇ પહોંચ્યા હતા અને વિભાવરી દેવીનું આગમન થવાની તૈયારી થઇ ગઈ હતી. ગાર્ડનને પૂછતાં જણાયું કે, 'રોઝ મિસિસ રૉજર્સ નામક એક લેડી સાથે ઉપાસના નિમિત્તે દેવળમાં ગઈ છે.'

"હવે હું અત્રે એક ક્ષણ પણ વ્યર્થ ન ગાળતાં, તરતજ સીધો દેવળ તરફ દોડી ગયો. ગાર્ડને મને અટકાવ્યો પણ ખરો, પરંતુ મેં તેમના આગ્રહ તરફ કાંઇ પણ લક્ષ્ય આપ્યું નહિ."

"જે સમયે ગાર્ડનના મકાનમાંથી હું બહાર આવ્યો, બરાબર તેજ સમયે એક મુસલમાન નોકરે દોડતો આવીને મને કહ્યું કે;—"હજુર ! ગાર્ડન સાહેબનું મકાન ક્યાં આગળ આવેલું છે વારૂ ?

"મેં પૂછ્યું કે;—"કેમ, તારે તેનું શું કામ છે ?"

"તે મનુષ્યે ઉત્તર આપ્યું કે;—"હું દેવળના પાદરીનો અનુચર છું, તેમણે મને એક સંવાદ પહોંચાડવા માટે મોકલ્યો છે. શું ગાર્ડન સાહેબને આપ ઓળખો છો કે ?"

"તારે શું સંવાદ આપવાના છે વારૂ ?" મેં પૂછ્યું.

"સાહેબ ! આજે ગાર્ડન સાહેબની મિસઆમાં એક ભયંકર વિપદમાં આવી પડયાં છે, માટે તેમની પ્રાણ-રક્ષા કરવાનું સૂચવન આપવાનું છે." તે મુસલમાન અનુચરે ઉત્તર આપ્યું.

"મેં ઉદ્વિગ્ન થઇને કહ્યું કે;—"ખાનસામા ! ગાર્ડન સાહેબને એ સંવાદ આપવાની કાંઈ આવશ્યકતા નથી. હું તે સઘળું જાણું છું. તેના રક્ષણ માટેજ હું અત્યારે બહાર નીકળ્યો છું. ચાલો તમે પણ મારીજ સાથેજ આવો."

"મારી આ વાત સાંભળતાંની સાથેજ તે કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના મારી સાથે ચાલવા લાગ્યો. મેં બહુ ઉતાવળથી ચાલવા માંડ્યું, થોડેક દૂર ગયા પછી તે અનુચર કહેવા લાગ્યો કે;— હજુર ! દેવળમાં જવાથી આપણું કાર્ય સિદ્ધ થાય તેમ નથી. પરંતુ તેના પર જે સ્થળે આક્રમણ થયું છે, ત્યાંજ જવાની ખાસ આવશ્યકતા છે."

"મેં પૂછ્યું કે;—"તમે તે સ્થળને શી રીતે જાણી શક્યા છો, વારૂ ?"

"મારા પ્રશ્નનું ઉત્તર આપતી વેળાયે તે સહજ અચકાવા લાગ્યો, તેથી મારા ચિત્તમાં એક પ્રકારનો સંશય ઉત્પન્ન થયો. મેં વાંચેલા પત્રનું સ્મરણ થઇ આવ્યું. પિટર સાહેબે લખ્યું હતું કે, મેં રામપાલની પાછળ એક મનુષ્યને મોકલ્યો છે, તેજ આ મનુષ્ય

હોય એમ મને જણાવા લાગ્યું. તેથી અચાનક મેં તે અનુચરનું ગળું જોરથી પકડી લીધું. અને ખૂબ દબાવ્યા પછી બીજા હાથમાં રિવોલ્વર લઇ તેની ખોપરી સન્મુખ તાકીને મેં કહ્યું કે;–"નીચ, હરામખોર? સાચું કહે કે, તું કોણ છે? જો અસત્ય બોલીને મને ઠગવાનો યત્ન કરીશ તો જીવથી માર્યો જઇશ. કહે, તું અહિં શા માટે મને લઇ આવ્યો છે,? શું તું મને એક સાધારણ માણસ ધારીને મારૂં ખૂન કરવા લઇ જાય છે? પણ નહિ, તેમ કદાપિ નહિ બની શકે. બોલ, તું પિટરનો જાસૂસ છે કે નહિ? જો જૂઠું બોલીશ તો હમણાં ને હમણાંજ આ રિવૉલ્વરથી તારી ખોપરી ઉડાવી દઇશ."

"આ વાત સાંભળતાંની સાથેજ તે હાથ જોડીને મારી પાસે જીવનભિક્ષાની યાચના કરવા લાગ્યો. હું પણ સંદિગ્ધ થયો, તેથી તેને પૃથ્વી પર પછાડીને તેની છાતી પર ચઢી બેઠો.

"બરાબર આ સમયેજ નજીકમાંથી મને પિસ્તોલનો અવાજ સંભળાયો અને તે સાથે એક મનુષ્યે લૂંટારાની માફક દોડી આવી મારા ગળાને ફરતું કપડું બાંધી દીધું, તેણે એવા જોરથી કપડું બાંધ્યું કે હું તે સમયે બેશુદ્ધ થઇને ધરણી પર ઢળી પડયો. બેશુદ્ધાવસ્થામાં મને જણાવા લાગ્યું કે, જાણે મને પાંચ સાત માણસો ઉપાડીને કયાંક લઇ જાય છે. આ વખતે મને રોઝનું સ્મરણ થઇ આવ્યું, અને હું ગહનવિચારમાં ગુંથાઇ ગયો. પરંતુ ત્યાર પછી શું થયું અને શી શી ઘટનાઓ બની, તે વિષયનું મને અત્યારે કાંઇ પણ સ્મરણ રહ્યું નથી.

---

## ચતુર્દશ પરિચ્છેદ

## સૈનિક—વિદ્રોહ સંવાદ

(કમાન્ડિંગ ઑફિસર જનરલ હેની ડાયરી પરથી ઉદ્ધૃત)

"ઇ. સન ૧૮૫૭ ના મે માસની તારીખ ૨૨ મીને સોમવારના પ્રભાત સમયેજ મેં લક્ષ્મણપ્રસાદના મુખથી સાંભળ્યું કે, મિ.

ગાર્ડનની પુત્રી મિસ રોઝના પ્રાણ બચાવતી વેળાએ સુવિખ્યાત ડિટેકટીવ કમિશનર સરદાર રામપાલસિંહ વિદ્રોહીઓના હાથમાં કેદ પકડાયા છે. આ ઘટના કાલે રાત્રેજ બની છે. આજે પ્રભાતમાંજ મેં તેમનો શોધ કરવા માટે ત્રીસ સુદક્ષ અને ચાલાક પોલિસ સિપાહીઓને નિયુક્ત કર્યા છે. અત્યારે આવા કઠિન સમયમાં સરદાર રામપાલસિંહ સરકારને જેવી સહાયતા કરી રહ્યા છે, તેવી સહાયતા બીજો પુરુષ ભાગ્યેજ કરી શકે તેમ છે. રામપાલસિંહની ગેરહાજરીથી સરકારને કાંઈક અંશે હાનિ થવાનો સંભવ રહે છે.

ચારે બાજૂથી વિદ્રોહનાં જે જે ચિન્હો જણાતાં હતાં તેના સર્વ સમાચાર અમને સરદાર રામપાલસિંહ દ્વારાજ મળ્યા હતા. વિશ્વાસઘાતક નાનાસાહેબના ચાતુર્ય અને મહત્તાનો પત્તો પણ તેમના દ્વારાજ મળ્યો હતો. ફ્રેન્ચ લૂટારો રૉબર્ટ મૅકેયર અંગ્રેજી રાજ્યની વિરૂદ્ધમાં જે ભયંકર કાવત્રાં રચી રહ્યો હતો, તેના ગુપ્ત રહસ્યની બાતમી પણ તેમણેજ મેળવી હતી, તેજ નીચ મૅકેયર દ્વારા વીર રામપાલસિંહ કાલે કેદ પકડાયા છે. રામપાલ મૅકેયરના મહાન શત્રુ છે, અને અત્યારે તેઓ તેના હાથમાં સપડાયા છે, રામપાલના ભાગ્યમાં શું લખ્યું હશે, તે તો માત્ર પરમાત્માજ જાણે છે. મને મોટી આશા હતી કે, રામપાલસિંહના રહેવાથી આ ભયંકર વિદ્રોહનો અગ્નિ સળગી ન ઉઠતાં, આપોઆપ શાન્ત થઇ જશે. પરંતુ અત્યારે તેમની આવી દુર્દશા થવાથી મારી તે આશા તદ્દન માટીમાં મળી ગઇ છે. હું હવે મારા કુટુંબ–પરિવારને સત્વર કલકત્તા વિદાય કરવાની તૈયારી કરી રહ્યો છું. આજે જ મેં ભારતના વૉયસરાય લૉર્ડ કેનિંગને નીચે પ્રમાણે ટેલેગ્રામ મોકલ્યો કેઃ—

"ડિટેકટીવ કમિશનર સરદાર રામપાલસિંહ કાલે રાત્રે મૅકેયર દ્વારા કેદ પકડાયા છે તેમની ગેરહાજરીથી આપણને ઘણુંજ નુકસાન થવાનો સંભવ છે. રામપાલસિંહના કેદ થવાથી, કાલના વિદ્રોહ અથવા બળવના કાંઇ પણ સમાચાર મળી શકયા નથી. તેમની તપાસ ચાલી રહી છે, પોલિસ કમિશનર બનતો પ્રયત્ન કરી રહ્યા છે."

કાનપુર } સર ટૉમસ હે. કે ટી. જે. સી. વી.
કમાન્ડિંગ ઑફિસર

"આ પ્રમાણે ટેલીગ્રામ મોકલ્યા પછી લગભગ બે કલાકે લૉર્ડ કેનિંગનો નીચે પ્રમાણે તાર મળ્યો કેઃ—

કલકત્તા ગવર્નમેન્ટ પેલેસ
તા. ૨૨ મી મે, સન ૧૮૫૮

"આવી મારામારીના ભયંકર દિવસોમાં રામપાલસિંહ આપ-
"ણુને ડાબા હાથ સમાન સહાયક થઇ પડયા હતા. તેમને કાનપુર
"મોકલ્યાં પછી હું એક પ્રકારે નિશ્ચિંત "થઇ ગયો હતો. માટે
"તમને એક છેલ્લો અનુરોધ છે કે, જેમ બને તેમ તેમની જલ્દી
"શોધ કરાવજો. પોલિસ કમિશનર ટેઇલર બહુજ ચતુર અને
"નિપુણ પુરૂષ હોય તેમ જણાતું નથી, તેથી તમે પોતેજ તેમની
"શોધ કરવાનો યત્ન કરો. મેં રામપાલને પ્રથમથીજ જણાવ્યું હતું
"કે, 'મેકેયર તમને સંતાપશેજ. માટે તેના તથા નાનાસાહેબના
"પ્રપંચો તરફ વિશેષ ધ્યાન આપજો.'"

"વિદ્રોહાનલ સત્વર સળગી ઉઠે એવો સંભવ વધારે છે.
"સરદાર રામપાલના રહેવાથી હું ઉત્તર-પશ્ચિમ પ્રદેશને માટે નિ-
"શ્ચિંત રહેતો હતો. "પણ હવે મારે પોતાનેજ ત્યાં જવું પડે તેમ
"જણાય છે. મારે ત્યાં આવવાની આવશ્યકતા છે કે કેમ તેનું
"સત્વર ઉત્તર આપો."

"ડૉકટર સ્ટીફનના શા સમાચાર છે, હમેશાં રામપાલસિંહના
"સમાચાર મોકલવામાં બીલકુલ ખલેલ કરશો નહિ."

કેનિંગ"

તારીખ ૨૩ મી મે, સને ૧૮૫૭ના મંગળવારે, પોલિસ કમિ-
શ્નર મિ. ટેઇલરે જે સંવાદ મેળવ્યા, તે ઘણાજ ભયાનક અને
કમ્પારી ઉપજાવે તેવા હતા. સરદાર રામપાલસિંહ શત્રુઓદ્વારા
માર્યા ગયા હતા. સેન્ટપાલ કેથેડ્રલ દેવળની સ્હામેના મેદાનમાંથી
તેમના શરીરપરનાં વસ્ત્ર તથા એક સોટી મળી આવી હતી તેમજ
જે સ્થળેથી આ વસ્તુઓ પ્રાપ્ત થઈ હતી, તેની પાસેનાજ એક
ખાડામાંથી એક છરો પણ મળી આવ્યો હતો અને ત્યાં આગળ
કેટલીક જમીન પણ લોહીથી રંગાયલી હોય તેમ જણાતું હતું. આવાં
અનેક કારણોથી સર્વના મનમાં નિશ્ચય થઇ ગયો, કે રામપાલસિંહનું
મૃત્યુજ થયું હોવું જોઇએ. મને પણ એ વાત પર કાંઇક વિશ્વાસ
આવે છે, પરંતુ લક્ષ્મણપ્રસાદને આ સમાચાર પર વિશ્વાસ આવતો
નથી. હજી પણ તેમની તપાસ ચાલૂ છે, ઇશ્વરકૃપાથી રામપાલનું
મૃત્યુ ન થયું હોય, તો અમારાં અહોભાગ્ય ગણાય. કદાચિત્ દૈવ-

યોગે તેમનું મૃત્યુ થયું હશે, તો અમારા લોકોને પુનઃ ભયાનક વિપદમાં આવવું પડશે. આજે ગંગાકિનારે એક નૌકા આવીને નાંગરી છે, તેમાં ચાર પાંચ સંન્યાસી તથા તેમના વીસ પચીસ શિષ્યો પણ છે. તેઓ સઘળા મહારાષ્ટ્રવાસી છે. આથી અમને સંદેહ ઉત્પન્ન થાય છે કે, તેમાં તાતિયા ટોપી તથા નાના સાહેબ પણ સાથેજ છે. પરંતુ આજે રામપાલ નથી તેથી તેમનો પત્તો મેળવવાનું સાહસ કોનાથી થઇ શકે વારૂ? અનેક પ્રકારના સંશયોથી મેં પુનઃ આજે લૉર્ડ કેનિંગને નિમ્નલિખિત ટેલિગ્રામ મોકલાવ્યોઃ—

કાનપૂર ફૉર્ટ (દુર્ગ)
તારીખ ૨૩ મી મે, સન ૧૮૫૭.

"તપાસ કરતાં સરદાર રામપાલસિંહ માર્યા ગયા છે, એવો
"પત્તો મળ્યો છે. છતાં પણ હજી તપાસ તો ચાલુજ રખાવી છે.
"જાસૂસોના જેવા ચાળીસ-પચાસ મહારાષ્ટ્રી સંન્યાસીઓ ગંગા-
"કિનારે આવીને ઉતર્યા છે. મૃત્યુ પહેલાં એક દિવસે રામપાલસિંહે
"એક પત્ર મોકલાવ્યું હતું, તેમાં લખ્યું છે કે, "તાતિયા ટોપી
"અને નાના સાહેબના આવવાની ઘણીજ સંભાવના રહ્યા કરે છે.
"આ પરથી મને જણાય છે કે, આ મંડળમાં તેઓ પણ સાથેજ
"છે. હશે ખયર! તેમની તપાસ પણ ચાલૂજ રાખવામાં આવી છે.
"સર ટૉમસ્ હે."

તા. ૨૪ મી મે સન ૧૮૫૭ના બુધવારે તો વળી આથી પણ ઘણા ભયંકર સમાચાર મળ્યા કે, ગઇ તારીખ ૧૦ મી મેને દિવસે મિરતના સૈનિકો વિદ્રોહી અથવા બળવાખોર બની ગયા છે. રામપાલસિંહના એક અનુચરે ત્યાંથી આવીને મને આ સમાચાર આપ્યા હતા. આજે પણ રામપાલસિંહનો પત્તો ક્યાંયથી મળી શક્યો નહિ. બેન્ગાલ રેજિમેન્ટના કેપ્ટન લુઇ અને બૂલોનાં આચરણ પણ સારાં જણાતાં નહોતાં. તેઓ પણ વિદ્રોહીઓના ટોળાં સાથે મળી જાય તેવો સંભવ રહ્યા કરતો હતો. છતાં પણ તેમનાં કાર્યો પર પણ પૂરતું ધ્યાન આપવામાં આવે છે. મૅકેયરનો એક દૂત ગઇ કાલે પકડાયો છે અને રામપાલના એક જાસૂસે તેને પકડ્યો છે તથા હાલમાં તેને કારાગૃહમાં કેદ રાખવામાં આવ્યો છે. મૅકેયરને નાગરી ભાષામાં લખેલું એક પત્ર મળ્યું છે. તેમાં કલકત્તા પાસેના બારકપુર ગામના એક જમાદારે પૂછાવ્યું છે કે; "તમે લોકો વિદ્રોહી-બળવા-

ખોર તરીકે ક્યારે બહાર પડવાના છો ? " ઓહ ! મૅકેયર પણ કેવો ભયાનક પુરુષ છે ? તે માંહોમાંહે આવાં કાવત્રાં રચી રહ્યો છે, એ વાતનો અમને સ્વપ્નમાં પણ ખ્યાલ નહોતો. રામપાલે કેટલીકવાર આ સંબંધીની વાતો મને કહી સંભળાવી હતી, પરંતુ મને તેના ઉપર વિશ્વાસ આવતો નહોતો. પરંતુ અત્યારે મને એમજ લાગે છે કે, તે વખતે હું ભયાનક ભ્રમમાં પડયો હતો તેથીજ તેમના પર વિશ્વાસ રાખી શકયો નહોતો. આવા પ્રકારની અનેક વાતોના ભ્રમથી આજે પણ મેં લૉર્ડ કેનિંગને નીચે પ્રમાણે તાર કર્યો કે:—

કાનપૂર–કૉર્ટ

" દશમા મેને દિવસે મિરત કેન્ટોન્મેન્ટના સિપાહીઓએ ભયં-
" કર વિદ્રોહ મચાવીને કેટલાંક અંગ્રેજ સ્ત્રી–પુરુષોને મારી નાંખ્યાં
" છે અને હવે દિલ્હી તરફ પ્રયાણ કરી રહ્યા છે. ઘણોજ દુઃખનો
" વિષય છે કે, અત્યારે રામપાલસિંહ અત્રે હાજર નથી. શું બારક-
" પુરના સૈનિકો પણ વિદ્રોહી બની ગયા છે ? આજે ફૅાર્ટ મૅકે-
" યર નામક એક લૂટારાનો એક અનુચર પકડાયો છે. તેમજ
" બારકપુરના એક જમાદારનું પત્ર મૅકેયરને મળ્યું છે તેમાં તેણે
" તેને પૂછાવ્યું છે કે, " તમે લોકો કયારે વિદ્રોહી થવા ધારો છો,
" તે જલ્દી જણાવો. મૅકેયરજ આ વિદ્રોહીઓનો મુખ્ય નાયક છે
" અને તેણેજ સમગ્ર ભારતમાં વિદ્રોહ સળગાવી મૂકયો છે, બળવો
" જગાવી દીધો છે તે કયાં આગળ છુપાઇને આવાં કાર્યો કરે છે,
" તેનો પત્તોજ મળી શકતો નથી. લુઈ અને બુલો નામના બે ફ્રેંચ
" સૈનિકો આ કિલ્લામાં છે તથા તેમનાં કાર્યો પર પણ અમને સંદેહ થઇ
" રહ્યો છે. તેમના સંબંધમાં હવે શી વ્યવસ્થા કરવી તેનું ઉત્તર લખી
" જણાવો. સ્ટીફનના હજી સુધી કશા સમાચારજ મળી શકયા નથી.×

સર ટૉમસ હે.

---

× " સર ટૉમસ્ હેનાં આવાં સુદક્ષ કાર્યો તથા વિદ્રોહિઓને પકડી પાડવાનું ચાતુર્ય રાખવા તેમજ અનેક પ્રયત્નો કરવા છતાં, કેટલાક દિવસ પછી કાનપૂરમાં ભયંકર વિદ્રોહાનલ સળગી ઊઠયો અને તેથી અનેક સૈનિકો પણ બંડખોર બની ગયા.

" આ સંબંધમાં સર ટૉમસ્ હેની ડાયરીમાં આ પછીના બીજા કાંઇ પણ સમાચાર લખવામાં આવ્યા નથી." લેખક.

## પંચદશ પરિચ્છેદ

# નરાધમની નાલાયકી

### મિ. ગાર્ડનની આત્મકથા

તે દિવસે જ્યારે સરદાર રામપાલસિંહે ઘણાજ વ્યગ્રભાવે રોઝના સંબંધમાં મને જે કાંઈ પૂછ્યું, તે વેળાયે મારા ચિત્તમાં વિષમ સંદેહ ઉત્પન્ન થયો. તેઓ જ્યારે તરતજ દેવળ તરફ દોડયા ત્યારે હું કાંઇ પણ સ્થિર કરી શકયો નહિ. મેં મિસિસ ગાર્ડનને આ સમાચાર જણાવ્યા; પરંતુ હેલનના મૃત્યુ પછી તદ્દન નિર્જીવ મનુષ્યની પેઠે પોતાના દિવસોને ઘણીજ કઠિનતાથી વીતાડી રહી હતી, તે કોઇ પણ દિવસ રડયા સિવાય રહેતી નહોતી. નિરંતર તેની આંખોમાંથી ચોધારાં આંસૂ વહ્યા કરતાં હતાં. તેથી મારી આ વાત સાંભળીને તેના દુઃખી દિલમાં સખ્ત આઘાત થયો.

"પ્યારી પુત્રી હેલનના સ્વર્ગવાસ પછી તેનો સ્નેહ મિસ રોઝ પર વિશેષ વૃદ્ધિંગત થવા લાગ્યો હતો. મારા મુખમાંથી ઉપર્યુક્ત ઘટનાના સંવાદ સાંભળીને તે તદ્દન બેશુદ્ધ થઈ ગઇ. પ્રથમ તો તેને સાવધ કરવામાં મારો કેટલોક સમય નષ્ટ ગયો, પણ ત્યાર પછી તરતજ એક આયાને તેની સુશ્રૂષા કરવા માટે નિયુક્ત કરીને હું રોઝની તપાસ કરવા માટે બહાર નીકળવાની તૈયારી કરવા લાગ્યો.

"મને બહાર જતો જોઇને તે જોરથી બોલી ઊઠી કે;–"જો આજે મને મારી પ્યારી પુત્રી રોઝનો મેળાપ નહિ થાય, તો પછી તમે મને જીવિતાવસ્થામાં જોઇ શકશો નહિ. હેલનના ખૂનથી મારૂં હૃદય તદ્દન ભગ્ન બની ગયું છે અને તેમાં જો રોઝનો ચિરકાળને માટે વિયોગ થશે, તો પછી મારો આ આત્મા અવનીપર ટકી શકશે નહિ. રોઝને મારાં નયનોથી નિરખીને મારૂં જીવન ટકાવી રહી છું, તે પણ તેના વિરહથી હવે વધુ વખત રહી શકશે નહિ."

"છેવટે હું પરમકૃપાળુ પરમાત્માનું સ્મરણ કરીને ઘેરથી બહાર નીકળ્યો. મિસિસ ગાર્ડનના શબ્દો મારા હૃદયમાં કણ્ટક સમાન ખૂંચવા લાગ્યા. મારૂં સમસ્ત શરીર એક ભયાનક વિપદની આશંકાથી

કમ્પાયમાન થઇ ઉઠયું, મને તે સમયે એમજ જણાવા લાગ્યું કે, હું જાણે એક વિયોગાન્ત, કરુણામય નાટકનું વિષાદમય દશ્ય જોઇ રહ્યો છું. આ સમયે મારી સાથે ચાર બળવાન અંગરક્ષકો પણ હાજર હતા. મારા મકાનથી દેવળ અત્યંત નિકટમાં હતું, તેથી હું ગાડી લીધા વિના પગે ચાલીનેજ બહાર નીકળ્યો. અમે લોકો જે વેળાએ દેવળમાં પહોંચ્યા, તે સમયે ઉપાસનાનું કાર્ય સમાપ્ત થઈ ચૂકયું હતું.

પ્રથમ મેં દેવળમાં તપાસ કરી, પરંતુ રોઝનો કાંઇપણ પત્તો મળી શકયો નહિ, આથી મારૂં ચિત્ત અત્યંત વ્યાકુળ થઇ ગયું. રામપાલસિંહ પણ અત્યારે અત્રે જણાતા નહોતા. મેં દરવાનને પૂછ્યું કે;–'ભાઈ, તમે અહિંથી કોઇની ગાડી જતી જોઇ છે કે ?" દરવાન અમને સારી રીતે ઓળખતો હતો, તેથી તેણે શાન્તિથી ઉત્તર આપ્યું કે;–"સાહેબ ! મિસ રોઝ તો પ્રથમથીજ એક મૅમની સાથે અહીંથી કયાંક ચાલ્યાં ગયાં છે."

"પછી હું વ્યર્થ સમય ન ગાળતાં પુનઃ મારા ગૃહ તરફ વિદાય થયો. પરંતુ ત્યાં પણ હજી સૂધી રોઝ આવી નહોતી,–તેની સાથે મેં જે અનુચરો મોકલ્યા હતા તેઓ પણ આવ્યા હોય તેમ જણાતું નહોતું. આથી મારા મનમાં ભયાનક નિરાશાનો ભાવ આવી ગયો. હૃદયમાં રહેલી માત્ર એકજ આશા પણ તદ્દન નિર્મૂળ થઈ હોય, તેમ જણાવા લાગ્યું. તેમજ મારૂં મન પણ તેને મેળવવા માટે અતિ આતુર બની ગયું."

"હું પછી ઉપર ન જતાં નીચેજ બેસી રહ્યો, હેલનનો તો પાપાંધ પિશાચોએ આ પૃથ્વી પરથી નાશ કર્યો, પરંતુ હજી સૂધી તેમના આત્માને શાન્તિ નહિ મળી હોય કે આજે તેઓ રોઝનો પણ ધ્વંસ કરવા ઇચ્છે છે. ઓહ ! દુષ્ટ–નરાધમ મૅકેયર ! પાપની પ્રતિમા સ્વરૂપ મૅકેયર !! તારા હૃદયમાં શું દયા કે માયાનો અંશ માત્ર પણ નથી ? બિચારી નિર્દોષ હેલનનો વિના વાંકે વધ કરીને તેને આ દુનિયામાંથી ચિરકાળને માટે નષ્ટ કરવા છતાં પણ, ઓહ ! પાપી, ક્રૂર, અધમ મૅકેયર ! મારા જીવનના સ્તંભ સમાન રહેલી રોઝનો પણ તું આજે નાશ કરવાને ઉપસ્થિત થયો છે ? પરમાત્માના પ્રેમમય આદેશોનું ઉલ્લંઘન કરીને તું માત્ર પાપનો પ્રચાર કરવામાંજ તારા આ મોંઘા માનવ જીવનને વ્યર્થ નષ્ટ કરી રહ્યો છે, તેથી તને શું સુપરિણામ મળવાનું છે ? નીતિ–ન્યાય અથવા પ્રેમ

અને દયા આદિ સર્વમાન્ય સદ્‍ગુણોનાં ખૂન કરીને હિંસા, દુર્વ્યસન, કામાંધતા આદિ ધૃણાકારક દુર્ગુણોની વૃદ્ધિ કરવામાં તારૂં કદી પણ શ્રેય થનાર નથી. અંતે ધર્મે જય અને પાપે ક્ષયજ છે.

"મારી સર્વ સંપત્તિને તું માટીમાં મેળવી દે, મારા પોતાનો વધ કરીને તારા વૈમનસ્યથી ભરેલા હૃદયને શાન્ત કરી લે; પરંતુ મારી નિર્દોષ અને બળહીન અબળા કન્યાઓનાં ખૂન ન કર. મારા જીવનની એક આધારભૂતા આશા હેલનનો તેં નાશ કર્યો, પરંતુ હવે આ અવશિષ્ટ રહેલી રોઝનો નાશ ન કર. કદાચિત્ જો તારી પ્રતિહિંસા અથવા બદલો લેવાની વૃત્તિઆવી પ્રબળ હોય, તો પછી તું મારૂં હૃદય શા માટે નથી છેદી નાખતો ? રોઝ અને હેલને તારૂં શું બગાડયું છે ? મેં જો તારા અપરાધ કર્યા હોય, તો પછી મને તેનો દંડ ન આપતાં મારી નિર્દોષ કન્યકાઓને શા માટે પીડે છે ? ઓહ ! સમસ્ત બ્રહ્માંડોના સંચાલક સ્વામી ! કૃપાળુ પરમાત્મા ! મારા હૃદયમાં નવીન બળનો સંચાર કરો. આપની ઇચ્છા અનેક વિઘ્નો હોવા છતાં પણ પૂર્ણજ થશે. માટે તે સહન કરવાનું ઉપયુક્ત સામર્થ્ય આપ મને પ્રદાન કરો. પ્રભુ ! કરાળ કાળની દુઃખમય સ્થિતિમાં મને શાંતતા ધારણ કરવાની શક્તિ આપો. સંસારની અનેક વ્યાધિમય વિડંબનાઓ વેઠવાનું આપ મને નવીન ચૈતન્ય આપો."

"આ પ્રકારની ચિન્તામાં લગભગ અર્ધોક કલાક વીતી ગયો; પરંતુ હજી સુધી રોઝ આવી નહિ. એટલે મેં પોલિસ કમિસ્નર મિ. ટેઇલર સાહેબને એક પત્ર મોકલીને રોઝનો પત્તો મેળવવા માટેનો અનુરોધ કર્યો. હું આજે બીજીવાર મિસિસ ગાર્ડનને મળી શકયો નહિ. રોઝનો પત્તો ન મળવાથી હું એકલોજ ચાલ્યો આવ્યો છું એવા સમાચાર પણ મેં તેમને મોકલાવ્યા નહિ. આજે કાંઇ પણ જમ્યા કારવ્યા વિના હું એક ઓરડામાંજ બેસી રહ્યો.

"રાત્રિ ઘણીજ વીતી ગઇ હતી, આ સમયે એક દ્વારરક્ષકે આવીને દ્વારને ધક્કો માર્યો. દ્વાર ઉઘાડયા પછી તેણે મને એક કાગળનો કકડો આપ્યો, અને પછી બોલ્યો કે;—"એક સાહેબ આપને મળવા માગે છે."

"મેં તે કાગળને દીપકના પ્રકાશ પાસે જઇને જોયો—તેમાં લખ્યું હતું કે "રોબર્ટ ઍકેયર" આ શબ્દો વાંચતાંની સાથેજ મારૂં સમગ્ર શરીર ક્રોધથી સળગી ઊઠયું. મને જણાવા લાગ્યું કે,

તે રેઝની હકીકત સંભળાવવા માટેજ અત્રે આવ્યો હશે. જો હું તેની મુલાકાત નહિ લઉં તો તેથી વળી વિશેષ વિપદ આવવાની સંભાવના છે. આમ ધારીને છેવટે લાચારીથી મેં મેકેયરને અંદર આવવાની આજ્ઞા આપી. ત્યાર પછી તરતજ એક વૃદ્ધ પાદરીએ મારા ઓરડામાં પ્રવેશ કર્યો અને દ્વાર બંધ કરી દીધાં. મારી પાસેજ એક કુરસી પડી હતી, તે પર બેસીને તેણે કહ્યું કે;–" મિસ્ટર ગાર્ડન ! આજે ઘણા દિવસે તમારી મુલાકાત થવાથી મને ઘણોજ આનંદ થાય છે."

" તેના કંઠસ્વરપરથી હું જાણી ગયો કે, તે નીચ પાપાત્મા મેકેયરજ છે. તેથી મેં તેનો હાથ પકડીને કહ્યું કે;–" મેકેયર ! મેં તમારો શું અપરાધ કર્યો છે કે, તમે મારી પ્રાણથી પણ વિશેષ પ્યારી વસ્તુનું હરણ કરી ગયા છો ? બિચારી ગરીબડી હેલનને નિર્દયતાથી કમકમાટ ઉપજાવે તેવી રીતે મારી નાખવા છતાં, પણ શું તમારી હિંસાવૃત્તિ તૃપ્ત અથવા પૂર્ણ નથી થઇ કે ? હું શું કરૂં કે, તમારી આગળ પ્રતિજ્ઞા કરી ચૂકયો છું, નહિ તો આજે આ સંતપ્ત ગાર્ડન તમારૂં મુણ્ડ દ્વિખન્ડ કર્યા વિના અથવા મસ્તક છેદ્યા વિના રહેત નહિ. પરંતુ પ્રતિજ્ઞાપાલન એજ પુરુષોનું પ્રથમ કર્તવ્ય છે. મેં તમારી સાથે અત્યાર સુધી મારી પ્રતિજ્ઞાનો ભંગ કર્યો નથી અને કરીશ પણ નહિ. તમારા જેવા કાયર, વિધાતક અને પ્રતિજ્ઞાનો ભંગ કરનાર પાપાત્માની સાથે પ્રથમથીજ સંબંધ જોડવામાં મેં એક પ્રકારની ભયંકર ભૂલ કરી છે. મિત્રતાના બદલામાં તમે મને ઘણોજ ઉત્તમ પુરસ્કાર (?) આપ્યો છે. એક તો મારી પાસેથી ત્રીસ હજાર રૂપિયા પડાવ્યા, મારી પ્યારી પુત્રી હેલનનું ખૂન કરીને ધરણીપરથી તેનું અસ્તિત્વ મટાડયું અને છેવટે આંધળાની એક લાકડી સમાન રેઝનો પણ નાશ કરવાને ઉપસ્થિત થયા ? ઓહ ! મેકેયર ! મારો નહિ તો, સજ્જન પુરુષોનો અને તેમનો નહિ તો પરમાત્માનો તો જરા ભય રાખ ! તારાં આવાં કુટિલ કાર્યો અંતે તારૂંજ ભક્ષણ કરશે. આજે તું અનેક અબળાઓના નાશ કરનાર હત્યારા તરીકે વિખ્યાત છે, પરંતુ અંતે એવીજ અબળાઓના હાથથી તારા આ દેહનું પતન થશે. અરે ! અધર્મ પ્રચારક શયતાન ! ! પાપની પણ પરિસીમા હોવી જોઇએ. વિના વાંકે કોઇનો નાશ કરવો એ એક પ્રકારે પોતાના હાથેજ પોતાની ગર્દન કાપવા સમાન છે.

"અત્યારે તને મારાં વાકયો વજ્ર જેવાં કઠિન લાગશે, પરંતુ મૅકેયર! યાદ રાખજે કે અંતે એજ વાકયો તને યાદ આવ્યા વિના રહેશે નહિ. તું અત્યારે કામલોલુપતા, અર્થતૃષ્ણા અને હિંસકવૃત્તિમાં તન્મય બની ગયો છે, તેથી તને તારા પોતાના સારા નરસાંનો પણ વિચાર રહ્યો નથી. વિષયાંધ! તુ તારી વિષય પિપાસામાં કેવા કેવા અત્યાચારો આદરે છે, તેનું પણ તને ભાન રહ્યું નથી અને તેથીજ તું જ્વલંત કીર્તિને બાજૂએ મૂકી દઈને પાપનાં પોટલાં ઊંચકી રહ્યો છે. ધિક્કાર છે તને! તારા પાપમય જીવનને અને તારી કુટિલ કુમતિને!! અધમ! હજી પણ તારી પાપવૃત્તિને કાબૂમાં રાખ કે જેથી ભવિષ્યમાં પણ કદાચિત્ તારો ઉદ્ધાર થઇ શકે."

"આ સાંભળીને દુરાત્મા મૅકેયર કહેવા લાગ્યો કે;–"ગાર્ડન! જે થવાનું હતું તે થઇ ગયું. ગઈ વાતો સંભારીને રોદણાં રડવાથી કાંઇ પણ વળે તેમ નથી. તમે તમારી જીભને હદબહાર છૂટી મૂકી દીછો, તેનું પરિણામ પણ ઘણુંજ વિપરીત અથવા ભયંકર આવશે. તમને હજી પણ કહું છુ કે, ગઇ ગુજરી વિસરી જાઓ. કારણકે, ગઈ વાતોનો સોચ કરવો એ મિથ્યા પ્રલાપો છે. જો તમે પ્રથમથીજ મારી વાતોપર લક્ષ્ય આપ્યું હોત તો, તમારે કદાપિ આવું વિષમય પરિણામ શોષવું પડત નહિ. હશે ખયેર? હવે હું માત્ર તમને એટલુંજ પૂછવા આવ્યો છું કે;–તમે મારી સાથે રોઝનાં લગ્ન કરવામાં સમ્મત થાઓ છો કે નહિ? જો તમે આ વિષયમાં પણ સમ્મતિ નહિ આપો તો પછી રોઝને પણ હેલનની પાસે હવા ખાવા માટે મોકલી આપીશ. તમે આ વીર મૅકેયરના પરાક્રમોથી લેશ માત્ર પણ અજ્ઞાત નથી, માટે પ્રથમથીજ ચેતીને રોઝનાં લગ્ન મારી સાથે કરો, તો તેમાં તમને અધિક લાભ થવાનો સંભવ છે, પરંતુ જો તેમ નહિ કરો તો આજે રાત્રેજ રોઝના જીવનનો અંતિમ પડદો પડી જશે. મૅકેયરની કરાલ કટારી તેના હૃદયમાં પેસી જશે. ખૂન કરવું એ તો માત્ર મારા મનમાં લીંબુ ઉછાળવા સમાન છે, માટે કહો તમે શા વિચારપર આવો છો?–પ્યારી પુત્રીના પ્રાણ બચાવવાના કે, તેને ચિરકાળને માટે આ દુનિયામાંથી નષ્ટ કરાવવાના? જો આજે તમે મને સમ્મતિ નહિ આપો તો કાલના અરૂણોદયનાં દર્શન રોઝ કરી શકવાની નથી."

"દુષ્ટ, નરાધમ–પાપાત્મા મૅકેયરની વાતો સાંભળીને મારું

સર્વાંગ ક્રોધથી પ્રજ્વલિત થઇ ઉઠયું; પરંતુ તેની સાથે અન્ય પ્રકારનો વ્યવહાર કરવાથી વિપરીત પરિણામ આવવાની સંભાવના હતી તેથી મેં લાચારીથી તેનો પગ પકડીને નમ્રભાવે કહ્યું કે,–"મૅકેયર ! ઓહ ભલા મૅકેયર !! કૃપા કરીને તું મારા જીવનના સારરત્નનો સંહાર ના કર ! રોઝ જેવી નિરપરાધિની બાળાનો નાશ કરીને મારા અસંત કષ્ટમાં વૃદ્ધિ ના કર. ભાઈ ! દુઃખીને અધિક દુઃખી ના બનાવ ! મારા ચિન્તાથી ભડભડ બળતા હૃદયમાં ઘૃતનું આવાહન ના કર ! પરમાત્મા તારૂં કલ્યાણ કરશે. અત્યારે મારી ચારે બાજૂએ દુઃખનો દાવાનળ પ્રકટી રહ્યો છે, તેમાં તું વિશેષ વૃદ્ધિ શા માટે કરે છે ? કરુણતા, નમ્રતા અને વિનયતાથી હું તને વારંવાર વંદન કરીને કહું છું કે, ભાઇ ! તું મને દુઃખીયાને હવે વીશેષ ન સતાવ. હેલન જેવી ફુલ–કુસુમ સુન્દરીનો વગર વાંકે સંહાર કરવા છતાં, તારૂં હૃદય સંતુષ્ઠ નથી થયું કે, તું આજે પુનઃ મારી એકની એક પુત્ર તુલ્ય કન્યાનો વિનાશ કરવાને તત્પર થયો છો ! ભાઈ ! મારી એ લાડકવાયી જીવનાધાર પુત્રીનો હવે વધ કરતો નહિ. તારી કરાલ કટારીને કાબૂમાં રાખીને તું મારા ભાવિ સુખના આધારનું છેદન ન કરતો, રોઝ તદ્દન પવિત્ર અને ભોળી બાળા છે, તેનું ખૂન કરવાથી તારૂં પણ નિકંદન નીકળી જશે. તેના શાપથી તારૂં અનિષ્ઠજ થશે. તે મારી સમ્મતિ હોવા છતાં પણ તારી સાથે લગ્ન નહિજ કરે. વળી તારા જેવા હત્યારાને હું તે સુવર્ણ પ્રતિમા સમાન કન્યા સોંપી પણ શી રીતે શકું ? માટે ભાઇ ! તું રોઝની આશા મૂકીને તેને જીવન–દાન આપ–તેને ન માર. તે અબળા છે માટે તેનું રક્ષણ કર. ઇશ્વર તારી આવી ઉદારતા જોઇને તારૂં કલ્યાણ કરશે."

"મારી ઉપર્યુક્ત વાત સાંભળીને તે અતિ ક્રોધ સહિત કહેવા લાગ્યો કે;–"મિ. ગાર્ડન ! હું તમારી પાસે ધર્મોપદેશ ગ્રહણ કરવા આવ્યો નથી, તમે તમારા ધતિંગો તમારી પાસેજ રાખો. વીર મૅકેયર પોતાના બાહુબળનેજ સાચો ધર્મ સમજે છે. બાકીના સર્વ ધર્મોને તે તુચ્છ ગપાટાજ ગણે છે. કહો જોઇએ કયો પુરૂષ કુટિલ નીતિના અવલંબન સિવાય મહાન પદને પામ્યો છે ? નિર્બળ અને હલકાપુરૂષોજ ધર્મ–ધર્મના પોકારો કરીને પોતાનો લૂલો બચાવ કરે છે. પરંતુ વીર–બહાદુર પુરૂષો તો પોતાની પ્યારી અસિનેજ સાચો ધર્મ ધારીને તે દ્વારા જીવનની રક્ષા કરે છે. હું તમારા જેવો ધર્મ-

ભીરૂ કે પાપભીરૂ નથી, પરંતુ લોહીની નદીયો વહેવડાવવામાં; વૈમનસ્યનો બદલો લેવા માટેનો ભયંકર રક્તપાત કરવામાં અને મારી ઇચ્છા તથા તૃષ્ણાને તૃપ્ત કરવા માટે અનેક નિર્બળ નરનારીઓનાં ખૂન કરવામાંજ ખરો ધર્મ માનું છું. જે દ્વારા મારૂં શ્રેય થાય તેજ મારો ધર્મ, તેજ મારૂં કર્મ અને તેજ મારો મર્મ છે. બાયલાઓની માફક ભીરૂ બનીને હું મારા કર્ત્તવ્યથી ધર્મ તો શું પરંતુ સાક્ષાત્ પરમાત્માથી પણ પરાઙ્ગમુખ થાઉં તેમ છું. કહો, તમે મારી સાથે રોઝનાં લગ્ન કરવા ઈચ્છો છો કે નહિ? સત્વરે સ્પષ્ટ ઉત્તર આપો. હું તમારી પાસે યાચના કે ભિક્ષા નથી માગતો, પરંતુ આદેશ કરીનેજ પૂછું છું, આ વાતને પણ ધ્યાનમાં રાખજો."

"હવે મારાથી ધર્મની અસત્ય નિંદા સહન થઇ શકી નહિ, તેથી હું ક્રોધથી કમ્પીને ઉભો થયો અને ત્યાર પછી થોડી વારે મૅકેયરના તરફ જોઇને કહેવા લાગ્યો કે,—"નાદાન-નાસ્તિક! તું ધર્મનાં ખરાં તત્ત્વને શી રીતે જાણી શકે? પામર પુરૂષો તેના ગૂઢ રહસ્યને કદી પણ જાણતા નથી. ધર્મની અલૌકિક શક્તિ શું શું કરી શકે છે, તેનો મહિમા જાણવાને તને હજી યુગોના યુગો જોઇશે. નીચ અને મદાંધ મૅકેયર! ઇશ્વરે આ કાયા માત્ર ધર્મ બજાવવાનેજ આપી છે. નહિ કે અન્યનો ઉચ્છેદ કરવા માટે—પાપનો પ્રચાર કરવા માટે. ધર્મના દૃઢ વિશ્વાસથીજ મનુષ્ય નિર્વાણ પામે છે. પ્રભુના શાન્તિમય સ્થાનની પ્રાપ્તિ કરી શકે છે. અધર્મીઓને માટે તો નિત્ય નરકનાં દ્વાર ખુલ્લાંજ રહે છે. કહે જોઇએ કે અધર્મથી આ દુનિયામાં કોણ અતુલનીય કીર્તિને પ્રાપ્ત કરી શક્યું છે? તારા જેવા અધમ અધર્મીઓના નિશાસ્મરણીય નામોનું સ્મરણ કરતાં પણ લોકોને લજ્જા આવે છે. અને સમસ્ત જનસમાજ તેવા પાપાત્માઓને જગતના દુષણ તરીકેજ માને છે. ઓ લમ્પટ! દુરાચારી? તું સત્ય અસત્યનો જરા વિચાર કર. કેવળ ભ્રમોત્પાદક તિમિરમાં અંધ બનીને ધર્મરૂપી ઝળહળતી જ્વલંત તેજોમયી જ્યોતિને ન વિસરી જા.

"પાપી! નરાધમ!! માનવકુળદુષણ જીવતા પિશાચ!!! હેલન તારા જેવા ભયંકર રાક્ષસના હાથમાં ન જતાં ચિરકાળને માટે પરમકૃપાળુ જગદાધારની શાન્તિમય ગોદમાં વિરામી, તેથી મને લેશ માત્ર પણ દુઃખ થયું નથી. રોઝ પણ આ દુઃખમય સંસારની ભીષણ યાતનાઓમાંથી—તારા જેવા નરપિશાચના ત્રાસમાંથી વિમુક્ત

થઇને પરમેશ્વરના શાન્તિમય સામ્રાજ્ય તરફ વિચરણ કરે તો તેથી પણ મને એક પ્રકારનો આનંદજ થશે. હું પાપાત્માના હાથમાં પુત્રી આપવા કરવા કરતાં, તેના મૃત્યુને અધિક પસંદ કરૂં છું. જીવનની ક્ષણિક લાલસામાં લુબ્ધ થઇને અથવા તો પુત્રીના જીવનની આશા રાખીને તારા જેવા દુરાચારી-વિષયલમ્પટ પુરૂષને હું રેઝ કદી પણ સ્વાધીન કરીશ નહિ. જ્યાં સુધી મારા ખોળીયામાં પ્રાણ હશે, ત્યાં સુધી તો હું કદાપિ તે સરલ બાળાની આનંદમય મૂર્ત્તિને તારા જેવા પાપી પુરૂષના હાથમાં અર્પણ કરી શકીશ નહિ."

"અમારા બન્ને વચ્ચે જ્યારે ઉપર્યુક્ત વિવાદ ચાલતો હતો, તેવામાં બહારથી કેટલાક મનુષ્યોનો પદધ્વનિ સંભળાયો અને તરતજ કોઇએ દ્વારને ધક્કો માર્યો.

"આવો આકસ્મિક બનાવ જોઇને મેં પૂછ્યું કે;–'કોણ છે?'

"બહારથી ઉત્તર મળ્યું કે;–"-મિસ્ટર ટેઇલર!"

"હું ભય અને વિસ્મયથી તરતજ દરવાજો ઉઘાડવા માટે તત્પર થયો, પરંતુ તે સમયે નરાધમ એકયરે પોતાની નાલાયકી બતાવી મારા સ્હામું પિસ્તોલનું નિશાન તાકીને બહુજ ધીમેથી કહ્યું કે;–"સાવધાન ! જો એક પગલું પણ આગળ ભરીશ તો આ બન્દૂકથી તારૂં મસ્તક ક્ષણવારમાંજ ઉડાવી દઇશ.."

"હું કિંકર્તવ્યવિમૂઢ થઇને ઉભો રહ્યો. આ સમયે એકયર ઓરડીની બારીના ખૂણામાં જઇને છુપાઇ ગયો. આવા ભયાનક વખતે પણ તે તીક્ષ્ણ દૃષ્ટિથી મારા તરફ જોઇ રહ્યો હતો. તેની આંખમાંથી ક્રોધની ચિંગારિઓ નીકળી રહી હતી ! મેં ધાર્યું કે, તે હવે અત્રેથી ન્હાસી જશે. તેવામાં પુનઃ ટેઇલરે દરવાજાને ધક્કો દીધો. પરંતુ હું તો સ્તંભિત થઇનેજ ઉભો રહ્યો. મારાથી કાંઇ પણ નિશ્ચય કરી શકાયો નહિ અથવા તો એક પગલું પણ આગળ વધાયું નહિ.

"એકયર દ્વાર ઉઘાડીને બારીમાંથી કૂદીને બહાર ચાલ્યો ગયો, એ પણ હું શાંત રીતે જોઇ રહ્યો; કારણકે, નરાધમના ભયથી હું ઘણીજ મહેનત કરવા છતાં એક શબ્દ પણ ઉચ્ચારી શકયો નહિ. આથી હું ચૂપચાપજ ઉભો રહ્યો આ પ્રમાણે કેટલીકવાર સુધી મને ચૈતન્યજ આવી શકયું નહિ.

"બહારથી કૂદી ગયા પછી ત્યાંથી જતી વેળાયે એકયર બોલી

હકયો કે;–ગાર્ડન ! સાવધાન ? મૅકેયરની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને અત્યારસુધી આ અવનીપર કોઈ જીવિત રહી શક્યું નથી. માટે તને પણ તેમાંથી છૂટ મળી શકશે નહિ. અલ્પ સમયમાંજ હું તારો વંશ નિર્મૂળ કરીને મારી વાસનાને પૂર્ણ કરી બતાવીશ અને મારા ભયંકર વૈરનો બદલો પણ વાળી આપીશ."

"ત્યાર પછી તેના શબ્દો સંભળાયા નહિ. આ સમયે મિ. ટેઇલરે દ્વારપર જોરથી પદાઘાત કર્યો. મેં ધીમેથી ઉઠીને દ્વાર ઉઘાડયાં. ટેઇલર સાહેબની સાથે બીજા કેટલાક પોલિસ ઓફિસરો પણ હતા. તેમણે પણ દ્વાર ઉઘડતાંની સાથેજ મારા ઓરડામાં પ્રવેશ કર્યો. તેમને સર્વ વૃત્તાંત વિદિત થઇ ગયો હોય તેમ જણાયું. મારું પત્ર મળ્યા પહેલાંજ સમસ્ત ઘટનાના સંવાદ સાંભળીને ટેઇલર સાહેબ બહાર નીકળીને અહિં આવી પહોંચ્યા હતા. મારા અનુચરો ઘાયલ થઈને હૉસ્પિટલમાં પડયા છે, એ વાત મને રોબર્ટ મૅકેયર દ્વારા જણાઇ આવી હતી. ટેઇલરના પૂછવાથી મેં ઉત્તર આપ્યું કે;- મૅકેયર હમણાંજ આ ઓરડામાં હતો, પરંતુ તમારા લોકોનો પદધ્વનિ સાંભળી તે બારીમાંથી કૂદીને ન્હાસી ગયોછે."

"મારી વાત સાંભળી ટેઇલર સાહેબ આશ્ચર્યચકિત બની ગયા. મેં તેમને આશ્ચર્યાન્વિત થએલા જોઇને પૂછ્યું કે;–"મિસ્ટર ટેઇલર ! આશ્ચર્ય ચકિત થવાનું કાંઈ પ્રયોજન નથી. સમય આવ્યે મૅકેયરના સંબંધમાં હું સઘળો વૃત્તાંત તમને સારી રીતે જણાવી દઈશ તે મારો પરમ શત્રુ છે. આજે મિસ રોઝને પણ તે નીચ નરાધમે કેદ કરી છે. તમે યથાસાધ્ય યત્ન કરીને આ ભયંકર આપદમાંથી તેનો ઉદ્ધાર કરો. સરદાર રામપાલસિંહ મારા પરમ હિતૈષી બન્ધુ છે. મેં સાંભળ્યું છે કે આજે તેઓ પણ તે ક્રૂર પાપી મૅકેયરના પંજામાંજ સપડાયા છે."

"ત્યાર પછી ટેઇલર સાહેબ સાથે બીજી કેટલીક વાતચીત થઇ. તે સર્વ વાતો મારી લાડકવાયી પુત્રી હેલનના મૃત્યુ સંબંધીનીજ હતી. મારી આ દુ:ખ કહાણી સાંભળીને તેમનું હૃદય પણ પિગળી ગયું–તેમની આંખોમાંથી બે ચાર અશ્રુ બિન્દુઓ પણ ટપકી પડયાં. તેઓ આખી રાત્રિપર્યન્ત મારા ઘર આગળ જ રહ્યા પ્રભાતમાં મિસિસ ગાર્ડન રોઝને માટે અતિ વ્યાકુલ થઇને રૂદન કરવા લાગી. પરંતુ મારાથી તેની સન્મુખ જવાનું સાહસ થઇ શક્યું નહિ, તેથી

મિ. ટેઇલર દ્વારા મેં તેને સઘળા સમાચાર કહેરાવી મોકલ્યા. દિવસે મિસિસ ગાર્ડન જ્વર-તાપ અને અચેતન અવસ્થામાં ભયાનક રીતે સપડાઇ ગઇ હતી. ડૉકટરોએ પણ તેના મરણનું એકજ પ્રકારનું ઉત્તર આપી દીધું. હાય! મારા સ્નેહના માટે તથા મારી મમતા અને દુર્દશાને માટે તે પણ નાશ પામવાની અણીપર આવી ગઇ. આજે ઘણા દિવસે મારૂં પાષાણ હૃદય દુઃખના ભયંકર બાણથી વિંધાઇ ગયું અને હું પણ મારી આંખમાંથી વ્હેતા અશ્રુપ્રવાહને અટકાવી શકયો નહિ. કેટલાક સમય સુધી હું અત્યંત વિચલિત થઇ ગયો અને ઇશ્વર પરથી મારો વિશ્વાસ ઉઠી ગયો; પરંતુ થોડીવાર પછી કોઇએ મારા હૃદયમાં આઘાત કરીને કહ્યું કેઃ—" ગાર્ડન, સ્થિર થાઓ. સુખ અને દુઃખ સર્વ ક્ષણિક છે. ઘડીમાં સુખ મળે છે ને ઘડીમાં દુઃખ મળે છે. જે પ્રમાણે માનવ જીવન અસ્થિર અને અસ્થાયી છે, તેવીજ રીતે સુખ-દુઃખ પણ અનિશ્ચિત છે. સંસારક્ષેત્રમાં સહિષ્ણુતા, ધીરતા અને ગંભીરતા પ્રાપ્ત કરવા માટેજ સુખ-દુઃખ સરજાયલાં છે. મૃત્યુ પછી સુખ અથવા દુઃખ આદિ કાંઇપણ સાથે આવતું નથી. માત્ર સારાં નરસાં કર્તવ્યોજ સાથે આવે છે. માટે તમે તે સુખ-દુઃખને સહન કરીને આ અગાધ ભવસાગરને તરી જવા માટે સત્કર્મરૂપી નાવડી તૈયાર કરો. તેથીજ તમારૂં સત્ય કલ્યાણ થશે. ભાઇ ! આ સંસાર સાચી કસોટીનું પરીક્ષા સ્થળ છે અને તેમાં ઉત્તીર્ણ થનારનેજ ધન્યવાદ ઘટે છે. માટે એ પરીક્ષામાં પસાર થઇને પરમાત્માના પરમ પદને પ્રાપ્ત કરવાની ચેષ્ટા કરો.

## ષોડષ પરિચ્છેદ

## ભીષણ અનાચાર
## અથવા
## પૈશાચિક અત્યાચાર !

### સરકારી જાસૂસ લક્ષ્મણપ્રસાદની આત્મકથા

" જે દિવસે સન્ધ્યા સમયે સરદાર રામપાલસિંહ, મિસ રોઝની રક્ષા કરવાના ઉદ્દેશથી ઘેરથી બહાર નીકળ્યા, તે દિવસે તેઓ

મને કહી ગયા હતા કે, 'જો હું રાત્રિના દસ વાગ્યાની અંદર ઘેર ન આવી પહોંચું, તો પછી વિઠૂર રોડ પર આવેલા ચાળી-સમા નંબરના મકાનમાંથી મારો પતો મેળવજો.' તેમના કહેવા મૂજબ મેં તેમની દસ વાગ્યા સૂધી રાહ જોઇ, પરંતુ જ્યારે તેઓ તેટલા સમય સૂધીમાં ન આવ્યા, ત્યારે હું મારો પોશાક બદલીને મારા મકાનમાંથી બહાર નીકળ્યો. પછી મેં રામપાલસિંહના નિશાન પ્રમાણે તે મકાનનો પત્તો મેળવ્યો. આ સમયે મકાનનું દ્વાર અંદરથી બંધ હતું, અને તેમાં કેટલાક મનુષ્યોનો આવજાવની તથા ધીમે ધીમે વાર્તા-લાપ કરવાનો અવાજ સંભળાતો હતો. તેથી હવે મારે અંદર શી રીતે જવું, એ સંબંધીનો હું વિચાર કરવા લાગ્યો. મારા મકાન-માંથીજ હું વૃદ્ધ મુસલમાન ફકિરનો પોશાક પહેરીને આવ્યો હતો. કારણકે, કાનપૂરની સડકો પર રાત્રે અસંખ્ય ફકિરો આમ તેમ ભટક્યા કરે છે.

" જ્યારે મને કાંઈ પણ ઉપાય ન સૂઝયો ત્યારે હું તે મકાન-થી સહજ દૂર આવીને જોરથી રડવા લાગ્યો. સમસ્ત શરીરપર ભસ્મ લગાવીને હું તે મકાન આગળ પછાડા ખાવા લાગ્યો તથા જોરથી બરાડા પાડવા લાગ્યો. મારો રુદન-ધ્વનિ તે મકાનમાં પણ પહોંચ્યો અને તેથી એક વૃદ્ધ સાહેબ તે મકાનમાંથી બહાર આવીને મને પૂછવા લાગ્યો કે;—" અરે ઓ બુઢ્ઢા ! તું રડે છે શા માટે ? "

" મેં ઉત્તર આપ્યું કે;—" પોલિસના કેટલાક સિપાહીઓએ મને સખ્ત માર માર્યો છે. હું ફકીર છું. તે લોકોએ મને રામસિંહ નામના કોઇક બદમાશનો શત્રુ ધારીને તે સંશયમાંજ મારી મારીને મારા પગ પણ ભાગી નાખ્યા છે અને મારી પાસે જે કાંઈ થોડા ઘણા પૈસા હતા, તે પણ તેમણે લૂંટી લીધા છે."

" મારા મુખમાંથી રામસિંહનું નામ સાંભળીને તેને ઘણુંજ આશ્ચર્ય ઉત્પન્ન થયું. મને તે પુનઃ કાંઇ પણ પૂછયા વિના અંદર ચાલ્યો ગયો અને તરતજ બે સાહેબોને બોલાવીને પાછો આવ્યો. તેઓ પોલિસના સંબંધમાં નાના પ્રકારની અનેક વાતો કરવા લાગ્યા.

" મારી વાત સાંભળીને તેમણે કેટલાક પ્રશ્ન પૂછયા. મેં પ્રત્યુ-ત્તરમાં દર્શાવ્યું કે;—" હુજુર ! હું જ્યાં સૂધી સ્થિર થઇ શકીશ

નહિ, ત્યાં સુધી મારાથી કાંઇ પણ હકીકત કહી શકાશે નહિ. પ્રથમ મને અંદર લઈ જઇને થોડુંક જળ પીવરાવો. પછીથી હું આપને સઘળા સમાચાર કહી સંભળાવીશ."

"ત્યાર પછી તેમણે મને અંદર આવવાની આજ્ઞા આપી. પરંતુ મેં કહ્યું કે;—"સાહેબ! હવે મારામાં ઊઠવાનું સામર્થ્ય રહ્યું નથી, માટે આપ કૃપા કરીને મને અંદર લઇ જાઓ. હું આપનો આ ઉપકાર કદી પણ વિસરી શકીશ નહિ.

"તેઓ બન્નેએ તેમજ કર્યું. અંદર દરવાજાની પાસેજ એક ઓરડી હતી, તેની સ્હામેના બહારના ખુલ્લા ચૉકમાં બેસાડીને મને પાણી લાવી આપવા માટે તેમણે પોતાના એક અનુચરને આજ્ઞા આપી. આજ્ઞાનુસાર તરતજ તે અનુચરે મને પાણીનો એક પ્યાલો લાવી આપ્યો. મેં તેને ધન્યવાદ આપ્યો.

"ત્યાર પછી એક સાહેબ બોલ્યો કે;–"ફકિરદાદા! આપ અત્રે જરા આરામ લ્યો, પછી અમે તમારો સર્વ વૃત્તાંત સાંભળીશું."

"એવામાં બીજો સાહેબ વચ્ચમાંજ બોલી ઉઠયો કે;–"વારૂ, ફકીરજી! તમે એક વાતનું ઉત્તર આપો જોઇએ; કે તમને માર મારીને તે પોલિસો કઇ બાજૂએ ગયા વારૂ?"

"મેં ઉત્તર આપ્યું કે;—"તેઓ આ તરફજ આવ્યા હતા."

"પછી હું કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના તરતજ નિદ્રાવશ થવાનો ડોળ કરવા લાગ્યો. થોડીવાર પછી મારાં નસકોરાં વાગવાં લાગ્યાં. લગભગ એક કલાક પછી તે ઘરમાં થતી વાતચીત બંધ થઇ ગઇ. તેથી મને જણાયું કે, હવે સઘળા ઉંઘી ગયા છે. આ પ્રમાણે બીજો એક કલાક પણ વીતી ગયો. ચારે તરફ ભયંકર અંધકાર છવાઈ ગયો, ત્યારે હું ધીરેથી ઊઠીને બેઠો થયો. આ સમયે આ મકાનમાં કોઇના રડવાનો અવાજ મને સંભળાયો. મને જણાયું કે, આ સ્વર કોઇક સ્ત્રીનો છે. અને તેજ રડી રહી છે. હવે મને સમ્પૂર્ણ ખાત્રિ થઇ કે, આ રડનાર વ્યક્તિ મિસ રોઝના વિના અન્ય કોઇજ નથી.

"હું જ્યાં આગળ સૂતો હતો, તેની પાસેજ સાહેબ લોકોના કેટલાક નોકરો પણ સૂતેલા હતા. હું જ્યારે ઉઠયો, ત્યારે તેઓ બધા ઘોર નિદ્રામાં પડેલા હતા. તે વખતે મારી પાસે ક્લોરોફૉર્મની

શીશી તૈયાર હતી, તેથી મારા ખીસામાંથી ચિંથરાના કકડા કાઢીને તે કકડાને ક્લૉરોફૉર્મથી ભિંજાવીને તેમના નાકપર મૂકી દીધા. ત્યાર પછી હું ત્યાંથી રવાના થઇને ઉપર ચઢયો. પહેલા ઓરડામાં-જ એ યુરોપિયનો સૂતેલા હતા. તેઓ બન્નેએ પોતાના ઓશિકા નીચે એક એક રિવૉલ્વર રાખેલી હતી. તેમના નાક ઉપર પણ પ્રથમ જણાવ્યા પ્રમાણે ક્લૉરોફૉર્મ રાખીને મેં તેમની રિવૉલ્વરો ત્યાંથી ખસેડી લીધી. આ સમયે વળી પાછો રડવાનો અવાજ સં-ભળાયો. હું તરતજ ઉતાવળથી બીજા ઓરડામાં પેઠો. તેમાં પણ કોઇ જાગૃત નહોતું. આ ઓરડામાં દીપક પ્રકાશી રહ્યો હતો. ત્યાં આગળ મેં એક પરિચિત સાહેબને સૂતેલો જોયો. તેને મેં પ્રથમ એક મકાનમાં ક્લૉરોફૉર્મથી બેશુદ્ધ કર્યો હતો, એ પણ મને યાદ આવી ગયું. જે વખતે હું ડૉકટર સ્ટીફનની શોધમાં ગયો હતો. તેજ વખતે મેં તેને ઉપર લિખિત ઉપાયથી બેહોશ કર્યો હતો. અત્રે પણ મેં પ્રથમની પેઠેજ અનુકરણ કર્યું. ધીમે ધીમે તેમના નાક આગળ ક્લૉરોફૉર્મની શીશી અડકાડી અને તે ઉપરાંત એકેક ચિંથરૂં ભિંજાવીને પણ તેમના નાકપર મૂકી દીધું. પછી મેં તેમના ખીસા-ની જડતી લીધી. તેમાંથી આઠ નાલવાળી એક પિસ્ટલ તથા એક શીશી મળી આવી. શીશીપર "હાઇડ્રો સેનિક એસિડ "નું નામ અં-ગ્રેજીમાં લખ્યું હતું. એ ઘણુંજ ભયાનક વિષ હતું. મેં પિસ્તોલને છૂપાવી દીધી અને શીશીને મારા ગજવામાં પધરાવી. ટેબલપર કેટ-લાંક પત્રો પણ પડયાં હતાં. તે પણ મેં ઉપાડી લીધાં. એક પત્રમાં લખ્યું હતું કે;--

"જોન્સ! ધોન્ડુપન્ત નાનાસાહેબ અત્રે આવેલ છે. અમે અમારા કાર્યમાં તત્પર છીએ. પાંજરામાં પકડાયેલાં બન્ને પક્ષીયો જો તમારા કહેવા પ્રમાણે કાર્ય ન કરે તો તમે તેની માનવલીલાને સત્વર સમાપ્ત કરી દેજો. આજે હું ગાર્ડનને મળવા જઉં છું, તેના ભાગ્યમાં જેમ લખ્યું હશે, તેમ થઇ રહેશે. રામપાલના સંબંધમાં હવે કાંઇ વિચારવા જેવું રહ્યું નથી, આ સંસારમાંથી તે ભયંકર કંટક તદ્દન નાબુદ થઇ ગયો છે."

"અંતિમ પંક્તિ વાંચતાંની સાથેજ મારૂં હૃદય કમ્પી ઉઠયું. શું ખરેખર રામપાલસિંહ આ અવનીમાંથી નષ્ટ થયા છે? તેમના આશ્ચર્યમય જીવનનો અંતિમ અંક આ પ્રમાણેજ સમાપ્ત થયો!

હાય! રામપાલસિંહ!! હું પછી તે ઓરડામાં ઉભો ન રહેતાં જ્યાંથી રડવાનો અવાજ સંભળાતો હતો, તે તરફ ઉતાવળથી વિદાય થયો. ત્રણ ઓરડા ઓળંગ્યા પછી હું એક વરંડામાં આવી પહોંચ્યો. અહિં આ વખતે ભયાનક અંધકાર છવાયલો હતો. ત્યાં આગળ હું કેટલીકવાર પર્યન્ત ઉભો રહ્યો. આ સમયે થોડેક દૂર પર બે મનુષ્યોના બોલવાનો અવાજ સંભળાયો.

"પ્રથમ મનુષ્યે કહ્યું કે;—"જુઓ ભાઇ! રોઝને મારાથી મારી શકાશે નહિ, તેને મારવાનુ કામ તમે કરો, અને સ્ટીફનનો ઘાત કરવાનું કાર્ય મને સુપ્રત કરો."

"બીજા પુરુષે ઉત્તર આપ્યું કે;—ના, ના, તેમ તો નહિજ બને. જેને માટે જે કાર્ય નિર્માણ થયું છે, તેજ કરશે. મને એવી આજ્ઞા મળી છે કે, મિ. રોઝની સમક્ષ સ્ટીફનનો વધ કરવો, અને તે પ્રમાણે હું કરીશજ. પરંતુ જો કદાચિત્ રોઝ મારૂં કહેવું, માની જશે, તો પછી તમારૂં કામજ નહિ પડે. તેથી હું તમને સાચું કહું છું કે, રોઝને મારવાનું કામ મને ન સોંપો, કોણ જાણે વખતે તે માની જશે તો, મારા મનમાં એક મનુષ્યનો વધ કરવાની લાલસા રહી જશે. સ્ટીફનને મરતો જોઇને પોતાના પ્રાણ જવાના ભયથી રોઝ મૅકેયર સાથે લગ્ન કરવા માટે તત્પર થઇ જશે, એવી મારા મનમાં તો સોળે સોળ આના ખાત્રી રહે છે."

પહેલા પુરુષે ઉત્તર આપ્યું કે;—"વારૂ, તમે અત્રે ઉભા રહો. હું તેને પૂછી આવું.

"એમ કહીને તે મનુંષ્યે દીપક સળગાવીને સ્હામેનું દ્વાર ઉઘાડયું. આ સમયે હું તે ઓરડાના અંધકારમય નિરાળા ખૂણામાં છૂપાઇ ગયો. અને ત્યાં ઉભો રહીનેજ જોવા લાગ્યો કે, તે બે મનુષ્યોમાંનો એક હિન્દૂ અને બીજો મુસલમાન છે. બીજો મનુષ્ય દીપક લઇને અંદર આવ્યો અને પહેલો પુરુષ અર્ધ શયનાવસ્થામાંજ બહાર ઉભો રહ્યો. હું પછી વ્યર્થ સમય ન ગાળતાં હાથમાં કલોરોફૉર્મની શીશી લઇને ધીરે ધીરે તેની પાછળ જઇ પહોંચ્યો. તેને અંધકારમાં કાંઇ પણ દેખાયું નહિ. મેં ઘણીજ સાવધાનીથી તેના નાક આગળ શીશી અડકાડી દીધી. તે આંખો બંધ કરીને ઉભો રહ્યો. હું તેને સારી રીતે જોઇ શકતો હતો, પરંતુ તે મને જોઇ

શક્યો નહોતો. નાક પાસે શીશીનો સ્પર્શ થતાંની સાથેજ તેનું સમસ્ત શરીર કમ્પી ઉઠ્યું અને તે વિવશ થઇને ભૂમિપર ગબડી ગયો. હું તેના નાકપર પુનઃ ક્લૉરોફૉર્મથી ભીંજાયલું ચીંથરૂં રાખીને ત્યાંથી આગળ ચાલ્યો. હવે મને અંદરના મનુષ્યનો ઘાટ ઘડવાનો વિચાર થવા લાગ્યો. અંદર જઇને બળાત્કારે તેને દૂર કરવો એ અતિ કઠિન કાર્ય હતું, કદાચિત્ તે શસ્ત્ર પ્રયોગ કરી બેસે અથવા તો બૂમ પાડી બીજા માણસોને જાગૃત કરી દે તો મારા પ્રાણ પણ જોખમમાં આવી પડે, તેવો સંભવ હતો. માટે તેને બહાર લઈ જઇને પકડવો એજ લાભદાયક હતું. આવો નિશ્ચય કરીને હું દરવાજા પાસેજ છુપાઇ ગયો. પછી મેં મારી ચાદરની એક ઝોળી બનાવી અને તે ઝોળી તથા રિવૉલ્વર લઇને હું ગુપચૂપ ઉભો રહ્યો. પ્રથમ તો તે મિસ રોઝની પાસે જઇને તેને ધમકાવવા લાગ્યો. મેં દ્વારના છિદ્રમાંથી જોયું કે, તે વખતે રોઝ કુરસીપર બેસીને બન્ને હાથ વતી પોતાની આંખોનાં આંસૂ છુપાવીને રડી રહી હતી અને તે મનુષ્યના પ્રશ્નના કાંઇ પણ ઉત્તર આપતી નહોતી.

"કેટલીકવાર સુધી વિવિધ પ્રકારનો ભય દર્શાવ્યા પછી તે મનુષ્ય કહેવા લાગ્યો કે;-"રોઝ! જો તું મારી વાતનો સ્વીકાર નહિ કરે, તો પછી હું તારી સન્મુખજ તારા પ્રિય બન્ધુ સ્ટીફનને મારી નાખીશ. આજે તારા આ તુચ્છ દેહ અને માયાવી કાયાને માટેજ તે બિચારા નિર્દોષ નરનો આત્મા આ વિશ્વસામ્રાજ્યમાંથી ચિરકાળને માટે વિલીન થશે. તેના શરીરના ટુકડે ટુકડા કરવામાં આવશે અને તેમાંથી વ્હેતી રક્ત-સરિતા દ્વારાજ તારૂં "શોણિત-તર્પણ" થશે. જો તારે તેના પ્રાણ બચાવવા હોય તો, મહાત્મા મૅકેયરની સાથે લગ્ન કરવા માટે તત્પર થા. જો તારા એવા સાધારણ સમર્પણથી તેનો જીવ બચતો હોય તો, તારે તેને જીવન-દાન આપવા માટે તે કાર્ય કરવુંજ જોઇએ. સ્ટીફન તારો આત્મીય પુરુષ છે અને તેની રક્ષા કરવી એ તારૂં સર્વથી પ્રથમ કર્ત્તવ્ય છે. મૅકેયર જેવા વીર, ધીર, અને સંપત્તિશાલી પુરુષને જો તું તારા સ્વામી તરીકે સ્વીકારીશ તો, તારા સૌભાગ્યનો સત્વર ઉદય થશે. તેમને તારા ઉપર અનહદ અનુરાગ છે, અને તારી પ્રાપ્તિ માટે તેઓ તલપાપડ થઈ રહ્યા છે, માટે તું એ મહા પરાક્રમશાલી પુરુષનો પતિ તરીકે સ્વીકાર કર. ઇશ્વર તારૂં તેમાં કલ્યાણજ કરશે. આજે આ વીર

અબ્દુલ તારી આગળ પ્રાર્થના કરી રહ્યો છે, તેનો સ્વીકાર કરીને તારા દુઃખમય જીવનને સુખમય બનાવ. તેમની સાથે તારો લગ્ન-સંબંધ જોડાવાથી તારાં તથા તારા પરિવારનાં સમસ્ત કષ્ટોનું નિવારણ થશે અને એક પ્રકારના ઉત્તમ સુખની પ્રાપ્તિ પણ થઇ શકશે."

"આ પ્રમાણે સંભાષણ કરીને તે રોઝના મુખ સ્હામું પ્રત્યુત્તર મેળવવાની આશાથી જોવા લાગ્યો. પરંતુ રોઝ તેના કથન તરફ કાંઇ પણ લક્ષ્ય આપ્યા વિના માત્ર રડવાના વ્યવસાયમાંજ નિમગ્ન રહી. તેથી પાપાત્મા અબ્દુલ પુનઃ કહેવા લાગ્યો કે;—

"મિસ રોઝ! મારા આ હાથથીજ તારી પ્રિય ભગિની હેલનનું મૃત્યુ થયું છે—તે દ્વારાજ તે યમસદનમાં પ્રયાણ કરી ચૂકી છે. તેમ કરવાનું કારણ તું જાણે છે? મૅકેયર સાથે લગ્ન કરવામાં તેણે પોતાની અસમ્મતિ દર્શાવી એજ તેના મૃત્યુનું પ્રધાન કારણ છે. માટે જો તુ પણ આજે મૅકેયરની પ્રેમયાચના નહિ સ્વીકારે તો આ ભયાનક અને વિઘાતક છરો કે જેની દ્વારા અનંત કોમળ-હૃદયા સૌંદર્યવતી અબળાઓ આ પૃથ્વીમાંથી વિલીન થઇ છે, નાશ પામી છે; તેજ છરો તારા પ્રાણ લેવામાં લેશ માત્ર પણ વિચલિત થશે નહિ. તારા પ્રેમિક સ્ટીફનનું તારી સમક્ષજ ખૂન કરીશ, અને તેના રક્ત દ્વારાજ મારા વ્યાકુલિત ચિત્તને તથા મૅકેયરના સંતપ્ત હૃદયને સાંત્વન આપીશ. ત્યાર પછી તારાં માતા-પિતાને પણ યમલોકમાં મોકલી આપીશ, તારા સમસ્ત પરિવારને આ પૃથ્વીના પૃષ્ટ પરથી તદ્દન નિર્મૂળ કરીશ. માટે હજી પણ હું તને વારંવાર સમજાવીને કહું છું કે, જો તું મારા કથનાનુસાર કાર્ય કરીશ તો, તારા તથા તારા પરિવારના પ્રાણ બચશે અને ભયંકર રક્તપાત થતો અટકશે, તું પણ વિશ્વવિખ્યાત રૉબર્ટ મૅકેયરને પ્રાપ્ત કરીને જીવનપર્યન્ત સુખી થઇ શકશે.

"કદાચિત્ જો તું મારી ઉક્ત યાચનાનો સ્વીકાર નહિ કરે, તો પછી પ્રથમ કહ્યા પ્રમાણે વીર મૅકેયર તારે ખાતર સર્વના પ્રાણની આહુતિ આપશેજ. તારા પ્રેમને માટે, તારી પ્રાપ્તિઅર્થે તેઓ સર્વના રક્તનું બલિદાન આપશે. અને પછી નિશ્ચિંત ચિત્તે તને મેળવીને સુખી થશે. માટે કહે તારો શો વિચાર છે?"

"રોઝે હજુ પણ મૌનનો ભંગ ન કર્યો—તેણે તેનું કાંઇ પણ પ્રત્યુત્તર ન આપ્યું. તે શાન્ત ચિત્તે ઇશ્વરની આરાધના કરતી હોય

તેમ જણાવવા લાગ્યું. તેથી અબ્દુલે પોતાની પાપ કથાનો પુનઃ પ્રારંભ કર્યો કે;–"સુકુમારી સુન્દરી! જો તેમ છતાં પણ તું તેમની યાચના નહિ સ્વીકારે તો પછી હું તારો વધ કરીશ. મૅકેયરના હાથથી; અને તેના છરાના ભયથી કઇક લાવણ્યવતી લલનાઓની લજ્જા લૂંટાઇ ગઇ છે, તથા તેજ છરાથી અનેક અબળાઓ ગર્દ (માટી)માં મળી ગઈ છે; માટે તારી પણ તેવીજ ભયંકર દશા થશે.

"જો કોઇ મનોહારિણી મોહિની તેમના પ્રેમનો સ્વીકાર ન કરે તો, પછી તેનો વધ કરવો એવોજ તેનો દઢ સંકલ્પ અને કઠિન આદેશ છે. તારી બ્હેનનુંજ તું દૃષ્ટાંત લે, કારણ કે તે તદ્દન નિર્દોષ અબળાજ હતી, છતાં મૅકેયરના પ્રેમનો સ્વીકાર ન કર્યો, તો તેની આ છરાદ્વારા કેવી દુર્દશા થઇ હતી તેનો જરા વિચાર કર. જો તું પણ હેલન પ્રમાણે હઠ કરશે, તો તારી દશા પણ ભયંકરજ થશે, માટે મનના માલિન્યનો ત્યાગ કરીને મૅકેયરનો સ્વીકાર કર. તારા ભાવિ સુખની આશાનું સ્થાન માત્ર મૅકેયરજ છે, એમ તું નિશ્ચયાત્મક માની લેજે."

"મિસ રોઝ તેના પ્રશ્નનું કાંઇ પણ ઉત્તર ન આપતાં, ઉલટી અધિક રૂદન અને કલ્પાંત કરવા લાગી.

"એવામાં ત્યાં આગળ 'અબ્દુલ' એવો શબ્દ સંભળાવાથી હું ગભરાયો. એ અબ્દુલ પણ હેલનની હત્યા કરવામાં સમ્મત છે–મૅકેયરના પાપકાર્યનો સહાયક છે અને સ્ટીફન તથા રોઝનો વધ કરવા માટે પ્રસ્તુત છે એ જાણીને મારા આશ્ચર્યની સીમા ન રહી. મને તેના હલાહલ વિષવ્યાપી પાપકર્મો જોઇને, તેના દુરાચારી જીવન પર અત્યંત તિરસ્કાર થયો અને હું વિચારવા લાગ્યો કે;–"હમણાંજ પિસ્તોલની એકજ ગોળી દ્વારા તેની ખોપરી ઉડાવી દઉં, પરંતુ પુનઃ તરતજ સ્મૃતિ થઇ આવી કે, આવા ભયાનક ઉપદ્રવના સમયે કદાચિત્ આજૂબાજૂના લોકો પણ સાવધ થઇ જાય અને તેથી મારૂં રોઝ તથા સ્ટીફને ઉદ્ધાર કરવાનું કાર્ય અટકી જાય એ સર્વથા સ્વાભાવિક છે. તેથી મેં મારા ઉક્ત વિચારને નિરાશાના રૂપમાં ફેરવી દીધો. છેવટે મારે એક પ્રકારની ગહન યુક્તિનું અવલંબન કરવું પડયું. મારી પાસે રાખેલી ચાદર લઇને હું દ્વાર પાસે ઉભો રહ્યો. અબ્દુલ પણ બહાર આવી લાગ્યો. જેવો તેણે દ્વારપર પગ મૂકયો કે, તરતજ મેં ચાદરવતી તેનું ગળું દબાવી દીધું, એટલે તે અસ્પષ્ટ સ્વરે સહેજ

ચીત્કાર કરીને પૃથ્વી પર પડી ગયો. મેં તરતજ તેને મારી પાસે રાખેલા બ્રહ્માસ્ત્ર ક્લૉરોફૉર્મ દ્વારા ચૈતન્યહીન-બેભાન બનાવી દીધો અને પછી તેજ ચાદરવતી ખૂબ કસકસાવીને બાંધી મૂક્યો. મારી પાસે દિવાસળીની પેટી હતી, તેનાથી ફાનસ સળગાવીને મેં રોઝના ઓરડામાં પ્રવેશ કર્યો. રોઝ આ સમયે એક સાધારણ ગાલીચા પર બેસીને આંખમાંથી અશ્રુવિમોચન કરી રહી હતી.

"મેં ત્યાં જઇને કહ્યું કે;-"મિસ રોઝ! જો તમારે તમારા પ્રાણ બચાવવા હોય તો સત્વર મારી સાથે ચાલો. હું સરદાર રામ-પાલસિંહનો દૂત છું."

"રામપાલસિંહનું નામ સાંભળીને તેણે મારા તરફ દૃષ્ટિપાત કર્યો અને પછી થોડીકવારે પૂછ્યું કે;-"આપ રામપાલસિંહના દૂત છો, તેનું પ્રમાણ શું છે વારુ?"

"હું અત્યારે આપને કાંઈ પણ પ્રમાણ આપી શકું તેમ નથી, પરંતુ તમારા પ્રાણ બચાવવા સિવાય મારા મનમાં બીજી કોઇપણ લાલસા નથી. બહાર નીકળ્યા પછી તેનું પ્રમાણ પણ તમને મળી શકશે. હવે મારે માત્ર તમને એટલુંજ પૂછવાનું કે;-રામપાલસિંહની કાંઇ પણ હકીકત તમને વિદિત છે કે, તેઓ તમારો પ્રાણ બચાવવા આવતાં શત્રુઓના હાથમાં સપડાયા છે. તેમના શોધ માટેજ હું અત્રે આવ્યો છું."

"મારી ઉક્ત વાત સાંભળી રહ્યા પછી રોઝે રડતાં રડતાં ઉત્તર આપ્યું કે;—હાય! હાય!! રામપાલસિંહ પણ શત્રુઓના હાથમાં સપડાયા છે? હવે મારા પિતાની રક્ષા કોણ કરશે? હું તેમના સંબંધમાં કાંઇ પણ જાણતી નથી."

"મેં કહ્યું કે;-અત્યારે હવે ગભરાવાનો અને અધીરાં થવાનો સમય નથી. તેમ કરવાથી આપણું કાર્ય ફળીભૂત થઇ શકે તેમ નથી. મને જણાય છે કે જો વિશેષ વિલંબ થઇ જશે, તો હું તમને બચાવી શકીશ નહિ. માટે ચાલો, સત્વર ન્હાસવાનો ઉપાય કરીએ."

"રોઝ ગાલીચાપરથી ઉઠીને મારી પાછળ પાછળ ચાલવા લાગી. હું એક હાથમાં રિવોલ્વર અને બીજા હાથમાં ફાનસ લઇને ત્યાંથી બહાર આવ્યો. દ્વાર પર આવીને જોયું તો ત્યાં અબ્દુલ જણાયો નહિ. હું તેને જે સ્થિતિમાં મૂકીને ગયો હતો, તે સ્થિતિમાંથી બી-જાની સહાયતા સિવાય તેનાથી ત્યાંથી ઊઠી શકાય તેમ નહોતું. આથી

હું ગભરાયો અને વિચારવા લાગ્યો કે;-મકાનનાં બીજાં માણસો જાગૃત થઇ ગયાં છે, તેથી રોઝને બચાવવાની, અને શામપાલનો પત્તો મેળવવાની વાત તો બાજૂપર રહી, પરંતુ મારે અહીંથી જીવ લઇને કયાં ન્હાસી જવું એનો પણ એક ભયંકર પ્રશ્ન ઉપસ્થિત થયો પછી હું રોઝ સાથે કાંઇ પણ વાતચીત ન કરતાં ત્વરિતગતિથી બીજા એક ઓરડામાં પેઠો. તેમાં પણ કોઇનો સંચાર સંભળાયો નહિ. તેથી હું ત્રીજા ઓરડામાં ગયો. આ ઓરડો ઓળંગ્યા પછી એક દ્વાર આવતું હતું.

" પરંતુ આશ્ચર્યનો એક વિષય એ છે કે, આ ઓરડામાં હું જેટલા સાહેબોને બેભાન કરી ગયો હતો, તેમાંનો એક પણ સાહેબ આ સમયે ત્યાં આગળ ઉપસ્થિત નહોતો. આથી મારૂં ચિત્ત ઉદ્વિગ્ન થઇ ગયું. જેવાં અમે બન્ને તે ઓરડામાં પેઠાં કે તરતજ દસ-બાર હથિયારબંધ માણસો અચાનક અમારી સ્હામે આવી પહોંચ્યા. તેઓ પ્રત્યેકના હાથમાં એક એક રિવોલ્વર હતી. આથી મેં લેશ માત્ર પણ વિલંબ કર્યા વિના દીવાલપર પ્રકાશ આપતા એક મ્હોટા લેમ્પપર પિસ્તોલની ગોળી મારીને તેને એકદમ તોડી પાડયું. આમ કરવાથી પ્રકાશ બંધ થયો, અને ભયંકર અંધકાર છવાઇ ગયો. ત્યાર પછી પિસ્તોલોના અવાજથી આખો ઓરડો ગાજી ઉઠયો. કોણ કોનાપર આક્રમણ કરી રહ્યું છે, તે સંબંધમાં કાંઇ પણ સ્થિર કરી શકાયું નહિ. આ સમયે હું અનાયાસે ઉઘડેલા દ્વારમાંથી બહાર નીકળી આવ્યો. ત્યાર પછી મને રોઝનું પરિણામ વિચારવાનો સમય પણ મળી શકયો નહિ."

---

## સપ્તદશ પરિચ્છેદ

---

## સ્વપ્નની ભયાનક ભ્રમણા

---

### મિસ રોઝની આત્મકથા

---

લક્ષ્મણ પ્રસાદના આગમન પૂર્વેજ મિસ્ટર સ્ટીફન મારી પાસે આવી ગયા હતા. હું નિદ્રાવસ્થામાં તેનના વિષયનુંજ સ્વપ્ન અનુ-

ભવી રહી હતી. તેઓ જ્યારે તરતજ પુનઃ મારા ઓરડામાં જણાયા, ત્યારે હું ચમકી ઉઠી અને ક્ષણવારને માટે આ કઠિન કારાગૃહને પણ વિસરી ગઇ.

" મારા હાથને પોતાના કોમળ હાથમાં ઝાલીને સ્ટીફન ઘણાજ શોકપૂર્ણ સ્વરથી કહેવા લાગ્યા કે;–" મિસ રોઝ ! હું આજે તમારી સાથે અંતિમ સમયનો સાક્ષાત્કાર કરવા માટે આવ્યો છું. આ નીચ દુરાત્માઓ મારો પ્રાણ લીધા વિના છૂટકો કરે તેમ સંભવતું નથી. એ લોકોએ દૃઢ સંકલ્પ કર્યો છે કે, તમારી સમક્ષજ મારૂં મસ્તક ધડથી છિન્ન વિચ્છિન્ન કરીને તમને નાના પ્રકારના ભયાનક ભય અને લોભ બતાવી પોતાને વશીભૂત કરવાં તથા મૅકેયરની સાથે પરિણિત કરીને પોતાની ઇચ્છા પૂર્ણ કરવી. મૅકેયર અલ્પ સમયમાં મારી માનવલીલા સમાપ્ત કરીને તમારી સાથે અવશ્ય લગ્ન કરશેજ. મને જણાય છે કે, તમે તે લોકોની આ વાતોમાં કદાપિ અનુમતિ દર્શાવશો નહિજ. "

" રોઝ ! આ હતભાગિના પ્રારબ્ધમાં આવતી કાલનાં અરૂણનાં દર્શન થવાં દુર્લભ છે. પાપાત્માઓ ક્ષણવારમાં મારા પંચતત્વના ખોળિયાથી પ્રાણને વિમુકતજ કરશે. એ દુર્દાન્ત દાનવોના હૃદયમાં દયાનો અંશ માત્ર નથી, તેથી જીવનની આશા રાખવી એ સર્વથા આકાશ કુસુમને પ્રાપ્ત કરવા સમાન છે, અથવા તો વૃથાજ છે. પરંતુ તમે તમારા પવિત્ર આત્માને મૅકેયર જેવા પાપી, નીચ, ધૂર્ત્ત, લૂંટારા અને પાખંડી પુરુષના સહવાસમાં સપડાઇને કદી પણ ભ્રષ્ટ થવા દેશો નહિ. જીવનની ક્ષણિક આશામાં લુબ્ધ થઇને સત્ય કર્ત્તવ્યપાલનના પથમાં કોઇ પણ પ્રકારનો અવરોધ આવવા ન દેતાં, પાપમય જીવન વિતાડવા કરતાં, પુણ્યમય જીવનસહિત પરલોક ગમન કરવું એ સેંકડોવાર ઉત્તમ અને અનુકરણીય છે. નીચના સંસર્ગથી બુદ્ધિ, કાયા અને ઉચ્ચ વિચારો પણ નઠારા બની જાય છે, માટે તમે તેમને આધીન થવા કરતાં મૃત્યુનેજ વિશેષ પસંદ કરજો. એમ કરવાથી તમે આ લોકમાં અક્ષયકીર્તિ અને પરલોકમાં પવિત્ર મોક્ષને પ્રાપ્ત કરી શકશો. પોતાના પાપી પેટના પોષણ માટે ઇશ્વરી નિયમોનું નિકંદન કાઢનાર નરાધમ મૅકયરની અર્ધાંગના બનવા કરતાં તમે તમારી કાયાને પવિત્ર સમાધિ–મન્દિરમાં પધરાવવાની ખાસ પ્રતિજ્ઞા કરજો. હેલનની માફક આત્મબળિદાન આપીને પણ તમારા

પવિત્ર પ્રેમને નિભાવજો. ઇશ્વર તમારી શુભ વાંચ્છના આ જન્મમાં નહિતો પુનર્જન્મમાં પણ પૂર્ણજ કરશે. તે દયાળુ દેવ પોતાનાં સંતાનોના શુભમાંજ નિરંતર મગ્ન રહે છે, આ સર્વ કારણોથી તેમના ન્યાયયુક્ત નિયમોનું ઉલ્લંઘન કરીને અધર્મમય માર્ગનાં પ્રવાસી ન બનતાં સત્ય અને ધાર્મિક માર્ગનુંજ અવલંબન કરજો. મને આશા છે કે, તમે મારા આ છેલ્લામાં છેલ્લી ભલામણનું પાલન કરવામાં લેશ માત્ર ન્યૂનતા નહિજ રાખો. અને મેકેયરની પાપી વાસનાને તૃપ્ત પણ નહિજ કરો. "

" આમ કહીને સ્ટીફન મારા મુખનું નિરીક્ષણ કરીને તદ્દન શાન્ત અને નિઃસ્તબ્ધ થઇ ગયા. તેમનાં નયનોમાંથી અશ્રુનાં બિન્દુઓ સરી સરીને મારા હાથ પર પડવા લાગ્યાં. આ બનાવથી હું કેટલીક વાર પર્યન્ત કિંકર્તવ્યવિમૂઢ થઇને ત્યાં આગળજ ઉભી રહી. આ સમયે મારાથી કંઇ પણ દૃઢ નિશ્ચય કરી શકાયો નહિ, તેથી વિચારશૂન્ય બનીને જ ઉભી રહી. "

" આ સમયે બહારથી કોઇએ ફરીવાર બૂમ પાડીને કહ્યું કે:—" કામ સમાપ્ત કરીને સત્વર ચાલ્યા આવો. આ વખત નકામી વાતોના ગપાટા મારવાનો નથી. "

" સ્ટીફન મને પુનઃ કહેવા લાગ્યા કે:—" મારા દુઃખમય જીવનના વિશ્રામસ્થાન સ્વરૂપ મિસ રોઝ ! અત્યારે મને રોબર્ટ મેકેયરેજ તારી પાસે મોકલ્યો છે. તેને દૃઢ વિશ્વાસ છે કે, તું મારી સાથે પ્રેમ રાખે છે. અન્ય કોઇનાપર તારો વિશુદ્ધ અનુરાગ નથી. તે મને આ દુનિયામાંથી નાબૂદ કરીને પોતાના પ્રેમમાર્ગને નિષ્કંટક કરવા ધારે છે. તારા જીવનના મંગલાર્થે હું મારા જીવનનું બળિદાન અને આહુતિ આપવામાં કદી પણ પાછો હઠું તેમ નથી; પરંતુ તેમ કરવા છતાં પણ હું તને બચાવી શકીશ કે કેમ ? એનો મને હજી સૂધી સંશયજ રહ્યા કરે છે. મેકેયર જ્યાં સૂધી તને કુમાર્ગગામિની નહિ બનાવે, ત્યાંસૂધી તેના આત્માને શાન્તિ મળી શકશે નહિ. કદાચિત્ જો તું તેનું કહ્યું નહિ માને, તો તે તારા પ્રાણ લીધા વિના રહેશે નહિ. વળી તે ઉપરાંત તે તારા પિતાનું અને તારા સમસ્ત પરિવારનું રક્તપાન કર્યા સિવાય રહેશે નહિ. પિશાચોના હૃદયમાં માનવની હત્યા કરવી એ એક પ્રકારનો વ્યવસાયજ થઇ ગયેલો હોય છે. પોતાના કાર્યની સિદ્ધિને માટે તેવા જગત-

દ્રોહીઓ કોઇ પણ પ્રકારનું ભયંકરમાં ભયંકર ગણાતું પાપ કરવામાં પણ કદાપિ પાછા પડતા નથી. અથવા તો લેશમાત્ર પણ લજ્જિત થતા નથી."

"આમ કહેતાં કહેતાં સ્ટીફનનાં નેત્રોમાંથી આંસૂઓનો અસ્ખલિત પ્રવાહ વહેવા લાગ્યો. તેનો કંઠ ભરાઇ આવ્યો. કેટલીકવાર પર્યન્ત તેઓ શાંત રહ્યા પછી ફરીવાર કહેવા લાગ્યા કે;– "શેઝ! મનુષ્યને પોતપોતાનાં કર્મોનાં ફળ અવશ્ય ભોગવવાંજ પડે છે. માટે તું એ પાપાત્માની પત્ની ન બનતાં જો તારી કાયા તારી જીવિતાવસ્થામાંજ નષ્ટ થતી હોય તો તેમ પણ થવા દેજે, પરંતુ નઠારા માર્ગનું અવલંબન કરીશ નહિ. કારણ કે તેના સંસર્ગથી તારે પણ અનેક કુકર્મો કરવાં પડશે અને તેનાં ફળ આ અવતારમાં અને આવતા અનેક અવતારોમાં પણ ભોગવવાંજ પડશે. માનવોના અધિકારનું જે પ્રયોજન ગણાય છે, તેમાં કાર્યના અધિકારનું પ્રયોજન પણ પ્રધાનજ હોય છે, એટલુંજ નહિ પણ કાર્ય એજ માનવોનું સર્વસ્વ છે એમ કહીએ તો પણ ચાલી શકે તેમ છે. મારા કથનમાં અતિશયોકિતનો અંશ માત્ર પણ નથી, કેમકે, માનવોની ઉન્નતિ, અવનતિ, સુખ, દુઃખ, સ્વર્ગ, નર્ક, માન, અપમાન, પાપ, પુણ્ય આદિ સર્વ, કાર્ય અથવા કર્મના આધારપરજ અવલંબિત રહે છે. આપણે જે ઇશ્વરતત્વને જીવનનો મુખ્ય ઉદ્દેશ કહીએ છીએ, જે વિજ્ઞાન, દર્શન વગેરેને માનવોનું માનવપણું મેળવવાનું મૂળ કારણ કહીએ છીએ, જે શિક્ષા અને નીતિને માનવોના દેવત્વનું કારણ માનીએ છીએ, તે સઘળું, કાર્ય અથવા કર્મના પરજ અવલંબેલું હોય છે. કેવળ માનવોજ નહિ, પણ સઘળા જીવોનો અને સઘળા પદાર્થોનો છેલ્લો ઉદ્દેશ માત્ર કાર્યજ છે. કાર્ય હોઇનેજ માનવોનું માનવત્વ, પશુનું પશુત્વ અને જડનું જડત્વ છે. માટે તું તારા સત્યકાર્યથી કદી પણ ચ્યુત થઇશ નહિ. અને તારા મનુષ્યત્વને ત્યાગવાનો કદાપિ સંકલ્પ પણ કરીશ નહિ."

"સ્ટીફન ફરીવાર બોલતા અટકી પડયા, એટલે મેં કહ્યું કે;—"આપનું કથન ઘણીજ ગૂઢ ધાર્મિક ભાવનાઓથી ભરપૂર છે અને તે સાંભળવાની મને સંપૂર્ણ જિજ્ઞાસા છે. પરંતુ કદાચ ન કરે નારાયણ ને આજે આપણાં બન્નેનાં ખૂન થઇ જાય તો તેમાં કાંઇ સંશય જેવું નથી, માટે કૃપા કરીને આપ મને આપના મધુર સંભા-

ષણુથી સંતુષ્ઠ કરો અને મારા મૃત્યુવત અંતરમાં સુધાસમ વાણીનો પ્રવાહ રેડીને તેને સજીવન કરો. કારણ કે, મેં સાંભળ્યું છે કે, મરણ વખતે સાંભળેલો ધર્મનો ઉપદેશ મનુષ્યને મોક્ષ અથવા સ્વર્ગનું સુખ પણ અપાવી શકે છે."

આ સાંભળીને પુનઃ સ્ટીફન કહેવા લાગ્યા કે;–"રોઝ! હું કોઇ એવો મહાન ધર્મજ્ઞાતા અથવા તો પુણ્યાત્મા નથી, પરંતુ માનવ જન્મની સાર્થકયતા શામાં સમાયલી છે, તેનુંજ માત્ર તારી સમક્ષ વિવેચન કરીને તારા જીવનને પાપમય થતું અટકાવવાના ઉદ્દેશથી ચાર સખ્ત શબ્દો પણ કહી સંભળાવુંછું. જો તેમાં તમને રૂચિ ન પડે તો ક્ષમા કરશો. મારો ઉપદેશ તો એવો છે કે, જીવન જાય તો ભલે જાય, પરંતુ તમે તમારી પવિત્ર કાયાને કદી પણ મૅકેયરનો સ્પર્શ થવા દેશો નહિ. સાચ્ચી બાળાઓએ પવિત્રતા, શીલતા અને ધર્મના સંરક્ષણાર્થે આત્મ બલિદાન આપવું એજ અધિક શ્રેયસ્કર છે, પરંતુ નીચ અને કુટિલ વ્યક્તિઓના કોઇ પણ પ્રકારના અનુરોધ, આશાઓ અને ભયથી કમ્પીત બનીને તેને આધીન થવું એ મહાન પાપ છે. ધર્મ એજ જીવનનું મોંઘેરૂં મૂલ્ય છે અને અધર્મ એ નરકવાસી થવાનું અને અધોગતિ પામવાનું મૂળ છે. આ વાતને ખાસ લક્ષ્યમાં રાખજો અને તે પ્રમાણે વર્ત્તજો."

"આ સમયે ફરીવાર તે મનુષ્યે તીવ્ર અને કઠોર સ્વરથી એક ભયંકર બૂમ પાડીને સ્ટીફનને બોલાવ્યા. સ્ટીફન મારો હાથ છોડીને તે ઓરડામાંથી બહાર ચાલ્યા ગયા. જતી વખતે કેવળ એટલુંજ બોલ્યા કે;–"રોઝ! મિસ રોઝ!! હવે વધારે રડ નહિ અને કલ્પાંત પણ કરીશ નહિ. અત્યારે તો કેવળ ભાગ્યપર વિશ્વાસ રાખજે, પ્રભુએ જેમ ધાર્યું હશે તેમજ થશે. તે દયાળુ પરમાત્માજ સર્વનું મંગળ–કલ્યાણ કરનાર છે. હવે અત્યારે તારે ચિત્તને બહુજ દૃઢ કરીને મનની દૃઢતા બતાવવાનો અમૂલ્ય તથા ઉત્તમ સમય મળ્યો છે. માટે તત્પર થા–હુંજ પ્રથમ અનંતનામી ઇશ્વરના સ્વર્ગીય રાજ્યનો માર્ગ બતાવીશ અને તું પણ તેનું અનુકરણ કરજે."

"સ્ટીફનના આવ્યા પછી હું છેવટ સુધી સર્પની પેઠે ચૂપચાપ શાન્ત બેઠી હતી. તેના ચાલ્યા ગયા પછી મારૂં કાળજું કમ્પી ઉઠયું. મારાથી પછી સ્થિર રહી શકાયું નહિ. મારૂં હૈયું ભરાઇ આવવાથી હું મ્હોટેથી રડી પડી. સ્ટીફનના ઉપદેશ પ્રમાણે મારા હૃદયના

દુઃખમય ભાવોને મારાથી દબાવી શકાયા નહિ. તે સમયે અનેક યત્નો કરવા છતાં મારૂં હૃદય મારા કાબૂમાં રહ્યું નહિ. આ પ્રમાણે કેટલીકવાર પર્યન્ત હું રડતી રહી. ત્યાર પછી લક્ષ્મણપ્રસાદ હું જે ઓરડામાં બેઠી હતી ત્યાં આગળ આવી પહોંચ્યો અને મારા મુખ રહામું તાકીને જોવા લાગ્યો."

"જે સમયે લેમ્પ પર ગોળી મારીને લક્ષ્મણપ્રસાદ ત્યાંથી ન્હાસી ગયો, તે સમયે મેં વિચાર્યું કે, મારો હવે અહિંથી કોઇપણ રીતે છુટકો થઇ શકશે નહિ. સ્ટીફન અને હું ઉભય સાથેજ સ્વર્ગમાં સંચરીશું એવામાં તો તે દુષ્ટોએ પુનઃ બીજો લેમ્પ સળગાવ્યો અને પછી એક મજબૂત દોરડાં વતી મારા હાથ બાંધી લીધા. ત્યાર પછી તે લોકો મને કારાગૃહની એક નરક જેવી દુર્ગન્ધવાળી ઓરડીમાં લઇ ગયા. પછી પહેલાંની પેઠે ફરીવાર દ્વાર બંધ કરીને તે લોકો ત્યાંથી ચાલ્યા ગયા. અને હું દુઃખ સાગરમાં ડૂબીને ઇશ્વર પ્રાર્થના કરવામાં નિમગ્ન થઇ. મારા ભાગ્યનો ભાનુ પુનઃ શત્રુ તરફથી મળેલા સંકટ રૂપ રાહુથી ઘેરાયો અને તેથી મારૂં જીવન ભયંકર અંધકારમય બની ગયું."

"તે ભીષણ રાત્રિને મેં દુઃખમાંજ વીતાડી, ત્યાર પછી તે લોકોએ મારા પર કાંઇપણ અત્યાચાર ગુજાર્યો નહિ. બીજે દિવસે પ્રભાતમાંજ પેલી બનાવટી નામવાળી રૅાજર્સ મને મળવા માટે આવી પહોંચી."

મેં કહ્યું કે;—મિસ રૅાજર્સ! શું તમને ધર્મપર જરા પણ વિશ્વાસ નથી? તમે સ્ત્રી હોવા છતાં અન્ય એક સ્ત્રીને નઠારા માર્ગપર ચઢવાની સલાહ અને શિખામણ શા માટે આપો છો, એ વાત મારાથી કોઇપણ રીતે સમજી શકાતી નથી.

"ઓ વિશ્વાસઘાતક નારી! તું અબળાના નામને લજાવનારી એક કલંકિત કુલટા છે. મેં તારાપર વિશ્વાસ રાખીને મારૂં હૃદય તને સમર્પણ કર્યું. મારા પ્રાણુની પણ જૂદાઇ ન ગણી તેનું તેં આવું વિપરીત પરિણામ આપ્યું કે? મિત્રતાનો ધર્મ બજાવનારી તારા જેવી સુજ્ઞ (?) નારીઓ આ દુનિયામાં અતિ અલ્પજ હશે. હું તારો વિશ્વાસ કરીને દેવળમાં આવી, તે વિશ્વાસના પુરસ્કાર (?) માં તેં બદલો તો બહુજ સારો વાળી આપ્યો. તેં મારા બિચારા બે ગરીબ અનુચરોને વિના વાંકે મૃત્યુવશ કરીને તેમની અબળાઓની રડતી કરી તને મને પણ

આ કઠિન કારાગૃહની સજા અપાવી ? ધન્ય છે બાઇ ! તારી કુટિલતાને અને વિશ્વાસઘાતકતાને ! તારા જેવી વિશ્વાસઘાતિની પ્રમદાઓ જગતના પ્રેમસૂત્રને તોડનારી પિશાચિનીઓ છે. ધિક્કાર છે તારા માનવ જન્મને અને તારા જેવી ભ્રમિત ભામા ને જન્મ આપનારી જનનીને! ધિક્કાર છે તારા કલંકિત ચારિત્રને અને ધિક્કાર છે તારા અધર્મ, ગૌરવશૂન્ય પરિવારને તથા તારા જન્મદાતા પિતાને!

" ઓહ માતૃયૌવનકુઠાર પાષાણ હૃદયા ! તેં તારા ધર્મને શીલને અને કર્ત્તવ્યને તિલાંજલિ આપી દીધી છે, પરંતુ હવે તું બીજી ધાર્મિકા સ્ત્રીઓના પવિત્ર જીવનને શા માટે કલંકિત કરવા તૈયાર થઇ છે ? તું નથી જાણતી કે પ્રત્યેક સ્ત્રીઓએ પોતાના સ્ત્રી સમાજને પવિત્ર કરવાનું પૂર્ણ અભિમાન ધરાવવુંજ જોઇએ ? અન્ય ધર્મભીરૂ પ્રમદાઓની પવિત્રતાનું સંરક્ષણ કરવા માટે પૂર્ણ પ્રયત્નો કરીને સાધ્વી સ્ત્રીઓએ પોતાનું કર્તવ્ય અવશ્ય બજાવવું જોઇએ. તું ખૂબ યાદ રાખજે કે ધર્મોદ્ધારક, પાપવિદારક અને સતીયાઓનું સત્ય નિભાવનાર જગત્ નિયંતા પરમાત્મા અદ્યાપિ વિદ્યમાનજ છે, તેઓ ઘટઘટ વ્યાપક છે. સંસારમાં હજી પણ ધર્મનું રાજ્ય વ્યાપ્ત છે, હજુ પણ પુણ્યનો વિચાર થાય છે. સત્યનો જય અને પાપનો ક્ષય એ સૂત્ર અદ્યાપિ વિશ્વમાં પ્રચલિતજ છે."

પરંતુ કઠિન હૃદયા લેડી રૉજર્સ મારી વાત તરફ કાંઇ પણ લક્ષ ન આપતાં દુરાત્મા મૅકેયર સંબંધી વાતો કરવા લાગી. અનેક પ્રકારની લોભ–લાલસા, ભય અને ઉચ્ચ આશાઓ આપીને તેણે મને વશીભૂત કરવાના યત્નો આદર્યા. પરંતુ હું મારા મહાવ્રતથી કોઇ પણ પ્રકારે વિચલિત અથવા આશાન્વિત થઇ નહિ. તેમને આ પ્રમાણે અવિચલિત અને નિઃસ્પૃહી જોઇને ભીષણ સ્વરે બોલી ઉઠી કે;–" રોઝ ! તારી અલ્પમતિનું પરિણામ તારે સત્વરજ ભોગવવું પડશે. તારી ધર્માંધતા હવે થોડા સમયમાં નષ્ટ થઇ જશે. આજે તારૂં આ મદમાતું શબ ક્ષુધાર્ત્ત કોહલાં અને કાગડા કુતરાને સ્વાધીન કરવામાં આવશે તારા આ નારી જન્મનું પરિવર્તન થશે અને છેવટે તારી ભયંકર દુર્દશા થશે. માટે હજી પણ તને સમજાવીને કહું છું કે, તારા પાંડિત્યનો પ્રલય કરીને મહાત્મા મૅકેયરનો સ્વીકાર કર. એક બાજૂએ અખુટ સંપત્તિ, ~~ઉત્કૃષ્ટ~~ વૈભવ–વિલાસ છે અને બીજી બાજુએ ભયંકર મૃત્યુ આવીને ઉભેલું છે. માટે તને

યોગ્ય લાગે તે વાતને। સ્વીકાર કર. ધર્મના અંધકારમાં ગોથાં ખાવા ભૂલી જઇને જીવનની પ્રકાશમય જ્યોતિને ધારણ કર. મહાત્મા મેકેયરની પત્ની થવામાં પણ તારા સૌભાગ્યનો ઉદય જ સમાયલો છે. મારી આ વાતો પર જરા પણ અવિશ્વાસ અથવા શંકા લાવીશનહિ."

"મેં કહ્યું કે;-રૅાઝર્સ ! તમે તમારી વિદ્વતાને તમારી પાસેજ રાખો. હું તમારી પેઠે આ તુચ્છ અને માયાવી ગણાતા સંસારના સુખની લોલુપતામાં લુબ્ધ બનું તેવી એક નાદાન અને મૂર્ખ નારી નથી. સત્ય જળનો ત્યાગ કરીને માયા દર્શાવનારી મરૂભૂમિની માયાવિની મરીચિકામાં મોહાઇ જાઉં તેવી અંધ નથી. જે વસ્તુ સત્ય છે અને જેને આખી દુનિયા માનતી આવી છે, તે વસ્તુનો ત્યાગ કરીને માત્ર આભાસ દર્શાવનારી અને મિથ્યા ગણાતી એક તુચ્છ લાલસામાં લોભાઇને તેનો સ્વીકાર કરવાની અથવા તો તેનો સંકલ્પ કરવાની પણ મારી બિલ્કુલ ઇચ્છા જ નથી."

"સાધ્વી અને ગુણિયલ બાળાઓએ પોતાના પાતિવ્રત રૂપી અમૂલ્ય રત્નની ખાતર પોતાના માનવ–જન્મનું તેનાથી પણ વિચિત્ર અને ખરાબ પરિવર્ત્તન થવા દેવું એ વિશેષ યોગ્ય છે. પરંતુ અધર્મના માત્ર આભાસરૂપી મોહમાં લોભાઇને અથવા લલચાઇને પવિત્ર શિયળવ્રતનું ખંડન કરવું એને હું મહાન પાપ માનું છું. મારા ધર્મના સંરક્ષણાર્થે મારી મૃત કાયા કાગડા કૂતરાને સ્વાધીન થાય તો તેમાં પણ મને પરમાનંદજ પ્રાપ્ત થાય તેમ છે, કારણ કે તેમાંજ ધર્મ અને શાન્તિ સમાયલાં હોય એમ હું માનું છું."

"રોજર્સની કઠોર ભાષા સાંભળવાથી તે સ્ત્રી હોય એમ મને જણાયું નહિ. મને જણાવા લાગ્યું કે, અવશ્ય તે કોઇ છદ્મવેશી પુરુષજ છે અને તેણે મને પ્રથમથીજ આવો પ્રપંચ રચીને છેતરી છે. આથી હું ઘણીજ દિલગીર થવા લાગી. આ માયાવી સંસાર કેવો પ્રપંચી અને દુઃખમય છે તેનો મને આજે સમ્પૂર્ણ સાક્ષાત્કાર થયો. ખરેખર આ જગત્ કપટી, લુચ્ચા અને કુકર્મી મનુષ્યોથી ભરપૂર છે, એમાં જરાપણ શક નથીજ."

"તે દિવસે પુનઃ મેં કાંઇ પણ આહાર કર્યો નહિ. આખો દિવસ પ્રભુ પ્રાર્થનામાંજ વીતાડયો. મારા માતા પિતાને માટે મારા ચિત્તમાં અત્યંત સંવેદના થવા લાગી. પરંતુ તે સમયે પ્રભુસ્તવનથી મારા હૃદયમાં નવીન ચૈતન્ય, અસીમ બળ, અદ્દ્ભુત ઉત્સાહ અને

અલૌકિક આનંદનો ઉદ્‌ભવ થયો. પરમાનંદ સ્વરૂપ પરમાત્માની અગાધ લીલાનું સ્મરણ થતાં મારા અંતરમાની અનેક યાતનાઓ દૂર થઇ. ખરેખર તે જગતનિયંતા સચરાચર પરમાત્મા દયાળુ છે–માયાળુ છે, સુખમય છે, આનંદમય છે. તેની કૃપા અસીમ છે. સ્ટીફનનો ઉપદેશ મારા હૃદયપટપર સુવર્ણાક્ષરો સમાન કોતરાઇ ગયો! ધન્ય ઇશ્વર તને અનેકવાર ધન્ય છે!! તારા ગુણનું પૂર્ણ ગાન કરવાના કાર્યમાં આ વિશ્વમાં અદ્યાપિ કોઇ પણ મનુષ્ય ઉત્તીર્ણ થઇ શક્યું નથી, તો પછી મારા જેવી પામર પ્રમદા તો શુંજ કરી શકે! મારાથી તે ઇશ્વરના ઉપકારોનો બદલો શી રીતે વળી શકે?"

"રાત્રિના આઠ વાગ્યાને સુમારે હાથમાં બત્તી લઇને એક પાદરી મારી પાસે આવ્યો. હું સમજી ગઇ કે, હવે મારા પાર્થિવ જીવનનો અંતિમ અંક અત્રેજ શેષ થશે. પરંતુ સ્ટીફનને માટે મારૂં ચિત્ત અત્યંત વિચલિત થવા લાગ્યું–હૃદય વ્યગ્ર બનવા લાગ્યું. હાય! તેમની શી દશા થશે? અત્યારે તેઓ ક્યાં હશે?"

"કેટલીકવાર પછી એક હાથમાં ખુલ્લી તલ્વાર અને બીજા હાથમાં શૃંખલાબદ્ધ સ્ટીફનને લઇને અબ્દુલ હું જ્યાં આગળ કેદ હતી ત્યાં લઇ આવ્યો. ખરેખર! "જે જેના મનમાં તે તેની પાસે." એ સૂત્રનો મને અત્યારે પ્રત્યક્ષ અનુભવ મળ્યો. સ્ટીફનનું સ્મરણ કરતાંજ તેઓ મારી આગળ આવીને ઉભા રહ્યા. અહા! ઇશ્વરી લીલા કેવી અગમ્ય છે! તેનો મહિમા પામર મનુષ્ય કદી પણ પામી શકે તેમ નથી. "સ્ટીફનના આવ્યા પછી તરતજ તે પાદરીએ કહ્યું કે;— "તમે બન્ને જણાં સાવધ થઇ જાઓ, અને તમારા હૃદયમાં જે કાંઇ આકાંક્ષા હોય તે જણાવો, હવે વિશેષ સમય અવશેષ રહ્યો નથી."

"સ્ટીફને મારા તરફ દૃષ્ટિપાત કરીને પ્રાર્થના કરવાનો અનુરોધ કર્યો.

"હું હૃદયમાં ધૈર્ય ધારીને બોલી કે;–"તમારા જેવા કઠોર અને પાષાણવત્ કઠિન હૃદયના કાપુરૂષો આગળ કહેવાનું વળી શું હોઇ શકે? જ્યાં આગળ ન્યાયને પગ તળે ચગદી નાખવામાં આવે છે, નીતિનું ખૂન થાય છે, ધર્મનો ધ્વંસ થાય છે, સત્યનો લોપ થાય છે, પુણ્યનું નિકંદન કઢાય છે, પાપનો પ્રચાર થાય છે, અધ-

ર્મનો વિસ્તાર થાય છે, અનીતિનું સામ્રાજ્ય સ્થપાય છે, કુકર્મોનો વધારો થાય છે, માનવોની મહત્તાનો વિનાશ થાય છે, ત્યાં આગળ અમારે શી આજીજી અને કાલાવાલા કરવાના હોય વારૂ ? તમારા હૃદયમાં દયાનો અંશ નથી, મનમાં પ્રભુનો ભય નથી, જગત્‌માં માનવજન્મ ધારણ કરવાનું શું પ્રયોજન છે, તેનો તમને સ્વપ્નમાં પણ ખ્યાલ આવ્યો નથી, સ્વામિભક્તિનું ગૌરવજ તમારા હૃદયમાં નથી, પ્રેમ કે પ્રીતિનો તમારા હૃદયમાં લેશ માત્ર પણ સંચાર નથી, ત્યાં આગળ અમારૂં બોલવું સર્વથા વ્યર્થ જવાની સંભાવના સિવાય અન્ય કોઇ પણ સુપરિણામ મળવાની આશા નથી. તમે નિષ્ઠુર છો અને પાપનો પ્રચાર કરનારા પિશાચો છો, એટલે અમારે તમારી પાસેથી કોઇ પણ વસ્તુ માગવાનું પ્રયોજનજ નથી."

"તમારા જેવા રાજદ્રોહી, કર્મદ્રોહી, ધર્મદ્રોહી, દેશદ્રોહી, માનવકુલદ્રોહી અને માતૃપિતૃદ્રોહી પાપાત્માઓ દ્વારા અનેક ધાર્મિકોના ધર્મ ધૂળમાં મળે છે, ધનવાનોનાં ધન બરબાદ થાય છે, સતી નારીઓનાં શિયળનું ખંડન થાય છે, નિર્દોષીઓના પ્રાણ હરાય છે અને અનેક નિરપરાધિની માનિનીઓનાં માન તથા લજ્જા લૂંટાય છે તેવા પાપાત્માઓ આગળ શી પ્રાર્થના કરવાની હોય ?"

"આમ કહીને હું કેટલીકવાર પર્યન્ત શાન્ત રહી. એવામાં અચાનક અબ્દુલ બોલી ઊઠયો કે;–"રોઝ! આ ધર્મનો ઉપદેશ કરવાનો સમય નથી. પરંતુ તમારા મૃત્યુનો સમય છે, માટે તમે તમારા હૃદયની જે અંતિમ આશા હોય તે પ્રકટ કરો એટલે તરતજ તે પ્રમાણે વ્યવસ્થા કરવામાં આવે."

"મેં પુનઃ ઉન્માદને આધીન થઇને કહેવા માંડયું કે;–"બસ! અબ્દુલ ચૂપ કર તારી લવારી. હું તારો એક પણ શબ્દ સાંભળવા માગતી નથી. તારા કલંકિત મુખનું નિરીક્ષણ કરવામાં પણ હું એક પ્રકારનું ભયંકર પાપ માનું છું. તારા અનીતિ અને અન્યાય દ્વારા અનેક નરનારીઓના બહુ મૂલ્ય પ્રાણો પૃથ્વીમાં રોળાય છે. માટે નીચ શયતાન! તારા જેવા નરાધમ, નીચ અને પાપીઓની પાસે કોઇપણ પ્રકારની યાચના કરતાં અથવા તો ક્ષમા માગતાં પણ અમને લજ્જા ઉત્પન્ન થાય છે–તિરસ્કાર આવે છે. તમારાં પાપમય કાર્યો જોઇને અમારાં હૃદય ખિન્ન થાય છે. તારા જેવા અધમ, કામાંધ અને કુટિલકાર્યોના કરનારા નરકગામિઓની પાસેથી ક્ષમા

ભિક્ષા માગીને અમે અમારા ધર્મનું બલિદાન આપવાને બિલકુલ રાજી નથી. જીવ ઘડી પછી જતો હોય તો ભલે આ ક્ષણેજ જાય. પરંતુ ધર્મ તો કદી પણ જવા દઇશું નહિ. અમે તો પ્રભુ પાસેજ સ્તવન કરી આ નરદેહ ધારણ કર્યા પછી જે કાંઇ અપરાધો કર્યા હશે તેની ક્ષમા માગીને તેમના શરણમાંજ જવા ઇચ્છીએ છીએ." એમ કહીને હું તથા **સ્ટીફન** પ્રભુપ્રાર્થના કરવામાં નિમગ્ન થયાં.

"એવામાં **અબ્દુલે** કહ્યું કે **સ્ટીફન**! સાવધાન! આ છરીથી તારી ગરદન હમણાંજ ઉડાવી દેવામાં આવશે. માટે ચાલ સત્વર તત્પર થા.

"આ સાંભળીને **સ્ટીફને** ઘણાજ કરૂણ સ્વરથી કહ્યું કેઃ—

"ભલે જલ્લાદ! ઉડાવી દે છરીથી તુંજ આ ગરદન,
નહિ પરવાર તેની છે, ઉડાવી દેજ તું ગરદન;
અમૂલા ધર્મની ખાતર ઉડાવી દેજ તું ગરદન,
થશે કલ્યાણ મારૂં તો, ઉડાવ્યેથીજ આ ગરદન.
ઉડાવી અરે ગરદન, મિલાવી દે પ્રભુને તું,
ધરીને ધૈર્ય ઓ બંધુ! ઉડાવી દેજ ગરદન તું,
પ્રિયા સાથે મિલાવીને, ઉડાવી દેજ તું ગરદન,
ભલા ભાઇ થઇ રાજી, ઉડાવી દેજ તું ગરદન."

"આ પ્રમાણે બોલતાં બોલતાં **સ્ટીફનની** આંખમાં આંસૂ આવી ગયાં. "પ્રિયા સાથે મિલાવીને ઉડાવી દેજ તું ગરદન" એ વાકય સાંભળીને મારાં નેત્રોમાંથી અશ્રુનો પ્રવાહ ખળખળાટ વહેવા લાગ્યો. **સ્ટીફનનો** મારા પ્રત્યેનો આવો અનુરાગ જોઇને મને આશ્ચર્ય થયું. આ સમયે **અબ્દુલ** પુનઃ બોલી ઊઠયો કે;—**મિસ રોઝ**! હજી પણ કહું છું કે મારી વાત માની જા. તારી 'હા' માં **સ્ટીફનના** તથા તારા જીવનનો આધાર છે અને 'ના' માં મૃત્યુનું આગાર છે. આ અમૂલ્ય જીવનને નજીવી વાતમાં વ્યર્થ ન ગુમાવ. વૃથા નષ્ટ ના કર. તારા આત્માનું વિના કારણે બલિદાન ન આપ."

"મેં દુઃખપૂર્ણ ઘૃણિત સ્વરથી કહ્યું કે;—"અબ્દુલ! વારંવાર મિથ્યા પ્રલાપો શા માટે કર્યા કરે છે? તનેજ આ મળમૂત્રથી ભરેલી દુર્ગન્ધમય કાયા અને ક્ષણભંગુર જીવન અમૂલ્ય અને પ્રિય લાગે છે, અને તેનું કારણ માત્ર તું જગતની પિશાચિની માયામાં મુગ્ધ

થઇ ગયો છે. તારી આંખો ભ્રમથી આવૃત્ત થઇ છે તેજ છે. ધર્મની, સ્વજાત્યાભિમાનની, સ્વદેશની અને સ્વદેહની જેનામાં લાગણી હોય છે, તેઓ કદી પણ કર્તવ્યથી પરાઙ્મુખ થતાં નથી. કર્તવ્ય બજાવતી વેળાએ અમૂલ્ય જીવન કોડીના મૂલ્યનું થાય તો તેની અમને જરા પણ પરવાર નથી. માટે શયતાન ! પ્રભુભક્તિના પુણ્યમય શુભ કાર્યમાં હવે વ્યર્થ હસ્તાક્ષેપ કરવા તત્પર ન થા. ''

'' ત્યાર પછી પ્રથમ સ્ટીફને ઇશ્વર આરાધનનો પ્રારંભ કરીને કહ્યું કે;—'' હે અંતર્યામી પ્રભો ! પ્રકૃત ક્રિશ્ચિયનની પેઠે ધર્મ અને તમારે માટે આ તુચ્છ જીવનની મોહમય માયાનો પરિત્યાગ કરીને આજે અમે તમારા શાન્તિમય, ધર્મમય રાજ્યમાં પ્રવેશ કરીએ છીએ. હે પિતા ! તમે તમારા પવિત્ર પ્રેમ–વારિ દ્વારા અમારા મલિન આત્માને સ્વચ્છ કરીને–નિર્મળ બનાવીને તમારી શાન્તિમય ગોદમાં અમને શાન્તિ આપો. અત્યાર સૂધીમાં કરેલા અમારા અનેક અપરાધોની ક્ષમા આપીને અમને આપના પાપ, તાપ, પરિતાપ અને કોલાહલરહિત, પુણ્યમય, પવિત્રતામય, શાન્તિમય ચરણમાં શરણુ આપો. શાન્તિઃ શાન્તિઃ પ્રભો ! દયા–ક્ષમા–શાન્તિ ''

'' આ પ્રમાણે પ્રાર્થના થઇ રહ્યા પછી પાદરી સાહેબ બોલ્યા કે;—'' તથાસ્તુ. ''

'' આ સમયે મારા મુખમાંથી એક પણ શબ્દ નીકળી શક્યો નહિ. ઇશ્વર આરાધના કર્યા પછી મારે સ્ટીફનને કેટલાક પ્રશ્નો પૂછવાની જિજ્ઞાસા હોવા છતાં પણ મારાથી તેમાંનું કાંઇ પણ કરી શકાયું નહિ. માત્ર મારાથી એટલુંજ કહેવાઇ ગયું કે;—''દૈવ ! સતિયાઓનું સત્ય નિભાવીને અમારી રક્ષા કરો. ''

'' એવામાં અચાનક ઓરડાનું દ્વાર ઉઘડી ગયું અને હાથમાં ખુલ્લી તલવાર લઇને વીરશ્રેષ્ઠ '' સરદાર રામપાલસિંહ '' આવતા જણાયા. તેમણેજ અમને જીવનદાન આપ્યું. પ્રભુએ અમારી અંતિમ યાચનાનો સ્વીકાર કરીને પુનઃ નૂતન જીવનદાન પ્રદાન કર્યું. ધન્ય ઇશ્વર તારી માયાને. ''

× × × × ×

( ''ખરેખાત, વિશ્વમાં વિભુ સત્યવાદીઓની કસોટી કર્યા પછી તેમને પૂરતો પવિત્ર પુરસ્કાર પ્રદાન કર્યાજ કરે છે. ઇશ્વરની લીલા

અપાર છે. તેના ઉપર દઢ શ્રદ્ધા રાખનારને તે કાળાન્તે પણ વિસરતો નથી. જ્યાં દઢ શ્રદ્ધા, પરમભક્તિ, વિશુદ્ધ નીતિ, પ્રાણીમાત્રનું કલ્યાણ કરવાની વૃત્તિ, અને દુઃખને સહન કરી ધર્મને નિભાવવાની પૂર્ણ શક્તિ હોય છે, જ્યાં આગળ સત્ય અને ન્યાયની પ્રિયતા ગણાય છે, ત્યાં આગળ સાક્ષાત સ્વયંભૂ સચરાચર વિશ્વકર્તાની પ્રતિમા વિરાજમાનજ છે, તે પરમકૃપાળુ પરમાત્મા પોતાના આશ્રિતનું કોઇ પણ પ્રકારનું અનિષ્ટ કર્યા સિવાય સંરક્ષણજ કરે છે. પ્રભુપર પૂર્ણ શ્રદ્ધા, ધર્મની ચૂસ્ત લાગણી, વિશુદ્ધ આત્માભિમાન, સત્ય-દિવ્ય પ્રેમની બલવત્તર ભાવના અને જગતકર્તાના ન્યાય સિવાય, જગતની ક્ષણિક અને મોહમય લાલસાઓનો પરિત્યાગ કરનાર તથા અનેક પ્રકારની મહત્વાકાંક્ષાઓને દબાવી દેનાર મિસ રોઝનું દૃષ્ટાંત પૂર્ણ પ્રકાશમય અને અનુકરણીય છે. ")

## અષ્ટાદશ પરિચ્છેદ

## સંન્યાસીની ઉદારતા

### સરદાર રામપાલસિંહની આત્મકથા

" તે દિવસે રાત્રે રૉબર્ટ મૅકેયરનાં મનુષ્યોના હાથમાં કેદ પકડાયા પછી મારી શી દશા થઇ, એ વાતનું મને સ્મરણજ રહ્યું નથી. જે સમયે તે લોકોએ મારા ગળાપર દોરી બાંધીને મને પછાડયો, તે સમયે હું તદ્દન બેભાન થઇ ગયો. ત્યાર પછી જ્યારે મને ચૈતન્ય આવ્યું, ત્યારે મેં જોયું કે, હું એક મનોહર નૌકામાં સૂતેલો છું. અને મારી ચારે બાજૂએ મને ઘેરીને આઠ દસ મહારાષ્ટ્રી સંન્યાસીઓ બેઠેલા છે. તે પૈકીના એક તેજોમય, કાન્તિવાન અને મહત્વપૂર્ણ મુખવાળા સંન્યાસીનું વદન જોઇને મને કાંઇક સ્મરણ થઇ આવ્યું. આ સંન્યાસીનેજ મેં દિલ્હીથી કાનપૂર આવતાં ગંગાતટપર જોયો હતો. તે તેજોપૂર્ણ મૂર્તિને જોવાથી સર્વના હૃદયમાં જેવી રીતે એક પ્રકારની અપૂર્વ ભક્તિ અને સ્નેહનો ઉદ્ભવ થઇ આવતો હતો, તેવીજ રીતે મને પણ તેના પ્રત્યે વાત્સલ્યભાવ ઉત્પન્ન થયો.

મેં તેમને જોતાંની સાથેજ નમસ્કાર કર્યા, પ્રેમપૂર્વક વંદન કર્યું. તેઓ પણ નમસ્કાર કરીને સ્નેહની મિઠી ભાવના દર્શાવતો કહેવા લાગ્યો કે;—" સરદાર રામપાલસિંહ ! આપ મને ઓળખો છો કે ?"

" તે સમયે મને પૂર્ણ રીતે ચૈતન્ય પ્રાપ્ત થયું નહોતું, તેથી હું તેમના પ્રશ્નનું ઉત્તર આપી શકયો નહિ. તે પુનઃ કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના મારી સમીપમાં એટલે કે મારા મસ્તક કને આવીને બેઠા. લગભગ એકાદ કલાક વીત્યા પછી મને સારી રીતે ભાન આવ્યું. બેભાનાવસ્થા ચાલી ગઇ અને હું પૂર્ણ જાગૃત થયો. તે સમયે મેં જોયું કે, તે વહાણ ગંગાનદીના ઉછાળા મારતી, નૃત્ય કરતી અગાધ જળ રાશિના વક્ષપર પર તરી રહ્યું હતું.

" મને બેઠો થયેલો જોઇને તે સંન્યાસી બોલ્યો કે;—" રામપાલસિંહ ! મેંજ આપના પ્રાણ બચાવ્યા છે. તેના બદલામાં શું આપ મારી એક આજ્ઞા માનશો કે ?"

" મેં વિસ્મયતાથી કહ્યું. કે;–" આપના અનુરોધની રક્ષા માટે હું યથાસાધ્ય યત્ન કરીશ. તથા મારાથી બનશે ત્યાં સુધી હું તેનું પાલન કરી બતાવીશ. "

" આ સમયે કોણ જાણે શા કારણથી કાંઇ પણ સમજ્યા કારવ્યા વિનાજ મંત્રમુગ્ધ થયેલા મનુષ્યની પેઠે હું આવી પ્રતિજ્ઞા કરી બેઠો. ત્યાર પછી તેનું વિષમય પરિણામ આવેલું જોઇને હું અત્યાર સુધી સંતપ્ત થઇ રહ્યો છું. જો પ્રથમ તેમની આગળ મેં એવી પ્રતિજ્ઞા ન કરી હોત, તો સંભવ હતો કે, સૈનિક–વિદ્રોહરૂપી ભયંકર દાવાનલમાં અંગ્રેજ બાલક–બાલિકા અને અબળા સ્ત્રીઓની નિષ્ઠુરતા તથા નિર્દયતાથી આહુતિ અપાતજ નહિ. તે સમયે હું નહોતો જાણતો કે, તે મહાન સંન્યાસીના હૃદયમાં કોઇ ઘાતકી–પિશાચી જિઘાંસાનલ ( ઇર્ષ્યાગ્નિ ) પ્રજ્વલિત થઇ રહ્યો છે. પરંતુ એ વાતમાં હું તેનો દોષ દઇ શકતો નથી. કારણ કે, સ્વદેશ ઉદ્ધાર એજ તેના જીવનનું મહાવ્રત અને એક માત્ર લક્ષ્ય હતું. ઘટના ચક્રને લીધે અથવા તો યુદ્ધના અવશ્યમ્ભાવી પરિણામ રૂપેંજ સૈનિક વિદ્રોહ રૂપી મહાનાટકનું જે વિષાદમય ચિત્ર અંકિત થયું, તે સંબંધમાં આપણે અવશ્ય માનવુંજ પડશે કે, તેને માટે તે મહાનુભાવ સંન્યાસી અથવા તો નાનાસાહેબ આદિ કોઇ પણ દોષિત નથી. હું

તે સમયે અંગ્રેજ રાજ્યની પાસે એક પ્રકારની પ્રતિજ્ઞાથી બંધાઇ ગયો હતો. નહિ તો મારો હૃદયસ્રોત પણ તે ઉન્નત સંન્યાસીની પ્રરોચના—પ્રવૃત્તિમાં કઇ દિશામાં પ્રવાહીત વહી જાત તે વિષયમાં મારાથી એક અક્ષર પણ કહી શકાતો નથી. કારણ કે, આવા સમય- માં મનુષ્યના હૃદયની સ્થિતિ કેવા પ્રકારની થઇ જાય છે, તે કોઇ- નાથી કહી શકાતું નથી."

"પુનઃ તે સંન્યાસી કહેવા લાગ્યો કે;–"રામપાલસિંહ ! સ્વ- દેશના સમાન પ્યારી વસ્તુ બીજી કોઇ પણ નથી. તમારી જે કાંઇ વ્હાલી વસ્તુ માતા પિતા, ભાઇ–બ્હેન, સ્ત્રી, પુત્ર, કન્યા આદિ સર્વે આ એકજ જનનીના ઉદરથી ઉત્પન્ન થયાં છે. જો તમને તમારા માત–પિતાપર ભક્તિ હોય, ભાઇ, બ્હેનપર સ્નેહ હોય, સ્ત્રી, પુત્ર, કન્યા વગેરેનો અકૃત્રિમ પ્રેમ હજી પણ શાન્ત ન થયો હોય, તો તમે તમારા પ્રિયતમ સ્વદેશને વિજાતીય—વિદેશીય વ્યાપારી પ્રજાના હાથમાં સોંપવાનો સંકલ્પ ન કરો હું જાણું છું કે, તમે એક વીર સિખ્ખ *ગુરૂ ગોવિન્દસિંહના મહામંત્રથી દીક્ષિત છો, તે વીરવર મહાત્મા જનની જન્મભૂમિ ભારતને માટે તુચ્છ માનવ જીવનનો ત્યાગ કરીને અત્યારે સ્વર્ગમાં વિરાજી રહ્યા છે તે સ્થળેથી તેઓ

---

* ગુરુ ગોવિંદસિંહના આદર્શ જીવન, નિઃસીમ સ્વદેશ પ્રેમ, સાચી શૂરવીરતા, યોગ્ય બુદ્ધિમત્તા, અને સત્ય ધાર્મિકતાથી ભાગ્યેજ કોઇ પાઠક અપરિચિત હશે. ઉક્ત મહાપુરૂષનું સ્મરણ કરતાં પંજાબ, મધ્યહિંદ અરે, સમસ્ત ભારતવર્ષની પ્રજા પુલકિત થાય છે. તેમણે સમસ્ત પંજાબને જાગૃતિમાં લાવી નવીન ઉત્સાહ પ્રકટ કરીને સ્વ- દેશનું સંપૂર્ણ રક્ષણ કરવામાં કશી કચાશ રાખી નહોતી. સિખ્ખ તેમજ પંજાબ વગેરે દેશોની પ્રજામાં ગુરૂ ગોવિંદસિંહ સર્વમાન્ય ગુરૂ–મહાત્મા ગણાય છે. ખરેખર ! ગુરૂ ગોવિંદસિંહ જેવા મહાન પુરુષના જીવન ચરિત્રનું અધ્યયન કરવાથી સ્વદેશાનુરાગ, રાજ્યભક્તિ માનવધર્મ, ઉચ્ચ આચરણ અને મહાન પદ તથા રાજનીતિજ્ઞ બની શકાય તેમ છે. ધન્ય છે એ વીરવર મહાત્મા ગોવિંદસિંહને ! અમે અમારા વાચકોને તેમના જીવન–ચરિત્રનું પઠન કરવાની ભલામણ કરીએ છીએ.

લેખક.

તમારા કાર્યોનું નિરીક્ષણ કરી રહ્યા છે—એક દષ્ટિથી તમારી સર્વ ચેષ્ટાઓ જોઇ રહ્યા છે. માત્ર સ્વદેશના ઉદ્ધાર માટેજ અમે લોકો આજે અપાર વૈભવ—વિલાસ અને સુખ-સમૃદ્ધિનો ત્યાગ કરીને આ ભીષણ સંન્યાસ વ્રતનો સ્વીકાર કર્યો છે. માટે તમારે અમને અનેક પ્રકારે સહાયતા આપવી ઉચિત છે. જો તમે માતા, ભગિની, સ્ત્રી અને કન્યાઓના પવિત્ર ધર્મની રક્ષા કરવા ધારતા હો તો, અમારી વિરૂદ્ધ કોઇપણ આચરણ ન કરો. જો અમારા કાર્યમાં તમે કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય ઉપસ્થિત કરશો, તો તમે દેશદ્રોહી ગણાશો અને કર્ત્તવ્યપાલનથી ભ્રષ્ટ થએલા મનાશો. સ્વધર્મનું પાલન કરવું એ પ્રત્યેક મનુષ્યના જીવનનું મુખ્ય સૂત્ર છે. જો તમે ભારતિમૈયાના ઉત્કર્ષ માટે કાંઇપણ યત્ન કરશો તો દેવતા તમારા પર સંતુષ્ઠ થશે—તમારા પૂર્વ પુરૂષોનો આશીર્વાદ તમારા પર શુભ ફળ પ્રદાન કરશે, અને તમારા સ્વર્ગસ્થ ગુરૂદેવ મહાત્મા ગુરૂ ગોવિંદસિંહનો પવિત્ર આત્મા તમારા પર સ્વર્ગીય પુષ્પની વૃષ્ઠિ વર્ષાવશે. બન્ધુ ભ્રાતા, પિતા અને અંતે સર્વથી શ્રેઠ ગુરૂની પેઠે આજે આ ઉપદેશ તમને સ્વયં તાતિયા ટોપી આપી રહ્યો છે ! માટે કહો જોઇએ કે તમે તેનું પાલન કરશો કે ? મારા વચનને પાળશો ખરા કે ?"

"પરમાત્માએ આપણને આં જીવન સ્વદેશના કલ્યાણ માટેજ આપ્યું છે. 'જનની જન્મભૂમિ સ્વર્ગાદપિ ગરિયસી.' આ વાક્યનું તમે કદી પણ વિસ્મરણ કરશો નહિ. આવી ઉન્મત્ત કાયાનું પોષણ પણ આ જનની દ્વારાજ થયું છે, માટે તેના કલ્યાણાર્થે કાંઇ કહેશો કે ? "

"આ સંન્યાસી ઝાંશીની રાણી લક્ષ્મીબાઇનો ગુરૂ તાતિયા ટોપી છે, એ જોઇને હું અત્યંત વિસ્મિત થયો. આ સમયે તાતિયા ટોપીનું નામ સમગ્ર ભારતવર્ષમાં વિખ્યાત થઈ રહ્યું હતું મધ્ય પ્રદેશમાં તાતિયા ટોપીનો પ્રબલ પ્રતાપ હતો તે સમયે સરકાર પણ તીક્ષ્ણ બુદ્ધિ વીરશ્રેષ્ઠ તાતિયા ટોપીથી ડરીને ચાલતી હતી. તાતિયા નાનાસાહેબનો પૃષ્ટપોષક વિદ્રોહીઓનો નેતા હતો. વિશેષ શું કહું. હું પણ તાતિયાના ગુણોથી મુગ્ધ થઇ ગયો. તેની ઉત્તેજના પૂર્ણ સતેજ વાતોથી હું વિશેષ આકર્ષિત થયો. મેં તેના પ્રશ્નના પ્રત્યુત્તરમાં જણાવ્યું કે;—"સંન્યાસી પ્રવર ! આપનો ઉપદેશ યુક્તિયુક્ત છે, પરંતુ હાથ પગથી બંધાયલા પુરૂષ પાસે તમારી એ વાર્તાનું મૂલ્ય

કાંઈજ નથી. હું અંગ્રેજ રાજ્ય સમક્ષ પ્રતિજ્ઞાના પાશમાં બંધાયલો છું. સદા સર્વદા તેમના હિત વિના અહિત કરી શકું તેમ નથી. પ્રતિજ્ઞા-પાલન એ પ્રત્યેક આર્યનામધારક પુરૂષોનું પ્રથમ કર્તવ્ય અથવા ધર્મ છે. આપજ કહો જોઇએ કે, હું તે પ્રતિજ્ઞાનો શી રીતે ભંગ કરી શકું વારૂ ? જો હું આજે કદાચિત્ સ્વાધીન હોત તો મારૂ સ્થાન આપની પાસેજ હોત, તે અવશ્ય જાણી લેજો. પરંતુ હવે મારાથી લીધેલી પ્રતિજ્ઞાનો ભંગ કોઇપણ પ્રકારે થઇ શકે તેમ નથી. માટે હું આપના આ ઉપદેશની રક્ષા કરી શકીશ નહિ. મારા જેવું બીજું કાંઈપણ કામ કાજ હોય તો બતાવો, તેને પૂર્ણ કરવા માટે હું યથાસાધ્ય યત્ન કરીશ.

ન્યાયશીલા અંગ્રેજ ગવર્નમેન્ટના શાન્તિમય સામ્રાજ્યથી ભારતવર્ષના અત્યારે શા શા લાભો ઉત્પન્ન થયા છે, અને ભવિષ્યમાં કેવા કેવા લાભો થવાની સંભાવના છે, તેનો આપ જરા વિચાર કરો. પઠાણ, મોગલ, મુસલમાન આદિ રાજકર્તાઓએ કેવા કેવા અનર્થ આદરીને પ્રજાના ધર્મ, અર્થ અને મોક્ષના સાધનોની કેવી પાયમાલી કરી છે, તેનું જરા સ્મરણ કરો. સ્વદેશનો ઉદ્ધાર કરવાનો તમારો વિચાર અતિ પ્રશંસનીય છે, પરંતુ તે સાથે ભવિષ્યના સારાસારનો ખ્યાલ કરવો એ પણ અતિ આવશ્યકીય વાર્તા છે. તમારા ઉદ્દેશમાં અને મારી ધારણામાં ઉભયમાં અત્યંત મતભેદ છે. તમે જુલ્મ દ્વારા ઉદ્ધાર કરવા ઇચ્છો છો અને હું શાન્તિ દ્વારા ઉદ્ધાર કરવા ઇચ્છું છું. ભયંકર ખૂનરેજી, મારામારી-કાપાકાપી અને રક્તપાત કરવામાં હું કોઇ પણ રીતે રાજી નથી. મારી ઇચ્છા કેવળ શાન્તતાથી તેમજ વિદેશી પ્રજા દ્વારા શાન્તિ પ્રાપ્ત કરવાની છે અને તમારી ધારણા સર્વથા તેનાથી વિરૂદ્ધજ છે. માટે કૃપા કરીને મને તમારા પક્ષમાં મેળવવાની ઇચ્છા પણ કરશો નહિ. હું તમને મારાથી બનતી અને મને યોગ્ય લાગે તેવી સહાયતા આપવામાં તત્પર રહીશ. તમે મને આજે જીવન-દાન આપ્યું છે તેના ઋણનો બદલો વાળવામાં હું કદી પણ કૃતઘ્ન થઇશ નહિ. પરંતુ તે સાથે દયાળુ અને ન્યાયી અંગ્રેજ પ્રજા પર જુલ્મ અથવા અત્યાચાર થાય તેવા કાર્યમાં કદાપિ સહાયભૂત થઇ શકીશ નહિ. કારણ કે, અંગ્રેજ પ્રજા જ ભારતમાં શાંતિ, અયશ આરામ સુખ અને સંપ સલાહ કરાવી શકી છે.

તેમના દ્વારાજ ભારતવાસીઓનું કલ્યાણ થયું છે અને વધારે કલ્યાણ થવાની આશા બંધાય છે. તેમના રાજ્યમાં પક્ષપાત નથી, ધર્મનો ભંગ થાય તેવા ત્રાસજનક કાયદા નથી, તેમજ અન્યાયનું નામોનિશાન પણ નથી, માટે હું તે ન્યાયપરાયણ પ્રજાનું અનિષ્ટ થાય તેવા યત્નો તો નહિજ કરૂં. તે સિવાય બીજી તમામ જાતની મદદ હું તમને આપી શકીશ."

"ઘણાજ દુઃખનો વિષય છે કે, આપે મારા અનુરોધનો સ્વીકાર ન કર્યો. ખયર ! આજે મેં મેહનત કરીને તમારા પ્રાણ બચાવ્યા છે, તેના બદલામાં તમારે મારૂં એક કાર્ય અવશ્ય કરવુંજ પડશે. જો તમે મને મદદ ન કરી શકો તેમ હો, તો તેમાં મને કાંઇ અડચણ જેવું નથી, પરંતુ તમારે અમારાથી વિરૂદ્ધાચરણ ન કરવું, એવી એક દઢ પ્રતિજ્ઞા તમે મારી સન્મુખ લઇ લ્યો કે જેથી હું નિશ્ચિંત થઇ શકું. આજે તમારે આ પ્રતિજ્ઞા લેવીજ પડશે." સંન્યાસીએ કહ્યું.

"મહારાજ ! માફ કરો. એ પણ એક રીતે આપને સહાયતા આપવા સમાનજ છે. મારાથી એ પ્રતિજ્ઞા પણ લઇ શકાશે નહિ. જો બીજું કાંઇ હોય તો ફર્માવો."

"આ સાંભળીને સંન્યાસીએ કહ્યું કેઃ-"વારૂ, એ પણ જવા દો. જ્યાં સુધી અમે લોકો અહિંથી ચાલ્યા જઇએ નહિ, ત્યાં સુધી તમે અમારી વિરૂદ્ધ કોઇ પણ કાર્ય ન કરતા અને અમારા આગમનની ખબર સરકારને જણાવશો નહિ."

"મેં કહ્યું કેઃ-"વારૂ ! તમારી આ વાર્ત્તા સાંભળીને હું અત્યંત પ્રસન્ન થાઉંછું. તમે મારા જીવનદાતા છો અને હું તમારી સાથે પ્રતિજ્ઞાના બંધનમાં બંધાઇ ચૂકયો છું, તેથી તમારી તે વાતનો સ્વીકાર કરવામાં મને કશી પણ હરકત નથી."

'ઘણીજ આનંદની વાત છે. તમારી આ ઉદારતા માટે હું તમને ધન્યવાદ આપુંછું. પરંતુ મારે તમને અમુક દિવસ સુધી મારી પાસે કેદ રાખવા પડશે.' તાતિયા ટોપીએ ગંભીર સ્વરથી કહી સંભળાવ્યું.

"આ સાંભળીને મેં નમ્રતાપૂર્વક ઉત્તર આપ્યું કેઃ-"જો બે મનુષ્યોની જીવન-રક્ષાનો ભાર મારાપર ન આવી પડયો હોત, તો

હું આપની આ વાતમાં કદી પણ અસમ્મત થાત નહિ. તેમના પ્રાણ બચાવવા જતાંજ હું આજે આવી સ્થિતિમાં આવી પડ્યો છું. મને લાગે છે કે, ઘણું કરીને અત્યાર સુધીમાં તેમના પ્રાણ પરલોક ભણી પ્રયાણ કરી ગયા હશેજ. અથવા તો સત્વર જવાની તૈયારીમાં હશે. હવે આપની પાસે માત્ર એટલીજ પ્રાર્થના છે કે, જો આપે કૃપા કરીને મારા પ્રાણ બચાવ્યા છે, તો અત્યારે તે બિચારા બે નિર્દોષ મનુષ્યોના પ્રાણ પણ બચાવો. આપ મને છૂટો કરશો, તો હું આપના અહીંથી વિદાય થતાં સૂધી કદી પણ કોઇને આપના સંબંધી વાત કરીશ નહિ. અથવા તો કોઇ પણ પ્રકારનું વિરૂદ્ધાચરણ પણ કરવાનું સાહસ કરીશ નહિ. મારી આ શપથપૂર્વક પ્રતિજ્ઞા છે. આપ મારાં વાક્યોપર પૂર્ણ વિશ્વાસ રાખો. સિખ્ખ બચ્ચો કદી પણ પ્રતિજ્ઞાનો ભંગ કરતો નથી. આપ કૃપા કરીને મને સત્વર મુક્ત કરો કે, જેથી હું તેમના ઉભયના પ્રાણ બચાવી શકું, તથા તેમના પર ગુજારાતા જુલમને અટકાવી શકું. મારા જવામાં વધારે વાર લાગશે તો તેમના જીવ જોખમમાં આવી પડશે. માટે હવે જરા પણ વિલંબ કર્યા વગર મને અહીંથી છૂટો કરો.

"જો તમે તે સ્થળ બતાવશો, તો હું મારાં માણસો મોકલીને તેમને બચાવવાની ચેષ્ટા કરીશ. તમે પ્રતિજ્ઞા કરવા છતાં હું તમને કાલ સાંઝ સૂધી અહીંથી છૂટા કરી શકીશ નહિ. કારણ કે, તેમાં મારો એક ગુપ્ત ઉદ્દેશ સમાયલો છે અને તે ભવિષ્યમાં તમને જણાયા વિના રહેશે નહિ. જો તેમ કરવામાં તમને કોઈ પણ પ્રકારની અડચણ ન હોય તો તે અત્યાચારી મનુષ્યોનાં નામ મને કહી સંભળાવો. હું પોતે ત્યાં જઇને તેમના પ્રાણની રક્ષા કરીશ. નિર્દોષીઓનો વિના વાંકે વધ કરવો એવા પાપી અને અધમ વિચારનો આ તાતિયા ટોપી નથી, સત્ય ધર્મની રક્ષા કરવી, પાપીના પંજામાંથી ધર્માત્મા મનુષ્યની રક્ષા કરવામાં વીર તાતિયા પાછો હટે તેવો નામર્દ નથી.

"તાતિયા ટોપીની વાત સાંભળીને મેં વિચાર કર્યો કે, "અબ્દુલ અને ઍકયર જેવા મહાન લમ્પટ પુરુષો મુખ્ય કાવત્રાંખોર અને વિદ્રોહિઓના નેતા છે અને તેઓ તાતિયા તથા નાના સાહેબના ખાસ પ્રિયપાત્ર થઈ પડયા છે, એમાં કાંઈ પણ સંશય જેવું નથી. ખાસ કરીને ઍકયરનાં પત્રોમાં નાનાસાહેબ સંબંધી

અનેક વાતો લખેલી હોય છે. એ પરથી તે નાનાસાહેબના ડાબા હાથ સમાન થઈ પડયો હોય તેમ ભાસે છે. માટે તાતિયાની સમક્ષ અબ્દુલ અને મૅકેયરનાં નામ ખુલ્લાં કરવામાં એક જાતનું ભયંકર જોખમ સમાયલું છે. તેમજ તે સાથે એક નવીન પ્રકારની આફત આવી પડે તેવો સંપૂર્ણ સંભવ છે. આ પ્રમાણે વિચાર કરીને મેં તેમનાં નામ અને ઠામ (સ્થળ) તે સંન્યાસીને કહી સંભળાવવાનું માંડી વાળ્યું. હતભાગિ સ્ટીફન અને રોઝની જીવનરક્ષાનો ભાર પરમાત્માપર રાખીને હું તાતિયા ટોપીની પાસેજ કેદી તરીકે રહ્યો. તે રાત્રિને મેં કેદીની અવસ્થામાંજ ગાળી, બીજે દિવસે પણ મારે ગંગાનદીની વચ્ચેના વહાણમાંજ કેદ રહેવું પડયું. હું રોઝ અને સ્ટીફનના સમાચાર જાણવા માટે ઉત્સુક થઇ રહ્યો હતો. તેથી મેં બેવશ થઈ સંન્યાસી કને અમુક કલાકને માટે મુક્ત થવાની પ્રાર્થના કરી તથા તે બિચારાં નિર્દોષ વિદેશીઓને મૅકેયર જેવા દુરાત્માના જાળમાંથી છોડાવવા માટેની પ્રાર્થના પણ કરી.

"પ્રત્યુત્તરમાં તેમણે જણાવ્યું કે;–"રામપાલસિંહ ! ચાલો હું પણ તમારી સાથેજ આવુંછું. તેમના પ્રાણની રક્ષા કર્યા પછી, પુનઃ તમારે મારી સાથે અત્રેજ આવવું પડશે. કારણ કે, આવા સંજોગોમાં તમને એકદમ છૂટા કરવાનું મને કોઇ પણ પ્રકારે યોગ્ય લાગતું નથી.

"મેં તેમના કથનનો સ્વીકાર કર્યો. તે દિવસે સન્ધ્યા સમયે વીરવર તાતિયા ટોપી અને તેમના એક અનુચરને સાથે લઇને હું શહેર તરફ જવા માટે તૈયાર થયો. સંન્યાસીએ પોતાનાં અંગરક્ષક શસ્ત્રાસ્ત્રને વસ્ત્રના અંતર્ભાગમાં છુપાવી દીધાં અને મેં તથા તેમના અનુચરે વિવિધ પ્રકારના આયુધોથી વિભૂષિત થઇને કાનપૂર શહેરમાં જવાની તૈયારી કરી. છેવટે બધી તૈયારી થઈ રહ્યા પછી અમે સર્વેએ ચૂપચાપ તે શહેરમાં પ્રવેશ કર્યો. આ સમયે માર્ગમાં કાંઇ પણ જાણવા જેવો નવીન બનાવ બન્યો નહિ.

"જે મકાનમાં મિસ રોઝ તથા સર્જ્યન સ્ટીફન કેદ હતાં, તે મકાનથી હું તદ્દન અજાણ્યો હતો. તાતિયાને સાથે લઇને હું તે મકાનના દ્વાર સન્મુખ ઉભો રહ્યો. આ સમયે દ્વાર અંદરથી વાસેલું હતું, મને ત્યાં આગળ ઉભેલો જોઇને તાતિયા ટોપીએ કહ્યું

કે:—"કેમ રામપાલસિંહ! શું આ મકાનમાંજ તે ભયંકર હત્યા-કાણ્ડ થવાનો છે?"

"મેં સવિનય ઉત્તર આપ્યું કે;—"જી હા. આ મકાનમાં નિરંતર રક્તપાત અને ભયાનક ષડયંત્રો રચાયા કરે છે તથા અનેક નરનારીઓનાં ખૂન અથવા હત્યા પણ થાય છે.

"તેઓ કાંઇક આશ્ચર્યાન્વિત થઇને બોલ્યા કે;-"તમે આ શું બોલો છો? આ તો મૅકેયરનું મકાન છે. વારૂ અંદર ચાલો જોઇએ, કે ત્યાં શી શી ઘટનાઓ બને છે તેનું નિરીક્ષણ કરીએ તથા તમારા જણાવેલા કાર્યની તપાસ પણ કરી જોઇએ."

"આમ કહીને તેમણે એક પ્રકારનો સંકેત કર્યો. પ્રથમ સંકેત કરતી વેળાએ તો ત્યાં કોઈ આવ્યું નહિ, પરંતુ બીજીવાર સંકેતનો શબ્દ કરતાંની સાથેજ ત્રણ ચાર યુરોપિયન સાહેબો દોડી આવ્યા, અને તરતજ દ્વાર પણ ઉઘડી ગયાં. તાતિયાએ તે બધાના તરફ નજર કર્યા પછી તેમાંના એકના તરફ જોઇને પૂછ્યું કે;—"જૉન્સ! મૅકેયર ક્યાં છે?"

"સાહેબ લોકોએ તાતિયાનો શબ્દ સાંભળીને વિધિ પ્રમાણે અભિવંદન કર્યું અને પછી અમને સાથે લઇને ઉપર ચાલવા લાગ્યા.

"આ સમયે તે સ્થળે મૅકેયર પણ બેઠો હતો. મને તાતિયાની સાથે ત્યાં આગળ ઉપસ્થિત થયેલો જોઇને તેનું મુખ મ્લાન થઈ ગયું. તે કુરસીપરથી કૂદીને એકાએક ઉભો થઈ ગયો અને ક્રોધ-કમ્પીત સ્વરથી બોલી ઉઠ્યો કે:—"ઓહ! આ શું હું સ્વપ્ન જોઉં છું કે કોઇ માયાવિની–ભયાનક ભ્રમણામાં ભટકી રહ્યો છું? રામ-પાલનું ખૂન કરીને મેં તેને ગંગા નદીના પ્રવાહમાં ફેંકી દીધો હતો, તે અત્રે પુનઃ ક્યાંથી આવ્યો? અવશ્ય આ તેનો પ્રેતાત્માજ છે. હાય! સર્વનાશ!! કેવું ભયાનક આશ્ચર્ય? જે પાપવૃક્ષનું ઉન્મૂલન કરીને મેં નદીના અગાધ જળરાશિમાં ફેંકી દીધું હતું, તે તો આજે પુનઃ પ્રસ્ફુટિત થઇને મારી સન્મુખજ ઉપસ્થિત થયું છે, બસ, આશા નિરાશાના સ્વરૂપમાં એકદમ બદલાઈ ગઈ. હૃદયની સર્વ ધારણાઓ માત્ર આ પાપાત્માના પ્રત્યક્ષ દર્શનથી ગર્ભગલિત બની ગઈ! ધિક્કાર મૅકેયર! તારા કાર્યને! આ ઝેરી નાગનો ડંસ કરીને તેને ભૂગર્ભમાં ભંડારી દીધા સિવાય મેં તેને એમનોએમ છોડી દીધો એનુંજ આ

વિષમ પરિણામ! મૅકેયર! મૅકેયર!! તારા જીવનલગીમાં તેં આ એકજ ભયંકર ભૂલ કરી છે. અને તે ભૂલનું પરિણામ પણ તારે અવશ્ય ભોગવવુંજ પડશે. જ્યાં સુધી મનુષ્ય ભૂલ કરે છે, ત્યાં સુધી તેનાં કાર્યમાં અનેક વિઘ્નો ઉપસ્થિત થાય છે, તેનું આ પ્રત્યક્ષ પ્રમાણજ છે. ભૂલ કરનાર મનુષ્યનો દુઃખની ગર્ત્તામાં ગબડ્યા વિના છૂટકો થતો નથી. ભૂલ એટલે મૃત્યુ. મરણ પણ માણસની ભૂલના યોગેજ પોતાની પ્રબળ સત્તાને પ્રસારી શકે છે. બસ, મારી ભૂલનું પ્રાયશ્ચિત મારે અવશ્ય ભોગવવુંજ પડશે. પ્રાયશ્ચિત કર્યા વિના હવે મારો છૂટકો થવાનો નથી."

"આમ કહીને તે પોતાના બન્ને હાથોવતી આંખો દબાવીને બેસી ગયો. તાતિયાએ તે તરફ કાંઇ પણ લક્ષ્ય ન આપતાં ઘણાજ કર્કશ સ્વરથી કહ્યું કે;–"મૅકેયર! ઓહ અધમ મૅકેયર!! આજ તારી વીરતાનું પરિણામ કે? તુચ્છમાં તુચ્છ મનુષ્ય પણ જે કાર્ય કરતાં પરમાત્માનો ત્રાસ રાખે છે, તેવાજ ભયાનક કાર્યમાં તેં હસ્તાક્ષેપ કર્યો કે? વિશ્વાસઘાતકતા અને અસીમ કુટિલતાને હું ધિક્કારનારો છું, ફિટકારનારો છું. મને તારાં આવાં પૈશાચિક કાર્યો જોઇને અનહદ ખેદ થાય છે. વીરતાનો ઉપયોગ વિશ્વાસઘાતકતામાં કરવો એને હું એક નિંદ્ય અને ઘૃણાજનક કાર્ય માનું છું. તું નિશ્ચય જાણજે કે, હું વિદ્રોહી સૈન્યનો નેતા હોવા છતાં પણ આવાં નિંદાજનક અને રાક્ષસી કાર્યો કદી પણ થવા દઈશ નહિ. સમરાંગણમાં સન્મુખ ઉપસ્થિત થયેલા શત્રુઓની સ્હામે અસીદ્વારા રક્ત વહાવીને સત્ય શૌર્યનો પરિચય આપવો એજ વીર અને ધીર મનુષ્યોનું પ્રધાન કર્ત્તવ્ય છે. પરંતુ સાધારણ સ્થિતિના દીન–હીન મનુષ્યોને કષ્ટ આપવામાં હું લેશ માત્ર પણ રાજી નથી. વારૂ, તમે જે નિર્દોષ પુરુષ તથા નિરપરાધી અબળાને વિના વાંકે કેદ કર્યા છે, તેઓ શું અત્યારે જીવિત છે કે? જો જીવિત હોય, તો મને શીઘ્ર ત્યાં આગળ લઈ ચાલો.

"મૅકેયરે પ્રથમની પેઠે આંખો બંધ કરીનેજ ઉત્તર આપ્યું કે;–"સંન્યાસિન્! આપ એ વિષયમાં મને ક્ષમા કરો. તેઓ મારા પરમ શત્રુ છે, માટે હું તેમને આ અવનીમાંથી નષ્ટ કર્યા વિના કદાપિ છોડી શકીશ નહિ. વૈમનસ્યનો બદલો ખૂન દ્વારાજ લેવો એવો મારો દૃઢ સંકલ્પ કોઈથી પણ ટાળી શકાય તેમ નથી.

"આ સાંભળીને તાતિઆએ કહ્યું કે;–" મૅકેયર તારી શત્રુતા

એવાં સાધારણ મનુષ્યો પરજ છે કે? ધિક્કાર છે તારા તેવા વૈમનસ્ય ભાવને! મર્દાને જંગમાંજ દુશ્મની પ્રકટ કરવી એ વીર પુરુષનો ધર્મ છે, અને સામાન્ય પ્રાણી પર શત્રુતાનો ભાવ રાખવો એ તુચ્છ—ક્ષુદ્ર, નીચ અને અધમ કોટિના મનુષ્યોનું કામ છે. શું તું અધમ છે? ચાલ મને સત્વર તે લોકો પાસે લઈ ચાલ. હું ત્યાં જઈને જોઉં છું, કે તે લોકોએ તારી સાથે શું શત્રુતાચરણ કર્યું છે? ચાલ, હું તેમને તે સ્થળેજ ઈન્સાફ આપી દઈશ. જો તેણે તારૂં કોઈ પણ પ્રકારનું અનિષ્ઠ કર્યું હશે, તો તેમને પણ યોગ્ય સજા આપવામાં આવશે. પરંતુ વધ કરવાની સત્તા તો માત્ર ઈશ્વરનાજ હાથમાં છે. શું તને તારી શત્રુતાના બદલામાં મનુષ્યવધ કરવાનો કોઈએ અધિકાર આપ્યો છે? નહિ મૅકયર! એવાં પાપી કાર્યમાં આજથી કદી પણ પ્રવેશ ન કરતો. જગત્‌માં જન્મીને એવા પ્રકારની નિંદ્ય શત્રુતા બાંધવી, એ સર્વથા અયોગ્ય છે. તું તારા તેવા મલિન વિચારોને તારા હૃદયમાંથી એકદમ હાંકી કાઢ. પણ હવે અમને તેમની પાસે લઈ ચાલ."

"આ સાંભળીને મૅકયરે ઉત્તર આપ્યું કે;—"મહારાજ! આપ જરા સંભાળીને બોલો. આ વીર મૅકયરે આ અવનીમાં અત્યાર સુધી કોઈના તરફથી આવું અપમાન સહન કર્યું નથી, પરંતુ માત્ર આપની સાથે પ્રતિજ્ઞાના બંધનથી બંધાયેલો છું તેથીજ આમ સહન કરી રહ્યો છું. ચાલો હવે આપણે તે કેદીઓ પાસે જઈએ. પરંતુ ઘણું કરીને અત્યારે તેમના જીવનનો અંત આવી ગયો હશેજ. જલ્લાદે પોતાનું તમામ કામ ખતમ કરી નાંખ્યું હશે."

"મૅકયરના મુખમાંથી આવી વાર્તા સાંભળીને મારૂં હૃદય કમ્પી ઊઠયું. તે અમને સાથે લઈને ચાલવા લાગ્યો. રોઝના ઓરડા પાસે જતાંની સાથેજ અંદરથી વાતો કરવાનો અવાજ સંભળાયો. એ જોઈને આનંદથી મારૂં હૃદય પુલકિત થઈ ગયું. હું દોડીને સર્વથી પ્રથમ તે ઓરડામાં જઈ પહોંચ્યો. આ સમયે ત્યાં આગળ હાથમાં ખુલ્લી તલવાર લઈને ઉભેલો અબ્દુલ તથા બાઈબલને કરમાં ધારીને બેઠેલો પાદરી મારી નજરે પડયા અને તેમની સન્મુખ સ્ટીફન તથા રોઝ મલિન મુખથી મરણની વાટ જોતાં બેઠાં હતાં. અબ્દુલ તેમની ગરદન પર તલવાર ચલાવવાની તૈયારીમાં હતો. જો હું એકાદ કલાક મોડો પહોંચ્યો હોત, તો આજે એ બન્ને નિરપરાધી પ્રાણીઓની

હત્યા થઇ ચૂકી હોત–તેમના આત્મા પરલોકપ્રયાણ કરી ગયા હોત. પરંતુ ઇશ્વરની લીલા અગમ્ય છે, ઘડીમાં તેઓ મનુષ્યને મરણોન્મુખ બનાવે છે, તો ઘડીમાં જીવનના અમૂલ્ય આનંદનો ઉપભોગ પણ આપી દે છે. તેમની રચના અને કૌશલ્યની ગતિ ક્ષુદ્ર માનવોથી કદી પણ જાણી શકાય તેમ નથી." આ પ્રમાણે વિચાર કરીને હું ઇશ્વરનો વારંવાર અંતઃકરણ પૂર્વક ઉપકાર તેમજ આભાર માનવા લાગ્યો. એવામાં મને જોતાંની સાથેજ રોઝ મારી પાસે દોડી આવી. અને મારો હાથ પકડીને કહેવા લાગી કે;–"પ્રિય **રા**મપાલસિંહ! અંતે ઇશ્વરે આ અભાગિનીની યાચના સાંભળીને મરણના મુખમાંથી ઉદ્ધાર કર્યો છે. અમે આપના અમૂલ્ય ઉપકારની કદીપણ વિસ્મૃતિ કરી શકીશું નહિ. પ્રભુ! તારી માયાને ધન્ય છે!"

"ત્યાર પછી **તા**તિયાએ તે ઓરડામાં પ્રવેશ કરી પ્રથમ સ્ટીફનને પૂછ્યું કે;—"કેમ ભાઈ! તમે **મે**કયરની વિરૂદ્ધ શું આચરણ કર્યું છે વારૂ? અને તમારે આ પ્રમાણે શા માટે કેદી થવું પડયું છે? **મે**કયરની વિરૂદ્ધ કાંઇ પણ કારસ્થાન તો નથી રચ્યાં ને? સ્ટીફને ઉત્તર આપ્યું કે;–"મહાત્મન્! મેં **મે**કયરની વિરૂદ્ધ કોઇ દિવસ પણ બુરૂં વર્તન ચલાવ્યું નથી. માત્ર તે તો મને પૈસાની આશાથી-જ અહીં લગભગ એક માસ થયાં પકડી લાવ્યો છે, જો આજે આપ અત્રે ન આવ્યા હોત, તો મારો આત્મા અનંતનામી ઇશ્વરના રાજ્યમાં વિચરણ કરી રહ્યો હોત. મને કેદ પકડવામાં તેનો એક અન્ય ઉદ્દેશ પણ સમાયેલો છે અને આપને તે મિસ **રો**ઝ કહી સંભળાવશે. અત્યારે મારામાં બોલવાની શકિત રહી નથી, તેથીજ હું આપને તે હકીકત કહી સંભળાવું તેમ નથી.

"**તા**તિયાએ પુનઃ કહ્યું કે;—"પ્રિય ભગિની! આપને અત્રે **મે**કયરે કયા કારણથી કેદ કર્યાં છે વારૂ? શું આપે મેકયરની વિરૂદ્ધમાં કાંઈ પણ ખટપટ કરી છે ખરી કે? અથવા તેનું બુરૂં થાય તેવા કોઇ પણ કાર્યમાં ભાગ ભજવ્યો છે કે?"

"આ સાંભળીને **રો**ઝે ઉત્તર આપ્યુ કે;—"મહાશય! **મે**ક-યરના સંબંધમાં મારી કર્મકથા આપને વિદિત કરતાં પણ મને લજ્જા ઉત્પન્ન થાય છે. છતાં પણ સત્યને પ્રકટ કરવાના ઉદ્દેશથી હું મારો વૃત્તાંત આપને કહી સંભળાવું છું અને **મે**કયર માત્ર પોતાની પાપવૃતિ તૃપ્ત કરવા માટે અને વિષયવાસનાની મહત્વાકાંક્ષા પૂર્ણ કરવા માટેજ

મને અત્રે પકડી લાવ્યો છે. મારી ઇચ્છા સ્ટીફન સાથે લગ્ન કરવાની છે, પરંતુ મેકેયર બળાત્કારે મારી સાથે લગ્ન કરવા ઇચ્છે છે. હું તેની તે યાચનાનો અસ્વીકાર કરીને આજે આ ભયંકર સ્થિતિમાં આવી પડી છું. મેં તેની સાથે લગ્ન કરવાની અનિચ્છા દર્શાવ્યાથી તે આજે મને મૃત્યુવશ કરવાની તૈયારીમાં હતો. જો આ સમયે સરદાર રામપાલસિંહ ન આવી પહોંચ્યા હોત તો, મારૂં મરણ પણ થઇ જાત."

"આ મેકેયર દ્વારા મારી સહોદરાનું પણ આવીજ રીતે મૃત્યુ થયું છે. તે નિર્દયે મારી હેલનને પોતાની સાથે લગ્ન ન કરવાથી પોતાના વિઘાતક છરાદ્વારા તે બિચારીને મારી નાખી છે, અને મને પણ મારા પ્રિયતમ સ્ટીફનનો વધ કરીને તે પોતાની પ્રિયતમા બનાવવા ધારતો હતો. પણ મારી તદ્દન અનિચ્છા હોવાથી તે મારૂં અને મારા સર્વ પરિવારનું નિકંદન કરવા ધારે છે. આ પાપી મેકેયરના અધમ કૃત્યોદ્વારા મારી ભગિની મરણ પામી છે, મારી માતા ઉન્માદિની બની ગઇ છે અને મારા પિતાની સ્થિતિ અત્યંત શોચનીય થઇ રહી છે. પ્રભુ ! મેકેયરે અમારૂં અનિષ્ટ કરવામાં કોઇ પણ પ્રકારની ન્યૂનતા રાખી નથી. હજી થોડા સમય પહેલાંજ તે મારા પિતાને દબાવીને-ધમકાવીને ત્રીસહજાર રૂપિયા લઇ ગયો છે. છતાં પણ હજી તેની મહત્વાકાંક્ષા અને દ્રવ્ય લોલુપતા બંધ થઇ નથી. બુરી લાલસાઓના પરિણામેજ મારે આ દુરાવસ્થામાં આવવું પડયું છે. હવે વિશેષ વૃત્તાંત કહેતાં મારૂં હૃદય ભરાઇ આવે છે માટે સરદાર રામપાલસિંહજી તે સંબંધી સર્વ હકીકત આપને જણાવશે. પણ–"

"આ પ્રમાણે બોલતાં બોલતાં રોઝનાં કમળવત્ નયનોમાંથી મુક્તાફળ સમાન અશ્રુબિન્દુઓ ટપકવા લાગ્યાં. તેના કપોલપ્રદેશપર તથા લલાટ વિભાગમાં સ્વેદ બિન્દુઓ પ્રસ્ફુટિત થઇ આવ્યાં. આ કરુણામય દૃશ્ય જોઇને મારા તથા તાતિયાનાં નેત્રોમાંથી પણ આંસૂનાં એકાદ બે બિન્દુઓ સરી પડયાં. હું તદ્દન નિર્વાક્ અને જ્ઞાનશૂન્ય બની ક્ષણવાર પર્યન્ત ઉદાસીનતા ધારણ કરીને ઉભો રહ્યો. આ વખતે તે સ્થળે તદ્દન શાન્તતા અને નિઃસ્તબ્ધતા છવાઇ ગઇ હતી. સર્વના મનમાં એક પ્રકારના તિરસ્કારની ભાવના ઉદ્દભવી આવી હતી. તાતિયા ટોપીનું મુખ તો ક્રોધથી લાલચોળ બની ગયું હતું.

"ત્યાર પછી તાતિયા ટોપીએ તે નિઃસ્તબ્ધતાનો ભંગ કરીને ઘણાજ કોમળ સ્વરથી કહ્યું કે;–"પ્રિય આંગ્લ વિદુષી બાળા ! તમારે

હવે ગભરાવાનું કાંઇ પણ કારણ નથી. હું તમને કાઈપણ પ્રકારનું સંકટ ન આવે એવા ઉપાય યોજું છું. જાઓ, હવે સુખેથી તમે તમારા ઘર તરફ વિદાય થાઓ."

"ત્યાર પછી કેટલીકવાર પર્યન્ત શાન્ત રહી, તેમણે મેકેયર તથા અબ્દુલ તરફ જોઇને કહ્યું કે;—"અધમ અબ્દુલ અને દુરાત્મા મેકેયર! તમે વિશ્વનિયંતાના શાન્તિમય સામ્રાજ્યમાં આ પ્રમાણે પાપનો પ્રચાર કરવા માટે શા સારૂ ઉપસ્થિત થયા છો? શું સાધ્વી સ્ત્રીઓની લજ્જા લૂંટવી, નિરપરાધી ધનવાનોનું ધન લૂંટવું, અને ભયંકર પાપનો પ્રચાર કરવો એ શું મનુષ્યધર્મ છે? પાપાત્માઓ! તમારાં આવાં કુકર્મો જોઇને મારા હૃદયમાં ભયંકર આઘાત થયો છે. બીજાની કન્યાઓનું અપહરણ કરીને તમારી વિષય—લમ્પટતા પૂર્ણ કરવાનો તમને કોણે અધિકાર આપ્યો છે? શું સ્વદેશ ઉદ્ધારનોઅર્થ દગાબાજી, વિષયલોલુપતા, કામંધતા, ચોરી અને લૂંટ જ કરી બેઠા છો કે? નહિ નહિ. તમારાં આવાં હૃદયવિદારક કાર્યો મને બિલ્કુલ પસંદ નથી. હું તમારી આવી મલિનતા, દુષ્ટતા અને નિર્દયતા જોઇને અત્યંત દિલગીર થાઉં છું. વિશેષ શું કહું, કે હવે હું તમારી સાથે કોઇપણ પ્રકારનું કાર્ય કરવા ઇચ્છતો નથી. તમારો સહવાસ—સંસર્ગ એ ભયાનક નરકનાં દ્વાર બતાવે તેવો છે. ધર્મ—નીતિ અને કર્તવ્યપરાયણુતા શું છે; તેનું તો તમને ભાન પણ નથી. મેકેયર! યાદ રાખજે કે, અધર્મદ્વારા કદાપિ કોઇ વિજયી થયું નથી, થતું નથી અને થવાની સંભાવના પણ નથી. શું માત્ર તારી વિષયલાલસાની તૃપ્તિ માટેજ તેં નિર્દોષ હેલનનો વધ કર્યો અને રોઝની પણ તેવીજ કફોડી સ્થિતિ કરવાને તું તૈયાર થયો! ધિક્કાર છે તારા માનવ જન્મને? મારા સિદ્ધાંતનો તું આવો દુરૂપયોગ કરી નિરપરાધીને વિના વાંકે શા માટે પીડિત કરી રહ્યો છે? જો તું અમારા સ્વદેશ ઉદ્ધારના કાર્યમાં સહાયતા ન આપે, તો અમને તારી લેશ પણ પરવાર નથી. હું મારી દૃષ્ટિ સન્મુખ અધર્મનાં હૃદયવિદારક અને સંતાપજનક કાર્યો થતાં જોવા ઇચ્છતો નથી.

"દુરાત્માઓ! તમારા જેવા માનવપિશાચોદ્વારા ભારતવર્ષને સ્વાધીન કરવાની આશા રાખવી એ સર્વથા વ્યર્થજ છે. અથવા તો એક પ્રકારના સંકટનો ઉદ્દભવ કરવા સમાન છે. તમે જે અન્યાયી—પાપી અને નિંદાયુક્ત કાર્ય કર્યાં છે, તેનો તમને ઉચિત દંડ આપી-

તેજ હું મારા હૃદયમાં પ્રજ્વલિત થયેલા અગ્નિને શાન્ત કરીશ. તમે આ તાતિયાને નિર્બળ, નાલાયક, ધર્મવિહીન, બુદ્ધિહીન અને સ્વાર્થ-પરાયણ શયતાન ન ધારતા. તાતિયા પોતાનું બધું ધૂળમાં મળી જશે તો પણ અન્યાય કિંવા અનીતિનો ફેલાવો થવા દેશે નહિ. તમે લોકો મને ડરપોક ન સમજતા. કાયર પુરુષોજ આવાં કુટિલ કાર્યોનું અવલંબન કરે છે. સારા શૂરવીર પુરુષો તો સમરભૂમિમાં પોતાનું રક્ત રેડીને અપરિસીમ વીરત્વનો પરિચય આપે છે. હું પણ તેજ વિચારનો છું. શત્રુઓની સન્મુખ સ્હામે પગલે લડવામાંજ હું મારાં કર્ત્તવ્યનું પાલન થયેલું માનું છું. અબળા પર જુલ્મ ગુજારવાના વિચારોથી હું તદ્દન વિરુદ્ધ છું."

"ત્યારપછી તેણે જોન્સના તરફ દૃષ્ટિ કરીને કહ્યું કે;–"મિ. જોન્સ! મારા આદેશાનુસાર આ બન્ને દુરાત્માઓને–અબ્દુલ અને મેકેયરને સત્વર કેદ કરો."

"તે સમયે તાતિયાની આજ્ઞાનુસાર અબ્દુલ તથા મેકેયરના હાથપગ બાંધી લેવામાં આવ્યા. ત્યાર પછી અમે લોકો તે મકાનમાંથી બહાર આવ્યા. તે મકાનમાં રહેનારા બીજા ચાર યુરોપિયનો પણ તાતિયા ટોપીની આજ્ઞા પ્રમાણે અમારી સાથે આવ્યા. તેમણે આવીને તરતજ તાતિયાને પ્રણામ કર્યાં.

"માર્ગમાં મને તાતિયા ટોપીએ કહ્યું કે;–" રોઝ અને સ્ટીફનને હમણાં તેમના મકાન પર જવા દો. તમારે પુનઃ મારી સાથેજ નાવ પર આવવું પડશે. તમારું કાર્ય પૂર્ણ થયું છે, તેથી હું ધારું છું કે, હવે તમને મારી સાથે આવવામાં કોઇ પણ પ્રકારની અડચણ તો નહિજ આવે? કેમ, તમે મારી સાથે આવવાને તૈયાર છો ખરાકે?"

"મેં ઉત્તર આપ્યું કે;–" જી ના, મને કાંઈ પણ અડચણ નથી. ચાલો હું આપની સાથેજ આવું છું. આપની સાથે આવવામાં મને બિલ્કુલ અડચણ આવે તેમ નથી."

"મારાથી તે સમયે રોઝ અને સ્ટીફનની સાથે કાંઇ પણ વાતચીત થઈ શકી નહિ. તેઓ બન્ને ત્યાંથી પોતપોતાનાં ગૃહ તરફ વિદાય થયાં અને હું તાતિયા ટોપીની સાથે પુનઃ પવિત્ર ગંગા નદીના કિનારા પર નાંગરેલા તેમના નાવ તરફ રવાના થયો.

# ઉનવિંશ પરિચ્છેદ.

## મિસિસ ગાર્ડનનું પરલોકપ્રયાણ

### બ્રિગેટ સર્જ્યન સ્ટીફનની આત્મકથા

" અમે જે દિવસે મેકેયરના ગુપ્ત કારાગૃહમાંથી મુક્ત થયાં, તે દિવસે સરદાર રામપાલસિંહ કેટલાક સંન્યાસીઓની સાથે ગંગા નદીના કિનારા તરફ જતા જણાયા. આ વખતે મેકેયર તથા અબ્દુલ પણ કેદી તરીકે તેમની સાથેજ હતા; પરંતુ એ સર્વ વિષયોમાં શું રહસ્ય સમાયલું છે, તે મારાથી જાણી શકાયું નહિ. મેકેયર અને અબ્દુલને તેમના કયા ગુન્હાની સજા આપવામાં આવી છે અથવા તો તે અપરાધ શો છે, તે તો હું પ્રથમથીજ જાણી ચૂકી હતી, પણ હવે તેમની શી દશા થશે કેદ કરીને તેમને કયે સ્થળે રાખવામાં આવશે એ વિષયમાં મારાથી કોઇ પણ જાતની ખાત્રીપૂર્વક કલ્પના કરી શકાઇ નહોતી. ઘણા દિવસ સુધી કેદ રહેવાને લીધે મારૂં શરીર તદ્દન કૃશ અને નિસ્તેજ બની ગયું હતું; પરંતુ બહાર આવ્યા પછી સ્વચ્છ હવા મળી શકવાથી મારા પ્રાણમાં કાંઇક સ્ફૂર્તિ અને ચૈતન્ય આવ્યું. મેં કષ્ટ-ભંજન, પાપ–તાપ–પરિતાપવિનાશક સુખશાન્તિમય પરમાત્માને અનેક ધન્યવાદ આપ્યા. તે સાથેજ મારા જીવનદાતા સરદાર રામપાલ-સિંહનો પણ અંતઃકરણ પૂર્વક આભાર માન્યો. મિસ રોઝ પણ મારી સાથેજ આવી હતી. તેનું મુખ જોઇને મને અત્યંત આનંદ ઉત્પન્ન થયો. અમે ઉભય મૃત્યુવત્ થવા છતાં, પુનઃ જીવિત થયાં છીએ, તે પરમકૃપાળુ પરમાત્માની અપરિસીમ દયાનું, અપાર લીલાનું, અગમ્ય રચનાનું અને અસીમ મહિમાનુંજ પરિણામ છે. કેટલાક સમય પહેલાં અમે બન્ને પ્રભુના પરમ શાન્તિમય ધામ તરફ યાત્રા કરવા માટે પ્રસ્તુત થયાં હતાં.–મેકેયરના પરમમિત્ર અબ્દુલના ખડ્ગની તીક્ષ્ણ ધારા દ્વારા આ ભૂમિમાંથી–સંસારમાંથી પંચત્વના પૂતળાંનો, ત્યાગ કરીને મૃત્યુકિનારે પહોંચવાની તૈયારીમાં હતાં. અમારા મરણનો, વિલીન થવાનો સમય છેક સમીપ આવી લાગ્યો હતો. અમારા પ્રાણ ભયંકર આપદ્‌માં સપડાયા હતા. મને જરા પણ વિશ્વાસ નહોતો કે, અમે

લોકો એ ક્રૂર પાપાત્માઓના પંજામાંથી છૂટીને પુનઃ આ સંસારમાં આ પ્રમાણે વિચરણ કરી શકીશું. પરંતુ મહાદયાળુ ઇશ્વરની કરુણા ક્યારે અને કોના ઉપર, કેવી રીતે ઉતરી પડે છે, એ સંબંધમાં તુચ્છ ક્ષુદ્ર માનવ-બુદ્ધિ કાંઇ પણ કાર્ય અથવા કલ્પના કરી શકતી નથી. અને એથીજ સચરાચર ઇશ્વરની લીલાને અકળ અથવા અગમ્ય કહેવામાં આવે છે. ”

“ સૃષ્ટિમાં મનુષ્યમાત્રને બીજી બહુ મૂલ્યમાં બહુ મૂલ્ય વસ્તુ કરતાં પણ પોતાનું જીવન અધિક પ્રિય હોય છે, અને તેની રક્ષા માટે અલ્પમતિના માનવો અનેક યત્નો પણ કરે છે. પરંતુ જગદાધારની કરુણા સિવાય તે જીવનને મૃત્યુના મુખમાંથી કદાપિ તુચ્છ માનવશક્તિ બચાવી શક્તિ નથી. પણ મરણોન્મુખ મનુષ્યને તે કૃપાળુ પરમાત્માની મહાનશક્તિ સત્વર બચાવી શકે છે, એનો મને આ સમયે સમ્પૂર્ણ અનુભવ થયો. ઇશ્વર રાઇમાંથી પર્વત પણ બનાવી શકે છે એ સૂત્ર મને અત્યારે તદ્દન સત્યજ લાગ્યું.

“ કેટલીકવાર પછી મિસ **રોઝ** મને ઉદ્દેશીને કહેવા લાગી કે; સર્જન સ્ટીફન ! આપણે અત્યંત અશકત થઇ ગયાં છીએ, તેથી પગે ચાલીને આપણાથી મકાનપર પહોંચાશે નહિ, માટે એક ગાડી ભાડે કરી લ્યો. મને મારી પ્રિય માતાનાં દર્શન કરવાની પ્રબલ ઇચ્છા થઇ છે. તીવ્ર જિજ્ઞાસા ઉત્પન્ન થઇ છે. અત્યારે મારૂં ચિત્ત તેમના દર્શનાર્થે અત્યંત વ્યાકુળ બની ગયું છે, ન કરે નારાયણ ને કદાચિત્ ભયંકર પ્રસંગ આવી લાગે, તો તે પહેલાંજ આપણે ત્યાં પહોંચી જવું એ અતિ આવશ્યકીય છે. માતાનો ઘણા દિવસનો વિયોગ મને અત્યંત અસહ્ય થઇ પડયો છે અને એ કારણથીજ મારૂં મન અત્યારે તેમને મળવા માટે અત્યંત ઉત્સુક થઇ રહ્યું છે. ”

“ **મિસ રોઝ**ની વાત મને પસંદ પડી. તેણે આ વાત કરી તે પહેલાં મને **મિ.** ગાર્ડન અને **મિસિસ** ગાર્ડનનું સ્મરણ પણ નહોતું. હેલનના મૃત્યુ પછી **મિસિસ** ગાર્ડનના હૃદયની સમસ્ત મમતા **રોઝ** ઉપર આવી પડી હતી. **રોઝ**ને આવી રીતે ફસાયલી જોઇને તેની માતાને આજે કોણ જાણે કેટલું કષ્ટ થતું હશે ? માતાપિતાની મમતા સંતાનો પર વિશેષ હોય, તે સ્વાભાવિકજ છે. પોતાના સંતાનને આવી દુરાવસ્થામાં આવી પડેલાં જોઇને તેમનું હૃદય ખિન્ન થાય એ સર્વથા સંભવનીય છે. સંસારમાં સંતાન એજ સાચું

સુખ છે. મનુષ્ય માત્ર સંતાનોને માટેજ અનેક પ્રકારની મહેનતો ઊઠાવે છે. તેમના માટેજ ઝાઝું થોડું કરે છે, એ બધું મને સાંભરી આવ્યું."

"છેવટે એક ગાડી કરીને અમે બન્ને ઉતાવળથી ઘર તરફ વિદાય થયાં. લગભગ પંદર મિનિટમાં અમે બન્ને ગાર્ડનના મકાન પર આવી પહોંચ્યાં. તે વખતે નીચેના ઓરડામાંજ ગાર્ડન પાસે બેસીને એ સુપ્રસિદ્ધ સિવિલસરજ્યન કાંઈક વાતચીત કરી રહ્યા હતા.'

"મિ. ગાર્ડન અમને બન્નેને અચાનક આવેલા જોઇને સ્તમ્ભીત થઈ ગયા. તેઓ રૂમાલવતી આંખો લૂછતા લૂછતા કહેવા લાગ્યા કે;–" બેટા રોઝ ! સ્ટીફન ! શું તમે મારી સન્મુખ પ્રત્યક્ષ ઉભાં છો કે હું પરોક્ષ રીતે જોઇ રહ્યો છું? અથવા તો આ સર્વ મારા મસ્તિષ્કનો વિકાર છે ? અરે, હું જાગૃત છું કે સ્વપ્ન અનુભવી રહ્યો છું ? નહિ—નહિ. આ મારો ઉન્માદ છે. પાપી પારધિના પંજામાં પકડાયલું પક્ષી છૂટીને પોતાના પિતાની ગોદમાં શી રીતે આવી શકે અરે ! હતભાગિ ગાર્ડન ! તું આ અવનીપર કયા સુખની આશાથી જીવન વ્યતીત કરી રહ્યો છે ? તને આ દુનિયામાં કયી મોહમયી માયાએ સપડાવી રાખ્યો છે ? અસાર જીવન, દુ:ખમય દિવસો ગાળી ગાળીને હવે તદ્દન ક્લાંત બની ગયું છે. પ્રભુ ! મને મારી રોઝનાં અંતિમ દર્શનની અભિલાષા છે તે પૂર્ણ કરાવ. હાય ! પ્યારી પુત્રી !!

"તેમની આવી શોચનીય સ્થિતિ જોઇને મેં કહ્યું કે,–" પ્રિય ગાર્ડન ! આ સ્વપ્ન નથી, કિન્તુ સત્યજ છે. તમે તમારાં નેત્રો ઉઘાડીને જૂઓ એટલે રોઝના દર્શન થઈ શકશે. આમ વ્યર્થ ઉન્માદને વશ થવાથી તમારી પ્રકૃતિ પણ બગડી જશે."

"મિ. ગાર્ડને ઉત્તર આપ્યું કે;–" નહિ, તમે મને સાંત્વન આપવાના ઉદ્દેશથીજ આ પ્રમાણે અસત્ય ભાષણ વદી રહ્યા છો. દુ:ખની અંધકારમય રજનીમાં સુખનો તેજસ્વી સૂર્ય શી રીતે ઉદય પામે વારૂ ? કષ્ટથી વારંવાર પીડાતા ગાર્ડનના કઠિન ભાગ્યમાં સુખ અને શાન્તિનો સંચાર કયાંથી હોય ? ચિરકાળથી દુ:ખ ભોગવતા આ અભાગિ ગાર્ડનને એકાએક પ્યારી પુત્રીનો મેળાપ થાય એ વાત તદ્દન અસંભવિતજ છે. હાય રોઝ ! તું કયાં છે ? ખરેખર આ કોઈ ઈન્દ્રજાલિક માયાવિની રચના છે અથવા તો ભૂતોનો ભયોત્પાદક ભ્રમ છે. આજે મારીનજર આગળ એક પ્રકારની વિચિત્ર

બાજી ગોઠવાઈ હોય તેમ જણાય છે, નહિ તો મરણ પામેલી મારી પુત્રી મારી સન્મુખ શી રીતે આવી શકે ? ”

“ આ સમયે રોઝનું હૃદય પણ ભરાઇ આવ્યું હતું. તેની આંખમાંથી આંસૂઓની અવિરલ ધારા વહી રહી હતી પિતાની આવી શોચનીય સ્થિતિ જોઇને તે વિશેષ વિલંબ ન કરતાં દોડી જઇને તેને ગળે વળગી પડી અને ત્યાર પછી રડતાં રડતાં કહેવા લાગી કે;– “બાબા ! આપ વ્યર્થ કુશંકા ન કરો. હુંજ આપની વ્હાલી રોઝ છું. ખરેખર હું અત્યારે આપની સન્મુખજ આવી પહોંચી છું. પરમકૃપાળુ પરમાત્માએ મને જીવનદાન આપીને મેકેયરના કઠિન કારાગૃહમાંથી મુક્ત કરી છે. પાપાત્માઓને તેમના પાપોનું ફળ અવશ્ય ભોગવવુંજ પડશે. આપ સાવધ થાઓ. આપને આપની ભલાઇના બદલામાં ઇશ્વર સારૂંજ ફળ આપશે. પિતાજી ! મારી સાથે કેમ કાંઇ બોલતા નથી ? શું મેં કોઇ મહાન અપરાધ કર્યો છે ? બાબા ! એક વાર તો આ પુત્રીને તમારાં મધુર વચનો સંભળાવો. એકવાર તો આપની શાન્તિમય અને પવિત્ર ગોદમાં સ્થાન આપો.

“ પરંતુ હાય ! અફસોસ ! ! હતભાગિ ગાર્ડનને આટલું કહેવા છતાં પણ વિશ્વાસ ન આવ્યો. અદૃષ્ટના ભયંકર આઘાતને લીધે તેઓ સમસ્ત સુખ, શાન્તિ, આશા અને બુદ્ધિનો ત્યાગ કરી ઘોર ઉન્મત્તતાને આધીન બની ગયા હતા. બિચારી રોઝે કેટલુંએ ક્રંદન કર્યું, તેમને સમજાવવા માટે અનેક ઉપાયો કર્યા, ભયંકર કલ્પાંત કર્યો અને પ્રાર્થના કરવામાં પણ કાંઇ ન્યૂનતા રાખી નહિ. પરંતુ ગાર્ડનને તેના પર જરા પણ વિશ્વાસ આવ્યો નહિ. તેનું ચિત્ત આ સમયે ઉન્મત્ત વાયુની પેઠે શંકાના–ભ્રમણાના ઉછળતા સાગરમાં ગોથાં ખાવા લાગ્યું. સમસ્ત વાત તેમને તદ્દન અસત્ય અને કલ્પિતજ લાગી.

“ કેટલીક વાર પછી શાન્તિનો ભંગ કરીને મિ. ગાર્ડને કહ્યું કે:–“ નહિ નહિ. તારી આ વાત તદ્દન જૂઠ્ઠી અને બનાવટી છે. ઓ પિશાચ મેકેયર ! હવે હું તારાથી છેતરાઉં તેમ નથી ? શું તું બનાવટી રોઝને મારી પુત્રી કહેવા માગે છે ? મને હવે કોઇના વચન પર જરા પણ વિશ્વાસ આવતો નથી. ક્યાં છે રોઝ ? સ્ટીફન ક્યાં છે ? તેઓ તો અનંતનામી ઇશ્વરના શાન્તિમય સ્થાનભણી પ્રયાણ કરી ગયાં છે. જે સમાધિ મન્દિરમાં હેલન સૂતેલી છે, ત્યાં આગળ જઇને રોઝ પણ તેની સહચારિણી બની ગઇ છે ? અત્યારે

તેનો પ્રાણવાયુ આ અવનીમાંથી અદશ્ય થયો છે-વિલીન થયો છે. તમે જેને રોઝ બનાવીને અહિં લાવ્યા છો, તે શું મારીજ રોઝ છે? શું આજ તે રોઝ કે? નહિ. નહિ. કદાપિ નહિ. આ સર્વ ભયાનક ભ્રમ છે-મિથ્યા પ્રપંચ છે. મને આ વાત સ્વપ્નમાં પણ સત્ય મનાય તેમ નથી. છટ્ છટ્ દુરાત્મન્! દૂર રહે. કોની આગળ આવો પ્રપંચ ખેલે છે? આવ પ્રિય પુત્રી રોઝ આવ મારી પાસે આવ. નહિ રે. જા ચાંડાલિની દૂર જા. તું બનાવટી છે,-કૃત્રિમ છે. મને તારા પ્રપંચજાળમાં સપડાવીને મારી બન્ને પુત્રીઓને મરણવશ કરવા માટેજ તું અહીં આવી છે? પણ હવે આ ગાર્ડન બિલ્કુલ છેતરાય તેમ નથી."

"હવે હું તમારાં કારસ્થાનમાં નહિ સપડાઉં. છટ્ છટ્ આ સર્વ ષડ્યંત્ર, કપટતા અને દગાબાજી પર મને જરાપણ વિશ્વાસ બેસતો નથી. જાઓ, તમે અહિંથી સત્વર દૂર થાઓ. મારી રોઝનું નામ લઇને તેના મૃત નામને અપવિત્ર ન કરો. અરે દુરાત્માઓ કલંકનો કાળો દાગ ન લગાડો. કેવો ભીષણ વ્યાપાર? કેવો કુટિલ વ્યવહાર અને અધર્મી અનાચાર!! બસ દગોજ છે! ભયંકર દગો છે!!"

"આમ કહીને તેઓ પુનઃ બુમો પાડી પાડીને રડવા લાગ્યા. હવે મારાથી સ્થિર રહી શકાયું નહિ. મારૂં હૈયું ભરાઇ આવ્યું. હૃદય રડી પડયું. આંખમાંથી દડ્ દડ્ આંસૂ પણ વહેવા લાગ્યાં. મારા મુખનો ભાવ તદ્દન બદલાઇ ગયો. દુઃખના આ ભીષણ અને હૃદય વિદારક દશ્ય-ચિત્રને જોવા માટેજ હે ભગવાન્! તમે મને મનુષ્ય જન્મ આપ્યો છે કે શું? શું દુઃખીનાં દુઃખજ નિરંતર મારી દષ્ટિ સન્મુખ જોવાનું મારા ભાગ્યમાં લખાયું છે! આ સમયે રોઝ પણ મારો પગ પકડીને રડતી રડતી કહેવા લાગી કે;-"સ્ટીફન! સ્ટીફન! પિતાશ્રીના પ્રાણ બચાવો. તેમના ઉન્મત અને ભ્રાન્તિમય ચિત્તને શાન્ત કરો. હવે મારાથી તેમની આવી ઉન્મત્ત અવસ્થા જોઇ શકાતી નથી. આ જોઇને મારૂં કાળજું કમ્પી ઉઠે છે અને હૃદયમાં લ્હાય લાગે છે. માટે પિતાજીને સત્વર શાંત કરો.

"હાય! હવે હું શું કરૂં? મનુષ્યની શી સત્તા છે કે તે, મહાન અનંત શક્તિશાલી ઈશ્વરની ઇચ્છાનું ઉલ્લંઘન કરીને-તેમના ઉપર પગ મૂકીને પોતાનું સંરક્ષણ કરી શકે? પ્રભુની પરમ સત્તાને

ઉખેડી નાખવાનું સામર્થ્ય આ વિશ્વના, અરે સમસ્ત બ્રહ્માંડના ક્યા માનવમાં હોઈ શકે વારૂ ? મેં રોઝનો હાથ પકડીને બેઠી કરી. ડૉક્ટર વ્યસ્ત-વ્યાકુલ ભાવે ગાર્ડનની નાડીની પરીક્ષા કરવા લાગ્યો પરંતુ તે સર્વ વૃથા ગયું. ગાર્ડનની જ્ઞાન શક્તિ વિલીન થઈ અને ઉન્માદે તેનું સ્વરૂપ ધારણ કર્યું. મનુષ્યના સર્વ પદાર્થો નાશ પામે, ધન, યશ, સુખ, સ્મૃદ્ધિ જે કાંઈ હોય, તે સર્વ ચાલ્યું જાય તો ફિકર નહિ, પરંતુ જો માત્ર જ્ઞાન વર્તમાન હોય તેનું કાંઈ પણ નાશ પામતું નથી. તે મનુષ્યજ રહે છે. પરંતુ જણાય છે કે, વિધાતાએ ગાર્ડનના ભાગ્યમાં એ સુખ પણ લખ્યું નહોતું. તેની જ્ઞાનશક્તિનોજ પરમાત્માએ એકદમ લોપ કરી નાખ્યો હતો. ”

“ કેટલીક વાર પછી એક યુવક મેડાપરથી નીચે આવ્યો. તે રોઝને જોતાંની સાથેજ જાણે અજાયબીમાં પડી ગયો હોયની, તેમ જણાવા લાગ્યું. પરંતુ રોઝ દોડીને તેની પાસે જઇ પહોંચી અને રડતાં રડતાં કહેવા લાગી કેઃ—“ જેમ્સ ! મારી માતાની પ્રકૃતિ કેમ છે ? ભાઈ ! મને શીઘ્ર ઉપર લઇ જા. પૂજ્ય માતાનાં દર્શન વિના મારૂં હૃદય ગભરાઈ ગયું છે. ઘણા દિવસ થયાં હું તેમને મળી નથી તેથી મને તેમની મુલાકાત લેવાની તીવ્ર લાલસા ઉત્પન્ન થઇ છે. તેમના વિનાં મારૂં હૈયું વલોવાય જાય છે. માતાની માંદગીના સમાચાર સાંભળીને મારી છાતી ફાટી જાય છે. હૈયાના ચૂરેચૂરા થઇ જાય છે, માટે ભાઇ; ચાલ મને એકદમ મારી માતા પાસે તેડી જા. ”

“જેમ્સ રોઝને નાના પ્રકારનાં આશ્વાસનો આપીને કહેવા લાગ્યો કે;–પ્રિય રોઝ ! તું આમ ગભરા નહિ. ઇશ્વરકૃપાથી અત્યારે તારી માતાને આરામ છે. હું તને અવશ્ય તેમની પાસે લઈ જઈશ. પરંતુ જરા વાર સબુર કર. હું તે સંબંધમાં ડૉક્ટરની સલાહ લઈ આવું. ડૉક્ટર સલાહ આપશે કે તરતજ હું તને તારી માતાનો મેળાપ કરાવી આપીશ.”

“ ત્યાર પછી જેમ્સ એક ડૉક્ટરને બોલાવીને બીજા ઓરડામાં લઈ ગયો. તે બન્ને વચ્ચે શી વાતચીત થઈ તેમને વિદિત થયું નહિ. પરંતુ માત્ર અનુમાન પરથી જણાયું કે, ડૉક્ટરે રોઝને ઉપર જવાની મના કરી છે. ડૉક્ટર અને જેમ્સની વાતો પર વિચાર કરવાથી જણાયું કે, રોઝની માતા પણ ભયંકર-વિનાશક અવસ્થામાં આવી પડી હોવી જોઇએ.

"તે બન્ને ડૉક્ટરોમાંનો એક ડૉક્ટર ગ્રે મારો ઓળખીતો હતો. તે મને એકાંતમાં લઇ જઇને કહેવા લાગ્યો કે;—" પ્રિય બન્ધુ! તમે દુષ્ટોના હાથમાંથી છૂટી આવ્યા, તે માટે હું ઇશ્વરને અગણિત ધન્યવાદ આપું છું. પરંતુ રોઝ ઘણાજ વિષમ વખતે અત્રે આવી છે. તેની માતા મૃત્યુ-શય્યા પર સૂતેલી છે,-પિતા ગાર્ડન ઉન્માદી બની ગયા છે. આવી દયાજનક સ્થિતિમાં તે બિચારી કોમળ હૃદયા કન્યાની શી દશા થશે? જેમ્સ તેનો પિત્રાઈ ભાઇ છે અને તે આજેજ દિલ્હીથી અત્રે આવ્યો છે. હમણાંજ તે ગાર્ડન રોઝ તથા મિસિસ ગાર્ડનને મળી શકશે! મારો અનુરોધ છે કે, તમે થોડા દિવસ સુધી આ મકાનમાંજ રહો. તમે પરોપકારી છો, પરદુઃખભંજન એજ તમારો નિત્યનો વ્યવસાય છે, માટે આ દુઃખથી દુભાતા પરિવાર પર દયા લાવીને તેમનું સંરક્ષણ કરો. ઇશ્વર તેથી તમારૂં કલ્યાણજ કરશે. તમારા પર અત્યંત પ્રસન્ન થશે."

"હું ડૉકટર ગ્રેની વાતનું કાંઇપણ પ્રત્યુત્તર આપી શકયો નહિ. કારણ કે, મિ. ગાર્ડન સાથે મારે ખાસ ગાઢ બન્ધુતા-મિત્રતા હતી. મિત્રના કલ્યાણાર્થે પોતાના જીવ આપવામાં પણ હું કદાપિ પાછી પાની કરૂં તેમ નહોતો. મારાથી અપરિચિત મનુષ્યોના શુભને માટે પણ હું નિરંતર ઉત્સુક રહેતો હતો, તો પછી પરિચિત મિત્રના ભલા માટે જો હું કાંઈ પણ યત્ન ન કરૂં તો મારા જેવો અયોગ્ય અને દુરાત્મા બીજો કોણ કહેવાય? મિત્ર, મિત્રના ખરા દુઃખને વખતે કામ ન લાગે તો પછી તે મિત્રતા શા કામની? તે મિત્ર પણ શાનો?"

"ગાર્ડનની આવી શોચનીય સ્થિતિમાં તેમને યથાસાધ્ય સહાયતા કરવી એ મારૂં મુખ્ય કર્ત્તવ્ય હતું. પરંતુ બીજી બાજૂનો વિચાર કરતાં, હું એક સરકારી દાસ, અનુચર હતો. આજકાલ વિદ્રોહાનલ પ્રજ્વલિત થઈ ઉઠવાની હરઘડીએ આશંકા રહ્યા કરતી હતી. તેના ભયથી સર્વ સૈનિક-અધિકારીઓ વ્યગ્ર બની ગયા હતા. આવી સ્થિતિમાં કદાચિત્ મારે સૈન્યની સાથે અન્ય કોઈ પણ સ્થળે જવું પડે, તો તે સર્વથા સંભવનીય હતું. આવાં અનેક કારણોથી હું ગ્રેના પ્રશ્નનું ઉત્તર આપી શકયો નહિ. ડૉકટર ગ્રેની વાતે મને એક પ્રકારના અતિ ગહન વિચારમાં નિમગ્ન કરી દીધો અને તેથી હું વિચારમાં ને વિચારમાંજ દિગ્મૂઢ બની ગયો."

"મને ચૂપચાપ ઉભેલો જોઇને ડૉકટર ગ્રેએ ફરીવાર પૂછ્યું કે;—"કેમ સ્ટીફન! મારા પ્રશ્નનું શું ઉત્તર આપો છો? તમે એકવાર ઉપર જઇને મિસિસ ગાર્ડનની પ્રકૃતિ જોઇ આવો. તેમનો અંતિમ સમય સમીપ આવી પહોંચ્યો હોય, તેમ જણાય છે."

"રોઝની માતાની આવી ભયંકર દશા સાંભળીને મારૂં ચિત્ત વિચલિત થઇ ઊઠયું. મારા વદનપર શિથિલતા છવાવા લાગી અને હૃદય ગભરાવા લાગ્યું મને કાંઇક વિસ્મરણ થતું હોય તેમ જણાવા લાગ્યું અને મારા હૃદયનું રક્ત સૂકાવા લાગ્યું. હું મનમાંને મનમાંજ વિચારવા લાગ્યો કે;—"જો કદાચિત્ રોઝની માતા મરણ પામશે તો બિચારી હતભાગિની રોઝની શી દશા થશે? જો એ સુકુમારી સુન્દરીનું સરલ–કોમળ હૃદય એ દુઃખ સહન નહિ કરી શકે, તો તેનું લાવણ્યયુક્ત શરીર તદ્દન કૃશ અને નિસ્તેજ થઇ જશે. તેના હૃદયના ચૂરેચૂરા થઇ જશે. રોઝ મને સર્વભૂત પ્રાણી કરતાં વિશેષ પ્રિય છે, સ્વાભાવિક રીતેજ તેને માટે મારા પ્રાણ અધિક વ્યાકુલ રહ્યા કરે છે, પણ શું કરૂં લાચાર! રોઝના એ કઠિન દુઃખમાં પણ અવનીપતિનો કોઇ ગુપ્ત ઉદ્દેશ તો છુપાયલોજ હશે. તેમના ગુપ્ત ઉદ્દેશ અને રહસ્યના મહત્ત્વને જાણવું એ કાર્ય માનવશક્તિની મર્યાદાથી વિભિન્નજ છે. હવે તો તે અપાર કરુણામય પરમાત્મા પર દૃઢ વિશ્વાસ રાખ્યા સિવાય મારો છૂટકો ન થયો."

"થોડીવાર પછી પુનઃ જેમ્સ ઉપરથી અમારી પાસે આવી લાગ્યો. મેં જોયું કે, હમણાં તે ડૉકટર ગ્રેને એકાંતમાં બોલાવીને કાંઇક ગુપ્ત પરામર્શ કરી રહ્યો છે. તેમના બન્નેના વદન પર વિષાદની છાયા છવાઇ ગઈ છે. તેમના મુખના માલિન્યપૂર્ણ ભાવ પરથી મને જણાયું કે, હવે કાંઇ પણ આશા રહી હોય તેમ જણાતું નથી, ઘણું કરીને સર્વ શેષજ થઇ ગયું હશે, પછી ડાકટર ગ્રે કેટલીક દવાઓની શીશીઓ લઇને મને પોતાની સાથે ઉપર તેડી ગયો. આ સમયે મિસ રોઝ ગાર્ડનના ચરણો આગળ બેસી આંખોમાંથી અશ્રુનો અસ્ખલિત પ્રવાહ વહેવરાવી રહી હતી. તેનું લાવણ્યયુક્ત વદન તદ્દન નિસ્તેજ અને મ્લાન થઇ રહ્યું હતું. મને ઉપર જતો જોઇને તે મારી પાસે દોડી આવી અને મારો હાથ પકડીને અત્યંત શોકપૂર્ણ સ્વરથી કહેવા લાગી કે કે;—"સ્ટીફન! શું આપ હવે મને પ્રેમની મીઠી ભાવનાથી નથી ચાહતા, વારૂ? મારાથી આપનો શો અપરાધ થયો

છે? આપ પણ મારી પ્રાર્થના તરફ લક્ષ્ય નથી આપતા, એ જોઇને મને અત્યંત સંતાપ થાય છે. મારી માતાનાં અંતિમ સમયનાં દર્શનથી મને વિમુખ ના રાખો. મને તેમને મળવાની પ્રબળ ઇચ્છા થઇ છે. મારા એક અંતિમ અનુરોધનું આપને પાલન કરવુંજ પડશે. અને તે અનુરોધ એ કે, મને મારી માતાની એકવાર મુલાકાત કરાવી આપો. માતાના મરણ વખતે જો તેની એકની એક પુત્રી તેનાં દર્શનથી વંચિત રહે, તો તે માતા, પુત્રીના હૃદયમાં કેવો અસહ્ય આઘાત થાય તેનો વિચાર કરી મને મારી માતા પાસે એકવાર જવા દ્યો. તેનાં મુખનાં છેલ્લીવારનાં દર્શન કરવાની આ દીન અબળાને પરવાનગી આપો."

"આમ કહીને તે પણ મારી સાથે ચાલવા લાગી. ડૉકટર ગ્રેએ તેને આવવાની મના કરી. અને ઘણીવાર સુધી સમજાવી; પરંતુ રોઝે તેમના કથન પર કાંઇ પણ લક્ષ્ય આપ્યું નહિ. હાય! તેનું ક્ષુદ્ર હૃદય આ સમયે શોકના વિશાળ તરંગોથી ડોલાયમાન થઇ રહ્યું હતું. માતાના અપરિસીમ-અનિર્વચનીય સ્નેહે તેના હૃદયની દશાનું તદ્દન પરિવર્તન કરી નાખ્યું હતું. જ્ઞાનશક્તિનો લોપ થવાથી તે માતાને મળવા માટે ઉન્માદિની બની ગઇ હતી. આવી વિકટ સ્થિતિમાં અમારો સામાન્ય ઉપદેશ તેને શું સાંત્વન આપી શકે વારૂ? છેવટે અમે વિવશ થઇને તેને પણ અમારી સાથેજ ઉપર લઇ ગયા.

"ઉપર પહોંચ્યા પછી મને તથા રોઝને બહાર ઉભાં રાખીને જેમ્સ અને ડૉકટર ગ્રેએ મિસિસ ગાર્ડનના ઓરડામાં પ્રવેશ કર્યો. મેં રોઝને ત્યાં ન જવાની ઘણીએ સમજણ આપી, પરંતુ તેના શોકાચ્છન્ન હૃદયમાં આ સમયે તત્ત્વજ્ઞાનનો સંચાર શી રીતે થઇ શકે વારૂ? પ્રેમમયી પ્રિયતમાને મળવા ઇચ્છનાર પ્રિયતમના હૃદયને ગમે તે પ્રકારે અટકાવવા છતાં પણ, જેવી રીતે તેના હૃદયમાંથી પ્રિયતમાની સ્મૃતિનો લોપ કરી શકાતો નથી, તેવીજ રીતે પોતાની માતાને મળવાની ઉત્કટ અભિલાષા રાખનાર રોઝના હૃદયપર પણ મારાં સંભાષણે કશી અસર કરી નહિ. મારા સર્વ યત્નો નિષ્ફળ ગયા, પરંતુ રોઝે પોતાના આગ્રહનો ત્યાગ નજ કર્યો. તે તો પોતાના આગ્રહને દૃઢતાથી વળગીજ રહી."

"કેટલીક વાર પછી તે મને સંબોધીને કહેવા લાગી કેઃ— સ્ટીફન! હું સઘળું સમજું છું. માતા પણ મને આ દુનિયામાં એકલી મૂકીને હેલન પાસે જવાની તૈયારી કરી રહી છે. પરંતુ તેમાં

આપણી શક્તિનો કાંઇ પણ ઉપયોગ થઇ શકે તેમ નથી. કેવળ ઇશ્વરની દયા સિવાય આપણે તેમનું કોઇ પણ પ્રકારે રક્ષણ કરી શકવાને સમર્થ નથી. પરમાત્માએ મારા ભાગ્યમાં જેમ લખ્યું હશે, તેમ બની રહેશે. વ્યથ વિલાપ અને ક્રંદન કરવામાં સાર નથી. જીવન-માં આવી ઘનઘોર આપદો આવી પડે, તે સમયે ઇશ્વરના આદેશનું પાલન કરી તેમનાં ઉપયુક્ત સંતાન બની ધૈર્યને પ્રત્યેક પુરુષ તેમજ પ્રમદાએ ધારણ કરવું જોઇએ. એ પ્રમાણે હું પણ યોગ્ય પાલન કરીશજ. હું તમારા સમક્ષ 'ઇશ્વરના શપથ લઇને આ અતિ વિકટ અને તેનાથી પણ વિકટ દુ:ખ અને શોક સહન કરવાની પ્ર-તિજ્ઞા લઊં છું."

"રોઝની ઉક્ત વાર્તા સાંભળીને હું અજાયબીમાં પડી ગયો, અને મને જણાવા લાગ્યું કે, ઐશ્વરિક બળે તેના ભયયુક્ત હૃદયમાં નવીન-તાથી સંચાર કર્યો છે."

"કેટલીક વાર પછી જેમ્સે તે ઓરડામાંથી બહાર આવી મને મિસિસ ગાર્ડનની મુલાકાત લેવાનું સૂચવન આપ્યું, પરંતુ રોઝને આવવાની મના કરી તથા તેને જણાવ્યું કે:–બ્હેન! થોડીવાર પછી તમને પણ માતા પાસે લઇ જઇશ. હમણાં જરા વાર અહીં બેસ. વખત થશે એટલે તરતજ હું તને બોલાવી લઇશ."

"મેં જેમ્સને કહ્યું કે;–" મિ. જેમ્સ! રોઝને તેની માતા પાસે જવા દો. તે દુ:ખની શોચનીય સ્થિતિ જોવા માટે તૈયાર છે. પ્રભુએ તેના હૃદયમાં સહનશીલતા ઉત્પન્ન કરી છે. તેનું કોમળ હૃદય કઠિન બન્યું છે. માટે હવે તેની માતા પાસે જવા દેવામાં કશી અડચણ નથી."

"આ સાંભળીને રોઝ પણ કહેવા લાગી કે;—"જેમ્સ! તમારૂં હૃદય આટલું બધું નિષ્ઠુર કેમ બની ગયું છે? શું તમે મને મારી મરણોન્મુખ થયેલી માતાની મુલાકાત પણ નહિ લેવા દો! માતા અને પુત્રીના પવિત્ર પ્રેમનો અદ્યાપિ તમને પરિચય મળ્યો હોય તેમ જણાતું નથી. સંતાનને પોતાની માતાને મળવામાં પણ આવું ભયા-નક વિઘ્ન નાખવાને ઉપસ્થિત થયા છો! શું તમને આવો અત્યા-ચાર કરતાં લજ્જા પણ ઉત્પન્ન નથી થતી? મરણ વખતે પણ મને મારી માતા સાથે નહિ મળવા દ્યો!"

"જેમ્સે સહજ અચકાતાં અચકાતાં ઉત્તર આપ્યું કે;–"પ્યારી

રોઝ, આ જીવનમાં તો મેં કદી પણ તારા પ્રત્યે નિષ્ઠુરતા કરી નથી અને ભવિષ્યમાં તેમ થવાની સંભાવના પણ રાખવી નહિ. માતાને મળવાથી સારૂં થવા કરતાં બુરૂં થવાનો અધિક ભય રહ્યા કરે છે. તેમને ઉન્માદ રોગ લાગુ પડયો છે અને તે તારા દર્શનથી વિશેષ વૃદ્ધિ પામે તેવો સંભવ છે, માટેજ હું તને ત્યાં જવા દેવાની ના કહું છું. ડૉકટરોની પણ સ્પષ્ટ ના છે કે, રોઝને તેની માતાની આવી ભયાનક દશામાં મુલાકાત કરવા દેશો નહિ. કેમકે તેમ થવાથી તેમનો રોગ વધી જશે અને પુનઃ વિપદ આવી પડશે. માટે આવી ભયંકર સ્થિતિમાં તને ત્યાં આગળ લઈ જવી એ સર્વથા અયોગ્યજ છે, અને તે સાથે હાનિકારક પણ છે.

" રોઝ પુનઃ બોલી કે:–કદાચિત્ મારા મેળાપથી તેમનો રોગ દૂર પણ થઇ જાય, એવી મારી ધારણા છે. કારણ મારી ગેરહાજરીને લીધેજ તેમને એ રોગ લાગુ પડયો છે તેથી મારા મેળાપથી તે દૂર થઈ જાય તેવો પણ સંભવ છે. "

જેમ્સે અધિક ઉત્તર આપવાનું અનુચિત ધારીને કહ્યું કે:–" તારી એ ધારણા તદ્દન ભૂલ ભરેલીછે. ડૉકટરોના કથન પ્રમાણે તને દૂર રાખવામાંજ તેમના રોગની ન્યુનતા થવાનો સંભવ છે. છતાં પણ જો તું નથીજ માનીતી તો મારી સાથે ચાલ. તું તારી માતાથી કેટલેક અંતરે દૂર ઉભી રહીને તેમનાં મુખનાં દર્શન કરી લેજે. પરંતુ તેમની સાથે કોઇપણ પ્રકારની વાતચીત કરીશ નહિ."

" ત્યાર પછી અમે લોકોએ તે ઓરડામાં પ્રવેશ કર્યો. અહીં આગળ મિસિસ ગાર્ડન એક પલંગ પર સૂતી હતી તેની નજીકમાં ડૉકટર ગ્રે તથા એક આયા ઉભી રહીને તેની સેવા સુશ્રૂષા કરી કરી હતી. રોઝ દ્વારપાસેજ ઉભી રહી. હું મિસિસ ગાર્ડનની સન્મુખ જઈ ને ઉભો રહ્યો.

" તે કેટલીકવાર પર્યંત મારા સ્હામું જોઇ રહી. તેની મોટી મોટી લાલ આંખો જોઇને હું સમજી ગયો કે, તે અત્યારે વિકારાવસ્થામાં છે. મેં નાડી પરીક્ષા કરીને જોયું તો પ્રબલ જ્વર ચઢેલો જણાયો. આ સમયે તેમની નાડી બહુંજ ઉતાવળથી ચાલતી હતી. આ પરથી તેમની સ્થિતિ બગડી ગઈ હોય એમ સ્પષ્ટ જણાઈ આવતું હતું. લગભગ પંદર મિનિટ સૂધી મારા સ્હામું જોયા પછી તે બોલી કે;–" તમે કોણ છો ? શા માટે આવ્યા છો ? મેકયર

તો નથીને ? હા, કદાચિત્ હેલન અને રોઝની પેઠે મારૂં પણ ખૂન કરવા આવ્યા હોયની ! જાઓ, તમે સત્વર દૂર થાઓ. મને તમારા પર સંશય આવે છે. ખરેખર તમે પોતેજ દુરાત્મા મેકેયર કે ? જાઓ મને તમારૂં કાળું મુખ જોવાની બિલકુલ ઇચ્છા નથી. દોડો-પકડો પાપાત્મા મેકેયરને, તે મને છરો મારવા આવ્યો છે. ઓહ ! એ પિશાચ મને મારી નાખે........"

"આ સાંભળીને મેં કહ્યું કે;-" મિસિસ ગાર્ડન ! આપ વ્યર્થ ભયભીત નબનો હું મેકેયર નથી, પરંતુ મેકેયરનો પરમ શત્રુ છું. હવે તમે જરા પણ ભય રાખશો નહિ. હું આપની રક્ષા કરવા માટે તત્પર છું. શું આપ મને નથી ઓળખતાં ? હુંજ આપનો તથા આપના પરિવારનો શુભેચ્છક સર્જન સ્ટીફન છું."

"કેટલીક વાર સૂધી શાન્ત રહ્યા પછી તે કહેવા લાગી કે;- "હા હવે યાદ આવ્યું ખરૂં, તમે મેકેયરજ છો, શું રોઝ પણ તમારી સાથેજ આવી છે ?

"હવે રોઝ સ્થિર રહી શકી નહિ, તે દોડીને પોતાની માતાને ગળે વળગી પડી. પરંતુ મિસિસ ગાર્ડન તેને પણ ઓળખી શકી નહિ. તે બોલી ઉઠી કેઃ-"ઓહ ! તું કોણ છે ? મારે ગળે આ પ્રમાણે શા સારૂ વળગી પડે છે. રામપાલ અને મિ. ગાર્ડન રોઝને તેડવા માટે ગયા છે, તેઓ હજુ સુધી કેમ આવ્યા નહિ ? તમે એક વાર દ્વાર પાસે જઇ જૂઓ તો ખરા કે, તેઓ આવ્યા છે કે નહિ ? મને જણાય છે કે, રોઝ તેમની સાથે હોય તેમ સંભવતું નથી. અરે આતો મારી પ્યારી હેલન છે ! હેલન ! હેલન !! તું આજ દિવસ સૂધી કયાં અદૃશ્ય થઇ હતી વારૂ ? બેટા હું પણ તારી પાસેજ આવવાની તૈયારીમાં હતી, એવામાં તુંજ આવી પહોંચી. બહુજ સારૂં થયું. હેલન ! એકવાર રોઝને બોલાવતો. હું તેમને બન્નેને અંતિમ સમયે એકવાર આંખો ભરી ભરીને જોઇ લઉં, હાય ! રોઝ ! તું આ તારી હતભાગિની માતાનો ત્યાગ કરીને કયાં ચાલી ગઈ ?

"આ સમયે ડૉકટર ગ્રેએ તેના મસ્તક અને આંખો પર બરફ તથા એડિકલન મૂકયું. રોઝ પોતાની માતાની ગરદન છોડીને ઓરડા બહાર ચાલી ગઇ. મારાથી પણ આ ભીષણ દૃશ્ય જોઈ શકાયું નહિ તેથી હું પણ રડતો રડતો બહાર ચાલ્યો આવ્યો. આ સમયે રોઝની આંખમાંથી દડ્દડ્ આંસુ વહી રહ્યાં હતાં. તેનો ચ્હેરો

તદ્દન ફીક્કો પડી ગયો હતો અને હૃદયમાં તરેહ તરેહવારની ચિન્તાઓ ઉપજી આવી હતી. ”

“ અમે લોકોએ આખી રાત ત્યાં આગળજ ગાળી. રોઝ અત્યારે અધિક ઉદ્વિગ્ન જણાતી નહોતી. પછી ગાર્ડનને ઉપર લાવવામાં આવ્યા અને ત્યાર પછી રોઝ તેમની સુશ્રૂષામાં નિમગ્ન થઈ. મેં આખી રાત્રિ જાગૃતાવસ્થામાંજ ગાળી. હું મિસિસ ગાર્ડનની સેવામાં નિયુક્ત થયો. બન્ને ડૉકટરો પણ ત્યાંજ રહ્યા. જેમ્સ આખો દિવસ પરિશ્રમ અને પરિચર્યા કરી રહ્યો હતો, તેથી તેને થોડા વખતને માટે વિશ્રાન્તિ લેવાનું કહ્યું. ધીમે ધીમે રોગીની સ્થિતિ વિશેષ બગડવા લાગી અને બે પ્રહર રાત્રિ વિત્યા પછી તેની દશા તેથી પણ અધિક શોચનીય થઇ ગઇ. હવે મને દ્રઢ નિશ્ચય થઇ ગયો કે, આ યાત્રામાંથી તેમનું સંરક્ષણ કરવું એ મનુષ્ય-સત્તાની બહારનું કામ છે. માટે માત્ર ઇશ્વરની કૃપા ઉપરજ વિશ્વાસ રાખવો ઉચિત છે. આખી રાત્રિ સુધી તેની સેવા-સુશ્રૂષા અને ઔષધ-ઉપચાર કરવામાં અમે જરા પણ ન્યૂનતા ન રાખી. રાત્રિ વ્યતીત થતાં તેમનો તીવ્ર જ્વર ઉતરી ગયો અને શરીર ઠંડું પડવા લાગ્યું, હું ઘણોજ ભયભીત બનીને તેમની સ્થિતિ જોવા લાગ્યો. ડૉકટરો પણ ઉદ્વિગ્ન થઇને વારંવાર રોગીની નાડી જોવા લાગ્યા. હું સમજી ગયો કે;-“હવે સઘળા યત્નો કરવા વૃથા છે. આ દુઃખપૂર્ણ સંસારમાંથી તેમનું દુઃખમય જીવન સમાપ્ત થવાની તૈયારી પર છે. સંસારની સર્વ વિડંબનાઓ-યંત્રણાઓનો ત્યાગ કરી-માયાનું કઠિન બંધન તોડીને તેઓ એક તદ્દન શાન્તિમય-સુખમય સ્થાન તરફ જવા માટે પ્રસ્તુત થઇ રહ્યાં છે. કોઇપણ પ્રકારની આપદ્-વિપદ્, શોક, મોહ, મદ, અજ્ઞાનાંધકાર, પાપ, તાપ, પરિતાપ, અસારતા, કોલાહલતા, પ્રપંચતા, કૂટિલતા, દાંભિકતા, જડતા, મમત્વ, માયા, લોભ, મત્સર આદિ અનેક પ્રકારની યંત્રણાઓથી રહિત એવા પરમ પવિત્ર, અલ્હાદજનક, આનંદજનક, અમૃતમય, સુખમય, પવિત્રતામય વિશ્રામ ભવન તરફ પ્રયાણ કરવાની તૈયારીમાં છે ”

“ લગભગ રાત્રિના ચાર વાગ્યે મિસિસ ગાર્ડનને સહજ સ્ફુર્તિ સ્મૃતિ અને ચૈતન્ય પ્રાપ્ત થયું. જેવી રીતે દીપક નિર્વાણ પામતી વેળાએ વિશેષ તેજોમય બનીને તાત્કાલિક હોલવાઇ જાય છે. તેના

પ્રકાશનું અસ્તિત્વ વિલીન થઈ જાય છે. તેવીજ રીતે આ પૃથ્વીમાંથી અંતિમ સમયની વિદાયગીરી લેતી વેળાએ મનુષ્યની જ્ઞાનશક્તિ એકાદ મુહુર્ત-પળને માટે પુનઃ જાગૃત અને સતેજ થઈ આવે છે. તેટલી વાર તેના મસ્તિષ્કની ભ્રમણાઓને પરમ કૃપાળુ પરમાત્મા દૂર કરી તેના હૃદયમાં પુનઃ જ્ઞાનશક્તિનો સંચાર કરે છે અને તેના હૃદયના ભાવો ખુલ્લા કરવાનો અવસર આપે છે. તે પ્રમાણે મિસિસ ગાર્ડનની દશા પણ થઇ. તે મારા તરફ જોઇને બોલી કે:- "કોણ તમે સ્ટીફન છો કે નહિ?"

"હું તેમની પાસે જઇને, બોલ્યો કે;-" મિસિસ ગાર્ડન! આપની ધારણા સત્ય છે. ખરેખર હું આપનો સ્ટીફનજ છું.

"મારી વાત સાંભળીને કહ્યું;-" ગાર્ડનને એકવાર અહિં બોલાવો તો મારે તેમનું અગત્યનું કામ છે. જાઓ, તમે તેમને સત્વર બોલાવી લાવો."

"હું ગાર્ડનને બોલાવવા ગયો. મારી આ વાત સાંભળવા છતાં તેઓ કાંઇ બોલ્યા ચાલ્યા સિવાય દિગ્મૂઢ બનીને મારા તરફ એક નજરે જોવા લાગ્યા. કેટલીક વાર સુધી આ પ્રમાણે મૌન ધારીને બેસી રહ્યા પછી તેઓ બોલી ઉઠ્યા કે:—" ઓહ! ઍકેયર! દૂર જા. કૃપા કરીને મારી પાસેથી ચાલ્યો જા. અરે! ભાઇ મને નિરપરાધીને તારો આ ભયાનક છરો ન બતાવ. મેં તારૂં શું બગાડયું છે. હાય! હાય!! તુ મને શા સારૂ મારવા આવ્યો છે. ગમે તેમ કર, પરંતુ હું હવે તારો સંગી નહિજ બનું. કયાં છે મારી હેલન અને રોઝ! અરે! ભાઈ! તું તે ગરીબડી ગાય જેવી કન્યાઓને આવી ત્રાસજનક રીતે માર. પ્રભુ તારૂં કલ્યાણ કરશે. બસ, તું મારો પણ વધ કરીશ? હા. આ દુર્ભાગીનો નાશ કર. હવે મારે કઇ આશાથી આ દુનિયામાં જીવવાનું છે! બસ, ચાલ તારી ઇચ્છામાં આવે ત્યાં લઇ જા અને મારો વધ કરી નાખ. ચાલ હું તારી સાથેજ આવુંછું. હવે વિશેષ વિલંબ ના કર. પરંતુ. ........".

"આ સમયે ગાર્ડન છેક ઉન્માદી બની ગયા હતા. તેમની આવી સ્થિતિ જોઇને મારૂં તથા રોઝનું હૃદય કમ્પાયમાન થઇ ઉઠયું. મહા મુશ્કેલીથી અમે બન્નેએ ગાર્ડનનો હાથ પકડીને તેને

મિસિસ ગાર્ડન પાસે લઇ ગયાં. તેઓ ત્યાં આવી એક કુરસી પર બેસી ગયા. આ સમયે મિસિસ ગાર્ડન આંખો બંધ કરીને સુતી હતી. લગભગ પંદર મિનિટ પછી તે ગાર્ડન તરફ જોઇને કહેવા લાગી કે;—" પ્રિય પ્રાણેશ્વર મિ. ગાર્ડન ! હવે મને અન્તિમ સમયની વિદાય આપો. મારાથી થયેલા અનેક અપરાધોની આ હતભાગિનીને ક્ષમા આપો. હેલનને મળવા માટે મારૂં ચિત્ત અત્યંત વ્યગ્ર થઇ રહ્યું છે. હું તેની પાસે જઉં છું. જો રોઝ જીવિત હોય તો તેનો પત્તો મેળવીને તમે તેની સંભાળ રાખજો. તે બિચારી હેલન મારા વિરહથી વ્યાકુળ થઇ જશે, માટે તમે તેને સારી રીતે સાચવજો. હવે આપજ તેના સાચા રક્ષક છો. ઍકેયરે જો કે, આપણો સર્વનાશ કરવામાં કાંઇપણ ન્યૂનતા રાખી નથી, છતાં પણ કદાચ તે દુઃખમાં આવી પડે તો, તમે તેને યોગ્ય સહાયતા આપજો. તેના પ્રાણ જતા હોય તો ગમે તે રીતે અટકાવજો. તેના અપરાધની ક્ષમા આપજો. મનુષ્ય, લોભરૂપી પિશાચના પંજામાં પકડાઇને અનેક પ્રકારનાં કાળાં કર્મો કરે છે, પરંતુ તેની સજા આપવાનો અધિકાર માત્ર ઇશ્વરનોજ છે. મનુષ્યનો નથી. મનુષ્ય, લક્ષ્મી અને લલનાના લોભને વશીભૂત થઇને કુટિલ કાર્યો કરે, તો તે સ્વાભાવિકજ છે. પરંતુ તેના કાર્યોની ક્ષમા આપીને શત્રુનું સંરક્ષણ કરવું એજ સાચું મનુષ્યત્વ છે. માટે આપ પણ ઍકેયર અને અબ્દુલને ક્ષમાજ આપજો.

" બસ, પરમાત્મા ! જગતમાં રહીને કરેલા અનેક અપરાધોની મને ક્ષમા આપી તારા શાન્તિમય સ્થાન તરફ ખેંચી લે—જગતની અનેક જંજાળોથી તારી સન્મુખ બોલાવી લે. બસ. શાન્તિઃ શાન્તિઃ "

" હવે રોઝ સ્થિર રહી શકી નહિ. તે પોતાની માતાના ગળા સાથે વળગી રડવા લાગી. હાય ! આ સમયે જેમણે આ દૃશ્ય જોયું હતું, તેમનાં હૈયાં પણ કરૂણા રસના પ્રબલ વેગથી ઉભરાઇ ગયાં હતાં.—આંખમાંથી આંસુડાં છલકાઇ ગયાં હતાં. રોઝનું કોમળ હૃદય આ મહાન વિપદની વૃષ્ટિથી તદ્દન જ્ઞાનશૂન્ય અને ગળગળું થઇ ગયું. રોઝની આવી સ્થિતિ જોઇને મિસિસ ગાર્ડન વ્યગ્રભાવે બોલી ઊઠી કે:—" ઓહ ! કોણ રોઝ અને કોણ હું ? જો રોઝ તું મારી સાચી પુત્રી હો તો, મારા મોક્ષ સાધનમાં વિઘ્ન નાખવાને આ

પ્રમાણે ઉપસ્થિત ન થા. તારા પિતા જીવિત છે, તો તને કાંઇપણ ઇજા આવે તેમ નથી. હવે આપણા સંબંધનો અંત આવે છે. બસ સર્વ સ્થળે પ્રભુ પ્રભુ અને પ્રભુની અગાધ લીલા અન્ય સર્વ મિથ્યા અંધકાર અને માયાવી મૃગજળ છે. પ્રભુના તેજ વિના સર્વ સંસાર તિમિરાચ્છની છે. પ્રભુ પ્રેમ તેજ સત્ય. અન્ય સર્વ અસત્ય!!—"

"પછીથી તેના મુખમાંથી એક પણ શબ્દ નીકળી શકયો નહિ. તેની વાક્શક્તિ ચિરકાળને માટે બંધ થઇ ગઈ, નશ્વર દેહનો, આ ક્ષણભંગુર સંસારનો, પરિત્યાગ કરીને તેનો અનિશ્વર આત્મા અમર લોકના દુશ્ચિન્તા અને કષ્ટ રહિત, શાન્તિમય સ્થાન તરફ પ્રયાણ કરી ગયો. જગતની મોહ–માયા ત્યાગી ગયો. ભ્રમણાનોભય ભાંગી ગયો. શોક, સંતાપને વિસરી ગયો. અખિલ બ્રહ્માડોના નિયંતાત્મક અનંત શક્તિશાલી સર્વવ્યાપક સ્વામિનતે શરણે નિત્યને માટે આનંદનું અને અમીરસનું પાન કરવા કરાવવા માટે અથવા અનંત સુખોને પ્રાપ્ત કરવા માટે તેનો આત્મા આ ક્ષણભંગુર વિશ્વમાંથી ચિરકાળને માટે વિસર્જન થયો."

× × × × × × ×

( પ્રિય પાઠક! સુકુમાર સરલ સુન્દરી રોઝની માતાનો અંતકાળ મૅકેયરના ભયને લીધે થયો. તે દુરાત્માના હસ્તે હેલન. તેમજ તેની પવિત્ર હૃદય માતા મિસિસ ગાર્ડનનું મૃત્યું થયું. તે ઉપરાંત કેટલીક કોમળાંગી બાળાઓનાં વક્ષઃસ્થળ પણ તે પાપીના હાથથી છેદાયાં છે, અનંત આબાલ વૃદ્ધ વનિતાઓનો તે પાપાત્માને હાથે સંહાર થયો છે, આગળ જતાં તેનો પણ સર્વ વૃત્તાંત જણાવીશું ")



# દ્વિતીય ખંડ.

## પ્રથમ પરિચ્છેદ

## વિપદની વૃષ્ટિ

### બ્રિગેડ સરજયન સ્ટીફનની આત્મકથા.

" મિસિસ ગાર્ડનને પરલોકવાસી થયાને આજે ઘણા દિવસ થયા છે. મિસ રોઝ પોતાની માતાના અવસાન સમયે બિલ્કુલ રડી નહોતી; પરંતુ ત્યાર પછી તેના હાર્દિક ભાવો તદ્દન બદલાઇ ગયા હતા. તેનું કોમળ હૃદય સંસાર–સાગરના ભીષણ આઘાતો અને તરંગો સહન કરવાને દૃઢ પ્રતિજ્ઞ થઇ ગયું હતું. આ સમયે તે સ્થિર અને અચંચળ હતી. કઠિન વજ્ર પણ હવે તેને તેને વિચલિત કરી શકે તેમ નહોતું.

" છતાં પણ માનવી–પ્રકૃતિ અનુસાર કોઇ કોઇ વેળાયે તેને પોતાની પ્રિય સહોદરા હેલનનું અને સ્વર્ગીય સદ્દગુણી માતાનું સ્મરણ થઇ આવતું હતું. આ સમયે તે કોઇક એકાંત સ્થાનમાં જઇને ચૂપચાપ અશ્રુપાત કર્યા કરતી હતી, પરંતુ પોતાના દુઃખી હૃદયની શોકમય ભાવનાઓ કોઇ પણ મનુષ્યની આગળ પ્રકાશિત થવા દેતી નહિ. મને પણ તે પોતાના હૃદયમાં પ્રજ્વલિત રહેતા માતા અને ભગિનીના વિરહાગ્નિનો પ્રત્યક્ષ ભાસ થવા દેતી નહિ. જ્યારે હું તેને તેની માતાનું સ્મરણ કરીને તેના ગુણાનુગાન સંભળાવતો અને તેના મૃત્યુ માટે શોક પ્રદર્શિત કરતો, ત્યારે તે પોતાના ભાગ્યનો દોષ ગણીને મને પણ આશ્વાસન આપવાની ચેષ્ટા કર્યા કરતી; પરંતુ પોતાના હૃદયની ખિન્નતા અથવા તો માનસિક વ્યાધિને મારી આગળ પ્રકટ થવા દેતી નહિ. આ જોઇને મને ઘણુંજ આશ્ચર્ય ઉત્પન્ન થતું હતું.

" ધન્ય ઇશ્વર ! ત્હારી અગમ્ય અને ગહન લીલાને શતધા ધન્ય છે ! ! તારી અલૌકિક રચનાનું રહસ્ય જાણવાને અમે માનવ પ્રાણીઓ સર્વથા અયોગ્ય અને અપાત્ર છીએ. તારા કૌશલ્યનો પાર પામવાને આ વિશ્વમાં કોઇ પણ સમર્થ થયું નથી અને થશે પણ નહિ. તૂટયા–ફૂટયા અને ખેદ યુક્ત :હૃદયમાં નવીન બળની પ્રેરણા કરવાને તુંજ સામર્થ્યવાન છે. તારા પ્રેમ–રાજ્યમાં પિશાચોના

ભીષણ અત્યાચારો સહન કરવા માટે નિરાશ્રિત માનવીના હૃદયમાં સામર્થ્ય પ્રદાન કરવાને તુંજ શક્તિમાન છે. આશારહિત ઉજજડ હૃદયક્ષેત્રમાં નૂતન આશાલતાનો ઉદ્ભવ કરીને નંદનકાનન સમાન શોભા વિસ્તારવાને તુંજ સમર્થ છે. એ વાતનો મને આજે સમ્પૂર્ણ સાક્ષાત્કાર થાય છે. સુખ પછી દુઃખ અને દુખ પછી સુખ છેજ. વૈભવ-વિલાસના સ્તંભપર વિરાજતા, અનેક પ્રકારના આમોદ-પ્રમોદ ધરાવતા, લાવણ્યવતી લલનાઓના આલ્હાદજનક સ્વર અને સ્વરૂપનું સુખ ભોગવતા, રાજ્યના સિંહાસન પર બેસીને વિવિધ પ્રકારની ઇચ્છાનુસાર આજ્ઞા ફરમાવતા, મનુષ્યોને એક દિવસ તદ્દન રંક અથવા ભિક્ષુક બનાવી દેવાની અને ટુકડા રોટલા માટે ભટકતા, 'અન્ન' 'અન્ન' ના પોકાર કરતા, અનેક જાતની માનસિક યાતનાઓ ભોગવતા રંકમાં રંક મનુષ્યને પણ, અનંત સત્તાધારી નૃપતિ બનાવવાની શક્તિ તારામાંજ રહેલી છે. તારા ગુણોનું ગાન કરવાને મારી આ શુદ્ર લેખિની સર્વથા અસમર્થજ છે. તારા નિયમો અવિચલિત અને અલૌકિકજ છે. ધન્ય પ્રભુ તારા મહિમાને ધન્ય છે.

" આ પ્રમાણે હું અનંતનામી અવનીપતિના ગુણોનું ગાન કરી રહ્યો હતો, એવામાં મિસ રોઝે આવીને અચાનક મારા કુશળ-સમાચાર પૂછ્યા. આ સમયે જેમ્સ પણ તેની સાથેજ હતો, તેણે પણ મને અભિવંદન આપ્યું.

" ગાર્ડનની પ્રથમની વિકૃતાવસ્થામાં અદ્યાપિ કશું પરિવર્ત્તન થયું નહોતું. રોઝના અનુરાધથી હું મિ. ગાર્ડન પાસે ગયો. પરંતુ તેમણે મારા તરફ દૃષ્ટિ પણ ન કરી. મેં તેમને કેટલાક પ્રશ્નો પૂછ્યા, પણ તેમણે તેના ઉત્તરમાં કાંઇ પણ જણાવ્યું નહિ. તેમના કલ્યાણાર્થે હું કેટલીકવાર પર્યન્ત ઇશ્વરસ્તવનમાં નિમગ્ન થયો. આ સમયે ગાર્ડને પણ પ્રભુ-સ્તવન કરવાનો પ્રારંભ કર્યો. આથી મારા આશ્ચર્યનો અવધિ થયો. અસ્ત પામતો સૂર્ય જેવી રીતે એકવાર પ્રકાશી ઉઠે છે, તેવીજ રીતે ગાર્ડનનું મસ્તિષ્ક અને જ્ઞાનબુદ્ધિ ભ્રષ્ટ હોવા છતાં ઇશ્વરારાધનાના સમયે તેના અંધકારમય હૃદયમાં જ્ઞાનાલોકનો ઉદય થયો હોય તેમ જણાયું. પ્રાર્થના પૂર્ણ થયા પછી ગાર્ડનની સ્થિતિ પુનઃ પ્રથમના જેવીજ ભયંકર થઇ ગઇ. હું રોઝની સાથે તત્સંબંધનીય કેટલીક વાતો કર્યા પછી મારા ગૃહ તરફ વિદાય થયો.

" આજે એટલે ત્રીજી જુનને દીવસે સૈનિકોના વિદ્રોહી થવાનાં

કેટલાંક પૂર્વ લક્ષણો જણાવા લાગ્યાં. પહેલી પરેટ-કવાયતને વખતે પચાસમા નંબરની અંગ્રેજ રેજીમેન્ટના સૈનિકો, કર્નલ મનરોની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને કવાયતમાં જવા માટે અસમ્મત થયા. જનરલ હ્યુએ તેમને સાધારણ શિક્ષા ફરમાવીને આખો દિવસ આસન કેદ રાખ્યા. સર્વ કર્મચારીઓ અને શહેર-નિવાસીઓ આજે વ્યગ્ર થઇ ગયા હતા. સર્વના મનમાં ભયંકર વિપદની આશંકા થયા કરતી હતી. તેઓ વિચારતા હતા કે, સૈનિકો કયારે વિદ્રોહી થઇ જશે અથવા તો તે ભયાનક કાંડ કઇ વેળાયે ઉપસ્થિત થશે. વાસ્તવિક રીતે બળવો કયારે જાગૃત થશે એ કાંઇ નિશ્ચિત નહોતું. સરકારી નોકરોના કુટુંબ-પરિવારોથી આજે કાનપૂર-ફૉર્ટ પૂર્ણ ભરાઇ ગયો; હું પણ રોઝને માટે અત્યંત વ્યાકુલ થઈ ગયો. મધ્યાન્હ પહેલાંજ મેં તેને સાવધ રહેવા અને ફૉર્ટમાં સત્વર ચાલ્યા આવવા માટે બે પત્રો લખ્યાં. પરંતુ તેના તરફથી કાંઇપણ ઉત્તર મળ્યું નહિ. તેમ થવાનું કારણ કોઈપણ રીતે મારા સમજવામાં આવી શકયું નહિ. મેં આખો દિવસ આવી જંજાળમાંજ ગાળ્યો. લગભગ સાંઝના પાંચ વાગ્યે હું થોડા સમયને માટે રજા લઇને મારે ઘેર આવ્યો. અને થોડીવાર આરામ લીધા પછી પાછો રોઝની પાસે જવા માટે તૈયાર થયો. બરાબર આ સમયે એક અનુચરે મારા ઓરડામાં પ્રવેશ કરી મારા હાથમાં એક પત્ર આપ્યું. તેમાં મોટા અક્ષરે લખ્યું હતું કે:-

" જેમ્સ વિલ્સન. "

" હું સમજી ગયો કે, રોઝના તરફથી જેમ્સ મને મળવા માગે છે. હું સત્વર તેને નીચેથી મારા આરામગૃહમાં લઇ આવ્યો.

" ત્યાર પછી કેટલીક વારે તે બોલ્યો કે:—" ભાઇ! આપે આજે રોઝની પાસે જે બે પત્રો મોકલ્યાં છે, તેમાં કાનપૂરમાં સત્વર વિદ્રોહાનલ સળગી ઉઠવાનો ભય બતાવ્યો છે. પણ મારી ધારણા પ્રમાણે રોઝને આ સંવાદ જણાવવા અનુચિત લાગે છે. અને તેજ કારણથી તમારાં બન્ને પત્રોને મેં મારી પાસે રાખ્યાં છે. મારો વિચાર રોઝને આ બાબતથી તદ્દન અજાણુ રાખવાનોજ છે."

" હું હવે આપની સાથે એક વિષયમાં સલાહ કરવા માટે આવ્યો છું. કારણ કે, આપ ગાર્ડનના પરિવારના વિશેષ સંબંધી અને હિતચિન્તક છો, એ હું સારી રીતે જાણું છું. તેથીજ આ

વિષયમાં તમારી સલાહ લેવા માટે આવ્યો છું. આશા છે, કે આપ મારા ઉદ્દેશનું સમર્થન કરીને તેને પૂર્ણ કરવાના યત્નમાં સહાયતા આપશોજ. મુખ્ય વાત તો એ છે કે, અત્યારે મારા કાકા ગાર્ડનની સ્થિતિ આપ આપની નજરે જોઇ ચૂકયા છો. રોઝ પણ માનસિક સંતાપને લીધે ઘણીજ ખિન્ન થઇ રહી છે. તેનું હૃદય દારૂણ દુશ્ચિન્તાના દુઃખમય દાવાનલથી દગ્ધ થઇ રહ્યું છે. ગાર્ડનની દ્રવ્ય અથવા નાણાં સંબંધીની સ્થિતિ ઘણીજ શોચનીય થઇ રહી છે. તેથી મારી એવી ઇચ્છા છે કે, કોઇપણ યોગ્ય પુરૂષની સાથે રોઝનાં લગ્ન જેમ બને તેમ જલ્દી કરી નાંખવાં જોઇએ. કારણ કે, હવે તે વયમાં આવી ચૂકી છે. તેની જુવાની ખીલી ઉઠી છે તેના અંગ-પ્રત્યંગમાં યૌવનના અંકુરો પૂર્ણપણે પ્રસ્ફુટિત થઇ ગયા છે. આવી વસ્તુ સ્થિતિમાં તેને કુમારી રાખવી એ મને કોઈપણ રીતે ઉચિત લાગતું નથી. માટે સત્વર તેનાં લગ્ન કરી નાખવામાં આવે તો વધારે સારૂં પરિણામ આવી શકે તેમ છે. કહો, આ વિષયમાં આપની શી સલાહ છે. મારા આ વિચારની સાથે આપના વિચારો મળે છે કે નહિ વારૂ? મારી આ વાત આપને રૂચે છે ખરી કે?"

"જેમ્સની વાત સાંભળીને મારૂં આખું શરીર કમ્પી ઉઠ્યું. હું વજ્રથી ઘાયલ થયેલા મનુષ્યની પેઠે સ્તંભિત થઇ ગયો. મારા હૃદયમાં ભીષણ આઘાત થવા લાગ્યો, મસ્તક ઘુમવા લાગ્યું. અને જાણે સમસ્ત જગત મારી આગળ અંધકારમય થઇ ગયું હોયની તેમ જણાવા લાગ્યું. શા માટે? એ તો પ્રભુ જાણે! રોઝને હું મારા પ્રાણોથી પણ અધિક ચાહતો હતો, એમાં તો જરા પણ સંશય નથી. હું એ સરલા મૂર્ત્તિને મારા હૃદયમંદિરની અધિવાસિની દેવી તરીકે પૂજતો હતો. મારા પ્રેમશૂન્ય હૃદયમાં તે જગન્મોહિની દિવ્ય પ્રતિમાએ પોતાના પ્રેમનું પ્રાબલ્ય પૂર્ણ રીતે સ્થાપિત કર્યું હતું. હું નિરંતર એ શાન્ત પ્રતિમાનાં દર્શન કરીને મારા હૃદયને સાંત્વન આપવાની ચેષ્ટા કરતો હતો. તેના અસીમ અનુરાગે મને જગતની સર્વ સુન્દરીઓના સૌન્દર્યનું વિસ્મરણ કરાવીને પોતાના તરફ આકર્ષી રાખ્યો હતો. માત્ર હું એ અનુપમા અબળાના આધારેજ જીવિત હતો. મેં એ વિનયી વનિતાને મારી અર્ધાંગના બનાવવાની આશાથી અન્ય કોઇપણ લલનાનો અત્યાર સુધી સ્વીકાર કર્યો નહોતો. રોઝ પણ તેવીજ રીતે મને ચાહતી હતી. નિરંતર તે મારા મુખનાં

દર્શન કરવાને ઉત્સુક રહેતી અને મને મેળવવાની આશામાંજ કુમારિકાવસ્થામાં રહી હતી. મને પોતાનો સ્વામી બનાવવા માટે તે અનેક ઉપાયો કર્યા કરતી તથા મારી પ્રિયતમા થવા માટે તેણે કઠિન બ્રહ્મચર્ય ધારણ કર્યું હતું."

"જેમ્સની આ વાર્તાએ મારી આશાલતિકાનું જડમૂળથી નિકંદન કાઢવાનો પ્રારંભ કર્યો. મારા અને રોઝના સુખમય માર્ગમાં જેમ્સરૂપી નવીન કંટક ઉપસ્થિત થયો ! રોઝને કદાચિત્ સુપાત્રના હાથમાં સુપ્રત કરવામાં આવે તો, તેનું કલ્યાણ થાય તેમ હતું, પરંતુ મારા ભાગ્યનો ભાનુ દુઃખનાં વાદળાંથી આચ્છાદિત થઇને મારા જીવનને અંધકારમય બનાવી દે તેમ હતું. આથી મારૂં હૃદય રડી પડયું. મને ઉત્તર આપવાનું સ્મરણ પણ ન રહ્યું. અરે ! જેમ્સના પ્રશ્નનું શું ઉત્તર આપવું તે પણ મારાથી નિર્ધારિત થઇ શકયું નહિ.

"મારી આ શોકમય સ્થિતિ જોઇને જેમ્સ અચાનક બોલ્યો કે;–"કેમ સ્ટિફન ? શા નિશ્ચયપર આવ્યા ? મારી વાતનું ઉત્તર કેમ નથી આપતા ? તમારે આમ દુઃખિત થવાનું પ્રયોજન શું છે ? રોઝની સાથે તમારે એવો તે શો સંબંધ છે છે, કે તેનું નામ સાંભળીને તમે આમ જડ જેવા બની જાઓ છો ?"

"મેં નમ્રતાથી ઉત્તર આપ્યું કે;–" જેમ્સ ! હું તો સહજ વિચાર કરતો હતો, પણ રોઝને માટે યોગ્ય એવો સુપાત્ર પુરૂષ કોણ છે વારૂ ? શું તેનું નામ બતાવવામાં તમને કાંઇ પણ અડચણ છે ? તમે તેવા કોઇ પુરૂષને શોધી રાખ્યો છે ખરો કે ?"

"જેમ્સે કહ્યું કે;–" ના રે ભાઇ આપણને તે અડચણ શાની હોય ! પરંતુ આ વિષયમાં પ્રથમ આપનો અભિપ્રાય શું છે તે જણાવો, એટલે હું પણ તરતજ તે નામ જણાવી દઇશ. મેં તેને માટે એક અતિ સુંદર, ધનાઢ્ય, યુવાન અને વિદ્વાન પતિ શોધી કાઢયો છે. તે ઘણાજ નમ્ર સ્વભાવનો તેમજ દયાળુ હૃદયનો છે. જો રોઝનાં લગ્ન તેની સાથે થાય તો તે કદાપિ દુઃખી થશે નહિ."

"મેં મારી આશાને તિલાંજલિ આપીને કહ્યું કે;–" મને જણાય છે કે તે પુરૂષ રોઝનાં માતા, પિતાનો માનીતો અને જાણીતો હોય તથા રોઝ તેને વ્હાલી હોય, ભવિષ્યમાં રોઝનું જીવન તે

પુરૂષ દ્વારા સુખી થઇ શકે તેમ હોય. તો તેની સાથે રોઝના લગ્ન કરવામાં કાંઇપણ હરકત નથી. હું એ વાતમાં લેશ માત્ર પણ અસમ્મત થવા ધારતો નથી. કારણ કે યોગ્ય પાત્રની સાથેજ મારો સંબંધ જોડાયલો છે. જે પુરૂષદ્વારા રોઝ સુખી થઇ શક્તિ હોય, તેની સાથે તેનાં લગ્ન કરવામાં હું બિલકુલ નારાજ થાઉં તેમ નથી.

" મારી ઉક્ત વાત સાંભળીને જેમ્સનું વદન પ્રફુલ્લિત થઇ ગયું, તે મને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે;–" હું સત્ય કહું છું કે, તે પુરૂષ રોઝનાં માતા–પિતાનો પ્રિયપાત્ર છે, અને રોઝ પણ તેને સારી રીતે ચાહે છે. મિસ રોઝે તે પુરૂષ પર એક પત્ર પણ મોકલાવ્યું છે. આપ જુઓ તે પત્ર. "

" પ્રિય જે–

" માતા–પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાની મારી બિલકુલ
" ઇચ્છા નથી. તેઓ મારામાટે જેને શુભ અને યોગ્ય ગણે છે,
" તે સર્વ વિષયોમાં હું તેમના મત પ્રમાણે સમ્મત થાઉં છું.
" આપે મને જે પ્રશ્ન પૂછ્યા છે, તેનાં ઉત્તર આ બે વાક્યો
" પરથીજ સમજી લેજો. અત્રે સત્વર આવવાથી તમે સર્વ વૃત્તાંત
" સારી રીતે જાણી શકશો તથા મારા પ્રેમભાગી બની સત્વર
" મારા અપૂર્વ પ્રેમને લૂંટી શકશો. "

" તમારા જેવા વિદ્વાન, સંપત્તિવાન અને બુદ્ધિમાન પ્રિયતમની
" પ્રાપ્તિ થવાથી મારૂં અવશ્ય કલ્યાણજ થશે. આપણું બન્નેના
" પરસ્પર મિલનથી આપણો ગૃહસંસાર સુવર્ણમય બની શકશે.
" હું તમનેજ મારા હૃદય મંદિરના પૂજ્યદેવતા તરીકે પૂજતી આવી
" છું અને ભવિષ્યમાં પણ તમે મારા સૌભાગ્ય મણિ ગણાશો. તમારા
" વિરહથી હવે મારૂં ચિત્ત ચંચળ બની ગયું છે. હવે આ યૌવન
" રૂપી ઉદ્યાનમાં પ્રેમરૂપી પુષ્પ ખીલ્યાં છે. તેનો સુરભિમય સ્વાદ
" લેવા માટે આપ મકરંદની ખાસ અગત્ય છે. કૃપા કરીને વિરહા-
" ગ્નિથી દગ્ધ થયેલી લલનાના ઉપર સ્નેહવારિ વર્ષાવવામાટે સત્વર
" પધારશો. સુજ્ઞ અને પ્રેમીજનને વિશેષ શું લખું? "

તમારી પ્રેમભિક્ષુકા,
" પ્રિયતમા–મિસ રોઝ. "

" પત્ર વાંચ્યા પછી મારા મનમાં કોઇ પણ પ્રકારનો સંશય રહ્યો નહિ તે વાતનું બધું રહસ્ય મારા જાણવામાં આવી ગયું. હવે

મારે દુઃખી થવાનું કાંઇપણ પ્રયોજન રહ્યું નહિ. કારણ કે, રોઝ જેનાદ્વારા સુખી થાય તે કાર્ય કરવામાં હું મારૂં કર્તવ્ય સમજતો હતો. રોઝના સુખમાં કોઈપણ પ્રકારનું કષ્ટ ઉપસ્થિત કરવાની મારી ઇચ્છાજ નહોતી. જેથી રોઝનું જીવન સુખમય થાય તેમાં મારે શા માટે વિઘ્ન નાખવું જોઇએ વારૂ ! પરંતુ આમ કરવામાં રોઝે ભારી અન્યાય કર્યો હતો, કારણ કે તેણે મને પોતાનો માણસ ગણવા છતાં મારાથી પણ આ વાત ગુપ્ત રાખી હતી. પછી મેં જેમ્સને કહ્યું કે;-" હવે મને રોઝનાં લગ્નના સંબંધમાં કાંઇપણ દુઃખ થાય તેમ નથી. છતાં પણ હજી મારા હૃદયમાંથી તે પુરૂષનું નામ જાણુવાની ઉત્કંઠા દૂર થતી નથી. માટે કૃપા કરીને તે પુરુષનું નામ તથા સ્થાન બતાવો જોઇએ વારૂ ! "

" આ સમયે મારી આંખમાંથી કોણ જાણે શી રીતે અચાનક બેચાર આંસૂનાં બિન્દુઓ ટપકી ગયાં. અને તે જેમ્સે પણ છુપી રીતે જોઇ લીધાં.

" કેટલીક વાર પછી જેમ્સે કહ્યું કે;-" ભાઇ ! અવિનયની ક્ષમા કરશો. તે મનુષ્ય અન્ય કોઇ નહિ, પરંતુ હું પોતેજ છું. હું આશા રાખું છું કે, હવે આપને કોઇપણ પ્રકારનું કષ્ટ નહિજ થાય. કારણ કે હું વિદ્વાન, સંપતિવાન, સ્વરૂપવાન અને ગુણવાન છું. મારે ત્યાં કોઇપણ વસ્તુનો અભાવજ નથી, એટલે રોઝ બિલકુલ દુઃખી થશે નહિ. "

" મારી જ્ઞાનશક્તિ ક્ષણવારસુધી લુપ્ત થઇ ગઇ. આ સમયે અચાનક એક મનુષ્યે મારા ઓરડામાં પ્રવેશ કર્યો. તે આગંતુક પુરૂષ એક હિન્દૂ સંન્યાસી હતા. એમણેજ સરદાર રામપાલસિંહ સાથે આવીને મને એકેયરના ભયંકર કારાગૃહમાંથી મુક્ત કરાવ્યો હતો. આજે તેમને મારી સન્મુખ ઉપસ્થિત થયેલા જોઇને મને ઘણોજ આનંદ ઉત્પન્ન થયો. મેં તેમનો યોગ્ય આદર સત્કાર કરીને યોગ્ય સ્થાન આપ્યું તથા ત્યારપછી નમ્રતાથી તેમના આગમનનું કારણ પૂછ્યું.

" તેઓ કુરસી પર ન બેસતાં અંગ્રેજીમાંજ બોલ્યા કે;-" સ્ટીફન ! મને બેસવાનો અવકાશ નથી. મારે કેવળ તમારી સાથે એકાદ બે અગત્યની વાતો કરવાની છે, માટે જરા બહાર આવો જોઇએ. પણ જો જો આ વાત કોઇ દિવસ કોઇ પણ મનુષ્ય જાણી ન શકે તેની ખાસ સંભાળ રાખજો. "

" તેમના ઉક્ત શબ્દો સાંભળતાંની સાથેજ હું ઉઠીને ઉભો થયો. અને તેમની સાથે ઓરડામાંથી બહાર આવ્યો. અહિં આવીને મને તેમણે કહ્યું કે;–" સ્ટીફન ! તમારી સાથે કેટલીક ગુપ્ત વાતો કરવાની છે, માટે આ માણસને વિદાય કરવામાં તમને કાંઈ હરકત તો નથી ને ! જો તેમ ન હોય તો થોડીવારને માટે તેને અહીંથી દૂર કરો. "

" મેં ઉત્તર આપ્યું કે–" જી, ના જરાયે નહિ. હમણાંજ તેને વિદાય કરૂં છું. "

" આમ કહી જેમ્સ પાસે જઇને કહ્યું કે;–" આપ જો અત્યારે બહાર જાઓ તો ઠીક. મારે આગન્તુક સંન્યાસી સાથે કેટલીક વાતચીત કરવાની છે તે વાતો આપની સન્મુખ કહેવાની સંન્યાસીની અનિચ્છા છે. આપે જે વાત ઉપસ્થિત કીધી છે, તેમાં જો સર્વનું મત હોય તો મને કોઈપણ પ્રકારની આપદ નથી. કાલે હું રૌઝ પાસે જઇને આ સંબંધમાં યોગ્ય વાતચીત કરીશ. તથા સમય આવ્યે આપને બધી હકીકત કહી સંભળાવીશ. "

" આ ઉત્તર સાંભળીને જેમ્સ ચાલ્યો ગયો. "

" ત્યાર પછી તે સંન્યાસી મારા ઓરડામાં આવ્યા અને મને ઉદ્દેશીને કહેવા લાગ્યા કે;–" મિ. સ્ટીફન ! તમારા સંબંધમાં સરદાર રામપાલસિંહ તરફથી કેટલીક વાતો સાંભળીને હું ઘણોજ દુઃખી થયો છું. મને આશા છે કે, આપ રામપાલસિંહને અમારા પક્ષમાં આવવાનું સમજાવશોજ. હવે અલ્પ સમયમાંજ કાનપૂરમાં ભયંકર વિદ્રોહાનલ સળગી ઊઠશે ! આ અનલમાં–અગ્નિમાં અનેક અંગ્રેજ આબાલ–વૃદ્ધ–વનિતાઓ બળીને ભસ્મીભૂત થઇ જશે. માટે મારી ગુપ્ત સલાહ છે કે, આપ ગાર્ડનના પરિવારનો ત્યાગ કરીને મારી સાથે ચાલો. મારી સાથે રહેવાથી અવશ્ય નિરાપદજ રહી શકશો. જો તેમ નહિ કરો તો તમારે ભયંકર વિપદના સપાટામાં સપડાવું પડશે અને તેમાંથી તમારા પ્રાણની રક્ષા કરવી પણ કઠિન થઇ પડશે. માટે કાલે રાત્રે દશ વાગ્યે તમે તમારા મકાનપરજ હાજર રહેજો, એટલે હું પોતે આવીને તમને તેડી જઇશ. આમ કરવામાં મારો એક ગુપ્ત ઉદ્દેશ છે અને ભવિષ્યમાં આપને તેનું રહસ્ય જણાવ્યા વિના રહેશે નહિ. "

તેમણે જે વાત કહી તે સર્વ સત્ય અને વિશુદ્ધ હૃદયથીજ કહી હતી. મને તેમના કથનપર અવિશ્વાસ કરવાનું કાંઇ પ્રયોજન ન રહ્યું. આથી મેં ઉત્તર આપ્યું કે;–"મહાશય ! આ વિષયમાં જો રૈઝ સમ્મત થશે, તો અમે લોકો આવતી કાલે આ સ્થળેજ આપને મળીશું."

"આ સમયે કિલ્લામાંથી ધડાધડ તોપો છૂટવા લાગી. હું તેનું કારણ જાણવાથી ગભરાઇ ઊઠયો. સંન્યાસી પણ પુનઃ આવવાનો વાયદો કરીને ત્યાંથી ચાલ્યા ગયા અને પછી હું કિલ્લા તરફ વિદાય થયો.

"આજનો–પાંચમી જૂનનો દિવસ કાનપૂરને માટે ઘણોજ ભયંકર ભાસવા લાગ્યો. ગઇ કાલે સન્ધ્યા સમયથીજ વિદ્રોહી સૈનિકોના આગમનના ભયથી લોકો શંકાશીલ થઇ રહ્યા હતા–સર્વના જીવ મુઠ્ઠીમાં રમી રહ્યા હતા. આજે આખો દિવસ હું દુર્ગમાંજ રહ્યો. સન્ધ્યા સમયે અવકાશ મળવાથી ઘોડાપર સ્વાર થઇને હું ગાર્ડનના મકાનપર ગયો.

"જે સમયે હું રૈઝને ત્યાં પહોંચ્યો તે સમયે અચાનક રૈઝના મુખમાંથી કેટલાક શબ્દો સંભળાયા કેઃ—

"આ ભયંકર દુઃખવ્યાપી સંસારમાં જો મારૂં કોઈ શુભેચ્છક હોય તો તે"–

"ત્યાર પછી મને એક પણ શબ્દ સંભળાયો નહિ. હું શિરથી પગપર્યન્ત કમ્પી ઉઠયો. બરાબર આ સમયે તોપનો એક મોટો ગોળો આવીને રૈઝની સ્હામેના વરંડામાં પડયો અને તેથી તેમાં આવેલા મકાનના ચૂરેચૂરા થઇ ગયા. હું જીવનરક્ષાના ભયથી રૈઝના ઓરડામાં છૂપાઇ ગયો. અને આ આપદમાંથી ઉગરવા માટે પરમકૃપાળુ પરમાત્માની પ્રાર્થનામાં એકાગ્ર ચિત્તથી જોડાઇ ગયો.

# દ્વિતીય પરિચ્છેદ

## નાનાસાહેબ અને તાતિયા ટોપીનો ભયંકર ભેદ

### ( સરદાર રામપાલસિંહની આત્મકથા )

" સરજ્યન સ્ટીફન અને મિસ રોઝને મેકેયરના કારાગૃહમાંથી મુક્ત કરાવીને હું પુનઃ તાતિયા ટોપીની સંગાથે તેમના નાવ પર ચાલી ગયો. મેકેયર, અબ્દુલ તથા બીજા બે સાહેબો પણ તાતિયાની આજ્ઞાનુસાર નાવ પર ગયા. મેકેયર અને અબ્દુલને તેમના હાથ પગ બાંધીને નાવ પરની એક નિરાળી ઓરડીમાં આખી રાત સુધી કેદ રાખવામાં આવ્યા. અને તેમની સંભાળ રાખવા માટે યોગ્ય સિપાહીઓને પણ નિયુક્ત કરવામાં આવ્યા. તાતિયાને આ વિષયમાં મેંજ સાવધ કરી દીધા હતા.

" બીજે દિવસે જ્યારે તાતિયા સાથે મારી મુલાકાત થઇ ત્યારે મેં મેકેયરનો હું જેટલો જાણતો હતો તેટલો સઘળો ઇતિહાસ આદિથી અંત સુધી તેમને કહી સંભળાવ્યો. અનેક અનઅપરાધિની અબળાઓની હત્યા, ભયંકર લૂટ, તેની સર્વ દગાબાજી અને કુટિલતાનું વર્ણન મેં એવી છટાથી કહી સંભળાવ્યું કે, તેથી વીરવર તાતિયા ટોપીનું હૃદય પણ કમ્પાયમાન થઇ ઉઠયું. તેના મનમાં મેકેયર એક તુચ્છ હિચકારા સમાન ભાસવા લાગ્યો. વળી તે ઉપરાંત ઘોર પાપાત્મા મેકેયર, તેના ડાબા હાથ સમાન અત્યાચારી અબ્દુલ અને તેના ભીષણ–પાપ–કાર્યના સહાયકો આદિ સર્વેનો વૃત્તાંત મેં કેટલીક કલ્પનાની વૃદ્ધિ કરીને તાતિયાને હૃદયદ્રાવક રીતે કહી સંભળાવ્યો.

" આવા અત્યાચારીઓ અને ભયંકર પાપોનો પ્રચાર કરનારા નરાધમ મનુષ્યો દ્વારા ભારતોદ્ધારનું મહા કઠિન કાર્ય કદાપિ સુસંપન્ન થઇ શકશે નહિ, એ વાત પણ મેં તાતિયાને અતિ ઉત્તમ પ્રકારે સમજાવી દીધી. તાતિયાનો સ્વદેશ પ્રેમ અપરિસીમ અને અનિર્વચનીય–અવર્ણનીય હતો, તથાપિ તેણે આવા દુરાત્માઓ પર આધાર રાખીને, નિર્ભર રહીને આ મહાન કાર્યનું ઉદ્યાપન કરવાનો

નિશ્ચય કર્યો હતો ! એ જોઇને મને અત્યંત ગ્લાનિ થઇ આવી અને મેં તાતિયાને તેમ ન કરવા માટે યથાસાધ્ય ઉપદેશ આપીને તેવા પાપના કીડાઓથી અલિપ્ત રહેવાની સૂચના પણ આપી દીધી.

"આવા પાખણ્ડી પુરુષોના સંસર્ગથીજ તાતિયા ટોપીનું નિર્મળ અને નિષ્કલંક ચારિત્ર્ય જન સમક્ષ દૂષણીય થઇ રહ્યું હતું, પરંતુ વાસ્તવિક રીતે તાતિયા ટોપી આવાં ભયંકર પાપોથી તદ્દન અલિપ્તજ હતા. તેમનું હૃદય ધર્મના પ્રબળ આવેગથી ઉછળી રહ્યું હતું. તેમના જીવનનું મહાવ્રત માત્ર ધર્મ અને સ્વદેશોદ્ધારજ હતું.

"મેં જે વેળાએ ગાર્ડન અને મેકેયર સંબંધીનો સર્વ વૃત્તાંત તેમને કહી સંભળાવ્યો–ગાર્ડનની સ્નેહમયી કરૂણામયી કોમળ કન્યા હેલનની નરાધમ નરપિશાચ મેકેયરે કેવી નિષ્ઠુરતાથી હત્યા કરી નિરપરાધિની સરલ હૃદયા રોઝને કારાગૃહની કઠિન સજાથી કેવી રીતે પીડિત કરી. ગાર્ડનને કેવો ભય બતાવીને ધન પ્રાપ્ત કર્યું. મિસિસ ગાર્ડનની ઉન્માદિની સ્થિતિનું વર્ણન સંભળાવ્યું, ત્યારે આ સર્વ પૈશાચિક ઘટનાઓનું શ્રવણ કરીને તાતિયાનું મહત્ હૃદય દુઃખના દારૂણ આઘાતથી પીડિત થયું અને સમસ્ત શરીર ક્રોધથી સળગી ઉઠયું. તેમનાં નેત્રો રક્તવર્ણાં બની ગયાં અને તેમાંથી ક્રોધાગ્નિનો વર્ષાદ થતો હોયની ! એવો ભાસ થવા લાગ્યો. થોડીવાર પછી તેઓ મારા તરફ દ્દષ્ટિપાત કરીને કહેવા લાગ્યા કે;–"રામપાલસિંહ ! આ પિશાચી વિષયોના સંબંધમાં પ્રથમથીજ હું કાંઇ પણ જાણતો નહોતો. પરંતુ અત્યારે તમારા મુખમાંથી આવી ભયાનક વાતો સાંભળીને મારૂં હૃદય દુઃખિયોના દુઃખથી રડી ઉઠે છે. જો કે મારૂં હૃદય પાષાણથી પણ અધિક કઠિન છે. તથાપિ તે દીનહીન અને દુઃખીયાઓને માટે તો કોમળ પુષ્પથી પણ કોમળ છે. દુર્બલ પર બળવાન દ્વારા અન્યાયની રીતે અત્યાચાર કરવામાં આવ્યો છે, એ વાત સાંભળીને તેનો બદલો લેવા માટે મારૂં હૃદય વ્યાકુલ થઇ ઉઠયું છે. આવાં અનેક કારણોથીજ હું સ્વદેશોદ્ધારના કાર્યમાં ઉપસ્થિત થયો છું.

"રામપાલસિંહ ! હું સારી રીતે જાણું છું કે, સર્વ અનર્થનું મૂળ ઇન્દ્રિયો અને મનોવિકારો છે. મનુષ્ય પોતાની ઇન્દ્રિયોને સંતુષ્ટ કરવા માટેજ અનેક પ્રકારના પાપાચરણ કરે છે. તેઓ

ઇન્દ્રિયોના દાસ-તાબેદાર બનીને તેમને વશ થઇને તેમના કહ્યા પ્રમાણે વર્તે છે. અને પછી અત્યાચારનો અવધિ કરે છે. માટે તેવાં મનુષ્યોનો આ દુનિયામાંથી સત્વર નાશ કરવો એજ વધારે ઉચિત છે, પરંતુ પ્રથમ તેમને પણ જ્ઞાનોપદેશ કરવામાં આવે તો કદાચિત્ તેમનું વર્તન સુધરવાની સંભાવના રહે છે ખરી.

" તમે નિશ્ચિત જાણજો કે, હું મારા દેશને મારા પ્રાણથી પણ અધિક પ્યારો ગણું છું, પરંતુ તેનાથી પણ વિશેષ પ્રિય ધર્મનેજ માનું છું. ધર્મજ મનુષ્યને નરકના ભયાનક દુર્ગન્ધમય સ્થાનમાંથી સ્વર્ગના સુવાસિત સ્થાનમાં અમૂલ્ય પ્રકારના આનંદનો ઉપભોગ અપાવી શકે છે. જ્યાં સુધી ધર્માનુમોદિત માર્ગપર રહેવાશે, ત્યાં સૂધીજ હું સ્વદેશોદ્ધારની ચેષ્ટા કરીશ. પરંતુ જો તે કાર્ય કરવા જતાં ધર્મનો ભંગ થશે તો હું તે કાર્યનો તત્કાળ ત્યાગ કરી દઇશ. પરંતુ ધર્મનો ત્યાગ તો કદાપિ કરી શકીશજ નહિ. ધર્મમાર્ગનું ઉલ્લંઘન કરીને અન્યાય અને અનીતિ આદરવી એ મારા સામર્થ્ય અને સત્તાની બહારની વસ્તુ છે. રાષ્ટ્રોન્નતિના કાર્યમાં અનીતિ અને અત્યાચારનું અવલંબન કરવા પછી કદીપણ સુપરિણામ પ્રાપ્ત કરી શકાતું નથી. નીતિનું ખૂન, ધર્મનું પતન, ન્યાયનો નાશ, સત્યનો લોપ, પાપનો પ્રચાર, અનાચારની વૃદ્ધિ અને દુષ્ટતાનો આધાર ગ્રહણ કરવો એ સર્વ વસ્તુઓ નરકનાં દ્વારમાં ધકેલનારી છે. મનુષ્યત્વને નષ્ટ કરનારી છે. માટે હું તેનો આશ્રય ગ્રહણ કરવાની બિલકુલ ઇચ્છા ધરાવતો નથી.

" ઑફ્યરને હું વિદેશી ફ્રેન્ચવીર જાણતો હતો અને તેણે પણ તેમજ કહીને મારી આગળ પરિચય આપ્યો હતો હતો. હશે ખયેર ! હું આજે તેનો સત્ય પરિચય પામી શક્યો છું. હવે નિશ્ચય જાણજો કે, તેને યોગ્ય શિક્ષા આપવામાં હું કશી કચાશ રાખીશ નહિ. "

" આ સમયે સુઅવસર પ્રાપ્ત થયેલો જોઇને મેં તાતિયાને કહ્યું કે;–" અંગ્રેજ સરકારે મને તેને ગિરફ્તાર કરવા માટેજ નિયુક્ત કર્યો છે, ફ્રાન્સ સરકાર તરફથી પણ તેના નામનું વૉરન્ટ નીકળ્યું છે. તે અનેક ખૂનોનો અપરાધી છે. ફ્રાન્સમાં તેને ભયંકર સજા મળી હતી, પરંતુ ત્યાંથી છટકીને ભારતવર્ષમાં ચાલ્યો આવ્યો છે. માટે ત્યાંની સરકાર પણ તેના ઉપર સખ્ત ક્રોધી બની છે.

સંન્યાસી પ્રવર ! આપ પણ તે પાપાત્માના સંસર્ગથી દુનિયાની દૃષ્ટિમાં દોષિત ગણાઓ છો, માટે તેનો ત્યાગ કરીને અંગ્રેજ-સરકારના હાથમાં સુપ્રત કરવાની મને અનુમતિ આપો. તેનાથી દૂર રહેવામાં આપને પણ લાભ થવાની વિશેષ સંભાવના છે.

" મારી વાત સાંભળીને તાતિયાએ પ્રત્યુત્તર આપ્યું કે;- " સરદાર ! નહિ એમ કરવું એ એક જાતની વિશ્વાસઘાતકતા છે. એ કાર્ય ધર્માનુમોદિત નથી. એ દોષિત છે, ભયંકર અપરાધી છે, એ સર્વ વાત હું મુકત કંઠે માન્ય રાખું છું. પરંતુ જ્યારે તેણે ફિરંગીઓનો પક્ષ તજીને આપણો પક્ષ લીધો છે, તો એવી વસ્તુસ્થિતિમાં અત્યારે તેને તેમના હાથમાં સમર્પણ કરવો એને હું સર્વથા અયોગ્ય અને અનુચિત કાર્યજ માનું છું. રામપાલ ! તે બિચારો અમારો વિશ્વાસ કરીને અમારા કાર્યમાં સામેલ થયો છે, તેને હું તમારા હાથમાં શી રીતે સુપ્રત કરી શકું વારૂ ? માટે હાલ તરત તો તેના તરફ દયા બતાવવી એજ લાભદાયક છે કારણ કે જે માણસ તરફ દયા બતાવવામાં આવી હોય તે માણસજ બીજાઓ તરફ કયારેક દયા બતાવતાં શિખે છે. પરંતુ જો તેની સાથે ક્રૂરતાથી વર્તવામાં આવે તો તે ઉલટો અધિક ક્રૂર બને છે અને તેના હૃદયમાંથી દયારૂપી સદ્દગુણનો લોપ થાય છે. "

" ત્યાર પછી હું કાંઈ પણ બોલ્યો નહિ. તે દિવસે મધ્યાહ્ન સમયે મેં તાતિયા ટોપીના મુખેથી સાંભળ્યું કે;-આજે નાનાસાહેબ તેની મુલાકાત કરવા માટે આવનાર છે. તેની સન્મુખ મેકેયરના અપરાધનો યોગ્ય દંડ આપવામાં આવશે, કારણ કે, નાનાસાહેબને તેમણે વિદ્રોહીઓનો અગ્રેસર નેતા ગણ્યો હતો. અને જો કદાપિ ભારત સ્વાધીન થાય તો નાના સાહેબને ભારતવર્ષનો સમ્રાટ્ અને પેશ્વા બનાવવાનો તે લોકોએ નિશ્ચય કર્યો હતો. નાના સાહેબ કેવા ક્રુર અને નીચ હૃદયનો પુરુષ છે એ વાત મારાથી ગુપ્ત નહોતી તે માત્ર પોતાના વૈમનસ્યનો પ્રતિશોધ લેવા માટેજ ભારતવર્ષમાં અંગ્રેજ-સરકારની વિરૂદ્ધ અનેક અનાચરણો કરી રહ્યો હતો. સરકારે તેને બીનવારસ ગણીને પેશ્વાનું પેન્સન આપવાનું બંધ કર્યું. એટલા માટેજ તે નિષ્ઠુર નાના અનેક નિર્દોષ અંગ્રેજ નર-નારીયોનાં રક્ત રેડવા માટે ઉપસ્થિત થયો હતો. તેનું હૃદય અપવિત્ર અને અનેક કુલાલસાઓથી પરિપૂર્ણ હતું. ન્યાય શીલા અંગ્રેજ-સરકારની

વિપક્ષમાં તે રાજદ્રોહીએ શસ્ત્ર ધારણ કર્યા તેનું પરિણામ પણ ભવિષ્યમાં કેવું મળ્યું; એ વાત સર્વ ઇતિહાસજ્ઞોથી વિદિતજ છે. એટલે તત્સંબંધી અધિક ઊહાપોહ કરવાની કશી પણ આવશ્યકતા હોય તેમ જણાતું નથી.

" આજે તે કૂટનીતિજ્ઞ નાનાની આગળથી અબ્દુલ અને મૅ-કેયરના ન્યાયની આશા રાખવી એ વૃથા છે. તાતિયા પ્રથમથી એ વાત સમજી શકયા નહિ, પરંન્તુ પાછળથી સર્વ વૃત્તાંત વિદિત થતાં તેમણે ઘણોજ પશ્ચાતાપ કર્યો ! પરંતુ તે સર્વ વ્યર્થ.

" આજે નાના સાહેબ તાતિયા ટોપીને મળવા આવ્યો. તાતિયાએ મને દૂર રહેવાનું સૂચવન આપ્યું અને મેં તેમની તે આ-જ્ઞાનો સ્વીકાર કર્યો. નાનાનાં પ્રત્યક્ષ દર્શન મને થયાં નહિ. હાય ! જે નાના સાહેબની નિષ્ઠુરતાથી અદ્યાપિ સેંકડો માણસોની આંખો-નાં આંસૂ સૂકાયાં નથી, જે નાનાના દ્વેષાગ્નિની પ્રચણ્ડ જવાળાઓથી કેટલાક પરિવારો બળીને ભસ્મીભૂત બની ગયા—અરે રાખમાં રોળાઇ ગયા છે, જેની દ્વારા અનેક નરરત્નોની પાયમાલી થઇ ગઇ છે, અને સાર્વભૌમ અંગ્રેજ સરકાર પણ જેની દ્વારા વિશેષ પ્રમાણમાં ક્ષતિ-ગ્રસ્ત થઇને અદ્યાપિ—પ્રતિશોધ પણ લઇ શકી નથી તથા જે કંટ-કને દૂર કરવા માટે હું પોતે પણ ઉપસ્થિત થઇ રહ્યો છું. તેજ નાના સાહેબ અને હું ઉભય એકજ નૌકા ઉપર એકત્ર થયા હતા. હજી કાનપૂરમાં ભીષણ હત્યા—કાણ્ડનો આરંભ થયો નહોતો, સૈનિક વિદ્રોહાનલ પણ પૂર્ણ પ્રમાણમાં સળગ્યો નહોતો. તેથી જો આ સમયે અંગ્રેજ રાજ્યના તે ભયાનક શત્રુને હસ્તગત કરી લીધો હોત, તો અનેક નિરપરાધી માનવ માનિનીઓનાં મસ્તકો ભૂમિમાં રોળા-તાં અટકાવી શકાત, રક્તની ધારાઓનું વહન બંધ કરી શકાત, વિ-ધવા થનાર નારીઓના સૌભાગ્યની રક્ષા કરી શકાત, માતૃ—પિતૃહીન થતાં બાળકોને સનાથ રાખી શકાત અને ભારતવર્ષનો તે સમયનો ઇતિહાસ અત્યારે અન્ય સ્વરૂપમાંજ લખાત. પરંતુ હું તાતિયાની આગળ પ્રતિજ્ઞા કરી ચૂકયો હતો. મેં સિખ્ખ ગુરૂ ગોવિન્દસિંહ*નું

---

* ગુરુ ગોવિંદસિંહનું જીવનચરિત્ર હાલમાં મેં લખવાનું શરૂ કર્યું છે, ઇશ્વરઇચ્છા હશે તો તેને પણ થોડા સમયમાં પાઠકોની સે-વામાં સમર્પિત કરી શકીશ. લેખક.

નામ લઇને પ્રતિજ્ઞા કરી હતી તેથી તેને પૂર્ણ કરવામાં પ્રાણ જાય તો પણ પાછા હટાય તેમ નહોતું. તેથી સુઅવસર પ્રાપ્ત થવા છતાં પણ મારાથી તે કંટકનો નાશ કરી શકાયો નહિ. અસ્તુ.

"નાના સાહેબ અને તાતિયા ટોપીની વચ્ચે શી શી સલાહો થઇ તે હું જાણી શકયો નહિ. પરંતુ માત્ર એટલુંજ જણાયું કે, કોઇક મહાન વિષયમાં નાના અને તાતિયા વચ્ચે પરસ્પર કાંઇક મતભેદ પડયો છે. અને તે વિષયની મીમાંસા કરવા માટે કાલે પુનઃ નાના સાહેબ તાતિયા ટોપીની મુલાકાત લેવા આવનાર છે."

"તાતિયા સાથે જ્યારે ફરીવાર મારો મેળાપ થયો ત્યારે તેમણે મને કહી સંભળાવ્યું કે;—" નાના સાહેબને મેં અબ્દુલ તથા મૅકેયર સંબંધી સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો છે. તેમણે મારી સમક્ષજ તેમને સજા આપવાનો નિશ્ચય કર્યો છે. આવતી કાલે આ વિષયમાં જે કાંઇ નિર્ણય કરવાનો હશે તે નિશ્ચય થઇ જશે."

"પછી બીજે દીવસે નાના સાહેબ પુનઃ આવી પહોંચ્યો. તેની સાથે અન્યાય દશ-પંદર પુરૂષો પણ પોશાક બદલી આવ્યા હતા. પહેલા દિવસની પેઠે આજે પણ મને દૂરજ રાખવામાં આવ્યો. કેટલીક વાર પછી મેં સાંભળયું કે;-" તાતિયા અને નાના વચ્ચે પડેલા મતભેદનું નિવારણ ન થતાં આજે તે મતભેદે ઉલટું ભયંકર સ્વરૂપ ધારણ કર્યું છે. તેમનો મતભેદ અત્યંત વૃદ્ધિંગત થયો છે."

"છેવટે મૅકેયર અને અબ્દુલને નાના સાહેબના હાથમાં સુપ્રત કરવામાં આવ્યા અને તાતિયાએ પણ નાના સાહેબને સહાયતા કરવામાં પાછાં પગલાં લેવાનો પ્રારંભ કરી દીધો. તેઓ બન્ને વચ્ચે ભયંકર વિવાદ ઉપસ્થિત થવાથી તેનું પરિણામ અંગ્રેજ સરકારને લાભદાયક થઇ પડે તેવી સંભાવના હતી.

"ખરેખર ! આર્યજાતિની પરસ્પરના મતભેદ અને કુસંપને લીધેજ અવનતિ થતિ જાય છે. માંહોમાંહેની ફુટફાટ અને ઇર્ષ્યાગ્નિના પ્રભાવેજ સર્વોત્કૃષ્ટ ગણાતો ભારતવર્ષ આજે તદ્દન દીનહિન સ્થિતિમાં આવી પડયો છે. એનો પ્રત્યક્ષ આદર્શ હું અનુભવી શકયો. ધર્મભીરૂ-કર્મવીર તાતિયાના સુકથનનું ઉલ્લંઘન અને અપમાન કરીને પાપોત્તેજક નાનાએ ભયંકર કલહનાં બીજ આરોપિત કર્યાં અને અંતે એ કલેશના પરિણામેજ નાનાની વિષમ દુર્ગતિ થઇ.

" ત્યાર પછી તાતિયા સાથે જ્યારે મારો સાક્ષાત્કાર થયો ત્યારે મેં જોયું કે, તેનું સૂર્ય સમાન તેજસ્વી વદન મણ્ડળ કોઇક ઘોર રાહુના પ્રબલ અંધકારથી આચ્છાદિત થઇ ગયું છે. લલાટ વિભાગમાં દારૂણ દુશ્ચિન્તાની રેખાઓ સ્પષ્ટ રીતે પ્રસ્ફુટિત થઇને એક પ્રકારના ગંભીર ભાવનું દિગ્દર્શન કરાવી રહી છે. કેટલીક વાર નેત્રોમાંથી ઘણીજ તીવ્ર જ્યોતિ બહાર નીકળીને અજ્ઞાનાંધકારને છિન્નવિચ્છિન્ન કરી રહી છે. કેટલીકવાર પર્યન્ત મારા સ્હામું એક દૃષ્ટિથી નિરીક્ષણ કર્યા પછી તેમણે મને સંબોધીને કહ્યું કે;–" જૂઓ રામપાલસિંહ ? હું આજે તમારી સન્મુખ મારા હૃદયના સર્વ સત્ય ભાવોને પ્રકટ કરૂં છું, પરંતુ તમે તેને તમારા હૃદયમાંજ છુપાવી રાખજો. કદી પણ કોઇની સમક્ષ એને વ્યક્ત કરવાની ચેષ્ટા કરશો નહિ. સાંભળો ! આજે નાના સાહેબ પાપાત્માની કુમંત્રણાને વશીભૂત થઇને કુપથપર ગમન કરવાને તત્પર થઇ ગયા છે, તેથી હવે મારો તેની સાથેનો કોઇપણ પ્રકારનો સંબંધ રાખવાની ઇચ્છા નથી. તેને ભારતનો ભાવી સામ્રાટ બનાવવાને યોગ્ય ગણીને તથા પેશ્વાનું પદ પ્રાપ્ત કરાવવાનું પાત્ર ધારીનેજ હું તેને તન મન–ધનથી સહાયતા આપવાનું ઉપસ્થિત થયો હતો. પરંતુ હવે મને મારી તે ધારણા નિષ્ફળ થાય તેમ જણાય છે. મારી સર્વ ધારણાઓ ધૂળમાં મળે તેવો સંભવ છે. કદાપિ એ ભાર કોઇ સુપાત્રને સોંપવામાં આવ્યો હોત તો, મારી વાંચ્છના પૂર્ણ કરવામાં મને અધિક સુગમતા થઇ પડત, બસ, હવે હું એક બે દિવસમાં દિલ્હી તરફ પ્રયાણ કરીશ. તમને અહીં રહેવાની ઇચ્છા હોય એમ જણાતું નથી; તેથી આજે સ્હાંજેજ તમને અમારા આધિપત્યમાંથી મુક્ત કરીશ. નાના સાહેબ, મેકેયર અને અબ્દુલને સજા આપવાનું નિમિત્ત બતાવીને અહિંથી લઇ ગયા છે. પરંતુ મને વિશ્વાસ છે કે, તેઓ તેને દંડ આપવાનું તો દૂર રહ્યું, પણ ઉલટા પોતાની કુચાલોના સ્હાયક બનાવશે. હવે એ શયતાનો દ્વારા અધિક ઉપદ્રવ ઉત્પન્ન થશે અને નિર્દોષ માનવોનાં ધન–માલ સ્ત્રી–પુત્રી, માતા–ભગિની આદિનું અપહરણ થયા કરશે. તે પાપના પૃષ્ટપોષકો ન્યાયમય સ્થાનમાં પોતાના હડહડતા અન્યાયનો પ્રચાર કરીને દીન પ્રજાનું સત્યાનાશ વાળશે.

" કદાચિત્ જો હું ધારત તો એ બન્ને અપરાધિઓને સજા આપી શકત, પરંતુ હું નાના સાહેબ સમક્ષ પ્રતિજ્ઞાના સૂત્રમાં બદ્ધ થયેલો છું, તેથી લાચાર છું: નાના સાહેબનો મેં પેશ્વા તરીકે સ્વીકાર

કર્યો છે, તેથી આજ સુધી તેમના ઉપદેશનું પાલન કરવું એ મારૂં કર્તવ્ય હતું. પરંતુ હવે તે સંબંધમાં યોગ્ય વિચાર કરવો પડશે. શું હું રોઝ અને સ્ટીફનનો કાંઇ પણ ઉપકાર નહિ કરી શકું? નાના સાહેબ મારા કથનાનુસાર કાર્ય કરવા નથી ઇચ્છતા, તે પરથી મને સ્પષ્ટ જણાય છે કે, હવે અલ્પ સમયમાંજ કાનપૂર શહેરમાં એક ભયાનક ઘટના ઉપસ્થિત થશે. માટે, રોઝ, સ્ટીફન તથા અન્ય જેમને આપ ચાહતા હો, તેમને આ સમાચાર મળતાં પહેલાંજ સાવધ કરી દેજો કે, જેથી તેમને વિપદમાં સપડાવાની સંભાવના રહેશે નહિ."

"તાતિયાના મુખથી મેકેયર અને અબ્દુલના છૂટી જવાના સમાચાર સાંભળીને હું અત્યંત ભયભીત બની ગયો. જો તાતિયા ટોપી નાનાસાહેબના સહાયક તરીકે રહ્યા હોત તો, મને ઘણોજ ઓછો ભય લાગત, પરંતુ જ્યારે તેમણે નાનાસાહેબનો સંગાથ છોડી દેવાની અને મેકેયર તથા અબ્દુલને નાનાના હાથમાં સુપ્રત કરવાની વાત કરી, ત્યારે મને વિપદ વધવાની સંભાવના થવા લાગી. મેકેયરના મુક્ત થવાના સમાચાર સ્ટીફન અને રોઝને સર્વથી પ્રથમ વિદિત કરવા એ મારૂં સર્વથી પ્રથમ કર્તવ્ય હતું તે ઉપરાંત અંગ્રેજ સરકારને પણ આ સંવાદ જણાવીને પ્રચંડ વિદ્રોહાગ્નિ સળગવા ન દેવો એ પણ મારૂં એક મહાન અને આવશ્યકીય કર્તવ્ય હતું. આ પ્રમાણે સર્વ વિષયોની આલોચના કરીને મેં તાતિયા ટોપીને કહ્યું કે;—" મહાશય ! આપની સૌમ્ય મૂર્તિના દર્શન કરીને હું આજે કૃતાર્થ થયો છું. સ્વદેશોદ્ધાર માટેના આપના વિચારો અતિ પ્રશંસનીય અને આદર કરવા યોગ્ય છે. પાપ અને અનીતિનો ત્યાગ કરીને માત્ર ધર્મયુદ્ધથીજ વિજય પ્રાપ્ત કરવાનો આપનો સિદ્ધાંત અતિ ઉત્તમ છે. હું ધારૂં છું કે, મેકેયર જેવા શયતાનની સહાયતાથી દેશનો ઉદ્ધાર કરવો એ તો માત્ર આકાશકુસુમની પ્રાપ્તિ કરવા સમાન છે. જેનું હૃદય પાપરૂપી હલાહલથી પરિપૂર્ણ છે, જેનાં કાર્ય હૃદયવેધક અને નિંદ્ય છે. તથા જે સાક્ષાત્ પાપનીજ પ્રતિમા છે, તેની સહાયતા લેવી એ પણ એક પ્રકારનું પાપજ છે. આપના વિચાર આવા ઉત્તમ અને ધર્મયુક્ત છે. એવું મને પ્રથમથી માલૂમ નહોતું, પરંતુ હાલના અલ્પ સંસર્ગથી હું આપની ઉચ્ચ પ્રાણુતા અને ધર્મભીરુતા પર મુગ્ધ બની ગયો છું. ધન્ય છે આપના વિશુદ્ધ ચારિત્રને અને ધન્ય છે આપની ઉત્તમ યોજનાઓને!!

" વારૂ આપ મારી એક આજ્ઞાનો સ્વીકાર કરશો કે ? કારણ કે મારી આ યાચનામાં એક પ્રકારનું રહસ્ય સમાયલું છે. "

" તાતિયાએ ઉત્તર આપ્યું કે;-" રામપાલ તમે મારી વ્યર્થ પ્રશંસા ન કરો. હું મારી પોતાની પ્રશંસાથી કદી પણ પ્રસન્ન થતો નથી. મનુષ્ય ધર્મ મનુષ્ય ન બજાવે તો પછી શું પશુઓ બજાવી શકશે ખરાં કે ? પણ હાલ જવા દો એ વાતને. કહો જોઇએ વારૂ કે, તમે કયા પ્રકારની યાચના કરવા ઈચ્છો છો ? "

" મેં કહ્યું કે;-મહાશય ! જ્યારે આ સર્વ વિચિત્ર ઘટનાઓએ આવું વિષમય ભયાનક સ્વરૂપ ધારણ કર્યું છે, તો આપ જેમ બને તેમ સત્વર મને મુક્ત કરો તો મારા દ્વારા અનેક અનર્થ થતા અટકવાનો સંભવ છે. હજી પણ સમય છે. જો મને શીઘ્રીશ. કરશો તો હું કેટલાક મનુષ્યોને વિપદમાંથી બચાવી શકીશ. મારા મકાનનું સ્થળ હું આપને બતાવતો જઉં છું. આપ કાલે આવીને મને મળજો. હું આજે રોઝ અને સ્ટીફનને મળીને આપની સાથે આવવાની તેમને સલ્લાહ આપીશ અને એ વિષયમાં તેમનો શો અભિપ્રાય છે, તેના સમાચાર પણ આપને આવતી કાલે જણાવીશ."

" તાતિયા ટોપી મારી વાતમાં સમ્મત થયા અને થોડીકવાર પછી મને નૌકામાંથી ગંગાના કિનારાપર ઊતારી દીધો. તાતિયા પાસેથી વિદાય થઇને હું પ્રથમ મારા મકાન પર ગયો. ત્યાં થોડી વાર વિશ્રામ લઇને કિલ્લા તરફ જવા માટે વિદાય થયો. આ સમયે સ્હાંજના સાત વાગી ચૂકયા હતા અને કાનપૂરમાં વિદ્રોહ ઉપસ્થિત થવાનાં પૂર્વ લક્ષણો જણાતાં હતાં. કેટલાંક મનુષ્યો પોતાના મોંઘેરા પ્રાણ જવાના ભયથી વ્યાકુલ થઇ રહ્યાં હતાં, સૌભાગ્યવતી લલનાઓ પોતાના સૌભાગ્ય-સૂર્યને અસ્ત પામવાની આશંકાથી કમ્પાયમાન થઇ રહી હતી, બિચારાં નાદાન બાળકો પોતાને માતૃ-પિતૃહીન થવાના ભયથી રૂદન કરી રહ્યાં હતાં, અર્થલોલુપ માનવીઓ પોતાનું દ્રવ્ય અપહરણ થવાના ભયમાં નિમગ્ન થઇ ગયા હતા. કેટલાક લોભી મનુષ્યો પોતાની સર્વ સંપતિ નષ્ટ થવાની ચિન્તાથી વ્યગ્ર બની ગયા હતા. એકંદરે સમસ્ત કાનપૂર શહેરની પ્રજા વ્યસ્ત અને ભયભીત બની રહી હતી.

" રાત્રે અમુક સાંકેતિક શબ્દ કર્યા સિવાય કિલ્લામાં પ્રવેશ કરી શકાય તેમ નહોતું. હું જ્યારે કિલ્લાની સ્હામે પહોંચ્યો, ત

વખતે બે પુરૂષો ઉતાવળા ઉતાવળા કિલ્લામાંથી બહાર આવ્યા. અંધકાર હોવાથી તેઓ મને જોઇ શકયા નહિ. હું પણ એક વૃક્ષની ઓટમાં છુપાઈ ગયો. જે પુરૂષો બહાર નીકળયા હતા, તેઓ સહજ આગળ જઇને એક ત્રીજા માણસ સાથે ધીરે ધીરે કાંઇક વાતચીત કરવા લાગ્યા. મને તેમની વાત સ્પષ્ટ રીતે સંભળાતી નહોતી. પરંતુ મારાથી એટલું તો સાંભળી શકાયું કે તેઓ નાના-સાહેબ, તાતિયા ટોપી, અબ્દુલ એકેયર અને મારા નામનું ઉચ્ચારણ કરી રહ્યા છે. આ નામો સાંભળીને મારા ચિત્તમાં વિવિધ પ્રકારના સંશય ઉત્પન્ન થવા લાગ્યા. મેં ધણા વિચાર કર્યા છતાં પણ તેમની વાતોનું સ્પષ્ટ રહસ્ય મને જણાયું નહિ. તેથી હું ધણીજ સાવધાનીથી તેમની ગતિ-વિધિ લેખવા લાગ્યો. ”

“ કેટલીક વાર પછી બીજા બે યુરોપિયનો પણ ત્યાં આવી લાગ્યા. અને પછી તે સર્વેએ એકત્ર થઇને કિલ્લાની સ્હામેના મેદાન તરફ પ્રયાણ કર્યું. બીજી બાજૂએ કિલ્લાનાં દ્વાર બંધ થયાં અને પહેરેગીરોનો અવાજ સંભળાવા લાગ્યો. મેં માત્ર એક ધોતી પહેરી રાખી અને શરીરપરનાં બીજાં સઘળાં વસ્ત્રો ઉતારી નાખ્યાં. પછી શરીરપર એક કાળું વસ્ત્ર ઢાંકીને મેં તેમની પૂંઠ પકડી. થોડી વાર પછી તેઓ એક છાયાદાર વિશાળ વૃક્ષ નીચે જઇને ઉભા રહ્યા. હું પણ પાસેના એક વૃક્ષની પાછળના વિભાગમાં જઇને છુ-પાઇ ગયો. હું જ્યાં આગળ ઉભો હતો ત્યાં આગળ તે લોકોની સર્વ વાતો સ્પષ્ટ રીતે સંભળાતી હતી.

“ પ્રથમ એક વ્યક્તિએ અંગ્રેજી ભાષામાંજ કહ્યુ કે;-“ મહા-રાજ ! અમે સર્વે આપની આજ્ઞાનુસાર અત્રે એકત્ર થઈ ગયા છીએ, કહો, વારૂ હવે શી આજ્ઞા ફરમાવવાની છે ? ”

“ પ્રત્યુત્તર પણ અંગ્રેજીમાંજ મળ્યું કે;-“ વારૂ. હું તેનો પ્રબંધ સત્વર કરૂં છું. ” “ તેના ઉચ્ચારણ પરથી તે કોઇ દેશી મનુષ્ય હોય તેમ જણાયું. તે પુનઃ કહેવા લાગ્યો કે;-“ વૅલ મિસ્ટર લૂઇ ! તમારી વાત અને વર્તન જોઇને હું ઘણોજ પ્રસન્ન થયો છું. મારા મતાનુસાર પરમદિવસથીજ વિદ્રોહ આરંભાશે, અંગ્રેજો હજી સુધી મને શત્રુ તરીકે ઓળખી શકયા નથી; પરંતુ હવે તેમ થવામાં વિલંબ લાગશે નહિ. તેઓ સત્વર આ વાત જાણી જશે. એટલા માટે આપણે અત્યારે રૉબર્ટ મૅકેયર પાસે જવું જોઇએ. હમણાં તે ગુલ-

બાગમાં આપણી રાહ જોઇ રહ્યો છે. તાતિયા ટોપી સાથે મારે શા માટે મતભેદ પડ્યો છે, તેતો આપને સર્વેને વિદિત થયુંજ હશે એટલે નવેસરથી જણાવવાની કશી પણ જરૂર જણાતી નથી. "

"આમ કહીને તેઓ સર્વેએ ગુલબાગ તરફ પ્રયાણ કર્યું. હું પણ તેમની પાછળ ચાલ્યો. આ લોકોએ જેને 'મહારાજ' ના નામથી સંબોધ્યો હતો, તે નાનાસાહેબજ હતો, એ વાત મને સારી રીતે વિદિત થઈ ગઈ.

"લગભગ એક કલાક પછી તે લોકો એક આંબાવાડીયામાં પેઠા. હું પણ સાવચેતીથી તેમની પૂંઠ પકડતોજ રહ્યો. અત્રે મૅકેયર તેમની રાહ જોઇ રહ્યો હતો. આ બાગને લોકો 'ગુલબાગ' કહેતા હતા. હું પણ આસ્તે આસ્તે તે બાગમાં પેઠો. આ સમયે કોઇએ અચાનક આવીને મારી પીઠપર મુક્કો માર્યો. મેં મુખ ફેરવીને જોયું તો તે એક અપૂર્વ કાન્તિવાન, મનોહારિણી, શુક્લવસના સુન્દરી સમાન સુશોભિતા આર્યબાલિકા હોય તેમ જણાયું. ખરેખર ! તેનું નિઃસીમ સૌન્દર્ય જોઇને હું પણ કેટલીકવાર પર્યન્ત મુગ્ધ થઇને તેના તે અનુપમ સ્વરૂપસંપન્ન શરીર તરફ જોઇ રહ્યો."

"પ્રિય પાઠક ! ક્ષમા કરજે. કારણ કે, જે સ્વર્ગીય સૌન્દર્યવતી લલનાઓના લાવણ્યમાં લુબ્ધ બનીને બ્રહ્મા, ઇન્દ્ર, મહેશ અને અનેક ઋષિ મુનિઓએ પણ પોતાના અવિચલિત ચિત્તને વિચલિત બનાવી દીધાં છે, તો પછી મારા જેવા ક્ષુદ્ર મનુષ્યની તે શી સત્તા ?" પરંતુ પુનઃ મારા ચિત્તમાં એક પ્રકારની આશંકા થવાથી મેં ગજવામાંથી પિસ્તોલ કાઢી તેના સન્મુખ નિશાન તાકીને કહ્યું કેઃ—"ઓ ! બાલિકા ? તું કોણ છે ? તું દેવી છે કે કોઇ દાનવી છે ?

"મારી વાત સાંભળીને તે કોમળ વચની કિશોરી કન્યા તત્ક્ષણાત્ બોલી ઉઠી કેઃ—" સરદાર ? ધીમેથી બોલો, ગભરાવાનું કાંઇ કારણ નથી. મારૂં નામ મેના છે અને હું દેવી કે દાનવીમાંની કોઇ નથી; પરંતુ માનવદેહધારિણી એક સાધારણ અબળા છું. કોઇક ગુપ્ત વિષયમાં મારે આપની સલાહ લેવાની છે. ચાલો, હું આપને મારી સર્વ મનોભાવનાઓ આપની સમક્ષ હમણાંજ નિવેદિત કરૂં છું.'

"આથી મેં આશ્ચર્યાન્વિત થઇને તે આગન્તુક અબળાને પૂછ્યું કે;—" મેના ! તમારૂં નામ મેં અદ્યાપિ કદી પણ સાંભળ્યું નથી અને હું તમને ઓળખતો પણ નથી. તો શું તમારે તમારો સત્ય

પરિચય દર્શાવવામાં કાંઇ વિઘ્ન છે ખરૂં કે? વારૂ, તમે મને શી રીતે ઓળખ્યો?"

"તે બાળાએ શાન્તિ અને વિનયતાપૂર્વક ઉત્તર આપ્યું કેઃ—"રામપાલસિંહ! હું આપને સારી રીતે ઓળખું છું, પરંતુ અત્યારે પરિચય આપવાનો સમય નથી, આપનો એક મિત્ર આપના આગમનની પ્રતીક્ષા કરી રહ્યો છે, માટે મારી સાથે આવશો કે? અવશ્ય આ કાર્યથી તમને એક વિશિષ્ટ પ્રકારના લાભની પ્રાપ્તિ થવાનો સંભવ છે."

"મેં ઉત્સુકતાથી પ્રશ્ન કર્યો કેઃ–"માયાળુ મેના? જ્યારે તમારી સાથે મારો જરા પણ પરિચયજ નથી, ત્યારે હું તમારા પર વિશ્વાસ રાખીને એવા નિર્જન સ્થાનમાં શી રીતે આવી શકું વારૂ? આવી ઘનઘોર તિમિરાચ્છન્ન ભયાનક રાત્રે એક અપરિચિત મનુષ્યને મને મિત્ર કહીને બોલાવવાનું પ્રયોજન શું છે? મને તમારી સર્વ વાતો પર સંશય થયા કરે છે. તમારા કથનનો ઉદ્દેશ, કોઈક ભયાનક કાર્યમાં મને સમ્મત કરવાનો હોય એમ જણાય છે."

"મેનાએ પ્રત્યુત્તર આપ્યું કેઃ–"બહાદુર રામપાલ? વીરવર સિખ્ખ હોવા છતાં આવી નજીવી આશંકાઓ કરતાં લજ્જા નથી ઉત્પન્ન થતી? આપને કોઇ પણ પ્રકારનો ભય રાખવાનો નથી, માત્ર આપની સહાયતાના ઉદ્દેશથીજ હું અત્રે બોલાવવા માટે આવી છું. મેં એક ભયંકર વિપદ્‌જનક કાર્યમા હાથ નાખ્યો છે, તે કાર્યને હું કેટલે અંશે પૂર્ણ કરી શકીશ, તે કાંઈ કહી શકતી નથી. આ કાર્ય આપની સહાયતા સિવાય નિર્વિઘ્ને પૂર્ણ થાય તેવી સંભાવના નથી, માટેજ હું આપની કને એ યાચના નિમિત્તે આવી છું. આજે મારા સદ્‌ભાગ્યે આપ મને મળી ગયા છો, તેથી સાહસ કરીને આટલી વાત કહેવાને હું તત્પર થઇ છું. હવે તાતિયા ટોપીની મુલાકાત લેવામાટે, મારી સાથે ચાલો. તેઓ આપની પ્રતીક્ષા કરી રહ્યા છે."

"આ સાંભળીને મને અતિ આશ્ચર્ય થયું કે, તાતિયા અત્યારે મારી વાટ શા માટે જોઇ રહ્યા હશે? મેનાની સરલ વાતો સાંભળવાથી મને તેના પર દૃઢ વિશ્વાસ બેઠો, પરંતુ પ્રથમની વિપદનું સ્મરણ થયા વિના રહ્યું નહિ. મને આશંકા થવા લાગી કે, કદાચિત્ મેના મને શત્રુઓની જાળમાં ફસાવવા માટે તો નહિ લઇ જતી હોય! આ પ્રકારની અનેક દુશ્ચિન્તાઓએ મારા ચિત્તને વિચલિત કરી દીધું. પછી મેં શંકાયુક્ત સ્વરે કહ્યું કેઃ–"મેના! જો તમે મને

ઓળખતાં હો, તો એટલું પણ જાણતા હશો કે, જાસૂસ લોકો કદી પણ કોઇનો વિશ્વાસ કરતા નથી, તો પછી હું પણ જાસૂસજ છું તેથી તમારી વાત પર શી રીતે વિશ્વાસ મૂકી શકું વારૂ ?"

"મેનાએ નિઃસંકોચપણે ઉત્તર આપ્યું કેઃ–"રામપાલસિંહ ! આપ આટલો બધો અવિશ્વાસ શા માટે રાખો છો ? શું સમસ્ત દુનિયા વિશ્વાસઘાતક મનુષ્યોથીજ ભરપૂર હોય, એવું તમારૂં અનુમાન છે ? નહિ, રામપાલ ! તમારી આ ધારણામાં એક પ્રકારનો મિથ્યા પ્રમાદ થાય છે. કયા જન્મની મહત્તા માટે, કયી મહાન ભાવનાની સાર્થકયતા માટે હું અસત્યતાનો પ્રચાર કરૂં ? મેનાને તમે વિશ્વાસઘાતિની કે ભયંકર પ્રપંચકારિણી ન ધારતા. હું એક આર્ય અબળા છું અને નિરૂપાય સ્થિતિમાં મૂકાવાથીજ આપની સાથે ચિરપરિચિતની માફક સંભાષણ કરી રહી છું. આપ મને ઓળખતા નથી, પરંતુ આપના જીવનદાતા તાતિયાને તો ઓળખો છો કે નહિ વારૂ ? જો આપને ત્યાં આવવાનું અનુચિત લાગતું હોય, તો અહિંજ ઉભા રહો. હું તેમને સત્વર બોલાવી લાવું છું."

"આમ કહીને તે મેનકા, રંભા અને ઉર્વશી આદિ અપ્સરાને પણ પોતાના સૌન્દર્ય આગળ પરાજિત કરે તેવી મનોહારિણી મેના ત્યાંથી મરાલગતિ પ્રમાણે ચાલી ગઇ. હું એજ સ્થળે ઉભો રહ્યો. જ્યાં આગળ હું ઉભો હતો ત્યાંથી પ્રાયઃ એંસીક હાથ પર દૂર આવેલા એક સઘન છાયાદાર વૃક્ષ નીચે મહારાષ્ટ્ર વીર નાનાસાહેબ અને તેના વિશ્વાસુ સહાયકો એકત્ર થઇને નાના પ્રકારના તર્ક વિતર્ક કરી રહ્યા હતા.

"આ આર્ય અબળા–હિન્દૂબાળા કોણ હશે ? મારી સાથે આ પ્રમાણે શા માટે પરિચય કરી રહી હશે ? તાતિયા ટોપી જેવી એક સત્તાસમ્પન્ન વ્યક્તિ સાથે આ અબળાને શો સંબંધ હશે ? આવા પ્રકારના અનેક પ્રશ્નો મારા હૃદયમાં ઉપસ્થિત થવા લાગ્યા. બીજી બાજૂએ નાનાસાહેબ અને તેમના સહાયકોની સલાહ મસલત જાણવા માટે મારૂં ચિત્ત તલપાપડ થવા લાગ્યું. આ સમયે મેના એક મનુષ્યને સાથે લઇને મારી સમક્ષ આવી પહોંચી. મેનાની સાથે આવનાર વ્યક્તિ સાક્ષાત્ તાતિયા ટોપીજ હતા. ફેર માત્ર એટલોજ હતો કે, અત્યારે તેમનું શરીર કાષાય વસ્ત્રોને બદલે સુશોભિત સૈનિક પોશાકથી શોભી ઉઠયું હતું, તે પોશાક તેના સુદૃઢ શરીરની અપૂર્વ શોભાને વૃદ્ધિંગત કરી રહ્યો હતો.

"મારી પાસે આવ્યા પછી કેટલીકવારપર્યન્ત મૌન્ય રહીને પછી ઘણાજ નમ્રસ્વરે તેમણે કહ્યું કે;– "સરદાર રામપાલસિંહ! તમે જે કાર્ય માટે અત્રે આવ્યા છો, તેજ કાર્યને માટે હું પણ મેના સહિત અત્રે આવ્યો છું. મેના કોણ છે એનો પરિચય હું આપને યથાવકાશે કરાવી આપીશ. અત્યારે તમારે મારા અને મેનાના ઉપકાર માટે એક કાર્ય કરવું પડશે. શું તે કાર્ય આપ કરી શકશો ખરા કે?"

"મેં ઉત્તર આપ્યું કે;—"ઉદારાશય દેવ! હું કોઇના ઉપકાર માટે પાછી પાની કરૂં તેવો નિર્મળ અને કાયર પુરૂષ નથી. કહો જોઇએ કે, મારે આપને માટે કયા કાર્યનો પ્રારંભ કરવાનો છે વારૂ? હું યથા સાધ્ય યત્ન કરીને આપના કાર્યને અવશ્ય પૂર્ણ કરીશ."

"તાતિયાએ કહ્યું કે;—"રામપાલ! તમારી મારા પ્રત્યેની સદ્ભાવના માટે હું તમારો ઘણોજ આભાર માનું છું. સાંભળો, નાનાસાહેબ, દુરાત્મા મેકેયર, અત્યાચારી અબ્દુલ અને કેટલાક અન્યાન્ય પુરૂષો અત્રે બેસીને એક પ્રકારની ગુપ્ત મંત્રણા કરી રહ્યા છે, એ વાત તો તમને વિદિતજ હશે, માટે તે સંબંધમાં અધિક ઊહાપોહ કરવાની કાંઇપણ આવશ્યકતા હોય તેમ જણાતું નથી. હું નાના સાહેબ સિવાય અન્ય સર્વ નરપિશાચોને કેદ કરીશ. એ અધમાત્માઓની કુમંત્રણાથીજ આજે નાનાસાહેબ એક અજ્ઞાન બાળકની પેઠે સ્વદેશનું—સ્વભૂમીનું અને સ્વજાતિનું અહિતકર કરવાને ઉદ્યત થયા છે, દેશમાં વ્યાપી રહેલી કિંચિત માત્ર શાન્તિનો પણ લોપ કરીને ભયંકર રક્તપાત કરવાને આજે નાનાનું નિષ્ઠુર હૃદય ઉત્સુક થઈ રહ્યું છે. રાષ્ટ્રોદ્ધારના પરમ પવિત્ર કાર્યમાં નિરપરાધી માનવીઓનાં મસ્તકો રોળીને, તેનો સર્વનાશ કરીને–નિકંદન કહાડીને ભયંકર પાપનો પ્રસ્તાવ કરવાને આજે નાનાસાહેબ પ્રસ્તુત થઇ ગયા છે. ધર્મ–નીતિ અને પવિત્રતા તથા દયાનો ધ્વંસ કરીને, નાલાયક નરાધમ પશુઓના સંસર્ગમાં સપડાયલા નાના સાહેબ આજે નરશોણિતની ધારાઓ વહાવવાને અને ભયંકર અનાચારની વૃષ્ટિ કરવાને ઉપસ્થિત થઇ રહ્યા છે; પરંતુ તે પાપયુક્ત કાર્યમાં નાના સાહેબ કદીપણ વિજયી થઇ શકશે નહિ. તેમની સર્વ ધારણાઓ ધુળમાં મળી જશે અને કદાચિત્ શત્રુઓના હાથથી નિરર્થક તેમનું જીવન નષ્ટ થશે. તેમનો પવિત્ર આત્મા સ્વર્ગના અમૂલ્ય સુખથી

વિમુખ થઇને નરકના ભયાનક દુઃખમય સ્થાનમાં ગોથાં ખાશે. તેમના આવા વિષમ વર્તનો જોઇને હું તેમની સાથે રહેવા ઇચ્છતો નથી અને એટલા માટેજ તેમનાથી અલગ રહીને કાર્ય કરી રહ્યો છું.

"મેના અત્યારે મારી સ્નેહાધારા છે. જો આ સંસારમાં વિતરાગી સંન્યાસી તાતિયાને આકૃષ્ટ અને મુગ્ધ કરનાર કોઈ પણ પદાર્થ હોય તો તે, આ પ્રિય પુત્રીવત્ મેનાજ છે. આ મેનાને માટેજ મેં નાનાસાહેબને પેશ્વા બનાવવાનો સ્વીકાર કર્યો હતો. આજે તેજ સરલહૃદયા મેનાનાં કોમળ નેત્રોમાંથી અશ્રુનો અવિરલ પ્રવાહ વ્હેતો જોઇને હું નાનાસાહેબને ભાવિ વિપદમાંથી બચાવવા માટે તત્પર થયો છું, માટે તમારે પણ આ કાર્યમાં મને યોગ્ય સહાયતા આપવી જોઇશે. અમે કિલ્લામાંથી નાનાસાહેબ તથા તેના દુરાચારી સહચરોની પૂંઠ પકડી રહ્યા છીએ. એવામાં તમારૂં આગમન જોઇને તમારી સહાયતા માગીએ છીએ. તમે મને અવશ્ય સહાયતા આપશોજ એવી મને સંપૂર્ણ આશા છે."

"આ સમયે મેં મેનાના તરફ જોયું, ત્યારે તે રડી રહી હતી. તેની આંખમાંથી ચોધારાં આંસુ વહી રહ્યાં હતાં. તે શા માટે રડે છે ? નાનાસાહેબની વિપદથી તે શા માટે ચિન્તિત થઈ રહી છે ? તાતિયાને તે આટલી બધી શા માટે પ્રિય થઈ પડી છે ? આદિ અનેક વાતોની ભ્રમણાએ મને ગુંચવણમાં નાખી દીધો. ત્યાર પછી મેં વિચારીને કહ્યું કેઃ—"સંન્યાસીદેવ ! જો આપને મેનાનો પરિચય આપવામાં કાંઇ અડચણ ન હોય, તો મને કહી સંભળાવો કે તે કોણ છે ! તેના સંબંધી સર્વ હકીકત જાણવા માટે મારૂં ચિત્ત વ્યગ્ર થઇ રહ્યું છે. વળી આ મેના સાથે આપને શો સંબંધ છે તે પણ કૃપા કરીને જણાવો. ઉત્તર મળ્યા પછી મેનાને સહાયતા કરવામાં કાંઇપણ વિઘ્ન નડશે નહિ."

"તાતિયાએ ઉત્તર આપ્યું કે;—"રામપાલ ! મેના અન્ય કોઇ નથી, પરંતુ ધોન્ડુપંત નાનાસાહેબની કન્યાજ છે. નાનાના ધર્મપિતા બાજીરાવ બાલ્યાવસ્થાથી મને બહુજ ચાહતા હતા અને મને અનેક પ્રકારની સહાયતા આપતા હતા. એ બાજીરાવના મૃત્યુ સમયે ધોન્ડુપંત નાના સાથે મારે ઘણીજ મિત્રતા હતી. મેં પ્રતિજ્ઞા લીધી હતી કે, હું મારાથી બનશે ત્યાં સુધી નાનાને સહાયતા આપવામાં કદી પણ સંકુચિત થઇશ નહિ. પરંતુ આજે તે પ્રતિજ્ઞા અને સૌ-

દારૂ' (મૈત્રિ) તેનાજ બુદ્ધિ દોષથી તમારી સમક્ષ છિન્ન ભિન્ન થાય છે. મેનાને હું બાલ્યપણથી સ્નેહ-દ્રષ્ટિથી જોઉં છું અને તેના સરલ હૃદયની ભક્તિ તથા પ્રેમથી મારૂં ચિત્ત સદા પ્રફુલ્લિત રહે છે. બસ, અત્યારે તમને સંભળાવ્યો તેજ મેનાનો વૃત્તાંત છે. એના ઘણાજ પવિત્ર હૃદયની અને ઉચ્ચ આશયવાળી કન્યા છે, તેનું ચિત્ત જગતની પાપમય જંજાળોથી તદ્દન અલિપ્ત છે. કોઇનું પણ દુઃખ તેનાથી જોઇ શકાતું નથી. તે પોતાના પિતા દ્વારા થતા અત્યાચારોથી તદ્દન નારાજ છે. તેને તેનાં નિંદ્ય કાર્યો તરફ ધિક્કાર છે."

"આ પ્રમાણે વાતચીત ચાલતી હતી, એવામાં જ્યાં આગળ નાના સાહેબ અને તેના સહાયકોનું મંડળ એકત્ર થયું હતું ત્યાંથી ધીમે ધીમે બન્દૂકોના અવાજ આવવા લાગ્યા અને તે સાથેજ એક મનુષ્ય ભયંકર ચીત્કાર કરીને પૃથ્વીપર ઢળી પડયો. આ જોઇને મારૂં હૃદય કંપી ઉઠયું અને હું ત્યાં બનેલા બનાવનું નિરીક્ષણ કરવા માટે ઉત્સુક બની ગયો.

## તૃતીય પરિચ્છેદ

## નાનાની નિષ્ઠુરતા

### સરદાર રામપાલસિંહની આત્મકથા

"આ ભયંકર દૃશ્ય જોઇને હું નિઃસ્તબ્ધ થઇ ગયો. મારી આવી શોચનીય સ્થિતિ જોઇને તાતિયા ટોપી કહેવા લાગ્યા કે;— "રામપાલસિંહ! તમે ગભરાઓ છો શા માટે? આ નવીન આગન્તુક પુરૂષો મારાજ અનુયાયીઓ છે, તે લોકોએ નાના સાહેબ તથા તેમના કારસ્થાની સહાયકોને ઘેરી લીધા છે, માટે હવે સત્વર મારી સાથે ચાલો. આપણને આપણા એક મહત્ કાર્યની સ્થાપના કરવાનો સુઅવસર પ્રાપ્ત થયો છે."

"આમ કહીને તાતિયાએ મેનાને ત્યાં આગળજ ઉભા રહેવાનો આદેશ આપી મારો ડાબો હાથ પકડીને ઉતાવળથી ચાલવાનો પ્રારંભ કર્યો. કેટલેક દૂર પહોંચ્યા પછી મેં જોયું કે, પચીસ હજાર મહારાષ્ટ્રી સૈનિકો ચારે બાજૂએથી નાનાને ઘેરીને ઉભેલા છે,

મૅકેયર, અબ્દુલ, નાના સાહેબ અથવા તેના અન્યાન્ય સહાયકોને ત્યાંથી છટકી જવાનો કોઇપણ માર્ગ અવશેષ રહ્યો નથી. તેઓ સઘળા આત્મરક્ષાને માટે હાથમાં પિસ્તોલ લઇને ઉભા છે; પરંતુ ચારે બાજૂએ પચીસ બન્દૂકોનાં નિશાન તેમના તરફ તાકી રાખવામાં આવ્યાં છે. થોડીકવાર પછી તે મહારાષ્ટ્રનિવાસી સૈનિકોમાંના એક વીર સૈનિકે જરા આગળ વધીને જુસ્સાપૂર્વક વાણીથી કહ્યું કે;—" જો, તમારા લોકોમાંથી કોઇપણ પુરૂષ આત્મરક્ષાર્થે ન્હાસવાનો યત્ન કરશો, તો વીરવર તાતિયા ટોપીની આજ્ઞાનુસાર તમને ઠૅર કરવામાં આવશે. માટે અમે કોઇપણ નિશ્ચય કરી લઇએ ત્યાં સૂધી શાન્તિથી આ સ્થળેજ ઉભા રહો. મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરનારને સત્વર મૃત્યુવશ કરવામાં આવશે; એ વાત ચોક્કસ જાણજો. આજે તમને સર્વેને તમારા પાપકર્મની પૂર્ણ સજા કરવાનો સુઅવસર પ્રાપ્ત થયો છે, " આ સમયે તાતિયાએ પોતાની કમ્મર પર લટકતી ચમકતી તલવાર કાઢીને કાંઇક ગુપ્ત સંકેત કર્યો કે, અચાનક તે પચીસ બન્દૂકોના અવાજ રાત્રિની નિઃસ્તબ્ધતાને ભેદી નાંખીને ચારે તરફ ગુંજાયમાન થઇ ગયા. આ સમયે પૃથ્વી પણ કમ્પિત થતી હોયની ! એવો ભાસ થવા લાગ્યો. જ્યારે બન્દૂકોમાંથી નીકળેલા ધુમાડા દૂર થયા ત્યારે, નાનાસાહેબ સિવાયના સર્વે શત્રુઓ બંધનયુક્ત થયેલા જણાયા. આ જોઇને મને ઘણુંજ આશ્ચર્ય ઉપજ્યું. પ્રથમતો મેં ધાર્યું કે, સર્વેને આઘાત થયો છે, તેથી ભૂમીપર સૂઇ ગયા છે, પરંતુ તરતજ પાસે જઇને જોયું તો મને જણાયું કે, તેમાંના કોઇપણ મનુષ્યને કશો આઘાત થયો નથી. પણ સર્વે મજબૂત દોરડાં વતી બન્ધનયુકત થઇને પૃથ્વીપર પડેલા છે. મરાઠા સિપાહીઓએ ઘણીજ બહાદુરી અને ચાલાકીથી મૅકેયર તથા અબ્દુલને કેદ કર્યા હતા. તાતિયા ટોપી જ્યારે આવા દક્ષ અને મહાન કુશળ પુરૂષ છે, તો પછી મને તેઓ પોતાની સાથે શા માટે લાવ્યા હશે, એ વિષયમાં મને આશ્ચર્ય થવા લાગ્યું.

" આ સમયે તાતિયા ટોપી નાના સાહેબની સન્મુખ જઇને ઉભા રહ્યા. તેમને પોતાની સમીપ આવેલા જોઇને નાના સાહેબ કહેવા લાગ્યા કે;—" નીચ અને વિશ્વાસઘાતક, દુરાત્મા તાતિયા ટોપી ! જા મારી સમક્ષથી સત્વર દૂર થા. હવે મને તારૂં કલંકથી કાળું થયેલું મુખ જોતાં એક પ્રકારની ઘૃણા ઉત્પન્ન થાય છે—અભાવ

આવે છે. ઓ દેશદ્રોહી! ભારતોન્નતિના પુણ્યમય પંથમાં તું પાપ યુક્ત કંટકો વેરવાને શા માટે ઉપસ્થિત થયો છે? તને મારી, મારા સ્વર્ગીય પિતાની અને ધર્મપિતા બાજીરાવ પેશ્વાની શરમ તો નજ આવી, પરંતુ મારા ખાધેલા અન્નના ટુકડાની પણ શરમ ન આવી? ધિક્કાર છે તને! ભારત માતાને વિદેશી–વિધર્મી પ્રજાના આધિપત્યમાંથી મુક્ત કરવાના સુઅવસરે તું વિઘ્ન નાખવાને તત્પર થયો છે, તે જોઇને મને ઘણીજ લજ્જા ઉત્પન્ન થાય છે. શું તને તારી પ્રિય દેવતા સમી માતૃભૂમિ પ્રત્યે લેશ માત્ર પણ માન નથી? તને તારા દેશ પ્રત્યે જરા પણ પ્રેમ નથી? શું તારા કઠોર અને નિષ્ઠુર હૃદયમાંથી સ્વદેશાભિમાનના ઉછળતા આવેગના પ્રબળ તરંગોનો તદ્દન લોપ થયો છે! તારા જડવત્ હૃદયમાં દેશોદ્ધારની સુવાસનાનો અંશ માત્ર પણ નથી? તાતિયા! તારી આવી ભયંકર વિશ્વાસઘાતકતા અને અપ્રમાણિકતા જોઇને મને તારા તરફ અત્યંત ધિક્કાર આવે છે. જો તારે આવા પ્રપંચોજ આદરવા હતા, તો પછી મને આ કાર્યમાં શા માટે પ્રેરિત કર્યો? મારો સર્વનાશ કરનાર તુંજ છે. ઓ દગાબાજ! હવે તારી સર્વ દુષ્ટતા મારી દૃષ્ટિ સન્મુખ તરી આવી છે. મારા પેશ્વા થવાથી તારા કાર્યમાં વિઘ્ન પડશે એમ ધારીને તું આજે મારૂં ખૂન કરવા આવ્યો છે. બસ, પ્રપંચ, દગો! પણ તાતિયા યાદ રાખજે કે પરમાત્મા તારા આ વિશ્વાસઘાતનું પરિણામ કદીપણ સારૂં નહિજ આપે.

" અત્યારે હું પરાધીન છું, બળહીન છું. માટે તને યોગ્ય લાગે તેમ કર. મારા દેહના ટુકડા કરી નાંખ અથવા છિન્નવિચ્છિન્ન કરી નાંખ; પરંતુ પરમાત્માનો પૂર્ણ ભય રાખીનેજ કાર્ય કરજે.",

" આ સાંભળીને તાતિયાએ નમ્રતાપૂર્વક ઉત્તર આપ્યું કે;–
" નાના સાહેબ! આપ મને વ્યર્થ દોષિત ઠરાવો છો. નિરપરાધીને અપરાધી ગણીને તેની નિંદા કરવી એ એક પ્રકારનું મહાન પાપ છે. મહારાજ! હું દગો દેતાં, છળ પ્રપંચ કરતાં, કુટિલ કાર્યનો પ્રચાર કરતાં અને ભયંકર ષડયંત્રો રચતાં શિખ્યોજ નથી. મારા જીવનનું મહાવ્રત માત્ર સ્વદેશોદ્ધારનુંજ છે. તમને સાથે લઇને હું આ મહાન કાર્યમાં સમ્મત થયો હતો, તેમાં મારો પોતાનો લેશ માત્ર પણ સ્વાર્થ નહોતો અને હજી પણ નથી. હું સારી રીતે જાણું છું કે,આવા દેશોદ્ધારના કાર્યમાં પ્રાણ, ધન, સ્વાર્થ અને સર્વ માયિક

વાસનાઓની આહુતિ આપ્યા વિના કદી પણ કૃતકાર્ય થઇ શકાતું નથી, માટે મેં તો પ્રથમથીજ મારા સ્વાર્થનું બલિદાન આપી દીધું છે.

"મેં તો આપને માત્ર સાધુ અને સદાશય પુરૂષ ધારીનેજ ભારતના ભાવિ સ્વામિન્-પેશ્વા બનાવવાની ઇચ્છા કરી હતી. પરંતુ હવે જોઉં છું કે, આપનું ભસ્માચ્છાદિત ક્રૂર અંતઃકરણ નીચતાને વશીભૂત થઇ રહ્યું છે. આપ સત્યધર્મનો ત્યાગ કરીને પાપાત્મા-પિશાચોની પ્રતારણા (શઠતા) માં સમ્મત થઇ રહ્યા છો. વાસ્તવિક કર્તવ્યને વિસરી જઇને માયાવિની મરૂભૂમિના મૃગજળની માફક અધમતાનો અંગિકાર કરી રહ્યા છો. કર્મવીર હોવા છતાં, દુષ્ટોના દુરાગ્રહને આધીન બનીને અધઃપતનના માર્ગનો સ્વીકાર કરી રહ્યા છો; માટે હું હવે આપને કોઇપણ પ્રકારની સહાયતા આપવાને અસમર્થ છું. ક્યાં આપ વીર કેસરી સુભટોની પેઠે સ્વદેશને માટે ધર્મયુદ્ધ કરવા અને ધર્મયુદ્ધમાં પ્રાણ આપવામાં પ્રસ્તુત થતા તે સમય, અને ક્યાં અત્યારનો, વ્યક્તિગત હિંસાગ્નિને વશીભૂત થઇને આ પાપાત્માઓની સાથે નિરપરાધી માનવીઓનાં જીવન નષ્ટ કરવાના કુકૃત્યો કારસ્થાનો રચી રહ્યા છો તે ભયંકર સમય ?

"આમ કહીને તેઓ ક્ષણવાર પર્યન્ત શાન્ત રહીને મૅકેયર તરફ દ્દષ્ટિપાત કર્યા પછી નાનાસાહેબના તરફ જોઇને કહેવા લાગ્યા કે;–" આ નીચ રૉબર્ટ મૅકેયર કે જે અધમમાં અધમ પ્રાણીઓ કરતાં પણ નીચ પુરૂષ છે, તેને તમારા કાર્યનો પ્રધાન પુરૂષ બનાવવા ધારો છો, એ કેટલું બધું અયોગ્ય કાર્ય છે ? જે ક્રૂર પાપાત્મા દ્વારા હજારો અબળાઓના વધ થયા છે,–સેંકડો કુલકુસુમવત્ બાળકો છુંદાઇ ગયાં છે, કઇક ધનવાનો ધૂળમાં મળ્યાં છે. અનેક સાધ્વી સ્ત્રીઓના પવિત્ર વ્રતોનો વિનાશ થયો છે; તેની આજ્ઞાનુસાર–મંત્રણાનુસાર વર્તીને આ અન્યાય વર્તાવી રહ્યા છો તેનું પરિણામ વિપરીતજ આવશે. નિષ્ઠુર નાના ! આજે તમારા કોમળ હ્રદયે નિષ્ઠુરતાનું સ્વરૂપ ધારણ કર્યું છે, અને તેથીજ મારે તમને નિષ્ઠુર નામનો ઉપાધિ આપવો પડ્યો છે. અબ્દુલ્લ જેવા કુકર્મી કાગડાઓ પર વિશ્વાસ રાખીને સ્વદેશોદ્ધારની આશા રાખવી એ માત્ર હવામાં કિલ્લાં બાંધવા સમાનજ છે.

"જેઓ ચારિત્રવિહીન છે, અધમ આચરણ કરનારા છે, પશુઓ કરતાં પણ તુચ્છ છે, પામર છે, તેવા ભ્રષ્ટાત્માઓને કોઇપણ

શુભ કાર્યના નેતા બનાવવાથી કદી પણ વિજય પ્રાપ્ત થતો નથી. નિર્દોષ અને નિરપરાધિઓના લોહી રેડાવાથી, શું કાર્યનો અંત આવતો હશે કે ? તે દ્વારા કદીપણ વિજય પ્રાપ્ત થઇ શકતો હશે કે ? ”

“ આ સાંભળીને નાનાસાહેબે ક્રોધ–કમ્પિત સ્વરે કહ્યું કે;– “ તાતિયા ! હવે મારા અપમાનની હદ થાય છે. મેં તને પાળીને સશક્ત બનાવ્યો, તેનુંજ તું આ પરિણામ આપે છે કે. બસ, બંધ કર તારો વ્યર્થ લવારો. મને તારા સર્વ પ્રલાપો સાંભળીને કંટાળો આવે છે. તારો ઉપદેશ તારા જેવા બીકપુરૂષોનેજ આપ, મારે તે સાંભળવાની કાંઇપણ આવશ્યકતા નથી. મારો સિદ્ધાંત માત્ર ‘મંત્રનું સાધન અને કાંતો દેહનું પતન’ જ છે. તું જેને તુચ્છ ગણે છે, તેને હું ઉત્તમ ગણું છું. આજે તારૂં ચિત્ત ભ્રમિત બની ગયું હોય તેમ જણાય છે. ચાલ હવે દૂર થા, જીવનના પ્રધાન કાર્યમાં વિઘ્ન નાખવાને તત્પર ન થા. ”

“ તાતિયાએ પુનઃ પોતાના વ્યક્તવ્યનો પ્રારંભ કર્યો કે;– “ મૅકયર અને અબ્દુલ આદિ સર્વે દુષ્ટ છે, ઘોર કુકર્મના કરનારા નરરાક્ષસો–પિશાચો છે. તેમની સોબત કરીને તમે આ કાર્યમાં ભાગ લીધો છે, તે માટે તમને પણ સેંકડો વાર ધિક્કાર છે. તમે અત્યારે મહાત્મા બાજીરાવના નિર્મળ યશ રાશિને કલંકિત કરીને સુવંશમાં અપયશરૂપી કલંક લગાડવા માટે પ્રસ્તુત થયા છો ! હશે ખયેર ! ભાવિના ઉછળતા–પ્રમત્ત વેગમાંથી કદાપિ નિસ્તાર મેળવી શકાતો નથી. કઠોર કર્ત્તવ્યને લીધે તમારો સંગાથ છોડી દેવા છતાં, પણ તાતિયા ટોપી તમારો સાચો શુભેચ્છક અને હિતચિન્તકજ છે. અને તેથીજ આજે તમને અન્યાય, અનીતિ અને અધર્મનો ભયાનક ભંડાફોડ કરતા અટકાવવા માટે આવ્યો છે. ધર્મ, નીતિ અને કર્તવ્યપરાયણતાનો પૂર્ણ પ્રબોધ આપવા માટે અને સાવચેત કરવા માટેજ અત્યારે મારૂં આગમન થયું છે. પવિત્ર આર્યધર્મના સંરક્ષણ માટે અથવા તો નરકના તિમિરવ્યાપ્ત માર્ગમાં પતિત થતા અટકાવવા માટે અને સદ્ધર્મના પુણ્ય અને આલોકમય માર્ગનું દિગ્દર્શન કરાવીને પોતાનું સાચું બંધુત્વ, વિશુદ્ધ અનુરાગ, અમૂલ્ય મૈત્રિ આદિનું ઉજ્વલ અને જ્વલંત દષ્ટાંત દેવા માટે આજે તાતિયા તમને આ પ્રમાણે ચમત્કાર બતાવીને વિનવી રહ્યો છે. નિર્દોષીઓનાં મસ્તક કપાતાં અટકાવવા માટે, સ્વદેશનાં સંતાનોપર આવી પડનાર ભાવિ

આપત્તિમાંથી સંરક્ષણ કરવા માટે આજે આ તાતિયા ટોપી વ્યાકુલિત થઇ રહ્યો છે. તમને મારો એક ગુપ્ત અનુરોધ છે કે, આપ પ્રકૃત વીરની પેઠે કરમાં અસિ-વર્મ-ચર્મ ધારણ કરીને શત્રુઓના સન્મુખ-યુદ્ધમાં સામેલ થાઓ. પરંતુ આવી વિઘાતક રીતે નિર્દોષીઓના પ્રાણ લેવાનો પ્રારંભ ન કરો. જો તમે સ્હામે-પગલે યુદ્ધ-ક્ષેત્રમાં અવતીર્ણ થશો, તો તમારા માનવ જન્મનું સાર્થક્ય થયા વિના રહેશે નહિ.

"તાતિયા ટોપીના પહાડી શબ્દોએ સમસ્ત સૈનિકોના અને નાનાસાહેબ તથા તેના સહાયકોના હૃદય ઉપર સચોટ અસર કરી. તેઓ સર્વે મંત્રમુગ્ધની પેઠે શાન્ત બનીને તાતિયાની ગાંભીર્યયુક્ત મુખમુદ્રા તરફ જોવા લાગ્યા. નાનાસાહેબ પણ કમ્પાયમાન થઇ ઊઠયો. કેટલીક વાર પછી તાતિયાએ પુનઃ પોતાના કથનનો આરંભ કરીને કહેવા માંડયું કે;–"વીરવર નાનાસાહેબ! મને અદ્યાપિ તમારા તરફ લેશ માત્ર અભાવ થયો નથી, હું તમારા શુભને માટેજ આવી કટુ ઉક્તિઓનો પ્રહાર કરૂં છું. ભવિષ્યમાં મારા શબ્દો તમને સુવર્ણ સમાન પ્રિય લાગશે.

"છળ-પ્રપંચ કરીને, દ્વેષાગ્નિ અને પાપલાલસાને વશવર્તી બનીને નરાધમ અને નાલાયક ન બનો. નાનાના અદ્યાપિ વિશુદ્ધ રહેલા નામને નામોશી ન લગાડો. તમે એમજ ધારતા હશો કે, આ પશ્ચિમના ન્હાનકડા પ્રદેશના સામાન્ય વિદ્રોહી સૈનિકોની સહાયતાથી, અંગ્રેજોની દૃઢમુષ્ટિમાં દબાયેલા ભારતનો ઉદ્ધાર કરી શકીશ. પરંતુ તે આપનો એક ભયંકર પ્રમાદ છે. અંગ્રેજોની સત્તા મહાન છે, તેમનું ચાતુર્ય-કૌશલ્ય અતિ ગહન છે. તેમની સમક્ષ આવા કુવિચારો કરીને બંડ કરવાથી અથવા વ્યર્થ અન્યાયનો પ્રચાર કરવાથી તમારી ધારણા કોઇ કલ્પાંતે પણ પાર પડી શકવાની સંભાવના નથી. આ કાર્ય સાહસથી બની શકે તેમ નથી. કારણ કે, મહાકવિ ભારવીએ કહ્યું છે કે;—

"सहसा विदधीत न क्रियाम् अविवेकः परमापदांपदम्।
वृणुतेहिविमृश्यकारिणं गुणलुब्धाः स्वयमेवसम्पदः॥"

અર્થાત્ કે;–"મનુષ્યે કોઇ કાર્ય વિચાર કર્યા વિના સહસા ન કરવું જોઇએ. અવિવેક ઘણીજ મહાન મહાન આપદોનું ઘર છે. જે

લોકો પૂર્ણ વિચાર કરીને કાર્ય કરે છે તેમના ગુણો પર લુબ્ધ (થયેલી) સમ્પદાઓ તેમનો કદીપણ ત્યાગ કરતી નથી.”

“માટે સત્તા ક્ષમતાશાલી અંગ્રેજો પાસેથી ક્ષમા માગીને પુનઃ સ્થાનિક હક્ક માગો, અથવા તો સ્પષ્ટ યુદ્ધનો પેગામ બહાર પાડો. આથીજ તમે વિજયી થઇ શકશો અને અમર કીર્ત્તિને પ્રાપ્ત કરી શકશો. સ્હામા પક્ષવાળાને વિદિત કર્યા સિવાય યુદ્ધનો આરંભ કરવો. એ કાર્ય તો કાયર અને રણભીરુ પુરૂષોનુંજ છે. જો હું ધારત તો સમસ્ત દક્ષિણ પ્રદેશના રાજાઓની સહાયતા મેળવી શકત. અને પછી મારી સહાયતા મેળવીને તમે જો આ કાર્ય આરંભ્યું હોત, તો તમારી આશા ફળીભૂત થવાનો સંપૂર્ણ સંભવ હતો. પરંતુ હવે એ વાતને પુનઃ જાગૃત કરવી એ સર્વથા અયોગ્ય અને અનીતિકારક છે. કદાચિત્ તેનું પરિણામ પણ વિષમય આવે તેવી સંભાવના છે.

“મને લાગે છે કે, તમે વિદ્રોહ વ્યાપ્ત કરવા છતાં, તમારી ધારણાને ફળીભૂત કરી શકશો નહિ. અંગ્રેજોના પ્રચંડ પ્રભાવ આગળ બંડ કરવું એ એક હાથે કરીને પોતાના પગ પર કુહાડાનો પ્રહાર કરવા સમાન છે. પતંગની માફક ઝળહળતી જ્યોતિમાં લીન થવા સમાન છે. અંગ્રેજો ગમે તેવા હોવા છતાં પણ, અપરાધીનેજ દણ્ડ આપનાર છે. નિરપરાધીનું સંરક્ષણ કરનાર ન્યાયી છે. તેમના પવિત્ર ન્યાયમાં કદીપણ કોઇનું અનિષ્ટ થતું નથી. નિરપરાધી નર–નારીઓના વિનાશ માટે તમે જે ષડયંત્રો–કાવત્રાં રચી રહ્યા છો, તેના પરિણામમાં તમારે અંગ્રેજોના હાથથી પ્રાણ ગુમાવવા પડશે. રાજાઓની લડાઇમાં નિર્દોષ પ્રજાનાં ધડ, મસ્તકો છિન્નભિન્ન થાય, તેમના રક્તની ધારાઓ રેડાય, હાડમાંસ પગતળે છુંદાય, અનેકનાં જાન–માલ લૂંટાય, કોઇકનાં માતા, પિતા, ભાઇ–ભાંડુ, ભગિની આદિ કુટુંબીઓ હણાય, અને પાપનો પુષ્કળ પ્રચાર થાય, એ પ્રભુથી શી રીતે સ્હેવાય ? વાસ્તવિક રીતે તે ધર્મયુદ્ધ નહિ પરંતુ કપટયુદ્ધ—સ્વાર્થયુદ્ધજ કહેવાય. માટે પ્રિય નાના સાહેબ ! આવો અન્યાય ન આદરો. ગરીબ માણસોને તમારા અત્યાચારના કુટિલ–કરાલ કૃપાણથી વૃથા પીડિત અને મૃત્યુવશ ન કરો ! કુદરતી કાયદાની સીમાનું ઉલ્લંઘન કરનાર જીવતા નરરાક્ષસ ન બનો. આર્યધર્મના ઉચ્ચ તત્વને હૃદયમાંથી તદ્દન ન વિસરી જાઓ અને હાથે કરીને તમારા પવિત્ર આત્માને પાપના પરિપૂર્ણ પયોધિમાં ન ડૂબાઓ. જો તાતિયાના આ આદેશોનું

પાલન કરશો, તો ભવિષ્યમાં તમારે લેશ માત્ર વિડંબના વેઠવી નહિ પડે."

"તાતિયાની માર્મિક વાતો સાંભળીને નાના સાહેબનું હૃદય કોપની જ્વાળાઓથી બળીને ભસ્મીભૂત થઇ ગયું. તેના વિશાળ વદને ભયંકર રક્તતાને ધારણ કરી. તેમનાં લાલચોળ નયનોમાંથી કોપની જ્વાળાઓ નીકળતી હોય, તેવો ભાસ થવા લાગ્યો. તેઓ પૂર્ણ ક્રોધાવેશમાં આવીને કહેવા લાગ્યા કે;—"તુચ્છ તાતિયા! તું અત્યારે અંગ્રેજોના યશોગાન ગાવામાં ગુલતાન થઇ ગયો છે, અને તેથીજ મને આવા અનિષ્ટ ઉપદેશનું શ્રવણ કરાવી રહ્યો છે. દેશદ્રોહી! તુંજ મારી ભાવિ ઉન્નતિનો વિઘ્નકારક છે, મારા ભાગ્યભાનુનો ગ્રાસ કરનાર ઘોર રાહુ છે. તારા વ્યર્થ પ્રભાવોને તું તારી પાસેજ રાખ. શુભ કાર્યમાં પ્રથમ ગ્રાસેજ મક્ષિકાનું પતન ન કર. મને તારી સહાયતાની બિલ્કુલ આવશ્યકતા નથી. વીર નાના સાહેબ સહસ્ર યોદ્ધાઓનાં મસ્તકોને સમરભૂમીમાં છેદી નાંખવા માટે સમર્થ છે. તું નાના સાહેબને યુદ્ધ કાયર અને ભયભીત થયેલો સાધારણ માનવી ન ધારતો. દૈવે મને જે પ્રેરણા કરી છે, તે પ્રમાણેજ હું વર્તું છું. હું મારા કાર્ય માર્ગમાં ઉપસ્થિત થતા અનેક કંટકોનું અસ્તિત્વ નાશ કરવાને શક્તિમાન છું. મારી ચિર સહાયતા સ્વરૂપિણી સમશીર અનેક શત્રુઓનાં મસ્તકો અને વક્ષો ભેદી નાખવાને નિરંતર ઉદ્યુક્ત રહેનારી છે. માટે મને આ દુનિયામાં કોઇપણ પ્રાણીનો ભય નથી, તું આત્મપ્રવંચક અને રણકાયર છે તેથીજ તારા હૃદયમાં ભયંકર ભયનું સામ્રાજ્ય સ્થાપિત થયું છે. વીરોના હૃદયમાં ભયનું નામ નિશાન પણ ન હોવું જોઇએ, એ સુન્દર સૂત્રનું તારા અંધકાર વ્યાપ્ત હૃદયમાંથી વિસ્મરણ થયું હોય તેમ જણાય છે. પણ ખયેર! મારો સહાયક જગદાધાર છે. જો તું મારો સાચો શુભેચ્છક હો, તો ફ્રેકયર અને અબ્દુલને તારા બંધનમાંથી સત્વર મુકત કરી દે. હું તેમના દ્વારા જે કાર્યસિદ્ધિ કરી શકીશ, તે તારા દ્વારા કદીપણ કરી શકીશ નહિ."

"આ સમયે મેના પણ ત્યાં આગળ ઉપસ્થિત હતી, તેને જોઇને નાના સાહેબ ઘણોજ આશ્ચર્યાન્વિત થઇને કહેવા લાગ્યા કે;—"મેના! આવી અંધકારમય ગંભીર રાત્રે તું અત્રે શા માટે આવી છે વારૂ? મને લાગે છે કે, તેંજ આ ગુપ્ત-સંવાદ તાતિયાને કહી સંભળાવીને પિતૃભક્તિની પરાકાષ્ટા કરી બતાવી છે! મેના!

તુંજ મારા અનિષ્ટનું આદિ સ્થાન છે. તારા દ્વારાજ આજે મારો ભયાનક ભેદનો ભંડો ફૂટી ગયો છે. અમારા ગુપ્ત રહસ્યને પ્રકાશમાં લાવનાર તુંજ છે. પિશાચિની ! તું મારી કન્યા નહિ, પરંતુ શત્રુ છે. દુહિતા નહિ, પરંતુ મારી પ્રાણહારક કાળી નાગણુ છે ! પુત્રી નહિ, પરંતુ પાશવવૃત્તિથી મારા આત્માનું બળિદાન લેનારી દુષ્ટા ડાકિણી છે ! જા મારા સ્હામેથી તારૂં કલંકિત મુખ સદાને માટે દૂર કર. નાનાના નામને લજાવનારી નાદાન મેના ! તુંજ મારા ભાવિ સુખમાં વિઘ્ન નાંખનારી રાક્ષસી છે ! બસ, જા, તું અહિંથી સત્વર દૂર થા. તને જોઇને મારા હૃદયમાં ભયંકર ગ્લાનિ ઉત્પન્ન થાય છે. પ્રચંડ જ્વાળા પ્રજ્વલિત થાય છે. ”

“ સરલતા અને પવિત્રતાની પ્રતિમા તુલ્ય મેના કાંઈપણુ ઉત્તર આપ્યા વિના નાના સાહેબના પગ પકડીને રૂદન કરવા લાગી. પરંતુ તેથી પાષાણુવત્ નિષ્ઠુર નાનાનું હૃદય લેશ માત્ર પણુ પિગ- ળ્યું નહિ. તેના કઠોર ચિત્તમાં કોમળતાનો જરાપણુ ઉદય થયો નહિ. આ સમયે તેની ઉગ્રમૂર્તિ સાક્ષાત્ પિશાચનુંજ સ્મરણુ કરાવતી હતી. મેનાએ ઘણીવાર પર્યંત વિલાપ કરવા છતાં તેના અંતરમાં ભડભડતો અગ્નિ શાન્ત ન થતાં ઉલટો અધિક સળગવા લાગ્યો.

“ કેટલીકવાર પછી પુનઃ નાનાસાહેબે કહ્યું કે;–“ નાદાન છોકરી ! હું આજથી તારો પરિત્યાગ કરૂં છું, માટે હવે તારૂં કલં- કિત મુખ મને સ્વપ્નમાં પણુ બતાવવાની ચેષ્ટા કરીશ નહિ. પિતાનું અનિષ્ટ ઇચ્છિનારી પાપી પુત્રીના કરતાં નિઃસંતાન રહેવામાંજ અધિક લાભ છે. જો હું એમ જાણુતો હોત કે, મારા શત્રુઓ તારા મિત્ર થશે, તો હું તને બાલ્યાવસ્થામાંજ વિષપાન કરાવીને નરકગામિની કરી દેત. પાપિણી ! તારે માટે માતાનું દૂધ વિષરૂપ શા માટે ન બની ગયું ? પણુ હાય ! અફસોસ ! ! પુત્રી તરફથી રાખેલી અમૃત પ્યાલીની આશા વ્યર્થ થઇ અને વિષની પ્યાલી સ્હામે આવીને ઉભી રહી ! મેના ! મેના ! ! તારા આ કુટિલ કૃત્યે મારા હૃદયને વિદીર્ણુ કરી નાંખ્યું છે. ચિત્તમાં નિત્યને માટે ભડભડતા અગ્નિનું આરોપણુ કર્યું છે. તારા પરની મારી પ્રેમજ્યોતિને તેં તારા હાથેજ હોલવી નાંખીને ભયાનક અંધકારની પરિસીમા દર્શાવી છે. તારા પરના મારા મમત્વ, માયા, અનુરાગ અને સ્નેહનું તેં પોતેજ નિકંદન કાઢ્યું છે. અરે ! તારા આ જાલિમ કૃત્યથીજ તું મારા કોપનું કારણુ

બની છે. ધિક્કાર છે તને અને તારી જન્મદાત્રિ જનનિને ! તેં જ મારા ગુપ્ત રહસ્યનો સ્ફોટ કરીને મારા સર્વ સુખોનો જડમૂળથી નાશ કર્યો છે. હું તને આ ક્ષણે અવિનાશીના આગારમાં મોકલવાને શક્તિમાન છું, પરંતુ શું કરૂં કે, તારી હત્યાથી મને ત્રણ પ્રકારનાં મહાન પાતક લાગે તેમ છે. તારો વધ કરવાથી પ્રથમ બ્રહ્મહત્યા, દ્વિતીય બાલહત્યા અને તૃતિય સ્ત્રીહત્યાનું પાપ લાગે તેમ છે. અને તેમ કરવાથી મારા આત્માને દારૂણ યાતનાઓ ભોગવવી પડે તેવો સંભવ છે. તેથી મારાથી તારો નાશ કરી શકાય તેમ નથી. પરંતુ હવે હું તારો ત્યાગ કરૂં છું. તું તારી ઇચ્છામાં આવે ત્યાં ચાલી જા. તારા પાપનું પરિણામ તું ભોગવી લે. જ્યારે તારા હૃદયમાં પાપનો પશ્ચાતાપ થાય ત્યારે પ્રાયશ્ચિતદ્વારા તેનું નિવારણ કરીને મારી પાસે આવજે. પણ અત્યારે તો તારે પિતૃદ્રોહનું પ્રાયશ્ચિત કરવા માટે અહિંથી ચાલ્યા જવું પડશેજ. બસ, થયું તે વ્યર્થ થનાર નથી. કેવલમ્ બલિયસી ઇશ્વરેચ્છા. ”

“ મેનાએ પુનઃ નાનાસાહેબના ચરણોમાં ઢળીને ગદ્‌ગદિત કંઠે કહ્યું કે;–“ પિતાજી ! આપ મને નિરઅપરાધિનીને વ્યર્થ અપરાધિની ગણો છો. હું નિર્દોષ છું. મેં આપનું અનિષ્ટ કરવા માટે આ કાર્ય કર્યુંજ નથી, પરંતુ ભાવિ ઉન્નતિની આશાથીજ કર્યું છે. હું આપની ઋણી કન્યા છું, અને તે ઋણના પ્રત્યુપકારમાં મારે આપનું અશુભ ન ઇચ્છતાં શુભ ઇચ્છીનેજ મારૂં કર્ત્તવ્ય બજાવવું જોઇએ. બાપૂ ! આપને ક્ષમતાશાળી અને ન્યાયી અંગ્રેજોની વિરૂદ્ધ વર્ત્તવાની શી આવશ્યકતા છે ? નીચ અને સ્વાર્થાન્ધ લોકોની કુમંત્રણાથી ભયંકર હત્યા કાણ્ડ મચાવીને ધર્મને બદલે પાપમય હલાહલનું પાન કરવું એ શું આપ જેવા બુદ્ધિમાન મનુષ્યનું કર્તવ્ય છે ? અંગ્રેજોના દ્વારાજ ભવિષ્યમાં આર્ય પ્રજાનો ઉત્કર્ષ થવાની સંભાવના છે. મોગલો, તુર્કો, પઠાણો આદિ મુસલમાન નરપતિઓના અકથ્નીય અત્યાચાર અને અનાચારથી અંગ્રેજોનું રાજ્ય શતધા ઉત્તમ છે. તેમના રાજ્યમાં શાન્તિ, સુખ અને સ્વતંત્રતાનો ઘણે અંશે લાભ પ્રાપ્ત થઇ શકે છે. આ સર્વ બાબતોનો આપ શા માટે વિચાર કરતા નથી. શું આપની આંખો સમક્ષ સ્વાર્થાન્ધતાનો પડદો પડી ગયો છે ? આપના વીર હૃદયમાંથી અસ્ખલિત રીતે વહન કરતો દયાનો સ્રોત આજે માયાવિની મરૂભૂમિમાં જઇને સુકાઇ ગયો છે કે શું ?

" કદાચિત્ અંગ્રેજોના રાજ્યથી આપને અસંતુષ્ટતા થતી હોય, તો પણ તેમના દેશનાં નિરપરાધી મનુષ્યોની હત્યા કરવાથી, બિચારાં વિદેશથી અનેક આશાઓ સહિત આવેલા માનવીઓની આશાલતાને છુંદી નાંખવાથી આપને કયા સુપરિણામની પ્રાપ્તિ થઇ શકે તેમ છે ? પિતાજી ! જગત્ના વ્યર્થ માયારૂપ ભાસતા પ્રપંચોમાં લુબ્ધ થઇને ચિરસહાયક ધર્મનો ત્યાગ કરવાથી કદીપણુ સાચી ઉન્નતિ પ્રાપ્ત કરી શકાતી નથી, એ સિદ્ધાંતનું આપ જરા સ્મરણુ કરો.

" શું ભયાનક કાવત્રાં રચાવી, અનેક અત્યાચારો આદરી, પાપનો પ્રચાર કરી, મનુષ્યોના બહુમૂલ્ય પ્રાણોનો ધ્વંશ કરી, અંગ્રેજ દીન બાળક-બાળકીઓ અને સ્ત્રી પુરૂષો પર ભયંકર કેર વર્તાવવાથી તમારા કાર્યની સમાપ્તિ થઇ શકે તેમ છે ? નહિ, કદી નહિ. તેમ કરવાથી પરમાત્મા કોપાયમાન થશે. "

" આ સાંભળીને નાના સાહેબ અત્યંત વ્યાકુલિત થઇને કહેવા લાગ્યો કે;-" મેના ! ચૂપકર તારો ધર્મોપદેશ ! મારા માર્ગમાં તમે સર્વે કંટક રૂપે ઉપસ્થિત થઇને, મારૂં અનિષ્ટ કરવાના નિશ્ચય પર જ તમે આવેલાં છો, એ વાત હું સારી રીતે જાણું છું. મારી તલવાર એજ મારો સાચો ધર્મ છે, યુદ્ધ એજ મહારૂં પ્રથમ કર્મ છે અને વૈમનસ્યનો બદલો લેવો એજ મારા હૃદયનો ગુપ્ત મર્મ છે. માટે મારા મંગલ માર્ગમાં હવે તમે કોઇ પણ વિઘ્ન નાંખવાનું સાહસ ન કરો. "

" મેનાએ પુનઃ કરૂણાસ્વરે કહ્યું કે;—" પિતૃદેવ ! આપને વિનાશકાલે વિપરીત બુદ્ધિ સૂઝી છે. જે જે તમારા સાચા શુભેચ્છકો છે, તેને અત્યારે તમે શત્રુના સ્વરૂપમાં જૂઓ છો અને નરાધમ પાખંડી શત્રુઓને મિત્ર માની બેઠા છો. આ આપની ભયંકર ભૂલ થાય છે. જો આવા નિંદ્ય કાર્યોનો પ્રચાર કરશો તો આપને રૈ રૌ નરકના અધિકારી થવું પડશે. હું તો આપની તુચ્છ કન્યા છું, તેથી આપને શું શિખામણુ આપી શકું ? છતાં પણુ અસત્ય માર્ગનું અવલંબન કરતા પિતાને પુત્રીએ પોતાના પ્રમાણુમાં આપી શકાય તેટલો ઉપદેશ આપીને સત્યાવલંબી બનાવવા એ તેનો મુખ્ય ધર્મ છે, માટે હું આપને કાલાવાલા કરીને કહુંછું કે, આપ આ પાપીઓની પાપસેનામાં સમ્મત થઇને, પાપી કાર્ય કરીને, પાપમય ન

બનો. આપના આ કાર્યના પરિણામનો વિચાર કરતાં મારું હૃદય કમ્પિ ઉઠે છે, પરિણામ એજ આવશે કે, અમારા પ્રાણનું બલિદાન લેવાશે અને આપને મહાપાપના ભોગી બનવું પડશે.

"હજી પણ સમય હાથમાંજ છે. અત્યારે જો મૅકેયર તથા અબ્દુલ આદિ પાપીઓનો સંગ છોડીને તાતિયાની ઇચ્છાનુસાર વર્તશો તો આપ અવશ્ય સ્વદેશોદ્ધાર કરીજ શકશો."

"મેનાની કરૂણ પ્રાર્થના સાંભળીને મારાં નેત્રો અશ્રુથી ભરાઇ આવ્યાં—પરંતુ નિષ્ઠુર નાનાનું હૃદય લેશ પણ વિચલિત ન થયું. પ્રત્યુત્તરમાં બુદ્ધિભ્રષ્ટ નાનાસાહેબે બિચારી નિર્દોષ મેનાના સુકોમળ શરીરપર પદાઘાત કર્યો.

"પદાઘાત થવાથી—લાત વાગવાથી મેના કેટલેક દૂર જઇ પડી. હું તેને સંભાળવા જતો હતો, પરંતુ તાતિયાટોપીએ મને અટકાવીને પોતેજ તેને સચેત કરી."

"મેના પુનઃ નાનાસાહેબના પગ પકડવા જતી હતી, પરંતુ તેવામાં વચ્ચેજ નાનાસાહેબ બોલી ઉઠયો કેઃ—પાપિણી! પિશાચિની!! હવે એક પગલું પણ આગળ ભરતી નહિ. આજે તેં આ નાનાના નામને કાંઇ ઓછી નામોશી લગાડી નથી. તું મારી પુત્રી થઇને મારાજ વિપક્ષમાં ઉપસ્થિત થઇ! ધિક્કાર છે અધમ છોકરી તારા જીવનને! તમે સર્વેએ આજે મારા હૃદયને સંતપ્ત કરવામાં કશી પણ ન્યૂનતા રાખી નથી. માટે મેના! જા સત્વર ચાલી જા. જો હવે મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરીને મને તારૂં મુખ બતાવશે તો આ તરવારથી તારા બે ટુકડા કરી નાખવામાં આવશે."

"મેના તાતિયા પાસે ઉભી રહીને અશ્રુપાત કરવા લાગી. તેનું કમળ જેવું કોમળ હૃદય નાનાના વજ્ર જેવા સખ્ત શબ્દોના પ્રહારથી તદ્દન વિદ્ધ બની ગયું હોયની! એવોજ ભાસ તેના મુખપર સ્પષ્ટ જણાઇ આવતો હતો. દુશ્ચિન્તાના દારૂણ અત્યાચારે અત્યારે તેની સ્થિતિનું તદ્દન પરિવર્તન કરી નાખ્યું હતું. પિતાના પ્રત્યેક શબ્દો તેના હૃદય પર વજ્રબાણ સમાન અસર કરી રહ્યા હતા. આ સર્વ દશ્યને હું અદ્યાપિ ચૂપચાપ જોઇ રહ્યો હતો. આ સમયે મૅકેયર, અબ્દુલ અને અન્યાન્ય કારસ્થાની શત્રુઓને બંધનયુક્ત કરીને તાતિયાટોપીની સેના ચૂપાચુપ ઉભી હતી.

"કેટલીકવાર પછી તાતિયાએ મને પોતાની પાસે બોલાવીને કહ્યું કે;–" રામપાલસિંહ! અત્યારે હું મૅકેયર અને અબ્દુલ આદિ સર્વ કેદીઓને તમને સ્વાધીન કરૂંછું. તમે તેમને અંગ્રેજ સરકાર તરફથી ઉપયુક્ત સજા અપાવજો અને આ લોકો પુનઃ નાનાસાહેબને ન મળે એ વાતપર વિશેષ લક્ષ્ય રાખજો. મારૂં સૈન્ય તમને તમારા મકાનપર પહોંચાડી જશે. હું આશા રાખું છું કે, તમે મારા, નાનાસાહેબના, મેનાના અને અમારા કાર્યોના સંબંધમાં જે કાંઇ જોયું છે, તે કોઇને જણાવશો નહિ. હું પણ એકાદ બે દિવસમાં આ સ્થળ છોડીને અન્યત્ર ચાલ્યો જઇશ. પાપીઓના ભયંકર કાર્યોએ મારા ચિત્તને વ્યગ્ર બનાવી દીધું છે, તેથી હું આ પરિતાપયુક્ત સ્થાનનો સત્વર ત્યાગ કરીને કોઇક શાન્તિમય સ્થાન તરફ પ્રયાણ કરીશ. આજેજ હું તમારી રાહ જોયા વિના સરજાર્યન સ્ટીફનને મળી આવી, તેને સર્વ વાતોનું રહસ્ય સમજાવી આવ્યો છું. હવે પુનઃ કાલે હું તેને અને તમને મળીશ."

"મેં સવિનય સ્વરે કહ્યું કે;—" મહાનુભાવ તાતિયાટોપી! આટલી મોડી રાત્રે હું આ કેદીઓને મારે ઘેર લઇ જવાનું ઉચિત ધારતો નથી. આમ કરવામાં હું પ્રથમ એકવાર સપડાઇ ગયો છું. જો આપની સેના મારી સાથે આવીને આ કેદીઓને કિલ્લા સૂધી પહોંચાડી જશે, તોજ હું નિર્વિઘ્ને તેમને કેદ કરાવી શકીશ. આ લોકો ઘણાજ ચતુર છે, એમને છોડાવવા માટે તેમના મિત્રો રાત્રિ દિવસ સર્વ સ્થળે ભટકયા કરે છે, તેથી મારે ઘેર તેમને લઇ જવાનો મારો વિચાર નથી. કૃપા કરીને આપની સેનાને કિલ્લા સૂધી મોકલો તોજ આ લોકોને કેદ કરવાની સુગમતા પડશે."

"તાતિયાએ સરલભાવે પ્રત્યુત્તર આપ્યો કે;—" વારૂ. તેમ કરો. મારી સેનાને કિલ્લા સૂધી લઈજાઓ. પરંતુ સાવધાન! આ વાતની કોઇને ખબર પડવા દેશો નહિ. તમારા વિશ્વાસ પરજ હું આ મહત્ કાર્ય સોંપું છું."

"મેં કહ્યું કે:—મહારાજ! આપ એ સંબંધમાં નિશ્ચિંત રહેજો. રામપાલને વિશ્વાસઘાતક ન ધારશો. હું મારી પ્રતિજ્ઞાથી કદી પણ વિમુખ થાઉં તેમ નથી."

"ત્યાર પછી કેદીઓનાં સર્વ શસ્ત્રો છીનવી લેવામાં આવ્યાં,

અને પછી તેમને એક મજબૂત દોરીથી સખ્ત રીતે કસકસાવીને બાંધી દેવામાં આવ્યા. આ સર્વ ક્રિયા થઇ રહ્યા પછી અમે લોકો તેમને સાથે લઇને કિલ્લા તરફ વિદાય થયા. તાતિયા, નાનાસાહેબ અને મેના વગેરે સાંજ રહ્યાં, આવતી વેળાએ મેં પુનઃ એકવાર મેના તરફ દૃષ્ટિપાત કર્યો, તો તે સમયે તે તાતિયાટોપીના પગ પકડીને રડી રહી હતી."

"ઍકેયર, અબ્દુલ તથા બીજા બે સાહેબો મારી સાથે કેદ થઇને ચાલ્યા. રાત્રિના દશ વાગ્યાના શુમારે અમે સર્વે કિલ્લાના દ્વારપાસે જઈ પહોંચ્યા. આ સમયે દ્વાર અંદરથી બંધ હતાં. મેં મારા ગુપ્ત સંકેતાનુસાર વારંવાર પિસ્તોલના અવાજ કરવા માંડયા.

"થોડીવાર પછી કિલ્લામાં બિંગલ વાગવા લાગ્યું અને તે સાથેજ એક પહેરાવાળાએ આવીને અમને પૂછયું કે; "તમે કોણ છો અને અત્યારે રાત્રે શા માટે આવ્યા છો?"

"મેં ઉત્તર આપ્યું કે;—"હું ડિટેકટીવ કમિશનર રામપાલ-સિંહ છું. નાઠેલા સૈનિકો, ઍકેયર, અબ્દુલ અને તેમના સહાયકોને પકડી લાવ્યો છું, માટે સત્વર જનરલ હેને ખબર આપો."

"મારી વાત સાંભળીને તે પહેરાવાળો ત્યાંથી ચાલ્યો ગયો. થોડી વાર પછી દુર્ગના મુખ્યદ્વારનો ઉઘડવાનો શબ્દ સંભળાયો. અને કેટલાક સિપાહીઓ સાથે જનરલ હે પણ મારી સન્મુખ આવી પહોંચ્યા. તેઓ મને જોતાંની સાથેજ આશ્ચર્યચકિત થઇને કહેવા લાગ્યા કે;—"રામપાલસિંહ? તમને પુનઃ જીવતા જોવાની મને સ્વપ્નમાં પણ આશા નહોતી. અમે તો એમજ ધાર્યું હતું કે, દુષ્ટ ઍકેયરદ્વારા તમે મહા વિપદમાં આવી પડયા હશો. પરંતુ પ્રભુકૃપાથી તમે કોઇ પણ વિપદમાં સપડાયા નથી, એ જોઇને મને અપાર આનંદ થાય છે."

"મેં કહ્યું કે;—"સાહેબ! હું કોઇપણ વેળાએ ભયંકર વિપદ ભોગવ્યા વિના છૂટી શકયો નથી. ખયેર! એક બહાદુર પુરૂષની સહાયતાથી હું તે વિપદમાંથી બચી શકયો છું અને તેજ મહાનુભાવની કૃપાથી દુષ્ટ ઍકેયર, અબ્દુલ અને બીજા બે મનુષ્યોને કેદ કરીને અત્રે લાવી શકયો છું.

"ઍકેયરનું નામ સાંભળીને જનરલ હેએ ઘણાજ આગ્રહ

સહિત પૂછ્યું કે;–"શું ખરેખર તમે ઍકેયરને બંધનયુક્ત કરીને અહિં લઇ આવ્યા છો ?"

"મેં કહ્યું કે;–"જી, હા. તેની સાથે તેના બીજા કેટલાક સહચરોને પણ પકડી લાવ્યો છું.

"ત્યાર પછી જનરલ હેની આજ્ઞાથી કિલ્લામાં બીજા કેટલાક સૈનિક, કેદીઓને અંદર લઈ આવ્યા. હું તાતિયાના મહારાષ્ટ્રી સૈનિકોને વિદાય કરીને જનરલ હેની સાથે કિલ્લામાં ચાલ્યો ગયો, ત્યાર પછી જનરલ હેએ તે મરાઠા સૈનિકોના સંબંધમાં મને કેટલીક પૂછપરછ કરી."

"મેં ઉત્તરમાં જણાવ્યું કે;–"તે સૈનિકો કોના છે, એ નામ મારાથી આપને હમણાં જણાવી શકાશે નહિ. સમય આવ્યે સર્વ બાબત આપને જણાવીશ."

"આજે આખી રાત્રિ મેં કિલ્લામાંજ વ્યતીત કરી. રાત્રિનો અધિક સમય મેં નાનાસાહેબના વિચારમાંજ વીતાડયો. બીજે દિવસે પ્રભાતમાં મેં લૉર્ડ કેનિંગને નિમ્નલિખિત તાર મોકલાવ્યો કે;–"

"ગાર્ડનની કન્યા હેલનનું ખૂન કરનાર ફ્રેન્ચ લૂટારો ઍકેયર, તેનો સહચર અબ્દુલ અને બીજા બે સાહેબો પણ આજે પકડાયા છે. ચારે બાજૂએથી જે સમાચારો સંભળાય છે, તે પરથી વિદ્રોહાનલ સત્વર સળગી ઉઠે તેની સંભાવના રહ્યા કરે છે. ઍકેયરના કેદ થવાથી નાનાસાહેબનો ડાબો હાથ તૂટી પડયો છે."

"એ દિવસે દિલ્હીથી સમાચાર મળ્યા કે, વિદ્રોહી સૈનિક કાનપૂર તરફ વિદાય થઇ ચૂકયા છે. આ સંવાદ સાંભળીને અમે સર્વે ગભરાઇ ગયા અને તે નવીન આપદમાંથી અમારો બચાવ કરવાના વિચારો કરવા લાગ્યા."



## ચતુર્થ પરિચ્છેદ

## ભયંકર વિ ોહ અને શત્રુઓનું પલાયન

### સરદાર રામપાલસિંહની આત્મકથા

" બીજે દિવસે સવારે સૈનિકોની કવાયત વખતે હું ત્યાં હાજર હતો. પહેલા નમ્બરની પાયદળ સેનાનો હાવભાવ જોઇને હું સમજી ગયો કે, હવે તે લોકોના વિદ્રોહી થવામાં વિશેષ વિલમ્બ લાગશે નહિ. તરતજ મેં જનરલ હેને આ સંવાદ સંભળાવ્યા, પરંતુ તેમણે પ્રત્યુત્તરમાં જણાવ્યું કે, 'વિદ્રોહનાં કાંઇપણ લક્ષણ જણાતાં નથી, એતો માત્ર તમને ભ્રમજ થયો હશે.'

" ખરેખર મારી વાત પાછળથી સત્યજ નિવડી અને જનરલ હેએ પણ પોતાની ભૂલ માટે પશ્ચાતાપ કર્યો. તે દિવસે જો મારી વાતપર વિશ્વાસ રાખી સૈનિકોનાં શસ્ત્રાસ્ત્ર છીનવી લઇને તેમને દળચ્યૂત કરવામાં આવ્યા હોત, તો ઇ. સ. ૧૮૫૭ નો બળવો આવું ભીષણાકાર સ્વરૂપ ધારણ કરી શકત નહિ."

" હું પ્રાયઃ આઠેક વાગ્યાને શુમારે કિલ્લામાંથી બહાર જવા માટે વિદાય થયો. પ્રથમ લક્ષ્મણપ્રસાદ સાથે મારી મુલાકાત થઇ. તેણે મારા હાથમાં એક પત્ર આપીને કહ્યું કે;–" કાલે આપને એક સંન્યાસી મળવા આવ્યા હતા, પરંતુ આપની મુલાકાત નહિ થવાથી તેઓ આ પત્ર આપીને ચાલ્યા ગયા છે."

" પત્ર અંગ્રેજી ભાષામાં લખેલું હતું. સંન્યાસીનું પત્ર છે એ સાંભળીને હું સમજી ગયો કે, તાતિયા ટોપી સિવાય અન્ય કોઇ પણ મનુષ્ય મારી મુલાકાત લેવા માટે આવે તેમ નહોતું, તેથી અવશ્ય તે આગન્તુક વ્યક્તિ તાતિયા ટોપીજ હશે. પછી વ્યગ્રભાવે મેં તે પત્ર કાઢીને જોયું, તો તેમાં લખ્યું હતું કે;–"

" પ્રિય રામપાલસિંહ !

" નાનાસાહેબે મારી વાતનો સ્વીકાર કર્યો નથી, માટે હવે
" અલ્પ સમયમાંજ ભયાનક બંડ ઉપસ્થિત થશે. અબ્દુલ, મૅકેયર અને
" અન્યાન્ય વિદ્રોહી નેતાઓની ખૂબ સાવધાનીથી સંભાળ રાખજો.

" ગફલત થવા દેશો નહિ. તે લોકો બીજા વિદ્રોહીઓને કોઇપણ
" રીતે મળી શકે નહિ, તેવો ખાસ પ્રબંધ રાખજો. "

" તમારો શુભાકાંક્ષી—

સંન્યા——"

" પત્ર વાંચ્યા પછી મેં નાનાસાહેબને સત્વર પકડી પાડવાનો નિશ્ચય કર્યો. કારણ કે, જો નાના કેદ પકડાય તો અલ્પ સમયમાં કાનપૂરમાં ભયાનક કાણ્ડ મચવાનો સંભવ હતો. પરંતુ નાનાને પકડવામાં મને મેના માટે પૂર્ણ ચિંતા રહેતી હતી. કેમકે નાનાને પકડીને સરકાર હસ્તક સ્વાધીન કરવાથી તેને જીવનદણ્ડ વિના બીજો કશો દણ્ડ મળે તેમ નહોતો અને તેના જીવન દણ્ડથી મેનાના અનિષ્ટનો અવધિ થવાનો સંભવ હતો, તથા તાતિયા ટોપી પણ અસંતુષ્ટ થાય એ સ્વાભાવિકજ હતું. હવે મારે શું કરવું જોઇએ, તે સંબંધમાં મેં અનેક પ્રકારના સંકલ્પ કર્યા. છેવટે કર્તવ્યના અનુરોધને આધીન થઇને મેં નાનાને કેદ કરી મારી પાસે રાખવાનું ઉચિત ધાર્યું. પરંતુ તે સાથે મારી પ્રતિજ્ઞાનો ભંગ ન થાય તે તરફ પણ ધ્યાન રાખીને બળવો શાન્ત થયા પછી મેં નાનાને મુક્ત કરવાનો નિશ્ચય કર્યો. "

" આ વાતમાં તાતિયાની સહાનુભૂતિ લેવાનું મને આવશ્યક જણાયું, તેથી એક પત્ર લખીને સર્વ સંવાદ મેં લક્ષ્મણપ્રસાદ દ્વારા તેની કને કહી મોકલાવ્યા. તાતિયાનું નિવાસસ્થાન, સાંકેતિક શબ્દ આદિ સર્વ બાતમીઓ આપીને મેં તે સમયેજ લક્ષ્મણપ્રસાદને તાતિયા પાસે વિદાય કર્યો.

" લક્ષ્મણના ચાલ્યા જવા પછી મેં જમીને જરાવાર વિશ્રામ લીધો. હું લક્ષ્મણપ્રસાદના આગમનની રાહ જોઇને લગભગ અઢી વાગ્યા સુધી બેઠો: પરંતુ તે પાછો આવ્યો નહિ. તેથી મેં સૈનિક પોશાક પહેરીને દુર્ગ તરફ પ્રયાણ કર્યું. એવામાં માર્ગમાંજ લક્ષ્મણપ્રસાદનો મેળાપ થયો. તેણે જણાવ્યું કે, " તાતિયા નાનાસાહેબના સંબંધમાં કાંઇપણ સમાચાર આપવા ઇચ્છતા નથી " મેં પણ એમજ ધાર્યું હતું. તેથી લક્ષ્મણને સુસજ્જિત થઇને કિલ્લામાં આવવાની આજ્ઞા આપી હું આગળ ચાલ્યો. કાનપૂરમાં નાનાસાહેબનું એક મકાન હતું. તે મકાનમાં તેઓ મોટા મોટા અંગ્રે

અને પાર્ટીઓ આપ્યા કરતા હતા. જ્યારથી કાનપૂરમાં વિદ્રોહનો પ્રારંભ થયો, ત્યારથી તેમણે આ મકાનનો ત્યાગ કર્યો હતો. તેથી હું તેનું વર્તમાન નિવાસસ્થાન જોવા માટે વ્યગ્ર થઇ ઉઠયો.

" લગભગ ત્રણેક વાગ્યાને શુમારે હું કિલ્લામાં જઇ પહોંચ્યો પ્રથમ પહેલાં મૅકેયર અને અબ્દુલની સ્થિતિ જાણવા માટે હું તેમની પાસે ગયો. જ્યારે હું તેમના ઓરડા પાસે પહોંચ્યો, ત્યારે મૅકેયર ઘણાજ ક્રોધસહિત મારા તરફ જોવા લાગ્યો. ઘણા અને ક્રોધથી મેં પણ તેને કાંઇ કહ્યું નહિ; પરંતુ મારા તરફ કેટલીવાર સુધી જોઈ રહ્યા પછી તેણે જોર પૂર્વક બરાડા પાડીને કહ્યું કે;—" રામપાલ! યાદ રાખજે કે, હવે તારૂં મૃત્યુ સમીપમાંજ છે. પુણ્ય-ધર્મનો સંચય કરવો હોય તો કરી લેજે, કારણ કે આ અગાનીમાંથી તારૂં અસ્તિત્વ અલ્પ સમયમાં નષ્ટ થવાનું છે. "

" ત્યાર પછી અબ્દુલે કહ્યું કે;—" વ્યાઘ્રને પકડીને બાંધી રાખવા કરતાં તરતજ તેનો નાશ કરવો એજ વધારે ઉત્તમ છે, વિલંબ કરવાથી તેના હૃદયપર વિષમ આઘાત થયા વિના રહેતો નથી. "

" હું કાંઇપણ ઉત્તર ન આપતાં જનરલ હે પાસે આવ્યો ગયો. માર્ગમાં લક્ષ્મણપ્રસાદનો મેળાપ થયો. તેના બોલવા પરથી જણાયું કે, " કેટલાક મહારાષ્ટ્રી સંન્યાસીઓ કિલ્લાના પૂર્વ તરફના જંગલમાં પડેલા છે " હું સત્વર જનરલ હે ને મળ્યા પછી પચાસમા નંબરની સિખ્ખ અશ્વારોહી સેનાના ત્રીસ સૈનિકોને સાથે લઇને તે તરફ રવાના થયો. લક્ષ્મણપ્રસાદ પણ મારી સાથેજ હતો.

" આખું જંગલ શોધી વળ્યા, પરંતુ ત્યાં આગળ કોઇ નજરે ચઢયું નહિ. જંગલની ચારે બાજૂએ આવેલાં એક એક માઇલની આસપાસનાં ગામડાંઓ પણ જોઈ વળ્યા, પરંતુ કોઇનો પણ પત્તો મળ્યો નહિ. મને સંશય થયો કે, નાનાસાહેબ વિના બીજા કોઇ પણ સંન્યાસીઓ આ પ્રમાણે ચાલાકી કરી શકે નહિ. તેથી મેં દૃઢ નિશ્ચય કરીને નાનાના મકાન તરફ પ્રયાણ કર્યું. પરંતુ તે મકાન પણ જનમાનવ શૂન્ય જણાવા લાગ્યું.

" આ સમયે દૂરથી આવતા તોપોના અવાજો મારા કાનપર અથડાયા. આ અવાજો કિલ્લા તરફ થતા હોય તેમ જણાવા લાગ્યું.

નાનાનો મહેલ કિલ્લાથી ચાર માઇલ દૂર હતો. પછી હું ત્યાં વ્યર્થ સમય ન ગાળતાં એકદમ કિલ્લા તરફ રવાના થયો. આ સમયે સાત વાગી ચૂક્યા હતા. જેમ જેમ અમે શહેર તરફ ચાલવા લાગ્યા તેમ તેમ તોપના અવાજ અને ભયંકર ચીત્કારો વિશેષ સંભળાવા લાગ્યા. વિદ્રોહાનલ સળગી ઉઠ્યો છે, એ વાત હવે અમારાથી છાની ન રહી. મેં પણ સર્વેને સુસજ્જિત કરી ગુરૂ–દરબાર તરફ મુખ રાખી અંગ્રેજ–રાજ્યને માટે પ્રાણવિસર્જન કરવાની પ્રતિજ્ઞા કરી. આ સમયે ત્રીસ બત્રીસ સખ્સોની એક ટોળી કિલ્લા તરફ જતી હોય તેમ જણાયું. માર્ગમાં શહેરમાંથી ન્હાસી આવતાં કેટલાંક મનુષ્યો જણાવા લાગ્યાં, આ પરથી જણાયું કે, સૈનિકો વિદ્રોહીઓ થઇને શહેરને લૂંટી રહ્યા છે.

"થોડી વાર પછી અમે કિલ્લા આગળ જઇ પહોંચ્યા. ત્યાં જોયું કે, કિલ્લાના દ્વાર અંદરથી બંધ કરેલાં હતાં. સ્હામે મડદાંઓના ઢગલા પડેલા હતા અને તેમાંથી રક્તની નદીઓ વહી રહી હતી. કિલ્લાની બહારના ભાગમાં તોપના ગોળાઓનો વરસાદ વરસી રહ્યો હતો. આ સર્વ ઘટનાઓ જોઇને અમે બધા દિઙ્મૂઢ બની ગયા. અને કેટલીક વાર પછી અમારામાંના એક સૈનિકે બિંગલ બજાવી. આ સાંભળીને એક અંગ્રેજ સૈનિક હાથમાં ધ્વજા લઇને કિલ્લાની દીવાલપર આવી પહોંચ્યો. તેણે કહ્યું કે;–" નંબર ૧ લાની પાયદળ પલ્ટન વિદ્રોહી થઇ મૅકેયર, અબ્દુલ આદિ કેદીઓને પોતાની સાથે લઇને નવાબગંજ તરફ ચાલી ગઇ છે."

"મૅકેયર પુનઃ નાઠો એ વાત સાંભળીને મને અત્યંત ભય ઉત્પન્ન થયો. પછી મેં ત્યાં આગળ રહેવું વ્યર્થ ધારી લક્ષ્મણને દસ સૈનિકો લઇ મારા મકાનની રક્ષા કરવા માટે મોકલાવ્યો અને હું બીજા સૈનિકો સાથે ગાર્ડનના મકાન તરફ વિદાય થયો."

—(૦)—

# પંચમ પરિચ્છેદ

## પુનઃસર્વનાશ

### સરદાર રામપાલસિંહની આત્મકથા

"ગાર્ડનના મકાનપર જઇને મેં જોયું તો, તે મકાન મને તદ્દન જનશૂન્ય જણાવા લાગ્યું. સૈનિકોને નીચે ઉભા રાખીને હું ઉપરના રોઝના ઓરડામાં ગયો, પરંતુ ત્યાં આગળ પણ કોઇ દૃષ્ટિગોચર થયું નહિ. આથી મને ભય ઉત્પન્ન થવા લાગ્યો ! રોઝના ઓરડાની સ્હામેનો વરંડો પણ તૂટી પડયો હતો. અચાનક આવી ભયંકર ઘટના શી રીતે બની, એ પણ મારાથી સમજી શકાયું નહિ. પછી મેં તેમના ઘરમાં પ્રવેશ કર્યો, તો ત્યાં સર્વ વસ્તુઓ સુસજ્જિત રીતે ગોઠવી રાખેલી હોય તેમ જણાવા લાગ્યું. પરંતુ ઘરની અંદર ગાર્ડન, રોઝ અથવા તો અન્ય કોઈ પણ મનુષ્ય જણાતું નહોતું. આ જોઇને મારા મનમાં નાના પ્રકારના સંશય ઉત્પન્ન થવા લાગ્યા. શું મૅકેયરે વિદ્રોહીઓ સાથે અહિં આવીને આ પ્રમાણે સર્વનાશ તો નહિ કર્યો હોય ! એવા એવા વિચાર કરતો હું બીજા ઓરડામાં ગયો. ત્યાં આગળ એક ટેબલ નીચે હતભાગિ સરજ્યન સ્ટીફન લોહીથી તરબોળ થઇને પડેલો હતો. હું તેને વ્યગ્રભાવે સાવચેત કરવા લાગ્યો, આ વખતે તેનાં સર્વ વસ્ત્રો રકતથી ભિંજાયલાં હતાં.

" સ્ટીફનને શીઘ્ર ઉઠાડીને મેં સૂવડાવવાનો પ્રબંધ કર્યો. તેની છાતીપર હાથ મૂકીને જોયું તો તેનો શ્વાસ બહુજ ધીરેધીરે ચાલતો હતો. તે અત્યંત દુર્બલ થઈ ગયો હતો. તેના શરીરના ત્રણચાર સ્થાનોમાંથી રક્તની ધારા વહી રહી હતી. મેં કેટલાક સૈનિકોને બોલાવીને તેમની સહાયતાથી સ્ટીફનને કોચપર સૂવડાવ્યો અને પછી તેના ઘાયલ સ્થાનપર કપડાં ભીંજવીને પાટા બાંધ્યા. પછી જળ મંગાવીને તેના મુખ અને આંખોપર છાંટવાનો આરંભ કર્યો. આ પ્રમાણે અર્ધોક કલાક સૂધી ઉપચાર કર્યા પછી સ્ટીફને આંખો ઉઘાડીને જળ માગવાનો સંકેત કર્યો. મેં તેને જળ પીવરાવ્યું એટલે તેનું ચિત્ત શાન્ત થયું.

" તેને સહજ શુદ્ધિ આવ્યા પછી મેં પૂછ્યું કે;—" સ્ટીફન તમને આટલો બધો માર કોણે માર્યો વારૂ ? "

" સ્ટીફન મારી વાતનો કાંઇપણ ઉત્તર આપ્યા વિના બહુજ ક્ષીણ સ્વરે બોલ્યો કે:–" આપ મૅકેયર અને અબ્દુલને મળ્યા હતા કે ?

" મેં ઉત્તર આપ્યું કે;—" ના, હું હજી હમણાંજ અહિં આવ્યો છું, માર્ગમાં મને કોઇપણ મળ્યું નથી. શું મૅકેયરેજ અહિં આવીને આવો ભયાનક ઉપદ્રવ મચાવ્યો હતો ? "

" સ્ટીફને ઘણાજ ધીમા સ્વરે ઉત્તર આપ્યું કે;–" મૅકેયર અબ્દુલ અને અન્યાય કેટલાક સૈનિકોએ અહિં આવીને રોઝ તથા મારા પર આક્રમણ કર્યું હતું. મેં રોઝનું રક્ષણ કરવા માટે યથાસાધ્ય યત્ન કર્યો, પરંતુ શસ્ત્રના અભાવે તેની રક્ષા થઇ શકી નહિ. રોઝ તથા જેમ્સને પકડીને તેઓ લઇ ગયા છે. "

" જેમ્સ કોણ છે ? તેને તો મેં અદ્યાપિ જોયો પણ નહોતો તેથી મેં સ્ટીફનને પૂછ્યું કે;–" જેમ્સ શું રોઝનો કોઇ સંબંધી પુરૂષ છે વારૂ ? "

" સ્ટીફન વિરક્ત ભાવથી બોલ્યો કે;–" હું તેના સંબંધમાં વિશેષ કાંઇ પણ કહેવા માગતો નથી, પણ હા, એવું સાંભળ્યું છે કે, તે રોઝનો પિત્રાઇ ભાઇ છે. "

" આમ કહીને સ્ટીફન પુનઃ સૂઇ ગયા. આ સમયે તેમના આહત–સ્થાનમાંથી રક્તની ધારા પ્રબળ વેગે વહેવા લાગી. મેં તે સ્થાનોને મજબૂત પાટાથી કસકસાવીને બાંધી દીધાં અને પછી તેમને કિલ્લામાં પહોંચાડી દેવા માટે બે સૈનિકોને ગાડી લઇ આવવાની આજ્ઞા કરી. "

" સ્ટીફનને સૈનિકોના વિશ્વાસપર સોંપીને હું ગાર્ડનની તપાસ માટે નીકળ્યો. ઉપરના સઘળા ઓરડા જોઇ વળ્યો, પરંતુ કયાંય પણ તેનો પત્તો મળ્યો નહિ. પછી હું નીચે ઉતર્યો ત્યાં આગળ એક ઓરડામાંથી ગાર્ડનનો પત્તો મળ્યો. આ સમયે તેમના ચહેરામાં મહાન પરિવર્ત્તન થઇ ગયું હતું. પ્રથમ તો હું તેમને ઓળખી પણ ન શકયો. આવા શોચનીય પરિવર્ત્તનનું કારણ ત્યારે મારા સમજવામાં આવ્યું નહિ. તેઓ મને જોવા છતાં પણ કાંઇ બોલ્યા નહિં; પરંતુ પૂર્વવત્ સ્થિતિમાંજ બેસી રહ્યા. મેં તેમને મિસિસ ગાર્ડનના

સંબંધમાં પૂછપરછ કરી, પણ તેઓ તેનું કાંઈ પણ ઉત્તર ન આપતાં મારા તરફ જોવા લાગ્યા. તેમના વર્તનપરથી તેઓ ઉન્માદી બની ગયા હોય, એવો ભાસ જણાતો હતો. વિવશ થઇને હું પુનઃ સ્ટીફન પાસે ગયો. આ સમયે એક સૈનિક એક આન્દોલિકા (પાલખી) લઇને ત્યાં આગળ આવી લાગ્યો. માત્ર એ ઉચકનારા પુરૂષો સિવાય બીજું કોઇપણ તેની સાથે નહોતું. ભીષણ વિદ્રોહને લીધે સર્વ મનુષ્યો શહેર છોડીને બહાર ન્હાસી ગયાં હતાં.

"જ્યારે હું ઉપર ગયો, ત્યારે સ્ટિફનને શુદ્ધિમાં આવેલા જોયા. મેં તેમને પૂછ્યું કે;–"કેમ સરજ્યન સાહેબ! આપની પ્રકૃતિ તો સ્વસ્થ છે ને? વારૂ, મિસિસ ગાર્ડન ક્યાં ગયાં છે? આજે ગાર્ડન ઉન્માદી કેમ બની ગયા છે વારૂ?"

"પ્રત્યુત્તર સાંભળીને મને ઘણુંજ કષ્ટ થયું, પરંતુ અધિક આશ્ચર્ય ન ઉપજ્યું કારણ કે, મિસિસ ગાર્ડન જે પ્રકારની માનસિક વેદનાથી દુઃખીત થઇને દિવસો વ્યતીત કરી રહી હતી, તે અવસ્થામાં તેનું મૃત્યુ થાય એ સ્વાભાવિકજ હતું. ગાર્ડન પણ ઉન્માદ ગ્રસ્ત બની જાય તો તેમાં કાંઇ આશ્ચર્ય નહોતું. તેની પ્યારી પુત્રી હેલન ક્રુર મેકેયર દ્વારા મારી ગઇ, મિસિસ ગાર્ડન પણ તેનો ત્યાગ કરી પરલોક સિધાવી ગઇ અને રોઝ પર પણ મેકેયરનો મન માન્યો અત્યાચાર થવા લાગ્યો. આવાં અનેક કારણોથી ગાર્ડન કદાપિ ઉન્માદી બની જાય, તો તેમાં આશ્ચર્ય પણ શું કહી શકાય?

"સ્ટીફનને કેટલાક પાલખી વાળા દ્વારા નીચે લાવીને મેં પાલખીપર આરોહણ કરાવ્યું અને પછી તેને તથા ગાર્ડનને મારી સાથે લઇને મેં કિલ્લા તરફ પ્રયાણ કર્યું. અત્યારે તે મકાનના રક્ષકો પણ જ્યાં ત્યાં ચાલ્યા ગયા હતા, તેમના પાછા આવવાની કાંઇપણ સંભાવના નહોતી, તેથી મેં ગાર્ડનના મકાનના પ્રત્યેક ઓરડાને એકેકું તાળું વાસી દીધું.

"લગભગ રાત્રિના આઠેક વાગ્યાને શુમારે હું કિલ્લામાં જઇ પહોંચ્યો. કેટલીક વાર પછી જનરલ હેએ પોતે આવીને કિલ્લાનાં દ્વારં ઉઘાડયાં. પછી સરજ્યન સ્ટીફન અને ગાર્ડનની સેવા સુશ્રૂષા માટે યોગ્ય મનુષ્યોને નિયુક્ત કર્યા અને ત્યાર પછી કેટલાક સૈનિકોને રક્ષાસ્વરૂપે સાથે લઇને હું મારા ગૃહ તરફ વિદાય થયો."

"જ્યારે હું ઘર તરફ આવતો હતો, ત્યારે મેં એક સંન્યાસીને એક વૃક્ષ નીચે કોઇની પ્રતીક્ષા કરતા જોયા. તેના તરફ દૃષ્ટિપાત કરતાં તેમણે સંકેત કરીને મને પોતાની પાસે બોલાવ્યો, એટલે હું તેમને ઓળખી શકયો."

"તેમની પાસે જઇને હું ઉભો રહ્યો. ત્યાર પછી તેઓ કેટલીક વાર પર્યન્ત કોઇક ગહન વિચાર કરીને બોલ્યા કે:-" સરદાર રામપાલસિંહ! અંતે મારી ધારણા સત્યજ નિવડી છે. મિસ રોઝને પાપી મૅકેયર પુનઃ પકડી ગયો છે. હું હમણાં ગાર્ડનના મકાન પરથીજ ચાલ્યો આવું છું. ત્યાં આગળ કોઇપણ જણાતું નથી. માત્ર આપે નિયુક્ત કરેલા બે સૈનિકોજ ગૃહની રક્ષા કરી રહ્યા છે. મને તેમના દ્વારાજ જણાયું કે, ઘાયલ સ્ટોકન તથા ઉન્માદગ્રસ્ત ગાર્ડનને તમે કિલ્લા તરફ લઇ ગયા છો. મારા ધારવા પ્રમાણે તે સ્થાન પણ તેમને માટે જોઇએ તેવું નિરાપદ નથી. આજે અસંખ્ય સૈનિકો વિદ્રોહી બનીને ચાલ્યા ગયા છે, અને અવશિષ્ટ રહેલી સેના પણ વિદ્રોહી બનીને કિલ્લાને પોતાને હસ્તગત કરી લે તેવી સમ્પૂર્ણ સંભાવના છે. ખેર! હવે તમે બરાબર સાવધાન રહેજો. હું તમને સાવધ રહેવાની સૂચના આપવા માટેજ અત્રે આવ્યો છું. કાલે દિલ્હી તરફ જવાનો મેં ચોક્કસ નિશ્ચય કર્યો છે. મારી અનુપસ્થિત સ્થિતિમાં નિર્દોષ મેનાપર કોઇપણ પ્રકારની આપત્તિ ન આવે, તે માટે હું આપને પૂર્ણ ભલામણ કરૂં છું."

સંન્યાસીના હિતચિંતક વાકયો સાંભળીને મેં કહ્યું કે;--"મહાત્મા! તાતિયા ટોપી!! રોઝ પુનઃ પાપાત્મા મૅકેયરના પંજામાં સપડાઈ ગઈ છે, તથા કાનપૂરમાં સૈનિકલોકોએ ભયંકર વિદ્રોહ મચાવી મૂકયો છે તેથી ભયંકર આપદ આવવાની મને સંભાવના રહ્યા કરે છે, માટે જો આપ આવી સ્થિતિમાં અત્રે રહો તો અમારૂં અધિક કલ્યાણ થવાનો સંભવ છે. આપના સંસગ માત્રથીજ અમને નવીન પ્રકારનું બળ પ્રાપ્ત થઇ શકે તેમ છે."

"મને સંકેત કરીને બોલાવનાર સંન્યાસી, તે ઉદારાશય મહાત્મા તાતિયા ટોપીજ હતા. તેઓ મને ભયંકર આપદામાંથી મુક્તિ મેળવવાનો ઉપાય બતાવવા માટેજ મારી પ્રતીક્ષા કરી રહ્યા હતા, માટે તે સંબંધી અધિક સ્પષ્ટિકરણ કરવાની કાંઇ આવશ્યકતા હોય તેમ જણાતું નથી.

"મારી વાત સાંભળીને તાતિયા ટોપીએ કહ્યું કે;--"રામપાલસિંહ? અત્રે રહેવાથી મારા કાર્યોમાં અનેક પ્રકારનાં વિઘ્નો ઉપસ્થિત થાય તેમ છે. વળી હવે મને આ પાપાત્માઓના પરિચયમાં આવવાની અને સંસર્ગમાં આવવાની બિલકુલ ઇચ્છા નથી. કારણકે તેમના ભ્રષ્ટાચરણોનો મારા પવિત્ર હૃદયને સ્પર્શ થશે, તો મારા નિષ્કલંકિત આત્માને પણ કલંકિત અને અધમ બનવાનો સમય આવશે. હું પાપકર્મથી તદ્દન અલિપ્ત રહેવાનુંજ પસંદ કરું છું. મને મારો ધર્મ પ્રાણથી પણ પ્રિય છે. માટે ધર્મનો લોપ થાય તેવા સ્થળે રહેવું એ સર્વથી અનુચિત અને પરિણામે હાનિકારક છે. તેથી હું હવે આ પાપમય પાષાણહૃદયી પુરૂષોનો ત્યાગ કરીને, સત્વર ચાલ્યો જઇશ—એક ક્ષણ માત્ર પણ અહિં રહી શકીશ નહિ. પરંતુ દિલ્હીથી ઝાંસી જતી વેળાએ તમારી મુલાકાત કરતો જઈશ. રોઝની તપાસ માટે હું પુરતો યત્ન કરતો જઇશ, તમે પણ બનતી ચેષ્ટા કરજો. જો મારા માણસોને રોઝના સંબંધમાં કાંઇ પણ સંવાદ મળશે, તો તરતજ તેઓ તમને પહોંચાડી જશે. હું સર્વ પ્રબંધ કરતો જઈશ."

"ત્યાર પછી મેં તેમને કાંઇ પણ પ્રશ્ન પૂછ્યું નહિ, એટલે તેઓ થોડીવાર અન્યાન્ય કુશળ વાતો કરીને ત્યાંથી અન્યત્ર ચાલ્યા ગયા.

"મેં ધાર્યું કે, તાતિયા ટોપી, મેનાને પોતાના નિષ્ઠુર પિતા પાસે ન રહેવા દેતાં પોતાની સાથેજ દિલ્હી તરફ લઈ જશે. તેઓ ઘણું કરીને અત્યારે મેના પાસે જશે. માટે જો અત્યારે તેમની પૂંઠ પકડી હોય તો, નાના સાહેબના ગુપ્ત નિવાસસ્થાનનો શીઘ્ર પતો મળી શકે તેમ છે અને તેમ કરવાથી રોઝનો ઉદ્ધાર કરવાની પણ સંભાવના રહી શકે છે. તાતિયાના આચરણ પરથી હું સારી રીતે સમજી શકયો હતો કે, તેઓ મને નાના સાહેબના સમાચાર આપવાને નારાજ છે. અસ્તુ. આ પ્રમાણે અનેક શોચ વિચાર કર્યા પછી હું તે રાત્રે મારા ઘર તરફ ન જતાં આસ્તે આસ્તે તાતિયા ટોપીની પાછળ ચાલવા લાગ્યો, અને અન્યાન્ય સૈનિકોને જરા છેટે છેટે રહેવાનો પ્રબંધ કરી લીધો. મેં મારા સૈનિક પોશાકનું પરિવર્તન કરીને સાધારણ શહેરવાસીઓના જેવો પોશાક પહેરી લીધો. હું તેમની પાછળ પડીશ એવો તાતિયાને સ્વપ્નમાં પણ ખ્યાલ નહોતો. આ સમયે મારી ઇચ્છા નાનાસાહેબને ફસાવવાની નહોતી, પરંતુ માત્ર કર્તવ્ય સાધનનું પાલન કરવાનોજ મારો ઉદ્દેશ હતો.

" પ્રાયઃ એક કલાક પર્યન્ત હું તાતિયાની પાછળ પાછળ ચાલ્યો ગયો. તાતિયા ટોપી ક્યાંય પણ દૃષ્ટિ દોડાવ્યા સિવાય અને કોઇ પણ જગ્યાએ રોકાયા વિના ત્વરિત ગતિથી ચાલ્યા ગયા.

" શહેરને ઓળંગી ગયા પછી તેઓ એક વિકટ અરણ્યમાં પ્રવિષ્ટ થયા. મેં પણ તેમની પાછળજ પ્રયાણ કર્યું. એવામાં અરણ્યની અન્ય બાજુએ એક બે માળનું મકાન મને દૃષ્ટિગોચર થયું. આ સમયે તે સુશોભિત મકાનની ઉપરની બારીઓમાંથી આછો પ્રકાશ પડીને તે વિકટ અરણ્યના સઘન અંધકારને કાંઇક દૂર કરવાને યત્નશીલ થઇ રહ્યો હતો. તાતિયા ટોપી આ મકાન સન્મુખ આવીને એક વૃક્ષ નીચે ઉભા રહ્યા. આ જોઇને હું સમજી ગયો કે, આ મકાનજ નાના સાહેબનું ગુપ્ત નિવાસસ્થાન છે. તેથી વારંવાર તે મકાન તરફ દૃષ્ટિપાત કરીને હું તેનું નિરીક્ષણ કરવા લાગ્યો.

"કેટલીક વાર પછી એક પૂર્વ લાવણ્યવતી સુન્દર મૂર્તિ તે ઉઘડેલી બારીની સન્મુખ આવીને ઉભી રહી. એ અબળા કોણ છે? તેનો પરિચય મેળવવા માટે મારૂં હૃદય અત્યંત ઉત્સુક થઇ ઉઠ્યું."



## ષષ્ઠ પરિચ્છેદ



# પરોપકારની પ્રતિમા

અથવા

# મનુષ્યપ્રેમની પરિસીમા



### સરદાર રામપાલસિંહની આત્મકથા



" તે મનોહરિણી મૂર્તિને જોતાંની સાથેજ વીર તાતિયાટોપીએ પોતાની પાસેના વસ્ત્રના અંતર્ભાગમાંથી એક નાજુક લેમ્પ કાઢીને તે દ્વારા કાંઇક સંકેત કર્યો. તેમની પાછળના વિભાગમાં સંતાઇ રહેવાથી હું પણ તેમના એ સંકેતનો મર્મ તરતજ સમજી ગયો. તે જોયા પછી તે મૂર્તિ ત્યાંથી અંતર્ધાન થઇ અને કેટલીક વાર પછી એક લેમ્પ લઇને તે પુનઃ આવી લાગી. પછી એક કૃષ્ણવર્ણના પાટિયા-

પર ચાકના મોટા મોટા અક્ષરો દ્વારા તાતિયાના પ્રશ્નોનાં આ પ્રમાણે ઉત્તર આપવા લાગી કે;—

"મૅકેયર અત્યારે અત્રે નથી. ઘણું કરીને રોઝને અહિંજ કેદ કરવામાં આવી છે, પરંતુ તે કયા ઓરડામાં છે, તે હું જાણતી નથી. મને અત્રે નજરબન્દી કરવામાં આવી છે, તેથી બહાર આવવાનો કાંઇ ઉપાય નથી. સ્હામેના દ્વારપર સખ્ત પહેરાનો પ્રબંધ કરવામાં આવ્યો છે. આજે અહિં એક ગુપ્ત–સભા ભરાઇ છે."

રોઝના ત્યાં હોવાના સમાચાર જાણીને મેં ઇશ્વરનો અનેકવાર ઉપકાર માન્યો. ત્યાર પછી તાતિયાએ પુનઃ કાંઇક સંકેત કર્યો, તેના પ્રત્યુતરમાં જણાવવામાં આવ્યું કે;—

"મને તે સ્થાન માલુમ છે. જરા વાર સબુર કરો, હું હમણાંજ પાછી આવું છું."

"પછી તે મૂર્ત્તિ ત્યાંથી ચાલી ગઇ. હું તાતિયાથી સહજ દૂર ઉભો રહીને આ સર્વ ઘટનાઓ જોઇ રહ્યો હતો. લગભગ વીસેક મિનિટ વીત્યા પછી તે મૂર્તિ પેલી બારી પાસે આવી પહોંચી. પછી તે ઉપરની એક બીજી બાજુએથી નીચે ઉતરી આવીને ભયંકર અંધકારમાં લીન થઇ ગઈ.

"તે બે મજલાવાળા મકાનપરથી ભયંકર અંધકારને સમયે તરતજ નીચે ઉતરી આવવું એ કાર્ય કેવું કઠિન અને સાહસિક છે, તે મને સારી રીતે વિદિત હતું. કેટલીક વાર પછી મારી સન્મુખ કોઇક મનુષ્યનો પદરવ સંભળાયો. હું સમજી ગયો કે, તે મૂર્તિ તાતિયા પાસે આવી રહી છે. આ જોઇને હું પણ સાવચેતાથી એક છાયાદાર વૃક્ષના પૃષ્ઠ વિભાગમાં છુપાઇને તેની રાહ જોવા લાગ્યો.

"હું જ્યાં આગળ છુપાયો હતો ત્યાંથી પ્રાયઃ દસેક હાથ દૂર ઉભા રહીને તાતિયાટોપી ચુપચાપ રીતે આગન્તુક મૂર્તિની રાહ જોઇ રહ્યા હતા.

"થોડીવારમાં એક શુભ્રવસના, કૃષ્ણકેશિની કામિની ઉન્માદિનીની પેઠે આવીને તાતિયાના ચરણોમાં ઢળી પડી. પ્રિયપાઠક ! એ મોહમયી મૂર્તિ મારી પૂર્વ પરિચિતા મેનાજ હતી. આ સમયે તેનાં કોમળ નયનોમાંથી અશ્રુનો પ્રવાહ વહી રહ્યો હતો અને પૂર્ણિમાના ચન્દ્રમાને પોતાની સ્પર્ધામાં પરાજિત કરે તેવું વદન ઘોર

ચિન્તા રૂપી રાહુથી આચ્છાદિત થઇને નિસ્તેજ અને મ્લાન થઈ રહ્યું હતું. કેટલીક વાર પર્યન્ત તે આવી શોચનીય સ્થિતિમાં રહ્યા પછી ગદ્દગદિત કંઠે કહેવા લાગી કે;–"મારા તિમિરાચ્છન્ન હૃદયના ઝળકતા તારારૂપ દેવ ! આ ભીષણ નિરાશ્રય સંસારમાં આ હતભાગિની મેનાના આશ્રયદાતા છો. આપજ મારા દુઃખિત હૃદયનું આશ્વાસન સ્થાન છો. આજે આપ મને આવી પરાધીન સ્થિતિમાં મૂકીને ક્યાં ચાલ્યા જાઓ છો ? આ સંસારમાં આપે મને ગુરૂની પેઠે જ્ઞાન અને શિક્ષા આપી છે, સંકટ સમયે ભ્રાતાના સમાન સાંત્વન આપ્યું છે, દેવતાના સમાન ઉચ્ચ આદર્શ બતાવીને આપે મારી વિપત્તિની વેળાએ સહૃદય બન્ધુની માફક મારે માટે આંસૂ વ્હેવરાવ્યાં છે. પ્રત્યેક વિષયમાં આપ મારૂં આશ્રય–સ્થાન છો. આ ઘોર દુર્દિનમાં આપ જો મને ત્યાગીને ચાલ્યા જશો તો પછી ભવિષ્યમાં આવનારી જે વિપદ અમારો ગ્રાસ કરવાને તત્પર થઈ રહી છે, તેમાંથી અમારૂં સંરક્ષણ કોણ કરશે ! પિતાએ કુસંગતિને લીધે મારી સરલ હૃદયા ધાર્મિકા માતાનો પરિત્યાગ કર્યો છે. અને મારો ત્યાગ કરવાને પણ તત્પર થયા છે. પ્રિય બન્ધુ તાતિયા ! જ્યારે પિતા અને પાલકજ પોતાના સંતાનોનો ત્યાગ કરે, તો પછી બિચારાં સંતાનોની શી દશા ? તેનો આધાર કોણ? તેમના સુખદુઃખનું નિવાસ–સ્થાન ક્યાં રહેવારૂ ? હવે મારી શી વલે થશે ? મારે આ દગાબાજ દુનિયામાં કોનું શરણ સ્વીકારવું ? હું અબળા છું તેથી મારા પ્રત્યે અનેક પાશવીવૃત્તિના પુરૂષો આકર્ષાઇને મારો સર્વનાશ કરે તો તેમાં પણ શું આશ્ચર્ય છે ? પિતૃગૃહનો ત્યાગ કરવાથી દુનિયાના લોકો મને કેવી ગણશે ? જન સમાજમાં મારી કેવી નિંદા થશે અને મારા માનવ જન્મને માથે કેવું કલંક ચડશે ? આ સર્વ વાતનો આપ જરા વિચાર કરો. પિતાએ પ્રતાપશાલી અંગ્રેજોની વિરૂદ્ધ શસ્ત્ર ધારણ કર્યાં છે, તેથી કેવું ભયંકર પરિણામ આવશે ? કેવી કેવી ભયાનક આપદાઓ ઉપસ્થિત થશે ? અને તે આપદોમાંથી આપના સિવાય બીજું કોણ અમારી રક્ષા કરશે ? માટે આવી વિપત્તિઓને વખતે આપ આપની મેનાનો ત્યાગ ન કરો."

"મેના.નો કરૂણાલાપ સાંભળીને તાતિયાએ મહા મુશ્કેલીથી આત્મ–સંવરણ કરીને ઘણાજ કોમળ સ્વરે કહ્યું કે;–"મેના ? આજે હું તારી કનેથી વિદાયગિરિ માગવા માટે આવ્યો છું. મેં તને આજ

દિવસ પર્યન્ત જે શિક્ષણ આપ્યું હતું, તેને પરિણુત કરવાનો હવે સમય આવી લાગ્યો છે. મનુષ્ય-જીવન કર્તવ્ય કાર્ય અને ધર્માચરણ કરવા માટેજ નિર્માણ થયેલું છે. આશા છે કે, તું મારા આ કાર્યમાં વિઘ્ન નહિજ નાંખે, તારા પિતાની દુર્બુદ્ધિને માટે હું વિશેષ દુઃખિત થયો છું; માટે ચાલ આજે મને તેમનું સ્થાન બતાવી દે, હું પુનઃ તેમના પગ પકડીને આ દુષ્કર્મને ત્યાગી દેવાનો અનુરોધ કરીશ. અનંત ઘોર કુકર્મના કારમા કાર્યમાંથી તેમનો ઉદ્ધાર કરવા માટે હું યથા સાધ્ય યત્ન કરીશ. નિર્દોષના પ્રાણ સંહાર માટે તેમણે જે કાર્ય આરંભ્યું છે, તેનો અવરોધ કરવા માટે હું નાનાસાહેબને કોટાનું-કોટિવાર પ્રણામ કરીને તેમાંથી મુક્ત થવા માટે યોગ્ય ઉપદેશ આપીશ. જો આ જીવનમાં મેં તેમનો કાંઇપણ ઉપકાર કર્યો હશે, તો તેના પુરસ્કારના પ્રત્યુપકારમાં તેમની પાસેથી હું માત્ર આ ભિક્ષાનીજ યાચના કરીશ.

“ મારી પ્રિય ભગિની મેના ! તારે લેશ પણ ગભરાવું નહિ. જ્યાં સુધી મારા આ દેહમાં પ્રાણનો સંચાર રહેશે, ત્યાં સુધી તને હું કોઇ પણ પ્રકારે દુઃખિત થવા દઇશ નહીં. હું એમજ માનું છું. અને માનીશ કે, મેના એજ મારી સહોદરા-ભગિની છે. સત્કર્મ કરવામાં દુનિયાનો ભય રાખવો એ સર્વથા અનુચિતજ છે. છેવટે સત્કર્મમાં વિજયી થનાર વ્યક્તિની એજ દાંભિક દુનિયા પ્રશંસા કરે છે. માટે તું ધૈર્યને ધારણ કરીને પરમાત્માના પ્રેમમય વિશ્વમાં સુખેથી સત્કર્મમાં પ્રવૃત થા. અવશ્ય પ્રભુ તેથી તારૂં કલ્યાણુજ કરશે. મેના ! તું વ્યર્થ સંતાપ ન કર, સુખેથી ઈશ્વરનું સ્મરણ કર. ”

“ બન્ધુ ! પવિત્ર કર્તવ્યના સન્માર્ગ પરથી આપને પતિત કરવાની મારી બિલકુલ ઇચ્છાજ નથી, પરંતુ માત્ર એટલીજ પ્રાર્થના કરવાની છે કે, આ દુર્દિનમાં આપની પેઠે અમને અન્ય કોઇપણ સહાયતા કરી શકે તેમ નથી. અને તેથી અમારે કરાલ કાળના કૃપાણની ક્રૂર ધારાથી આહત થઇને અંતે આ વિશ્વમાંથી વિમુખ થવાનો સંભવ રહે છે. એકવાર પુનઃ પિતાને અનુરોધ કરો. તેમના ભ્રમિત હૃદયને સુનીતિના સન્માર્ગ પર ચઢાવવા માટે યોગ્ય યત્ન કરો. પાપીઓની પાપલીલામાં વશીભૂત થએલા તેમના અંતઃકરણને વિભૂની અપૂર્વ અને ન્યાયી લીલાનું દિગ્દર્શન કરાવી, પુનઃ અધર્માચરણ કરતા અટકાવો. મનુષ્ય જાતિ મનુષ્યનો સંહાર કરે.-પોતાની

તુચ્છ લાલસાઓ પૂર્ણ કરવા માટે અનાચારનો અવધિ કરે તે મને બિલ્કુલ પસંદ નથી, માટે તેમને આપ સદ્ધર્મનો યોગ્ય ઉપદેશ આપો. મને મારા પોતાના જીવનની કાંઇ દરકાર નથી, પરંતુ અનેક નિર્દોષ પ્રાણીઓના જીવ જાય એ અધમ કૃત્યને હું પસંદ કરતી નથી. મને ખાત્રી છે કે, પીતાશ્રી તમારા અમૂલ્ય ઉપદેશ દ્વારા કિંચિન્માત્ર પણ સમજી શકશે. તેમના હલાહલ ભરેલા હૃદયમાં, અમૃતનો સહજ સંચાર થઇ શકશે. તેઓ આવાં વિકટ કર્મો કરતા અટકશે. માટે મારી સાથે ચાલો. હું તેમની ગુપ્તસભા આપને બતાવી આપું." મેનાએ તાતિયાને સંબોધીને કહ્યું.

"મેના અધિક શું કહું? જ્યાં આગળ ધર્મનું અસ્તિત્વ ન લેખાતું હોય, ન્યાયનું મૂલ્ય ન ગણાતું હોય, સત્યની કિમ્મત ન સમજાતી હોય, પુણ્યની પવિત્રતા પર વિશ્વાસ ન બંધાતો હોય, ઇશ્વરની અગાધ લીલા જેમની સમક્ષ તુચ્છ–મામુલી જણાતી હોય; ત્યાં મારા જેવા સાધારણ મનુષ્યોનો ઉપદેશ શું અસર કરી શકે? અત્યારે તારા પિતાનું હૃદય અનેક પાપોથી છલાછલ ભરાઇ ચુકયું છે. તેથી તેમની આગળ મારૂં શું ચાલી શકે તેમ છે! તદુ-પરાંત તેમની આસપાસનું વાતાવરણ પણ અત્યંત્ત ખરાબ છે, માટે તેમને માત્ર તેમની ઇચ્છા પ્રમાણે વર્તવા દેવા, એજ વિશેષ ઉત્તમ છે." તાતિયા ટોપીએ પોતાનો મનોભાવ વ્યક્ત કર્યો.

"બન્ધુ! પાપના પયોધિમાં ડૂબતા અન્યાયના ઊંડા ધરામાં ઉતરતા, કુટિલતાના કંટકમય માર્ગ તરફ પ્રયાણ કરતા, દુષ્ટતાના દુર્ગમ્ય કાર્યો કરીને અત્યંત પાપોના ભોક્તા બનતા, તમારા મિત્રને તે પ્રમાણે વર્તવા દેવાનું શું તમે પસંદ કરો છો, અથવા તો તમને તે યોગ્ય લાગે છે? ગમે તેમ તો પણ મારા પિતા તમારા અન્ય મિત્ર છે. અને તમે તેમના શુભેચ્છક–હિતચિંતક છો. માટે તેમને સુનીતિને માર્ગે દોરીને ભયંકર પાપાગ્નિમાંથી દગ્ધ થતા બચાવો. અધર્મ, અત્યાચાર અને અનાચારના પ્રબળ પ્રવાહમાં તણાઇ જતા નાનાસા-હેબનો તમારી સદુપદેશ રૂપી નૌકા દ્વારા તમે ઉદ્ધાર કરો. મને ચોક્કસ વિશ્વાસ છે કે, તમારી આજ્ઞાને તેઓ શિરોધાર્ય રાખશેજ. અને આ પાપી કાર્ય કરતાં અચકાશે." મેનાએ પિતાની રક્ષા કર-વાના ઉદ્દેશથી તાતિયાને કહી સંભળાવ્યું.

"મેના? હું તારી કરૂણ યાચનાનો સ્વીકાર કરૂં છું. મારા

અંતિમ અનુરોધથી જો તારા પિતાનું ચિત્ત ધર્મના માર્ગ તરફ નહિ આકર્ષિત થાય, તો પછી હું આ જીવનમાં તેમને કદી પણ સહાયતા કરીશ નહિ. આવતી પૂર્ણિમાને દિવસે હું તને પુનઃ મળીશ અને ત્યાર પછી ઝાંસી જઈશ. વિદુષી મહારાણી લક્ષ્મીબાઇ સાહેબનું પત્ર મળ્યું છે, તેમાં તેઓ મને પોતાની પાસે આવવાનો ખાસ આગ્રહ કરે છે. જો તને અત્રે રહેવાની ઇચ્છા ન હોય તો પછી, તે દિવસે મારી સાથે આવજે.

" મેના ! આ તાતિયાટોપી તારો સહોદર બન્ધુ છે તેમજ માનજે. વિપત્તિની વેળાએ તારા બન્ધુને ખબર આપજે એટલે તે તારો ચિર સેવક સહાયતા આપવા માટે ગમે ત્યાંથી આવીને તારી સન્મુખ ઉપસ્થિત થશે. પ્રિય ભગિની ! હું અત્યારે એક અગત્યના કાર્ય માટે દીલ્હી જાઉં છું, તેથી તને સાથે લઇ જવાને અસમર્થ છું, પરંતુ આગામી પૂર્ણિમા પછી, હું અવશ્ય તને મારી સાથે લઇ જઈશ. તું અત્રે રહે તે અવસ્થામાં બહુજ સાવધ રહેજે, પાપાત્માઓના પાપકર્મો તરફ નિરંતર લક્ષ્ય રાખ્યા કરજે. " તાતિયાટોપીએ મેનાના દુઃખિત અને વ્યથિત હૃદયને સાંત્વન આપ્યું.

" ત્યાર પછી તાતિયાટોપી મેના સહિત તે વિકટ અરણ્યમાંથી બહાર નીકળીને એક મકાન તરફ ગયા. જે બારીમાંથી મેના નીચે ઉતરી હતી. તે સીડી મેં ખેંચી જોઇ પરંતુ ઉપરથી તેને સખ્ત રીતે બાંધવામાં આવી હતી. હું એક ક્ષણમાત્ર પણ વ્યર્થ ગાળયા વગર મારા સોબતી સિપાહીઓને લઇ આવવા માટે તે અરણ્યમાંથી બહાર આવ્યો. કેટલેક દૂર આવ્યા પછી મેં તેઓને એક વૃક્ષની નીચે ઉભેલા જોયા. એક સિપાહીને ત્યાં આગળ બાતમી મેળવવા માટે નિયુક્ત કરીને અન્ય સર્વને મારી સાથે લઇને રોઝનો છૂટકો કરવા માટે પુનઃ નાનાસાહેબના મહાલય તરફ વિદાય થયો. મેં વિચાર્યું કે, ' જો આજે મારાથી રોઝનો ઉદ્ધાર નહિ થાય તો પછી તેનો પતો મેળવવાનું કાર્ય પણ મહા કઠીન થઇ પડશે. વળી દિન પ્રતિદિન વિદ્રોહીઓની સંખ્યામાં વૃદ્ધિજ થતી જાય છે, તેથી તેમના તરફ પણ લક્ષ્ય આપવું પડશે અને આ કાર્ય બાજુએ રહી જશે.' આ પ્રમાણે વિચાર કર્યા પછી હું ઇશ્વરનું સ્મરણ કરીને રોઝનો ઉદ્ધાર કરવા માટે અધિક ઉત્સાહી બનીને અગ્રેસર થયો.

" અમે સર્વે પૂર્વકથિત બારી નીચે જઇને ચુપચાપ ઉભા

રહ્યા. સૈનિકોને ત્યાં આગળજ રહેવાની આજ્ઞા આપીને હું નાનાના મહેલના પહેરેગિરોનો તપાસ કરવા માટે ગયો. ત્યાં જઇને જોયું, તો એકસો સૈનિકો શસ્ત્રાસ્ત્ર ધારણ કરીને નાનાના મનોહર મહાલયની રક્ષા કરી રહ્યા હતા. આ પ્રમાણે સર્વ સ્થળે ફરી ફરીને મેં નિરીક્ષણ કરી લીધું અને પછી મારા સિપાહીઓ પાસે આવીને તેમને યથા-ક્રમે ગોઠવી દીધા.

" અમારે કેવી રીતે આક્રમણ કરવું, રોઝનો પતો મળે તો તેને કેવી રીતે બહાર લઇ જવી, કદાચિત્ બહારનાં મનુષ્યો સાવધ થઈ જાય તો તેમની સાથે કેવી રીતે યુદ્ધ આરંભવું આદિ સર્વ વિષયો મેં તેમને સારી રીતે સમજાવી દીધા.

" ત્યાર પછી ચાર બળવાન સૈનિકોને નાનાના મહેલના સિંહ-દ્વાર સન્મુખ જરૂર પડયે સાવધાની આપવા માટે નિયુક્ત કર્યા અને શેષ રહેલા સર્વ સિપાહીઓને મારી પાછળ આવવાની આજ્ઞા આપીને હું પેલા દોરડાની સીડી દ્વારા ઉપર ચઢયો અને મેનાના ઓરડામાં છુપાઇ ગયો. આ સમયે તે ઓરડામાં પાંચ મોટાં મોટાં લેમ્પ પ્રકાશી રહ્યાં હતાં અને તેથી તે જનશૂન્ય ઓરડો પૂર્ણ પ્રકાશિત થઇ રહ્યો હતો. કેટલીક વાર પછી મેં તે ઓરડામાંથી બહાર આવીને એક બીજા ઓરડામાં પ્રવેશ કર્યો. આ વખતે તે ઓરડામાં પણ કોઇ મનુષ્ય દૃષ્ટિગોચર થતું નહિ પછી મેં તે ઓરડાનાં દ્વાર બંધ કરીને એક સાંકેતિક શબ્દ દ્વારા નીચે ઉભેલા સૈનિકોને ઉપર બોલાવી લીધા. ધીમે ધીમે ચાલીશ સિખ્ખ યોદ્ધાઓ મેનાના ઓરડામાં આવી પહોંચ્યા.

## સપ્તમ પરિચ્છેદ

## અબળાની ઉદારતા
અને
## મિસ રોઝનો ઉદ્ધાર

### સરદાર રામપાલસિંહની આત્મકથા

" મેનાને પાછી આવતાં સૂધી અમે સર્વ તે ઓરડામાંજ બેસી રહ્યા. પ્રાયઃ અર્ધોક કલાક પછી મેનાનો પદધ્વનિ સંભળાયો. અચા-નક સૈનિકોની આટલી મોટી સંખ્યા જોઇને કદાચિત તે ગભરાઇ ન

જાય, તે માટે મેં તે સર્વેને પ્રથમથીજ બહાર મોકલી દીધા હતા. તેઓ સર્વે ચુપચાપ બહાર ચાલ્યા ગયા પછી, થોડીવારેજ ઓરડાનાં દ્વાર ખોલીને મેનાએ અંદર પ્રવેશ કર્યો. આવી ઘનઘોર રાત્રિના વિકટ અંધકારનાં મને પોતાના ઓરડામાં ઉપસ્થિત થયેલો જોઇને તે ચમકી ઉઠી, કાંઈક વિચાર-મગ્ન થઇ ગઇ.

" તેની એવી ભય—વિહ્‌વલ સ્થિતિ જોઇને મેં અતિ નમ્ર અને વિનિત સ્વરે કહ્યું કે;—" પ્રિય ભગિની મેના ! તમને સ્મરણ હશે કે, જેવી રીતે એક દિવસ અંધકારાચ્છન્ન અરણ્યમાં તમને નિરખીને હું ભયભિત બની ગયો હતો અને તમેજ મને સાંત્વન આપ્યું હતું. તેવીજ રીતે આજે મને અચાનક તમારા ઓરડામાં ઉપસ્થિત થયેલો જોઇને આશ્ચર્યચકિત થાઓ તો તે સવર્થા સંભવિતજ છે. પરંતુ બ્હેન ! તમે જરાપણ ગભરાશો નહિ, એક મહત્ કાર્યની સિદ્ધિ અર્થેજ મારૂં અત્રે આગમન થયું છે. હું આશા રાખું છું કે, તમે મારા અક્ષમ્ય અપરાધ માટે ક્ષમા આપશોજ.

" તમારી અનુપમ ઉદારતા, વિલક્ષણ બુદ્ધિમત્તા અને અમાનુષિક—દૈવી ક્ષમા જોઇનેજ મેં અહિં આવવાનું સાહસ કર્યું છે. મારા અત્યારના આગમનમાં એક વિશિષ્ટ પ્રકારના ધર્મનું રહસ્ય સમાયલું છે અને તે આપને અલ્પ સમયમાંજ વિદિત થશે. વળી તે ઉપરાંત મારે આપને અન્ય એક સ્મરણ આપવાનું કે, જેવી રીતે તે ભયાનક રાત્રિએ તમે મારી કને સહાયતાની યાચના કરી હતી. તેવીજ રીતે હું આજે તમારી સહાયતાની લાલસાથી અત્રે આવ્યો છું. અને—

" મેના વચ્ચમાંજ બોલી ઉઠી કે;—" બન્ધુ હવે આપને અધિક સ્મૃતિ આપવાનું કશું પ્રયોજન નથી. તમે અત્રે શા ઉદ્દેશથી આવ્યા છો. એ વાતને હું સારી રીતે જાણી ગઇ છું. તે વ્યક્તિને મુક્ત કરવા માટે આજેજ હું મારા પ્રિયબન્ધુ તાતિયા પાસે પ્રતિજ્ઞા કરી ચુકી છું અને તેને અનુસરીને તે નિર્દોષ બાલિકાને સત્વર મુક્ત કરી દઇશ. અસ્તુ.

" ભાઇ રામપાલ ! આપના આગમનથી મને અતિ આનંદ થયો છે. મારા હૃદયમાં નવીન ઉત્સાહ પ્રગટયો છે. એક મહાન કઠિન કાર્ય કરવાનું હોવા છતાં, આપને અત્રે ઉપસ્થિત થયેલા

જોઇને મારા હૃદયમાં તે કાર્ય સત્વર પૂર્ણ કરવાનું અનહદ સાહસ ઉપજી આવ્યું છે. હવે તે કાર્ય શીઘ્ર સફળજ થશે એવી મારી માન્યતા છે.

" પરમાત્મા મહાન દયાળુ છે, શુભ વાંચ્છનાના પૂર્ણ કરનાર છે અને નિર્દોષના પ્રાણનું સંરક્ષણ પણ તે પરમ પિતા કરી શકવાને સમર્થ છે. અહા ! ઇશ્વર !! શી તારી અગાધ લીલા !! ધન્ય પ્રભુ તારા મહિમાને સહસ્ત્રાવધિ ધન્ય છે !!! " આમ કહીને પરોપકારિણી–પરહિતૈષિણી મેના બીજા ઓરડામાં ચાલી ગઈ.

" પ્રાયઃ વિશેક મિનિટ વિત્યા પછી તે પુનઃ મારી પાસે આવી અને શાન્ત ચિત્તે મારા સન્મુખ જોવા લાગી. ત્યાર પછી મેં કહ્યું કે;–" મેના બ્હેન ! હું અત્રે એકલો આવ્યો નથી, કિન્તુ મારી સાથે અન્ય કેટલાક સૈનિકો પણ છે. કદાચિત્ રોઝને દુરાત્માઓના કારાગૃહમાંથી મુક્ત કરવા જતાં, અમારા પ્રાણ પણ વિસર્જન થશે, તથાપિ અમે લેશ માત્ર પણ પાછા હઠીશું નહિ. અત્યારે મારા સહચરો બહારના વરંડામાં ઉભેલા છે. કૃપા કરીને આપ માત્ર રોઝને કયા ઓરડામાં કેદ રાખવામાં આવી છે, તેટલુંજ બતાવશો તો, પછી તેને મુક્ત કરતાં અમને અધિક સમય લાગશે નહિ. કદાપિ મૃત્યુનો સમય સમીપ આવી લાગે છતાં, સિખ્ખ બચ્ચાઓ કદીપણ પોતાના કર્તવ્યથી ભ્રષ્ટ થાય તેવા નથી. બ્હેન ! ચાલો મને રોઝનું કારાગૃહ સત્વર બતાવો. હવે આપણું કાર્ય અલ્પ સમયમાં ફળીભૂત થઇ શકશે, ઇશ્વર આપણને આ પરોપકારી અને ધાર્મિક કાર્યમાં નૂતન બળ પ્રદાન કરશેજ. "

" મેનાએ દૃઢતાથી ઉત્તર આપ્યું કે;–' ભાઇ રામપાલસિંહ ! હુ તે નિરાપરાધિની બાલિકાની શોધ કરવા માટે હમણાંજ જઉં છું, પરંતુ તે કારાગૃહ જેવા ઓરડા આગળ બે બળવાન મનુષ્યો પહેરો ભરી રહ્યા છે, તેમની દ્વારા આપણા કાર્યમાં વિઘ્ન ઉપસ્થિત થવાની સંભાવના રહ્યા કરે છે, તેમને દૂર કરવા માટે શી વ્યવસ્થા કરવી જોઇએ તે મારા સમજવામાં આવી શકતું નથી. તદુપરાંત મારા પિતાની આજ્ઞા આ ગૃહનો ત્યાગ કરીને અન્યકોઇ પણ સ્થળે મને જવા દેવાના નથી. અરે, આ મહેલના અન્ય વિભાગમાં જવાનો પણ મને અવરોધ કરેલો છે, તેથી મને બહાર નીકળેલી જોઇને કદાચિત્ તે પહેરેગિરો કાંઇ ધાંધલ મચાવશે તો, આ કાર્ય પૂર્ણ થયા પહેલાંજ મારા પિતાશ્રી આદિ સાવધાન થઈ જશે અને આપણી

સર્વ ચેષ્ટાઓ ક્ષણવારમાં નષ્ટ થઇ જશે. માટે હવે શું ઉપાય કરવો, એ મારાથી સમજી શકાતું નથી."

"મેં મેનાને ધૈર્ય આપવાના ઉદ્દેશથી કહ્યું કે;—"બ્હેન મેના.' તે સંબંધમાં તમે લેશ માત્ર ચિન્તા કરશો નહિ પ્રથમ હું તેમનેજ વશ કરી લઇશ એટલે આપણા કાર્યમાં કોઈપણ પ્રકારની બાધા આવશે નહિ. વારૂ, તે પહેરેગિરોનું સ્થાનતો બતાવો."

"મેના ઉત્તર આપ્યું કે;—"હા ભાઇ, તમારી સલાહ અતિ ઉત્તમ છે. પરંતુ પ્રથમ મારૂં કહેવું સાંભળી લ્યો, આપને તે ઘણુંજ થઈ પડશે. રોઝના કારાગૃહની રક્ષા કરનારાં બે મનુષ્યો પૈકી એક સ્ત્રી છે અને બીજો પુરૂષ છે. તે સ્ત્રી મારી દાસી છે, માટે તેને વશ કરવાનું કાર્ય અતિ કઠિન નથી; પરંતુ પુરૂષ પહેરેગિર અતિ ચતુર અને મારા પિતાનો એક સહચર છે, તેને કાબુમાં મેળવવાનું કાર્ય ઘણુંજ મુસ્કેલી ભરેલું છે, ખેર ! આપ મારી સાથે ચાલો, હું આપને તે સ્થાન બતાવી આપું."

"પછી હું અને મેના ઉભય તે ઓરડામાંથી બ્હાર નીકળ્યાં. એટલે ચાલીશ સિખ્ખ યોદ્ધાઓ અમને દૃષ્ટિગોચર થયા, આ જોઇને મેના અતિ ચકિત અને સ્તંભિત થઇ ગઇ. મારા કાર્યમાં તેને સંશય થયો હોય એવું સ્પષ્ટ તેના મુખપરથી જણાઇ આવવા લાગ્યું. હું તેનો તે હાર્દિક ભાવ જાણી ગયો, તેથી તેના ચિત્તના-સંદેહનું-ભંજન કરવા માટે તત્તજ કહેવા લાગ્યો કે;—"મેના ! આ સૈનિકોની આટલી મોટી સંખ્યા જોઇને કદાચિત્ તમારા મનમાં એવો સંશય થાય કે, અમે લોકો તમારા પિતાને પકડવાના ઉદ્દેશથીજ અત્રે આવ્યા છીએ, તો તે સર્વથા સ્વાભાવિકજ છે. પરંતુ વાસ્તવિક રીતે અમારો ઉદ્દેશ માત્ર રોઝનો ઉદ્ધાર કરવાનોજ છે. નાનાસાહેબને પકડવાની અમારી બિલકુલ ઇચ્છા નથી; કેમકે, હું તેમનું કોઇ પણ પ્રકારે અનિષ્ટ નહિ કરૂં, એવી હું તાતિયાટોપીની સન્મુખ પ્રતિજ્ઞા લઇ ચુકયો છું. માટે મેના બ્હેન, તમે જરા પણ ચિન્તા રાખશો નહિ. સાચા સિખ્ખ વીરો કદી પણ પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરતાજ નથી. તમે નિશ્ચયપૂર્વક જાણી લેજો કે, હું અત્રે માત્ર રોઝના ઉદ્ધાર માટે જ આવ્યો છું."

"ત્યાર પછી મેનાએ મને સહજ આગળ લઇ જઇને એક અંધકારમય ઓરડો બતાવીને કહ્યું કે;—"આ ઓરડામાં સર્વસ્વ સમાયલું છે."

"પહેરેગિરોની નજર આગળ થઇને તે ઓરડામાં પ્રવેશ કરી શકાતો હતો. પહેરેગિરો પણ ચતુર અને ચાલાક હોય એવું તેમની વાતચીતપરથી વ્યક્ત થતું હતું.

"હું પછી કાંઈ પણ બોલ્યા ચાલ્યા વિના મેનાના ઓરડા તરફ ચાલ્યો ગયો અને ત્યાંથી બે સિપાહીઓને સાથે લઇને પુનઃ ત્યાં આગળ આવી લાગ્યો. કેટલેક વેગળેથી તેઓ બન્નેની વાતચીતના શબ્દો સ્પષ્ટ રીતે સંભળાવા લાગ્યા. જે ઓરડામાં તેઓ બેઠાં હતાં, ત્યાં આગળ એક દીપક ધીમા પ્રકાશથી પ્રકાશિત થઇ રહ્યો હતો અને તેના તેજની સહાયતા દ્વારા તેમની આકૃતિઓ પણ સ્પષ્ટ દેખાતી હતી. તેઓ ઉભય મહારાષ્ટ્ર નિવાસી મનુષ્યો હોય, એવું તેમના પોશાક પરથી જણાવા લાગ્યું.

"પ્રથમ તેમને પકડવાનો નિશ્ચય કરીને બે મનુષ્યોને તે સ્થળે છુપાવી દીધા, અને પછી હું સહજ દૂર ઉભો રહીને તેમની સર્વ ચર્ચા નિહાળવા લાગ્યો. મારાથી જરા અવાજ થઇ ગયો તે સાંભળીને તરતજ તે ઓરડામાંથી એક ભીષણાકારવાળો પુરૂષ "કોણ છે ?" શબ્દોનો ઉચ્ચાર કરતો બહાર આવ્યો. તેને બહાર આવતાંની સાથેજ પાછળથી નિયુક્ત કરેલા બે સિપ્ખોએ તેના મુખ પર એવી રીતે કપડું લપેટી દીધું કે, તેનાથી એક અક્ષર પણ ઉચ્ચારી શકાયો નહિ. ત્યાર પછી હું એક હાથમાં રિવૉલ્વર અને બીજા હાથમાં નગ્ન કૃપાણ લઇને મેનાની દાસી પાસે જઇ પહોંચ્યો. તે મને જોઇને ચીત્કાર કરવાની તૈયારીમાં હતી, પરંતુ તેનાથી તેમ કરી શકાયું નહિ. કેમકે હું એક હાથમાં તલવાર લઇને તેની ગર્દન પાસે જઈ પહોંચ્યો અને બીજા હાથમાંની રિવૉલ્વરને તેની ખોપરી સન્મુખ તાકીને બોલી ઉઠયો કેઃ—"ચૂપ રહે. જો એક શબ્દ પણ બોલીશ, તો આ તીક્ષ્ણ તલવારથી તારી ગર્દન ઉડાવી દઇશ. હું તને અત્યારે બે ચાર પ્રશ્ન પૂછવા માંગું છું. તેનાં ઉત્તર જો તું યથાર્થ નહિ આપે તો તને હમણાંજ યમસદનને સ્વાધીન કરી દઇશ. માટે સત્ય ઉત્તરજ આપજે. જો જૂઠું બોલીશ તો આ પિસ્તોલ દ્વારા તારૂં મસ્તક તરતજ ઉડાવી દઇશ."

"આ સાંભળીને તે ભયથી વિહ્વળ બનીને રડતી રડતી કહેવા લાગી કે;—"ભાઈ ! મારો જીવ ન લેતા. જે પૂછવું હોય તે ખૂશીથી પૂછો, હું સર્વ બીના સત્યજ કહીશ."

" મેં પૂછયું કે;–" આજે અત્રે કોણ કોણ આવ્યા હતા વારૂ ? "

" દાસીએ પ્રત્યુત્તર આપ્યું કે;–" નાનાસાહેબ, એક મુસલમાન અને બીજા ત્રણ ચાર અંગ્રેજ સાહેબો અત્રે આવ્યા હતા. "

" હું સમજી ગયો કે, આ દાસી અસત્ય કહી રહી છે, કેમ કે, મેનાએ પણ રોઝને અહિં લાવતાં જોઈ હતી. આથી મેં કોપનો આવિર્ભાવ કરીને પુનઃ તેના સ્હામે રિવૅાલ્વર તાકીને કહ્યું કે;–" નીચ કુલટા, હજી પણ તું અસત્યજ બોલે છે કે ? તેમની સંગાથે એક સ્ત્રી પણ આવી હતી કે નહિ ? સાચે સાચું કહી દે. નહિ તો આ ક્ષણે ને આ સ્થળેજ તારૂં આવી બન્યું સમજજે. "

" દાસીએ ઉત્તર આપ્યું કે;–" હા, ભાઇ ! તેમની સાથે એક અંગ્રેજ બાલિકા પણ આવી છેઃ પરંતુ આ વિષય કોઇને પણ પ્રકટ ન કરવાની નાના સાહેબે સખ્ત મના કરી છે. તે બાલિકાને અત્રે કેદ રાખવામાં આવી છે. તે કયાં આગળ કેદ થએલી છે, તે પણ હું સારી રીતે જાણું છું. પરંતુ આપને તે બાલિકા સાથે શો સંબંધ છે વારૂ ? "

" મેં ઉત્તર આપ્યું કે;—" તેને તારા માલિક ગુપ્ત રીતે પકડી લાવ્યા છે, માટે હું આજે તેને છોડાવવા માટે આવ્યો છું. "

" દાસીએ કહ્યું કે;—" જે ઓરડામાં તેને કેદ કરવામાં આવી છે, તેની ચાવી મારી પાસે નથી, પરંતુ નાના સાહેબની કન્યા મેના પાસે છે. જો આપ તેની પાસેથી ચાવી લઇ આવો, તો હું તે બાલિકાને સત્વર છોડાવી દઉં. પણ તેના પલાયનથી નાનાનો સઘળો ક્રોધ મારા પરજ ઉતરી પડશે અને તેથી મારે તેમના હાથે આ દુનિયામાંથી સદાને માટે વિદાય થવું પડશે. અરે, કમોતે માર્યા જવું પડશે. "

" તે વિષયમાં તું કશી ચિન્તા રાખતી નહિ. હું તને જીવનદાન આપવાનો યોગ્ય પ્રબંધ કરતો જઇશ. મેના પાસેથી કારાગૃહની ચાવી લઇને હું હમણાંજ આવી પહોંચું છે. પરંતુ યાદ રાખજે કે, એક શબ્દનો પણ વ્યર્થ ઉચ્ચાર કરીશ, તો આ રિવૅાલ્વર દ્વારા આ ક્ષણેજ મરણ પામીશ. "

" આમ કહીને તે દાસીને મેં મારા સિપાહીઓને સુપ્રત કરી. અને હું મેના પાસે ચાવી લેવા માટે ગયો. મેનાને દાસી સંબંધીનો વૃત્તાંત કહી સંભળાવ્યો.

" મેના ચાવી લઇને તરતજ મારી સાથે ચાલવા લાગી. આ સમયે મેં બીજા ચાર સિપાહીઓને પણ સાથે લઈ લીધા. પછી પેલા પહેરાવાળાને તેમને સ્વાધીન કરીને હું મેના તથા તેની દાસી સાથે રોઝના કારાગૃહ ભણી વિદાય થયો. સિપાહીઓને મેં સમજાવી દીધું કે, સંકેત કરતાંની સાથેજ તમે સર્વે મારી પાસે આવી પહોંચજો. "

ત્યાર પછી અમે ત્રણે જણાં નીચે ગયાં, હું આ સમયે પેલી દાસીને બરાબર મારી સન્મુખ રાખતો હતો અને તેને વારંવાર સૂચવન આપ્યા કરતો હતો કે, ' જો મારી સાથે કાંઇ પણ દગો અથવા તો ચાલાકી કરીશ તો તરતજ આ પ્રાણહારક પિસ્તોલથી તારી ખોપરી ઉડાવી દઇશ.'

" નીચે આવ્યા પછી કેટલાક ઓરડા, વરંડા અને આંગણાંઓ ઓળંગીને અમે એક અંધકારમયી નાની દુર્ગન્ધયુક્ત કોટડીમાં પ્રવેશ કર્યો. મારી પાસે ફાનસ અને દીવાસળી તૈયાર હતાં તેથી તરતજ દીપક પ્રકટાવ્યો. ઓરડી જોતાં અમને જણાયું કે, તે ઘણાજ વર્ષો થયાં ખાલી પડેલી અને દુર્ગન્ધમય થઇ રહી હતી. તે ઓરડી ઓળંગીને અમે તેનાથી પણ નાની એક ઓરડીમાં પેઠાં, આ ઓરડી પહેલીને પણ વિસરાવી દે તેવી દુર્ગન્ધમય હતી; એમાં બે કલાક કેદ રહેવાથીજ મનુષ્યને જીવિત રહેવું કઠિન થઇ પડે તેમ હતું. ત્યાર પછી અમે તેનો પણ ત્યાગ કરીને માત્ર બે મનુષ્યોનોજ સમાવેશ થાય તેવી ઓરડીમાં પેઠાં. આ ઓરડીનું વર્ણન કરતાં મારી લેખિની કમ્પિત થઇ જાય છે, હૃદય સ્તબ્ધ બની જાય છે, અને હસ્ત પણ અટકી જાય છે. છતાં પણ તેનું વિવેચન કરવાની આ સ્થળે અગત્ય હોવાથી તે સંબંધી સત્ય ઘટના વિદિત કરવીજ ઉચિત ધારૂં છું. આ ઓરડીમાં સાપનાં બચ્ચાંઓ, વિંછુઓ, આદિ અનેક હિંસ્ર જંતુઓ જણાતાં હતાં, વાયુનો સંચાર પણ થતો નહોતો. હાથમાં દીપક હોવા છતાં સર્વત્ર અંધકારનોજ આભાસ થતો હતો. દુર્ગન્ધનો તો કાંઇ અવધિજ નહોતો. આ જોઇને મારૂં હૃદય કમ્પાયમાન થઇ ઉઠ્યું. એટલામાં મેનાની દાસી બોલી ઉઠી કે;–'આ પછીની ઓરડીમાં તે અંગ્રેજ બાલિકાને કેદ કરવામાં આવી છે.' તેના મુખમાંથી ઉક્ત વાત સાંભળીને મારાં રામાંચ ખડાં થઇ આવ્યાં, મેના પણ સ્તબ્ધ બની ગઇ. ખરેખર! આ પાપમય–દુર્ગન્ધમય

નરકમય સ્થાનમાં કોઇને કેદ રાખવા કરતાં સત્વર તેનો વધ કરવો એ વિશેષ ઉત્તમ છે. અનેક ખૂનો કરનાર, ભયંકર અત્યાચાર આદરનાર અને અનહદ ઉપદ્રવ મચાવનાર મહા અપરાધીને પણ આવી જાલિમ સજા કરવી, એ મનુષ્યને માટે કલંકયુક્ત છે. ત્યાર પછી મેના પાસેથી ચાવી લઇને મેં તે ઓરડી ઉઘાડી. આ ઓરડીમાં એક ન્હાનો દીપક પ્રકાશી રહ્યો હતો. સ્હામેના ટેબલપર કેટલાક ખાદ્ય પદાર્થો અને પીવાનું પાણી રાખેલું હતું અને મિસ રોઝ એક અતિ જૂનાં શણીયાં પર બેશુદ્ધાવસ્થામાં પડેલી હતી. તે અત્યારે દુઃખમય સંસારની જવાળામય વિડંબનાઓને વિસરીને, સર્વ પ્રકારની યંત્રણાઓનો પરિત્યાગ કરીને નિદ્રાદેવીની શાન્તિમય ગોદમાં અભિભૂત થઇ રહી હતી. મેનાએ જઇને તેને જાગૃત કરી—રોઝ મને જોતાંની સાથેજ કાંઇપણ બોલ્યા ચાલ્યા વિના ક્ષીણ સ્વરે રડવા લાગી. તેની આંખોમાંથી અશ્રુની અનર્ગલ ધારા વહેવા લાગી. હાય! આ કરૂણાજનક દશ્ય જોઇને કયા પાષાણવત્ હૃદયના માનવીનું હૃદય ન પિગળે? તે વિપદપૂર્ણ, ચિરદુઃખિની સરલા બાલિકાનું રૂદન જોઇને કયા પાશવિક વૃત્તિના પ્રાણીનું ચિત્ત કમ્પિત ન થાય વારૂ? મારાં અને મેનાના નેત્રો પણ રોઝની આવી શોચનીય સ્થિતિ જોઈને અશ્રુથી છલાછલ ભરાઇ આવ્યાં.

"કેટલીકવારપર્યન્ત અશ્રુવિમોચન કર્યા પછી મેના મને કહેવા લાગી કે:—"ભાઈ! મનુષ્ય જાતિ પોતાના ક્ષણિક સ્વાર્થ માટે તદ્દન અંધ બની જઇને પ્રભુના પ્રેમમય રાજ્યમાં કેવો પૈશાચિક અત્યાચાર કરે છે? સ્વજાતિના માનવીઓ પર એક તુચ્છ ક્ષુદ્ર અને નાશવંત સુખોની પ્રાપ્તિ માટે અધમ—પાપી અને નરકના કીડા તુલ્ય જીવતા પુરૂષ પિશાચો કેવા અમાનુષિક—પાશવી અનર્થો આદરે છે. હાય; મારા પિતાને પણ આવી દુષ્ટતા, કુટિલતા અને અધમતાના નિંદ્ય અને તિરસ્કારયુક્ત કાર્યોમાં સમ્મત થયેલા જોઈ ને મારૂં હૃદય દુશ્ચિન્તાના દુર્ધન્ત આઘાતથી છિન્ન ભિન્ન થઇ જાય છે. પરમાત્મા! તું મારા પિતાને આવા અધમ કાર્યોના ભાગી ન બનાવ, તેમનો ઉદ્ધાર કર. સંસર્ગદોષથી સત્યા સત્યનો શોધ કરવાનું ભૂલી જઇને, જગત્‌ની જાલિમ જંજાળોમાં જોડાઇને તેઓ તારા ન્યાયી નિયમોનું નિકંદન કાઢી રહ્યા છે, તેમાંથી તેમને સદ્બોધ આપીને રક્ષા કર, આ અભાગિની અબળાની યાચનાનો સ્વીકાર કરીને, પુનઃ તેમને સત્કર્મના માર્ગપર ચ-

દાવવાની કૃપા કર. અહા! એક સમયના ધાર્મિક અને પાપભીરુ નાના સાહેબની આજે સંસર્ગ દોષથી થયેલી અવદશા અને અવનતિ જોઇને મારા ચિત્તમાં દુ:ખનો દાવાનલ પ્રકટે છે! પ્રભુ!! અધમતા અને પશુતામાંથી તેમનો ઉદ્ધાર કરીને પુન: તેમને સત્કર્મભાગી બનાવ!!" આમ કહીને તે પુન: રૂદન કરવા લાગી.

"ધાર્મિકા, પરોપકારિણી, પ્રિયભગિની મેના! તમે આમ વ્યર્થ કલ્પાંત ન કરો. મનુષ્ય સ્વભાવ અન્યનું અનુકરણ કરનારો છે. તેમાં તમારા પિતાનો કશો દોષ નથી. ભાવિમાં વિધાતાએ જે લખ્યું હશે, તે કદી પણ વ્યર્થ જશે નહિ. જ્યારે તેઓ પાપના પ્રચારમાં પૂર્ણતા કરી રહેશે, એટલે ઇશ્વર તરતજ તેમને પશ્ચાતાપ રૂપી પાવકથી નિરંતર દગ્ધ કર્યા કરશે અને તેને પરિણામે તેઓ પાપમાંથી મુક્ત થઇને સત્કર્મ રૂપી પ્રાયશ્ચિત કરીને તેઓ સાચા ધર્મભાગી બનશે. વિશ્વનો અવિચલિત નિયમજ એવો છે કે, તે પાપીમાં પાપી પ્રાણીને પણ અનેક વખતે મહાન ધાર્મિક અને દયાનો ભંડાર બનાવી દે છે. પૂર્વ જન્મનાં પાપ-પૂણ્યો આ અવનીમાં જન્મ ગ્રહણ કર્યા પછી પ્રત્યેક પ્રાણી માત્રને અવશ્ય ભોગવવાં પડે છે, માટે તમે વ્યર્થ કલ્પાંત ન કરો." મેં મેનાને સાંત્વન આપ્યું.

"થોડીવાર પછી મેનાની મોહનિદ્રાનો ભંગ થયો અને તે રોઝનો હાથ પકડીને સુન્દર અંગ્રેજી ભાષામાં બોલવા લાગી કે;—" હતભાગિની પ્રિય ભગિની સમાન રોઝ! હું પણ તારી પેઠેજ ચિરદુ:ખિની અને હતભાગિની છું. અનેક સંકટો ભોગવી ચુકી છું, તેથી તારૂં આ મહાન દુ:ખ જોઇને મારૂં હૃદય ભરાઈ આવે છે અને મારાં નયનોમાંથી વ્હેતા અશ્રુના પ્રબળ પ્રવાહનો મારાથી અવરોધ કરી શકાતો નથી. પરંતુ બ્હેન! વિધાતાની ઇચ્છાનો ભંગ કરવાનું સામર્થ્ય આપણા માનવ-જાતિમાં રહ્યું નથી. તે સત્તા માત્ર ઇશ્વરાધીનજ છે. સુખ અને દુ:ખ માત્ર મનુષ્ય-જીવનની છાયા રૂપજ છે. જેને આપણે ચર્મચક્ષુથી સુખ માનીએ છીએ, શાન્તિનો આભાસ અનુભવીએ છીએ, જેને લીધે આનંદોન્મત્ત રહીએ છીએ, તે સર્વ સુખોમાં વાસ્તવિક રીતે દિવ્ય ચક્ષુથી જોનાર મહાત્માંઓને કેવળ દુ:ખયુક્તજ લાગે છે. તે સુખોમાં અનંત આત્માઓની અનેરી આશાઓનો ભંગ થયેલો હોય છે. પાપકર્મોનો નિવાસ થએલો હોય છે. માટે બ્હેન! તેવાં સાંસારિક ક્ષણભંગુર સુખોની લાલ-

સાઓનો પરિત્યાગ કરીને કેવળ સચ્ચિદાનંદના બ્રહ્મરૂપ–શાન્તિમય સુખની આશા રાખવી એજ આપણુ જેવાં અભાગી પ્રાણીઓને માટે અધિક શ્રેયસ્કર છે.

"રોઝ! મને એક મહાનુભાવ મહાત્મા પુરૂષે એક મહામંત્ર આપ્યો છે, તે મંત્રનો જપ કરીને હું મારાં દુઃખોનું નિવારણ કરૂં છું. આશા છે કે, એ મંત્રને ગ્રહણ કરીને આપ પણ દુઃખની વેળાએ શાન્ત રહેશો. અત્યારે આપણને દશે દિશાઓથી શત્રુઓએ ઘેરી લીધાં છે, તેથી હું હવે આપને અધિક ઉપદેશ આપી શકતી નથી. અને હું ઉપદેશ આપવાને યોગ્ય પણ નથી. મને હવેથી આપ આપની સહોદરા ભગિની સમાનજ ગણુશો, એવી હું આશા રાખું છું. તમારા પરમ હિતૈષી બન્ધુ રામપાલસિંહ અત્રે તમારી રક્ષા નિમિત્તે આવી પહોંચ્યા છે, માટે તેમની સાથે તમે બહાર ચાલો. જ્યાં સુધી બનશે ત્યાં સુધી તો આ દુષ્ટોના હાથમાંથી આજેજ તમારો છુટકારો થઇ જશે. બસ, હવે મારા દુઃખી હૃદયની એટલીજ આશિષ છે, કે તમારા જીવનમાં પુનઃ આવી ભયાનક વિપદો ઉપસ્થિત ન થાઓ અને તમે ચિરજીવન પર્યન્ત સુખી રહો."

"મેનાની હૃદયદ્રાવક અને માયાન્વિત વાતો સાંભળીને રોઝ શય્યામાંથી ઉભી થઇ અને પુનઃ મસ્તક પર હાથ રાખીને નીચે બેસી ગઇ. તે અત્યંત દુર્બળ અને શુદ્ધિ વિહીન જણાવા લાગી. પરંતુ આવી ભયાનક સ્થિતિમાં અત્રે રહેવું અનુચિત ધારીને મેં કહ્યું કે;—" મિસ રોઝ! આમ ધૈર્યહીન ન બનો, આપણે અહિંથી સત્વર પલાયન કરવું જોઇએ, કારણ કે, શત્રુઓ સાવધ થઇ જશે તો આપણુ સર્વેને પુનઃ ભયંકર વિપદમાં સપડાવું પડશે. માટે હવે શીઘ્ર બહાર ચાલો."

"મારી વાત સાંભળીને મિસ રોઝ પુનઃ રૂમાલ વતી આંખોને આચ્છાદિત કરીને રડવા લાગી. કેટલીક વાર પછી તે કહેવા લાગી કે;–" ધર્મબન્ધુ રામપાલસિંહ! આપ મારા પિતાતુલ્ય છો. પિતાની પેઠે નિરંતર મારૂં રક્ષણ કર્યા કરો છો. મારે માટે તમારા બહુમૂલ્ય પ્રાણને પણ ભયંકર સંકટોમાં નાંખી દો છો. ભાઇ! આપના તે અગાધ ઋણને હું આ જન્મમાં કદીપણ ચુકાવી શકીશ નહિ. ઇશ્વર મારા જેવી દુઃખિની અન્ય કોઇને પણ ન કરે. આ સ્થાનનો ત્યાગ કરતી વેળાએ આપને કાંઇક પૂછવા માગું છું–પરંતુ

તે પ્રશ્નના સ્મરણથીજ મારૂં હૃદય રડી ઉઠે છે. હાય ! તેનું ઉત્તર કોણ જાણે કેવુંએ મળશે. ”

“ આમ કહીને રોઝ ચુપ થઇ ગઇ. તેથી મેં અધીર થઇને કહ્યું કે;–“ રોઝ ! જે કાંઇ પૂછવું હોય તે, સત્વર પૂછી લ્યો. અહિંની એકેક મિનિટ એકેક વર્ષથી પણ અધિક વીતી રહી છે. ”

“ રોઝ ઘણાજ નિરાશ સ્વરે બોલી કે;–“ મારા ભાગ્યમાં શું લખ્યું છે, તે તો હું જાણતી પણ નથી. હવે ભવિષ્યમાં શું થશે ? આ કારાગૃહમાંથી ઉદ્ધાર થશે કે અહિંજ મારા જીવનનો શેષ અંક સમાપ્ત થશે ? કહો વારૂ, સ્ટીફન જીવિત છે કે કેમ ? ”

“ હવે હું રોઝની વાતનો મર્મ સમજી ગયો. સ્ટીફનને મૃત્યુ-વશ થયેલો ધારીને જ રોઝ આ પ્રમાણે દુઃખિત થઇ રહી હતી અને આત્મહત્યા કરવા ચાહતી હતી. મેં કહ્યું કે;–“ પરમાત્માની કૃપાથી સ્ટીફન જીવિત છે. યથા સમયે મારા પહોંચી જવાથી તેના પ્રાણ બચી ગયા છે. તે અત્યારે તમારા પિતા સાથે કિલ્લામાં છે. અને તેમની યથાસાધ્ય સેવા-સુશ્રૂષા પણ થઇ રહી છે. ”

“ મારૂં ઉત્તર સાંભળીને રોઝે એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને ઇશ્વરને ધન્યવાદ આપ્યા. અને મારી સાથે ઓરડામાંથી બહાર આવી. અમે સર્વે મેનાના ઓરડામાં જઇ પહોંચ્યાં. મેનાએ કેટલીક ભોજ્ય સામગ્રી લાવીને રોઝની સન્મુખ મુકી અને ઘણાજ પ્રેમ સહિત તેને જમવાનો આગ્રહ કર્યો. ત્યાર પછી રોઝને ક્યાંથી લઇ જવી, એ સંબંધમાં જરા ગુંચવાડો ઉત્પન્ન થયો. નાના પ્રકારની ચિન્તા, કષ્ટ અને અનાહારથી તે તદ્દન કૃશ બની ગઇ હતી, તેથી તેવી સ્થિતિમાં દોરીની સીડીથી તેને નીચે ઉતારવી એ કાંઇ સામાન્ય કાર્ય નહોતું. છેવટે મેં એક ઉપાય શોધી કાઢયો. પ્રથમ સર્વ સિખ્ખ સિપાહીઓને તે દોરીની સીડી દ્વારા નીચે મોકલી દીધા અને પાસેની સડક પર ઉભા રહેવાની આજ્ઞા આપી. ત્યાર પછી તે બન્ને નોકર અને દાસીનાં કપડાં મેં લઇ લીધાં અને બન્નેને નાનાના કોપાનલમાંથી બચાવવા માટે તેમના હાથ પગ બાંધી દીધા. ત્યાર પછી તેમના ચહેરા પરથી જણાયું કે, તેઓ મારા ઉક્ત કાર્યથી ઘણાજ સંતુષ્ઠ થયા છે. ત્યાર પછી મેં મેના પાસેથી વિદાય માગ્યા. મેના મારાં કાર્ય જોઇને દિગ્મૂઢ બની ગઇ હતી. તે બોલી ઉઠી કે;–“ હ-જારો સૈનિકો વચ્ચેથી રોઝને લઇને તમે શી રીતે જઇ શકશો વારૂ

"મેં ઉત્તર આપ્યું કે;–"જો આવું સામાન્ય કાર્ય ન કરી શકાય, તો પછી આટલા દિવસ થતાં મેં જાસૂસી કામ શી રીતે કર્યાં હશે? એ કાર્ય તમે ધારો છો તેવું કઠિન નથી. ઘણુંજ સહજ છે.

"તે દાસીને મેં થોડુંક દ્રવ્ય આપીને દ્વાર રક્ષકનું નામ પૂછી લીધું. ત્યાર પછી હું નાનાનો નોકર બન્યો, રોઝને મેનાની દાસી બનાવી. પ્રથમ તો તેના ગોરા રંગને લીધે હું ગભરાયો, પણ પછીથી બીજી રીતે તેને દાસી જેવીજ બનાવી દીધી. તે નોકર અને દાસીને એક ઓરડામાં કેદ કરીને હું રોઝ સહીત નીચે ઉતર્યો. મેના પણ મારી સાથેજ આવી. મેં તેને કહ્યું કે;–" મેના! રોઝને તમારા મહાલયમાંથી છોડાવીને લઈ જઉં છું, તેથી તમારા પિતાને તમારા પર સંદેહ આવશે. અને તમારે સંકટ ભોગવવું પડશે. જો કદાપિ મારી જરૂર પડે, તો મને શીઘ્ર સમાચાર મોકલજો. હું સર્વ કાર્યો અને વિઘ્નોને વિસારીને તમારી સહાયતા કરવા માટે હાજર થઇશ."

"મેનાએ ઉત્તર આપ્યું કે;–" તે માટે હું આપનો ઉપકાર માનું છું. પણ તમને મારે એક પ્રાર્થના કરવાની કે, મૅકેયરને કેદ કરતી વેળાએ મારા પિતાનું કાંઇ અનિષ્ટ ન કરતાં તેમના અપરાધની સદા ક્ષમા કરતા રહેજો. આ જ મારી પ્રાર્થના છે. આશા છે કે, આપ તેનો સ્વીકાર કરશોજ.

"મેં કહ્યું કે;–" મેના! હું તમારા પિતાનું કદીપણ અનિષ્ટ નહિજ કરૂં, એવી પ્રતિજ્ઞા તો હું તાતિયા સમક્ષ પ્રથમથીજ કરી ચુકયો છું, નહિ તો તમારા પિતાનું શું સામર્થ્ય હતું કે, તેઓ આ ભયાનક વિદ્રોહ મચાવી શકે? ખેર! સાચા સિખ્ખ પુરૂષો જીવન પર્યન્ત પોતાની પ્રતિજ્ઞા વિસરતાજ નથી. જાઓ, હું તમારા પિતાનું કદીપણ અનિષ્ટ નહિજ કરૂં.

"તેના પ્રત્યુત્તરમાં મેનાએ પ્રીતિપૂર્વક મને પ્રણામ કર્યા. ત્યાર પછી અમે સરિયામ દરવાજા પર આવી લાગ્યાં. ઇશ્વરનું નામ સ્મરણ કરીને મેં હાથમાં પિસ્તોલ લીધી. રોઝ મારી પાછળ આવીને ઉભી રહી. મેં અંદરથી નાનાના નોકરના જેવો સ્વર કાઢીને કહ્યું કે;–" ગુરૂ દયાલસિંહ! અમને બહાર જવાદો."

"ગુરૂ દયાલસિંહ બહારથી બોલી ઉઠયો કે;—" શું તમે મહારાજની આજ્ઞા મેળવી છે કે?" "મેં કહ્યું કે;–" રાત્રિના દશ

વાગ્યે અમને જમવા જવા માટે, મહારાજની આજ્ઞા મળી ચુકી છે. " " તરતજ દ્વાર ઉઘાડવાનો અવાજ સંભળાયો. મેનાને દૂર ઉભી રહેવાનો મેં સંકેત કર્યો. તે ખસી ગઇ, આ સમયે મોટો દરવાજો ઉઘડી ગયો. સ્હામે જોયું તો, અસંખ્ય સૈનિકો હથિયાર સહિત ઉભેલા છે ! હું તેમનો સન્દેહ દૂર કરવા માટે જોરથી બોલી ઉઠયો કે;–" મહારાજ ધોન્ડુપન્ત નાના સાહેબની જય ! "

" મહારાજ નાનાની જય !" તરતજ સિપાહીઓ બોલી ઉઠયા.

" અમે લોકો તે ધનઘોર અન્ધકાર અને વિપદમય સ્થાનને ઓળંગીને સિખ્ખ સેનામાં આવી મળ્યાં. તેઓ સર્વે અમને નિરાપદ આવેલા જોઇને ગુરૂ નાનકને શતશઃ ધન્યવાદ આપવા લાગ્યા. ત્યાર પછી રોઝને સાથે લઇને અમે લોકો થોડીવારમાં કિલ્લામાં જઇ પહોંચ્યા. "

## અષ્ટમ પરિચ્છેદ

## ભ્રાતા નહિ પણ ભોક્તા !

### બ્રિગેડ સર્જ્યન સ્ટીફનની આત્મકથા

" તે દિવસે રોઝના મુખેથી જૅમ્સનું નામ સાંભળીને પ્રથમ તો મને ક્રોધ ઉત્પન્ન થયો. પરંતુ તરતજ જ્યારે તોપના એક ભયાનક ગોળાએ આવીને તેના ઓરડાની સ્હામેનો વરંડો તોડી પાડયો, તે વખતે હું શંકા અને વ્યગ્રતાથી તેના ઓરડામાં ન્હાસી ગયો. અચાનક મને એમજ જણાવા લાગ્યું કે, જાણે નરાધમ, દુષ્ટાત્મા, પાપી મૅકેયરની આજ્ઞાનુસાર વિદ્રોહી લોકો આ મકાન લૂંટવાને આવી રહ્યા છે. વસ્તુતઃ મારી આ ધારણા સત્યજ નીવડી. મેં જેમ ધાર્યું હતું તેમજ થયું.

" ઘરમાં જતાંની સાથેજ રોઝે મને પૂછ્યું કે;—" આ શી ગરબડ મચી રહી છે ?

" મેં ઉત્તર આપ્યું કે;–" સિપાહીઓ વિદ્રોહી થઇને તમારૂં મકાન લૂંટવા આવતા હોય તેમ જણાય છે. "

" જૅમ્સ આ વખતે તે ઓરડામાં એક ખુરસી પર બેઠો હતો.

તે મારી વાત સાંભળીને બોલી ઉઠયો કે;-" મિસ રોઝ! સ્ટીફનની વાત પર તમે વિશ્વાસ ન રાખશો. સિપાહીઓ અત્રે કદીપણ આવી શકે તેમ નથી. "

" હું તેના આ અભયપ્રદાનનું રહસ્ય સમજી શકયો નહિ, પરંતુ રોઝ મારી વાત સાંભળીને ગભરાઇ ઉઠી. તે મારો હાથ પકડીને બોલી કે;-" ચાલો સ્ટીફન! આપણે શીઘ્ર ન્હાસી જઇએ. વિદ્રોહીઓના અત્યાચારથી કદાચિત્ આપણે અસહ્ય કષ્ટ વેઠવું પડશે.

" હું રોઝને સાથે લઇને બહાર આવતો હતો, એવામાં જૅમ્સ દોડીને બહાર આવ્યો અને અમને ખેંચીને અંદર લઇ ગયો તથા ઘણાજ કર્કશ સ્વરે બોલી ઉઠયો કે;-" હુંજ અત્યારે રોઝનો માલિક છું, હું જે કાંઇ કહીશ, તે પ્રમાણે રોઝને કરવુંજ પડશે. સ્ટીફન તું જા, દૂર થા. "

" રોઝે કહ્યું કે;-" નરાધમ જૅમ્સ ? તું આ શું બકે છે. ? હું તને મારા સહોદર ભ્રાતા-બન્ધુ સમાન ગણું છું. ત્યાં તું મારો માલિક-ભોકતા થવા ધારે છે ? પાપી ? ભ્રાતા તે કદાપિ ભગિની-નો ભોક્તા બની શકતો હશે કે ? તું આજથી આવાં વાકયો કદીપણ ન ઉચ્ચારતો. આજે તારી પ્રથમ ભૂલ જોઇને ક્ષમા આપું છું. પરંતુ હવેથી જો તેમ થશે તો, તારે તે બદલ ભયંકર અપમાન વેઠવું પડશે. ભગિનીનો ભોક્તા થવાનો વિચાર કરતાં તને શરમ નથી આવતી ? જા ચાંડાલ અહીંથી દૂર થા. "

" જેમ્સ ચૂપ થઇ ગયો. તે કાંઇક કહેવા જતો હતો, પરંતુ તેનાથી કાંઇ કહી શકાયું નહિ. તેની પ્રથમની વાત સાંભળીને મારૂં સમસ્ત શરીર મસ્તકથી પગ પર્યન્ત સળગી ઉઠયું ? હું મારા અપ-માનનો બદલો લેવા માટે આગળ વધતો હતો, એવામાં પાછળથી અચાનક આવીને કોઇએ મારા ડાબા ખભામાં છરો માર્યો. તેના સખ્ત આઘાતથી મારો ડાબો હાથ અશક્ત થઇ ગયો. સ્હામે જોયું તો, તે નરપિશાચ, દુર્દાન્ત અબ્દુલ હાથમાં છરો લઇને હસી રહ્યો છે. જો કે છરાના આઘાતથી મારૂં સમસ્ત શરીર તદ્દન અવસન્ન સમાન થઇ ગયું હતું અને આહતસ્થાનમાંથી રક્તની ધારા વહી રહી હતી. તથાપિ તેને સન્મુખ ઉભેલો જોઇને પ્રતિશોધ લેવા માટે મારૂં દુર્બળ શરીર પણ સબળ થઇ ગયું. એક વૈદ્યુતિક શક્તિએ કોણ જાણે કયાંથી આવીને મારા શરીરમાં અપૂર્વ પ્રકારનું તેજ ભરી દીધું. ક્ષણ માત્રમાં

મારી લાંબી તલવાર અબ્દુલના મસ્તક પર પડી, ત્યાર પછી તેની શી સ્થિતિ થઈ તે હું જોઇ શકયો નહિ. બીજી બાજુએ રોઝના તે દુરાચારી ભાઈ જેમ્સે મારા મસ્તક પર લાકડીનો એવોતો સખ્ત આઘાત કર્યો કે, તેજ સમયે મારા હાથમાંની તલવાર ભૂમિપર જઇ પડી અને તે સાથેજ હું ચક્કર ખાઇને પૃથ્વી પર પડી ગયો. ત્યાર પછી તરતજ કેટલાંક મનુષ્યો આવી પહોંચ્યાં રોઝ પણ 'ઓહ સ્ટીફન' કહીને ચીસ પાડી ઉઠી. કેટલીક વાર પછી મૅકેયરનાં ગળાનો અવાજ પણ મારા કાન સાથે અથડાયો.

"આ સમયે હું નિરૂપાય થઇને રોઝના ઉદ્ધાર માટે એક માત્ર આશ્રયદાતા જગત્પિતા પાસે પ્રાર્થના કરવા લાગ્યો. એવામાં કોઇએ પુનઃ મારી પીઠમાં છરો માર્યો. જણાય છે કે, તે મૅકેયરજ હતો. તે સાથેજ હું બેશુદ્ધ થઈ ગયો. થોડી વાર પછી સરદાર રામપાલ-સિંહના આગમનથી મને સહજ ચૈતન્ય પ્રાપ્ત થયું. પરંતુ હજી પણ તે સર્વ મને સ્વપ્ન સમાનજ લાગે છે. ત્યાર પછી અચૈતન્યાવસ્થામાં મને કિલ્લામાં લઇ જવામાં આવ્યો. હું કેટલાક દિવસ પર્યન્ત આવી અવસ્થામાં રહ્યો, તેનું મને અત્યારે સ્મરણ પણ નથી, પરંતુ જ્યારે પ્રથમ મને કિલ્લામાં હાહાકાર અને રૂદનધ્વનિ સંભળાયો, ત્યારે હું ઉઠવાની ચેષ્ટા કરવા લાગ્યો. આ સમયે રોઝે અચાનક આવીને મને પકડી લીધો અને તે મને ચુપચાપ નિદ્રિત થવા માટે વારંવાર અનુરોધ કરવા લાગી. તેને એકાએક કિલ્લામાં આવેલી જોઇને હું આશ્ચર્યમાં પડી ગયો. મારૂં મસ્તક ઘુમવા લાગ્યું અને પુનઃ મારા ઘાયલ સ્થાનમાંથી રક્તની અવિશ્રાંત ધારાઓ વહેવા લાગી. હું પુનઃ નિદ્રાવશ થયો એટલે પાછળથી રોઝે તે સ્થળે પાટા બાંધી દીધા. નિદ્રામાંથી જાગૃત થયા પછી મને સહજ શુદ્ધિ આવી ત્યારે મેં રોઝને અત્યંત ક્ષીણ સ્વરે પૂછ્યું કે;—

"આ સર્વ શી ગરબડ મચી રહી છે વારૂ ?"

"લશ્કરી સૈનિકોએ એક સાધારણ બાબતને માટે આ સર્વ હોહાચાલ મચાવી મૂકી છે. તે સિવાય બીજું કાંઇ નથી." રોઝે રડતાં રડતાં કહ્યું.

"આ પ્રમાણે વાતચીત થતી હતી એવામાં એક બન્દૂકની ગોળી આવીને મારા ઓરડાની દીવાલમાં લાગી અને તે સાથેજ સરદાર રામપાલસિંહ પણ દોડતા તે ઓરડામાં આવીને કહેવા લાગ્યા

કે,—"રોઝ! નાનાસાહેબ અને મૅકેપરના સૈન્યે કિલ્લાપર ચ્હડાઇ કરી છે, શત્રુઓ પણ આ ઓરડાને નિશાન તાકીને ગોળીઓ મારી રહ્યા છે, માટે સ્ટીફનને આ ઓરડામાંથી શીઘ્ર દૂર ખસેડવા જોઇએ."

"ચૂપ રહો; સ્ટીફન ઉંઘી ગયા છે. અવાજ થવાથી તે પુનઃ જાગી ઉઠશે." રોઝે પ્રત્યુત્તર આપ્યું."

"ત્યાર પછી હું પુનઃ બેશુદ્ધ થઇ ગયો."

## નવમ પરિચ્છેદ

## મારી આત્મકથા

### *મિસ રોઝની ડાયરી પરથી ઉધ્ધૃત

× × × × × × ×

"ન તો ચ્હે આરામકી જગહ હય, ન અયશકા હય મુકામ દુનિયા.
ચ્હ અજમાઇશકિયે કજા કે જિસકા રખ્ખા હય નામ દુનિયા.
અગરચે મઅલુમ હય સભીકો, કે ઇસમેં રહના નહીં કિસીકો,
ફિર ઇસપે ગફલતકી નીંદમે સો રહી હય કયસી તમામ દુનિયા.
અય ભાઇ દુનિયા હય નામ ઉસકા, જો આકબતમેં ન કામ આયે,
હલાલ સમઝા બંદોંને ઇસકો, પ નેકપર હય હરામ દુનિયાં.
હમેશા રહના હવસ પગાલિબ, કે યેક દિન ગોરના હય કાલિબ,
કભી નહો ઇસ શકી કે તાલિબ, કભી ન આયેગિ કામ દુનિયા.

× × × × × × ×

આજે છઠ્ઠી જૂનનો દિવસ હતો. આખો દિવસ ભયંકર મારામારી–ખૂનરેજી ચાલી રહી હતી. સૈનિકોના શરીરમાંથી વ્હેતી રક્તની ધારાઓ, જાણે કોઇ વિશાળ પહાડમાંથી વહેતી સરિતાનો આદર્શ બતાવી રહી હતી. હું સરદાર રામપાલસિંહની સહાયતાથી સ્ટીફનને એક બીજા ઓરડામાં લઇ ગઇ. પિતાજી પણ મારી સાથેજ હતા, તેમની માનસિક સ્થિતિ પ્રથમના જેવીજ ભયંકર હતી. રામપાલસિંહ આજે આખો દિવસ યુદ્ધ વ્યવસ્થાના કાર્યમાં વ્યસ્ત રહ્યા હતા,

*( મિસ રોઝની ઈંગ્લીશ ડાયરી પરથી ઉધ્ધૃત. )

અને કિલ્લામાં ભયાનક ઉત્પાત મચી રહ્યો હતો. અમે લોકો આખો દિવસ શંકાશીલજ રહ્યાં. રામપાલસિંહે પોતાના એક જાસૂસ દ્વારા **સર જૉન લૉરેન્સ** પાસેથી સૈન્યની સહાયતા મંગાવી હતી. જો સત્વર સૈન્ય ન મળત તો અમને બચવાની લેશ માત્ર પણ આશા નહોતી. સ્ટીફનને માટે હું અત્યંત વ્યાકુળ થઇ ઉઠી, કેમકે આજે આખો દિવસ તેમને ભયાનક જ્વર ચઢી આવવાથી તે બેભાન થઇ ગયા હતા. સેના વિભાગના ડૉકટર તેમની બરાબર સંભાળ લીધા કરતા હતા અને મને નાના પ્રકારે સાંત્વના આપ્યા કરતા હતા; પરંતુ મને બિલકુલ ચેન પડતું નહોતું હું માત્ર ઇશ્વરનો ભરોસો રાખીને બેઠી હતી. બપોર પછી સ્ટીફનને સહજ ચૈતન્ય આવ્યું, તે પ્રથમ કેટલીકવાર પર્યન્ત મારા તરફ જોતા રહ્યા. તેમની આવી સ્થિતિ જોઇને મને અધિક આશંકા થઈ, મારી આંખોમાંથી આંસૂ વહેવા લાગ્યાં, અને હું મારા મનમાંજ ઇશ્વરનું નામ સ્મરણ કરવા લાગી.

થોડી વાર પછી મેં તેમને પૂછ્યું કે;–" આપ મને ઓળખી શકો છો કે ? " હા હું સારી રીતે ઓળખું છું. તમે રોઝ છો. વારૂ અહિંયાં તમે કેમ આવ્યાં છો ? હજુ પણ મને દગો દો છો ?"

હું તેની વાતનો મર્મ સમજી શકી નહિ. મેં મનમાંજ વિચાર્યું કે, મસ્તિષ્ક વિકારને લીધે તે આવી વાતો કરી રહ્યા છે. હું ઉતાવળથી દવા પીવડાવવા માટે તેમની પાસે ગઇ. દવા પી રહ્યા બાદ તેઓ બોલ્યા. " તારૂં હૃદય હજુ સરળ નથી. ઘોર પ્રતારણાએ તારા હૃદય પર પોતાનો અધિકાર જમાવી લીધો છે. હવે તારા પર મને જરા પણ વિશ્વાસ આવતો નથી. તુ દવાને બદલે વિષ આપે તો તે પણ સંભવિત છે..

" સ્ટીફનની વાત સાંભળીને મને ઘણું દુઃખ થયું. દવાનો ગ્લાસ મારા હાથમાંથી છુટી પડયો. હું તેની પાસે જઇને રડવા લાગી. આ સમયે કોઈએ મારૂં નામ લઇને બુમ પાડી. મેં બહાર જઇને જોયું તો ત્યાં આગળ જૅમ્સને ઉભેલો જોયો.

તે દુરાત્માનાં દર્શન થતાંની સાથેજ મારા હૃદયમાં તેના તરફ ભયાનક તિરસ્કારનો આવિર્ભાવ થઇ આવ્યો. તે મારો સંબંધી હોવા છતાં મારો સર્વનાશ કરવા માટે તત્પર થયો છે. એ જોઇને મને આશ્ચર્ય લાગ્યું. તેનું તે દિવસનું આચરણ જોઇને હું સમજી ગઈ હતી કે, તે મને વશ કરવા માટે મૅકેયરના પક્ષમાં સામેલ થઇ

ગયેલ છે. તે દિવસે મેકેયર તથા તેના સોબતીઓ જ્યારે મને બાંધીને લઈ ગયા હતા, ત્યારે મેકેયરે જેમ્સને બોલાવીને કાંઇક સલાહ પણ કરી હતી. ત્યાર પહેલાં જ્યારે સ્ટીફનના મસ્તક પર લાકડી મારી ત્યારે પણ મારા મનમાં ભયાનક સન્દેહ થયો હતો. ત્યાર બાદ તો તે સંદેહ વિશેષ વૃદ્ધિંગતજ થતો ગયો.

જેમ્સને સ્હામે ઉભેલો જોવાથી મ્હેં પૂછ્યું કે;–" કપટી ! દુરાચારી ! પાપની સાક્ષાત્ જીવતી જાગતી પ્રતિમા ! તારા જેવા પાપાત્માના મુખ તરફ જોવામાં પણ ભયંકર પાપ સમાયલું છે. તારી વિષય પિપાસાની તુચ્છ લાલસા માટે મેકેયર જેવા નર રાક્ષસના પક્ષમાં તું સામેલ થયો છે ? ધિક્કાર છે તને–તારી જનનીને ! નિરાશ્રય અવસ્થામાં તું મને મેળવીને તારી પાપિષ્ટ ઇચ્છા પૂર્ણ કરવા માટે અબ્દુલ અને નાના જેવા નરાધમોનો સાથી બન્યો છે, એ હું સારી રીતે જાણી શકી છું ? તું અમારૂં અનિષ્ટ–સર્વનાશ કરવા ઉપસ્થિત થયો છે, પરંતુ યાદ રાખજે કે સર્વનો કલ્યાણકર્ત્તા તો માત્ર એકજ મંગળમય વિધાતા છે. તેઓ પાપીને પ્રજાળે છે અને ધર્મીને ઉદ્ધારે છે. જ્યાં સુધી ધર્મ પર મારો વિશ્વાસ રહેશે ત્યાં સુધી તેમના આશીર્વાદથી મેકયર, અબ્દુલ અને તારા જેવા સેંકડો શયતાનોનાં ભયંકર કાવત્રાં મારો વાળ પણ વાંકો કરવાને શકિતમાન નથી. જા. કુકર્મી તું તારા પાપમય શરીર સહિત અત્રેથી વિદાય થા. હવેથી કદી પણ આ તરફ આવીશ નહિ. હું તને ચાહતી નથી, પણ ધિક્કારૂં છું.–ફિટકારૂં છું માટે તારા પાપી પગલાંનો અત્રે પુનઃ સંચાર ન થાય તેની સાવચેતી રાખજે. જો તેમ કરવામાં ભૂલ થશે અથવા તો કોઇ પણ લાલચે લલચાઇને આ સ્થળે આવશે, તો તારો દેહ મૃત્યુલોકમાંથી વિનાશ પામશે. નરકને આધીન થશે. માટે આજથીજ તું મારા સ્વરૂપને વિસરી જજે અને અન્ય કોઇપણ રમણીનું પાણી ગ્રહણ કરી લેજે. તું પાપી છે–પાપના પયોધિમાં ડૂબેલા છે એટલે અને મને પણ તેમાંજ ડૂબાડવા માગે છે, તારા જેવી કલંકિની કરવા ઇચ્છે છે ? જો તેમજ હોય તો તે સર્વ તારો મિથ્યા પ્રમાદ છે. આ રોઝ કાળાન્તરે પણ તારા જેવા નર-હન્તા, વિશ્વાસઘાતક, પશુની પ્રમદા બની શકે તેમ નથી. તમે પાપી છો અને તેથી પાપેજ જશો–તમારા પાપના જંતુઓ તમોનેજ ફોલીને ખાશે. વિશ્વાસઘાતનું ફળ સત્વરજ મળશે. માટે હવે મને

અર્થ લોભ બતાવીને વિરક્ત ન કર. જા તારાં કુટિલ મુખને છુપાવી દે!

હું ઘૃણા અને ક્રોધથી આટલી વાત કહ્યા બાદ ઓરડા તરફ ચાલવા લાગી. તેવામાં જેમ્સ આશ્ચર્યમાં તલ્લીન બની જઇને મારા મુખ તરફ જોતો જોતો દરવાજો રોકીને ઉભો રહ્યો. આ સમયે કિલ્લાના આ ભાગમાં બીજું કોઈ નહોતું. સઘળા બીજી બાજૂએ ચાલતા ખૂનખાર યુદ્ધમાં વ્યસ્ત હતા. હું મનમાં ભયગ્રત થઇ ગઇ, પરંતુ તેમ છતાં પણ સાહસથી બોલી ઉઠી;--જૅમ્સ! રસ્તો છોડ! નહિતો વિપદમાં આવવું પડશે. અથવા તો મૃત્યુને આધીન થવું પડશે. હું હમણાંજ બૂમ મારીને કહી દઇશ કે તું મૅકેયરનો છુપો જાસૂસ છે અને સર્વ સંવાદ મેળવવા આવ્યો છે."

"બૂમ ન પાડો, હું હમણાંજ જાઉં છું. આજે હું તમારા ઉપકારને માટે કેટલાં કષ્ટ વેઠી આવ્યો છું, તેનો તો જરા ખ્યાલ કરો અને હજી પણ તમારા કલ્યાણને માટેજ આવ્યો છું, મારી વાતો પરજ તમારૂં જીવન અવલંબિત છે જો તમે તેનું પાલન કરશો, તોજ તમારા પ્રાણ બચશે, નહિતો તમારૂં મૃત્યુ સમીપમાંજ છે એમ ચોક્કસ માની લેજો. મારૂં માન, મારૂં સંભ્રમ તમારાથી અવિદિતતો નથીજ, તો પછી આવી વિવાદાત્મક વાતો કરીને શા માટે મને સંતાપો છો? હાથે કરીને તમે પોતાને માટે મૃત્યુનું દ્વાર ખોલાવો છો?" જૅમ્સ બોલ્યો.

"જા નીચ, તારાથી બને તે કરવાની તને છુટ છે, તું સત્તાધીશ છે. હું અત્યારે તારો એક શબ્દ પણ સાંભળવા માગતી નથી. મારૂં જીવન રહે અથવા જાય તેની પણ મને પરવા નથી. જીવન નિભાવવું અથવા નષ્ટ કરવું તે માત્ર પ્રભુનાજ હાથમાં છે. તારા જેવા શયતાનોના હાથમાં કંઇજ નથી. હવે વિશેષ રકઝક કરીશતો આ સ્થળેજ સપડાઇશ. માટે જા સત્વર ચાલ્યો જા. હું તારા જેવા બાયલાથી લેશ માત્ર પણ ડરતી નથી."

"મૅકેયરની સરદારી નીચે નાનાસાહેબના લશ્કરે કિલ્લાને ઘેરી લીધો છે. સમસ્ત ભારતવર્ષમાં વિદ્રોહાગ્નિ સળગી ઉઠયો છે. અત્રે (કાનપૂરમાં) રક્તની નદીઓ વહી રહી છે–ભયંકર મારકાપ ચાલી રહી છે. નાનાસાહેબને સહાયતાનો અભાવ નથી તેમ તમને મદદ મળવાની કાંઇ પણ સંભાવના નથી. માટે તમારૂ મૃત્યુ નિશ્ચિતજ થઈ ચૂકયું છે. તમારા ભાગ્યમાં આવતી કાલના સૂર્યોદયનાં દર્શન થવાની બિ-

કંઇક આશા નથી. માટે જો તું મારી થાય તો હું તને બચાવવા માગું છું." મારી વાત તરફ બેદરકારી બતાવીને જૅમ્સે કહ્યું.

"પાપાત્મા ! જૅમ્સ ! પાપગ્રસ્ત થઇને જીવન ધારણ કરવા કરતાં ધર્મ સહિત મરવું એમાંજ અમે સુખ માનીએ છીએ. ક્ષણિક સુખની આશામાં લુબ્ધ બનીને અમે અમારા આત્માને અનંત કાળ પર્યન્ત પીડિત કરવા માગતા નથી. વૃથા બકવાદ કરવાનું કાંઇ કારણ નથી. તું નિશ્ચય જાણજે કે, હું મારી પ્રતિજ્ઞાને કદીપણ મૂકી દઉં તેવી નથી. જીવ જાય તો ભલે, પણ ધર્મ તો નહિજ જવા દઉં. જા ચાંડાળ હવે સત્વર ચાલ્યો જા. હાથે કરીને મૃત્યુમાર્ગની પ્રતીક્ષા ન કર. ચાલ મને જવા દે છે કે—"

જૅમ્સ દરવાજા પાસેથી ખસી ગયો અને જોરથી બોલી ઉઠયો; "વારૂ, થોડા દિવસપર્યન્ત સબુર કર. પછીથી હું તને મારી વાત ન માનવાનું પ્રાયશ્ચિત તથા અનુતાપ કરાવી આપીશ."

એમ કહીને જેમ્સ ત્યાંથી ચાલ્યો ગયો. મેં ઘરમાં જઇને જોયું કે, સ્ટીફન ઉઠવાની ચેષ્ટા કરી રહ્યો છે, પરંતુ ઉઠી શકતો નથી, તેથી મેં તેની સ્હામે જઇને તેને ઉઠવાની મના કરી. આ સમયે પણ તેણે તીક્ષ્ણ દૃષ્ટિથી મારા તરફ જોયા કર્યું. તેનું આખું મ્હોં રક્ત શૂન્ય થઇને ફીકું પડી ગયું હતું. આંખો દીવાનાની માફક ઘૂમી રહી હતી. તે કેટલીકવાર પર્યન્ત મારા તરફ જોઇને બોલ્યો; "હું હમણાં સ્વપ્ન જોતો હતો કે જૅમ્મ આવીને તમને મૅકેયરની પાસે લઇ જઈ રહ્યો છે અને મને ભય બતાવી રહ્યો છે." તમારી સાથે હમણાં કોણ વાત કરતું હતું વારૂ ? શું સરદાર રામપાલ હતા ?"

મેં કહ્યું; "ના, તેઓ હજી આવ્યા નથી. જૅમ્સજ મારી સાથે વાત કરતો હતો. આપનું સ્વપ્ન કંઇક અંશે સત્ય છે."

આ વાત સાંભળી સ્ટીફન દીવાનાની માફક ઉઠીને ઉભો થયો. મેં ઉતાવળથી તેને પકડી રાખ્યો; પરંતુ તેણે જોર કરીને મને તેની સ્હામેથી ખસેડી દીધી અને તે સહજ આગળ વધીને ટેબલ સ્હામેની એક ખુરશીપર બેસી ગયો. તેની તે સમયની બેભાનાવસ્થા તથા વિકૃત મુખનું સ્મરણ થતાં હજી પણ મારૂં હૃદય કમ્પિ ઉઠે છે.

ખૂરશીપર બેસી ને બન્ને હાથથી પોતાનું મુખ છુપાવીને તે બોલ્યો;--"ઓહ ! ત્યારે શું મ્હેં સ્વપ્ન નથી જોયું ? સર્વ સત્યજ

છો !- હે ઇશ્વર ! પિશાચિની શેઝના હાથથી મારી રક્ષા કરો. આટલા વિશ્વાસ અને પ્રેમના બદલામાં આવી ભયાનક પ્રતારણા ? હાય ! કેવી ભયંકર વિશ્વાસઘાતકતા છે ? ભગવન્, તમેજ સર્વના સાક્ષી છો. માટે તમેજ એનો ન્યાય કરજો."

સ્ટીફનની ઉક્ત વાતો વ્યર્થ ન જણાઇ. તેના હૃદયમાં ઘોર સન્દેહ થયો છે; એ પણ હું સમજી ગઇ. તેના હૃદયમાં વ્યથાનો જે ભયાનક સન્દેહ ઉત્પન્ન થયો હતો અને તેણે મને જેવી રીતે અવિશ્વાસિની ધારી લીધી હતી, તેને માટે મને અત્યંત કષ્ટ થયું. અનેક દિવસનું સંચિત કરેલું પ્રેમ બંધન જાણે ક્ષણ માત્રમાં તૂટી ગયું. પ્રિયતમા બહેન હેલનને અબ્દુલે મારી નાખી, પરમ સ્નેહમયી માતા પણ આ અસાર સંસારને ત્યાગીને ચાલી ગઇ, પરમ ધાર્મિક પિતા પાગલ બની ગયા છે, માત્ર સ્ટીફનના પવિત્ર પ્રેમને માટે હું એ સર્વ ભૂલી ગઇ હતી. આજે સ્ટીફનના આવા નિર્દય વ્યવહારથી તે સુખ પણ દૂર થઇ ગયું. આ સમયે હું મારી નિરૂપાયાવસ્થાને રૂડી રીતે સમજી શકી અને સંસાર મારી આગળ અન્ધકારમય જણાવા લાગ્યો. મારી આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં અને મ્હેં સ્ટીફનનો પગ પકડીને કહ્યું: " ક્ષમા કરો. કદાપિ મેં ભૂલચૂકથી કાંઇ અપરાધ કર્યો હોય તો આપ ક્ષમા કરો. "

પરન્તુ સ્ટીફનનું સન્દેહપૂર્ણ હૃદય મને ક્ષમા આપી શક્યું ન હ. તેણે લાત મારીને મને દૂર ધકેલી દીધી.

આ સમયે મકાનની બહારના ભાગમાં ધડાધડ તોપો ફુટવા લાગી. હું ઇશ્વરને પ્રાર્થના કરવા લાગી કે તોપમાંથી છુટતા ગોળાઓ આવીને કોઇ પણ પ્રકારે મારા દુઃખમય પાષાણ હૃદયના ચૂરા કરી નાખે "

---

## દશમ પરિચ્છેદ

---

### * નાના સ્મૃતિ–લોપ અને મેનાવધ

---

સરદાર રામપાલસિંહની તીક્ષ્ણબુદ્ધિ અને વિચક્ષણતા ઘણીજ પ્રશંસનીય છે. તેઓ બહુદર્શી અને રાજનીતિજ્ઞ છે. તેમનાજ યત્નથી

* સર ટૉમસ હેના ગવર્નમેન્ટ રિપોર્ટ પરથી ઉધ્ધૃત.

અને એક માત્ર સહાયતાથી ભીષણ વિદ્રોહાગ્નિ, હું સત્વર દબાવી શક્યો છું. આવા દુર્દિવસોમાં જો તેમણે મારા ડાબા હાથ તરીકે મદદ ન કરી હોત તો ભારતમાંથી અમારો શાસન પ્રદીપ શીઘ્ર નિર્વાપિત થઈ જાત; એમાં જરા પણ સંદેહ નથી. તેમનું અસીમ સાહસ અને વીરત્વ બ્રિટિશ રાજ્યમાં અનુકરણીય છે. આશા છે કે, બ્રિટીશ સરકાર તેમની વિશેષ કૃતજ્ઞ રહેશે અને તેમના કાર્યોને માટે વિશેષ પુરસ્કાર આપવાનું ભૂલશે નહિ.

કાનપુરમાં ભયંકર હત્યાકાણ્ડ થયા બાદ વિદ્રોહિયો-બળવાખોરોના નેતા નાનાસાહેબ અને તાતિયા ટોપીના કાંઇ સમાચાર મળતા નથી. મૅકેયર અને અબ્દુલને કેદ કરવા માટે સરદાર રામપાલસિંહ ઘણીજ મહેનત કરી રહ્યા છે. આજે કેટલાક દિવસ થયાં રામપાલ પોતે તેનો પતો મેળવીને બે-ત્રણ સોબતિયો સાથે તેની શોધ માટે ગયા હતા. પરંતુ હજીસુધી તેના કાંઇ સમાચાર મળ્યા નથી. વિઠુરમાં નાના સાહેબનું મકાન લૂંટી લેવામાં આવ્યું છે, તેમાંથી થોડી ઘણી સમ્પત્તિ મળી આવી છે, આજે તોપથી નાનાનો મહેલ ઉડાવી દેવામાં આવ્યો છે. અમે લોકો જ્યારે તે મહેલની સ્હામે તોપખાનું લઇ જઇને ગોળા વરસાવવાનો ઇરાદો કરતા હતા; ત્યારે તેના વરંડામાં એક દેવીમૂર્તિ બાલિકા આવીને ઉભી રહી. આશ્ચર્યનો વિષય છે કે, ઘર લૂંટતી વેળાએ તે તે મકાનમાં ક્યાંય પણ જણાતી નહોતી. તેને વરંડામાં ઉભેલી જોઇને અમે ગોળા વરસાવવાની મના કરી અને ગોળા વરસાવવા બંધ કરીને તેને પૂછતાં જાણયું કે, તે એને બચાવવા માગે છે. તેને જોઇને ઘણા દિવસની પુરાણી સ્મૃતિ મારા હૃદયમાં ઉગી આવી, મને ભ્રમ થયો કે, એનું મુખ મ્હેં ક્યાંક જોયું છે. અતુલ રૂપરાશિ અને અલ્પવયસ્કા જોઇને તેના પર મને દયા આવી. મેં તેને ઈશારાથી તેની હકીકત પૂછી, તેના ઉત્તર તે સાફ અંગ્રેજીમાં આપવા લાગી તેના મુખથી ચોખ્ખી અંગ્રેજી ભાષા સાંભળીને મને ઘણું આશ્ચર્ય થયું.

મારા પ્રશ્નના ઉત્તરમાં તે બોલીઃ "શું આપ મહેરબાની કરીને આ મહેલની રક્ષા કરશો ખરા કે ?"

મ્હેં કહ્યું;-"કેમ, એની રક્ષા કરવાનો ઉદ્દેશ શો છે ?"

બાલિકાઃ "પ્રથમ આપ કહો જોઇએ કે, આ મકાન ભાંગી નાખવાનું કારણ શું છે ?

મ્હેં: "આ મકાન બળવાખોરોના સરદાર નાનાસાહેબનું નિવાસસ્થાન હતું, તેના અસ્તિત્વનો લોપ કરવા માટે સરકારે મને આજ્ઞા કરી છે.

બાલિકા: "આપની વિરૂદ્ધ જેમણે હથિયાર ઉઠાવ્યાં છે, તેઓજ સાચા દોષી છે. આ જડ પદાર્થ મકાને આપનો શો અપરાધ કર્યો છે?" મારો ઉદ્દેશ્ય એટલોજ છે કે, આ સ્થાન મને ઘણુંજ વ્હાલું છે, તેથી હું હાથ જોડીને પ્રાર્થના કરૂં છું કે, આપ આ મકાનની રક્ષા કરો."

મ્હેં: "ઘણીજ અફસોસજનક વાત છે કે, હું તમારી એ પ્રાર્થનાને પૂર્ણ કરી શકીશ નહિ. તમારી સરળ વિનતિથી મારૂં હૃદય કમ્પિ ઉઠે છે છતાં પણ કર્તવ્યના અનુરોધથી મારે આ મકાનનો નાશ કરવો પડે છે."

બાલિકા: "આપની પ્યારી કન્યા મેરીનો એક પત્ર મારી પાસે છે. આજે ત્રણ વર્ષ થયાં, મેરીએ આ પત્ર આપને આપવા માટે મને દીધો હતો; પરંતુ મેં આપને આપ્યો નથી. હું જાણું છું કે મેરીના મૃત્યુથી આપને ઘણું દુઃખ થયું છે! તેની ચિઠ્ઠી મળવાથી આપને કષ્ટ થશે; એ પણ હું જાણું છું. પરંતુ તેના અધિક અનુરોધથી આજે આ પત્ર હું આપને આપું છું. બચપણમાં મેરીના તથા મારા હૃદયમાં પરસ્પર પ્રેમ બંધાયો હતો, તે મને જિગરથી વ્હાલી હતી. તે વખતે આપ પણ મારાપર ઘણોજ સ્નેહ રાખતા હતા અને આપની કન્યા સમાન ગણતા હતા. આ વાત ઘણા દિવસ પહેલાંની છે, તેથી કદાચ આપ વિસરી ગયા હશો."

તે બાલિકાની વાત સાંભળીને ઘણા દિવસની ભૂલેલી વાતો મને યાદ આવી ગઇ. મને સાંભરી આવ્યું કે, વિખ્યાત નાનાની એક માત્ર કન્યા મેના સાથે મારી કન્યા મેરીની અધિક મિત્રતા હતી. તે સમયે નાનાસાહેબ અને બ્રિટિશ સરકાર વચ્ચે જોઇએ તેવો સારો સંબંધ નહોતો. આજે લગભગ ત્રણ વર્ષ થયાં મારી કન્યા મેરી મરણ પામી હતી. આટલા દિવસ પછી તેનો પત્ર જોવા માટે મારૂં હૃદય વ્યગ્ર થઇ ઉઠયું. ત્યાર બાદ મેં તેને કહ્યું:—"તમે મેરીની બ્હેનપણી મેના છો એનો પરિચય આજે મને ઘણી મુદ્દતે થવાથી અપાર આનંદ થાય છે. તમે તમારા પિતાના મકાનના સંરક્ષણાર્થે પ્રાર્થના કરી રહ્યાં છો, પરંતુ હું અંગ્રેજ રાજ્યનો નોકર

છું; તેથી તેની આજ્ઞાનો ભંગ શી રીતે કરી શકું? હશે ખેર! તમે મેરીનો પત્ર મને આપો, એ જોવા માટે મારૂં મન વિહ્વળ થઇ ગયું છે."

ત્યાર પછી મેનાએ ઉક્ત પત્ર મને સુપ્રત કર્યો. પત્ર મેરીનો લખેલો છે, એ તેના હસ્તાક્ષર પરથીજ હું જાણી શક્યો. ઘણા દિવસ પછી મેરીના અક્ષર જોઇને મારૂં હૃદય ભરાઇ આવ્યું. પત્રની સર્વ હકીકત અત્રે લખવી એ નિષ્પ્રયોજન છે; માત્ર એટલુંજ લખવું યોગ્ય છે કે, વિપદ વખતે મેનાનો યથાસાધ્ય ઉપકાર કરવાનું વિસરતા નહિ એવો મેરીનો ખાસ અનુરોધ હતો. મેરીનો પત્ર મળવાથી હું સંકટમાં સપડાયો, એક તરફ કર્તવ્યનો ભાર; અને બીજી બાજુએ સ્નેહનો અનુરોધ! હવે શું કરૂં? કાંઇ પણ નિશ્ચય કરી શક્યો નહિ.

મને વિલમ્બ થયેલો જોઇને જનરલ આઉટરામ મારી પાસે આવી પહોંચ્યો. મેં તેની કેટલીક વાતોમાં સલાહ લીધી અને પૂછી લીધું કે નાનાનો મહેલ બચાવવો કે કેમ?

આઉટરામે પ્રત્યુત્તરમાં દર્શાવ્યું કે, "ગવરનર જનરલની પરવાનગી સિવાય નાનાનો મહેલ બચાવી શકાય નહિ. અંગ્રેજ રાજ્યનો ક્રોધ નાનાસાહેબ ઉપર ઘણો છે. નાનાસાહેબ પર દયા દર્શાવવી એ તદ્દન અસાધ્ય છે."

મેં કહ્યું કે: "લૉર્ડ કેનિંગને આ વિષયનો તાર મોકલવો જોઇએ. સર્વથી પ્રથમ આ બાબતમાં તેમનો શું અભિપ્રાય છે, એ જાણી લેવું એ વિશેષ લાભદાયક છે."

જનરલ આઉટરામે કહ્યું કે: "આપ તેમ કરી શકો તેમ છો. પરંતુ નાનાસાહેબની કન્યાને કેદ કર્યા સિવાય છુટકો નથી."

મેં: "હું આવા અવસરમાં કાંઇપણ કરી શકું તેમ નથી. લૉર્ડ કેનિંગને તાર કરવાનો વિચાર કરૂં છું, છતાં પણ આપ કહો તેમ કરૂં."

ત્યાર પછી આ વિષયનો સર્વ વૃત્તાંત મેનાને કહીને હું ચાલ્યો આવ્યો.

મારા આવ્યા બાદ જનરલ આઉટરામે નાનાના મહેલને પુનઃ ઘેરી લીધો અને દરવાજા તોડીને મેનાને પકડવા માટે તે કેટલુંક

લશ્કર લઇને અંદર ઘુસી ગયો; પરંતુ આખું ઘર શોધવા છતાં મેનાને ક્યાંય પણ પતો મળ્યો નહિ.

તે દિવસ સ્હાંજના ચાર વાગ્યે લૉર્ડ કેનિંગ તરફથી નિમ્ન લિખિત તાર મળ્યો; “ વિલાયતની મંત્રીસભાને એવો અભિપ્રાય છે કે, આ પૃથ્વીમાંથી નાનાની સ્મૃતિના ચિન્હનો પણ નાશ કરી નાખવો. માટે એ અભિપ્રાયની વિરૂદ્ધ હું કાંઇ પણ આજ્ઞા આપી શકું તેમ નથી. આપ મને ક્ષમા કરશો. ”

તેજ વખતે જનરલ આઉટરામની આજ્ઞાથી નાનાનો સુવિશાળ મહેલ એક કલાકમાં ભસ્મ કરીને માટીમાં મેળવી દીધો. ઘોડાપર સ્વાર થઇને હું આ દૃશ્ય જોઈ રહ્યો હતો. આવો ભયાનક દેખાવ જોઇને મારી આંખોમાંથી આંસૂ વહેવા લાગ્યાં.

× × × × ×

( ઇ. સન ૧૮૫૭ ની ૬ ટ્ઠી સપ્ટેમ્બરના ‘ ટાઇમ્સ ’ પત્ર પરથી ઉધ્ધૃત. )

× × × × ×

અદ્યાપિ નાનાસાહેબ પકડાયો નથી. એ ઘણોજ ક્ષોભનો વિષય છે. ઇન્ડિયાની ગવર્નમેન્ટ આજ સુધી એ કાર્યમાં સફળ થઇ શકી નથી એથી આશ્ચર્ય ઉપજે છે. ધોન્ડુપન્ત નાનાપર સમસ્ત બ્રિટિશ જાતિનો ક્રોધ છે-જ્યાં સુધી અમારા શરીરમાં રક્ત રહશે ત્યાં સુધી કાનપુરના હત્યાકાણ્ડનો બદલો લેવાનું ભૂલી શકાશે નહિ. તે દિવસે હાઉસ ઑફ લૉર્ડઝની સભામાં સર ટૉમસ હેના એક રિપોર્ટ પર ઘણીજ ટીકા થઇ હતી. જે નાનાએ સેંકડો બ્રિટિશ બાળક બાળિકાઓ અને અબળાઓનો વધ કરીને નિષ્ઠુરતાની પરાકાષ્ટા બતાવી હતી, તે નાનાની પાપપુરીનો ધ્વંસ ન કરવા માટે અને તેની એક માત્ર સુન્દરી કન્યાની જીવન રક્ષા કરવા માટે ના. મહારાણીના જુના સેવક સર ટૉમસ્ મહોદયે પાર્લામેન્ટ અને ના. મહારાણીને નિવેદન કર્યું છે ? આ ઘટના કેટલે અંશે સત્ય છે, એ જાણી શક્યા નથી. ટૉમસ હેને માટે આ ઘણોજ કલંકનો વિષય છે, એમાં બિલ્કુલ સંદેહ નથી. આખી જીંદગી યુદ્ધમાં ગાળીને છેવટે વૃદ્ધાવસ્થામાં તેઓ એક સામાન્ય મહારાષ્ટ્ર બાલિકાના સૌન્દર્યપર મોહિત થઇને કર્તવ્યપથ ભૂલી ગયા ! અમારા મત પ્રમાણે નાનાના પુત્ર-કન્યા ગમે તે હોય, તે સર્વને મારી નાંખવા જોઇએ. નાનાની

જે કન્યા સાથે હેનો પ્રેમાલાપ થયો છે, તેને તેની સ્હામેજ ફાંસી પર ચ્હડાવી દેવો જોઇએ.

× × × × ×

( ઇ. સન ૧૮૫૭ની ૧૦ મી સપ્ટેમ્બરના ‘ હરકરા ’ પત્ર પરથી ઉધ્ધૃત. )

× × × × ×

યુરોપ તથા હિંદમાં જેટલા જાસૂસો (ગુપ્તચરો) છે તેમાં રામપાલસિંહજ આદર્શસ્થાનીય છે. કાર્યદક્ષતા. તીક્ષ્ણ બુદ્ધિ અને વિચક્ષણતામાં, કદાપિ એમ કહેવામાં આવે કે, એમના સમાન બીજું કોઈ પણ નથી તો તેમાં પણ અત્યુક્તિ નથી. તેમના એકલાનાજ યત્નથી આ વખતનો વિદ્રોહાનલ ( બળવાનો અગ્નિ ) ભયંકર સ્વરૂપ ધારણ કરી શકયો નથી. તેઓ ગયા સિખ્ખ યુદ્ધમાં બ્રિટિશ સરકારનો પક્ષ લઇને સ્વયં યુદ્ધક્ષેત્રમાં પહોંચ્યા હતા. તેમની સહાયતાથીજ તે યુદ્ધમાં અમને વિજય મળ્યો હતો. એજ સરદાર રામપાલસિંહ અત્યારે તાતિયાટોપી, મેંકેયર, અબ્દુલ અને નાનાસાહેબની તપાસ કરી રહ્યા છે. તેઓ એ કાર્યમાં અવશ્ય વિજયી થશે એમાં અમને જરાપણ સન્દેહ નથી.

આજે કેટલાક દિવસ થયાં નાનાની એકની એક કન્યા મેનાને જનરલ આઉટરામે પકડી છે. તેને હમણાં કાનપુરની જેલમાં કેદ રાખવામાં આવી છે, તેનો ન્યાય સત્વરજ થશે.

× × × × ×

**મહારાષ્ટ્રીય ઇતિહાસવેત્તા મહાદેવ ચિટનવિસના ‘બાખર’ પરથી ઉદ્દૃત.**

× × × × ×

ઇ. સ. ૧૮૫૭ ની ૩ જી સપ્ટેમ્બરની મધ્યરાત્રિને સમયે ચાંદનીના ચકળતા તેજમાં સ્વચ્છ અને ઉજ્વલવસ્ત્ર પહેરેલી એક મહારાષ્ટ્રીય બાલિકા નાનાસાહેબના તૂટેલા મહેલની માટીના ઢગલાપર બેસીને રૂદન કરી રહી હતી. તેની સમીપમાંજ જનરલઆઉટરામની સેનાનું નિવાસસ્થાન હતું. રાત્રિને સમયે તે બાલિકાને રડવાનું શું કારણ છે તે જાણવા માટે કેટલાક સૈનિકો ત્યાં આવ્યા હતા. તે બાલિકા માત્ર રડતીજ હતી, તેમના પ્રશ્નોના કાંઈપણ ઉત્તર આપતી નહોતી. ત્યાર પછી જનરલ આઉટરામની પાસે તે સમાચાર વિદીત થયા.

જનરલ આઉટરામે આવીને તપાસ કરી તો જણાયું કે આ નાનાની કન્યા મેનાજ છે. આશ્ચર્યનો વિષય છે કે, મેના પોતાની ચારે તરફ આટલી મ્હોટી સેના જોવા છતાં જરા પણ ન ડરી."

આઉટરામે કહ્યું કે;—" બ્રિટિશ રાજાજ્ઞાથી હું તમને કેદ કરૂં છું."

મેનાએ તેમના મુખ તરફ જોઇને કહ્યું; "મને થોડોક વખત આપો તો હું ધરાઇને રડી લઉં."

ઘણીજ દુઃખની વાત છે કે, આઉટરામે તે બાલિકાની અંતિમ આશા—વાસના પૂર્ણ થવા ન દીધી તેજ વખતે મેનાના હાથમાં હાથકડી નાખીને તેને કાનપુરના કિલ્લામાં લાવવામાં આવી. કિલ્લામાં પેસતી વેળાએ પાછળ ફરીને મેનાએ પોતાના પિતૃભવનને છેવટની વખતે જોઇ લીધું.

× × × × ×

કાલે, કાનપુર—ફૉર્ટમાં એક ભયંકર હત્યાકાણ્ડ થઇ ગયો. નાનાની એક માત્ર કન્યા મેનાને ધગધગતી આગમાં સળગાવીને મારી નાખવામાં આવી. ભીષણ અગ્નિમાં શાન્તિ અને સરલ મૂર્તિરૂપ તે અનુપમ બાલિકાને સળગતી જોઇ સહુએ દેવી સમજીને તેને પ્રણામ કર્યા.

મેનાપાસેથી તાતિયાના કેટલાક પત્રો મળ્યા, પત્રમાં શું લખ્યું હતું, તે જણાયું નહિ. સરકારે ઘણું કરીને મેનાને બળવાખોરોની બીજી આગેવાન ગણીને આવો કઠોર દણ્ડ દીધો હશે.

એનાથી પણ વિશેષ પરિતાપનો વિષય એ છે કે, એ બનાવ બની ગયા પછી દસ મિનિટેજ લૉર્ડ કૅનિંગનો નિમ્ન લિખિત તાર સર ટોમસ હેની પાસે આવ્યો;—

"સરદાર રામપાલસિંહના વિશેષ અનુરોધથી અને વિલાયતની મંત્રી સભાની આજ્ઞાથી મેનાને ક્ષમા આપવામાં આવે છે, હવે તેને જ્યાં જવું હોય ત્યાં જવાની છુટ છે.

આ સમયે મેનાનું સુંદર શરીર બળીને ભસ્મ થઇ ચૂક્યું હતું. તેનો પવિત્ર આત્મા તે સમયે સંસારની સમસ્ત યંત્રણાઓને ત્યાગીને ઇશ્વરની ગોદમાં શાન્તિ મેળવી રહ્યો હતો.

---

# એકાદશ પરિચ્છેદ

## અબ્દુલ સંન્યાસી વેશમાં

### સરદાર રામપાલસિંહની આત્મકથા

× × × × ×

વિઠૂરમાં નાના સાહેબની સાથે અમારૂં એક ભયંકર યુદ્ધ થયું. નાના અને મૅકેયરે પ્રશંસનીય વીરતાથી યુદ્ધ કર્યું. કેટલીક વાર તો અમારે જયની આશા છોડી દેવી પડી હતી, પરંતુ ઇશ્વર કૃપાથી છેવટે અમારોજ જય થયો અને વિદ્રોહાગ્નિ એકદમ શાન્ત પડી ગયો. તેઓ છિન્ન ભિન્ન થયા અને અમે તેમને તદ્દન નાબુદ કરી દીધા.

પુનઃ મૅકેયર અને નાનાનો કાંઇ પત્તો ન મળયો. એ પરથી જણાય છે કે, તેઓ ન્હાસી ગયા હશે; પરંતુ તેના પણ કાંઇ પાકા સમાચાર ન મળ્યા. અબ્દુલ ક્યાં છુપાઇ ગયો? કેટલાક દિવસ પછી મારા એક મિત્રે સમાચાર દીધા કે, પશ્ચિમના કોઇક રાજાએ કેટલુંક સૈન્ય વિઠુર તરફ મોકલ્યું છે. એ સાંભળીને મેં લક્ષ્મણને વેશ બદલીને તેમનો પત્તો મેળવવા માટે મોકલ્યો છે, પરંતુ લક્ષ્મણના હજી સુધી કાંઇ પણ સમાચાર મળ્યા નથી.

નાના સાહેબ, મૅકેયર અને અબ્દુલ પરજ અંગ્રેજ–સરકારનો અધિક ક્રોધ છે. એ સર્વેને પકડવા માટે સરકાર તરફથી ઘણા યત્નો થઇ રહ્યા છે; પરંતુ તેમના તરફથી પણ કાંઇ સમાચાર મળ્યા નથી.

ઇ. સ. ૧૮૫૭ ના ઑગસ્ટની ૨૮ મીને રોજ લૉર્ડ કેનિંગ પાસેથી તાર દ્વારા સમાચાર મળ્યા કે, નાના સાહેબ, મૅકેયર, અબ્દુલ અને તેના સૈન્યના અન્ય મનુષ્યોને જેઓ પકડી શકશે, તેને વિલાયતની મંત્રી સભા રૂપિઆ પચાસ હજાર ઇનામ આપશે. વળી વિશેષતામાં લૉર્ડ કેનિંગે એમ પણ મને જણાવ્યું કે તેમને સત્વર પકડવાની ચેષ્ટા કરજો.

પુરસ્કારના લોભ અથવા યશોલાભની આશાથી હું મૅકેયર વિગેરેને પકડવા માટે તત્પર થયો હતો, એમ કાંઈ નહોતું. પરંતુ સેનાની હત્યાનો બદલો લેવાનો વિચાર મારા હૃદયમાં નિરંતર જાગૃ

રિત રહ્યા કરતો હતો. જે દિવસે હું એ હત્યાનો બદલો લઇ શકીશ, તે દિવસે હું સમજીશ કે, મારા વ્રતનું ઉદ્યાપન પૂર્ણ થયું છે. રોઝની આંખોનાં આંસૂ અદ્યાપિ સૂકાયાં નહોતાં. તેનું વિષાદમય મુખ જોઇને હેલન મને યાદ આવી જતી હતી અને તે સમયે તેના હત્યારાનો બદલો લેવા માટે મારૂં હૃદય વ્યાકુલ થઇ ઉઠતું હતું.

૨૮ મી અગષ્ટના બપોરે જનરલ લોરેન્સ સાથે મુલાકાત કરવા જતી વખતે એક અપરિચિત મનુષ્યે એક પત્ર મારા હાથમાં આપ્યો. પત્ર ઉઘાડીને જોયું, તો તે પત્ર લક્ષ્મણપ્રસાદનો લખેલો જણાયો, પત્ર વાહકને પૂછવાથી જણાયું કે તે લક્ષ્મણનો એક નોકર છે. ઉતાવળથી ઘેર જઇને મેં તે પત્ર વાંચ્યો. તેમાં લખ્યું હતું કેઃ—

" અબ્દુલના સમાચાર મળ્યા છે. તે ભગવાં વસ્ત્ર પહેરીને હિન્દુ સંન્યાસી બન્યો છે. તેની સાથે દશ નોકરો પણ છે. સર્વનો સમાન વેશ છે. તેમાંના એકને પૂછવાથી જણાયું છે કે, તેઓ દ્વારિકાથી કાશી અને જગન્નાથ તીર્થનાં દર્શન કરવા માટે જઇ રહ્યા છે. આજે તેઓ કાનપૂર જશે અને ઘણું કરીને ભૈરવ—મઠમાં રોકાશે. આપ આજે અહિંયાં મને મળી જજો. "

તે સમયે હું સૈન્ય લઇ વેશ બદલીને ભૈરવ મઠ તરફ ગયો. લક્ષ્મણ પ્રસાદના માણસને મારા આવતાં સુધી ત્યાંજ રહેવાનું કહી આવ્યો.

ભૈરવ-મઠ કાનપુરથી પાંચ માઇલ પશ્ચિમે એક સામાન્ય જંગલમાં આવેલો હતો, અનેક હિન્દુ—સંન્યાસીઓ હંમેશાં આ મઠમાં રહ્યા કરતા હતા. જે વખતે હું ત્યાં પહોંચ્યો, તે વખતે મઠની પૂજા સમાપ્ત થઇ નહોતી. કેટલાક સંન્યાસીઓ મઠને ચારે તરફથી ઘેરીને ઉભા રહ્યા હતા. મારૂં અનુમાન એવું હતું કે લક્ષ્મણ પણ આ સમયે સંન્યાસી વેશમાં જ હશે. છેવટે મારી એ ધારણા સત્ય નીવડી. તેને ઓળખવામાં મને કાંઇ પણ કષ્ટ ન થયું; કેમકે અમે લોકોએ પ્રથમથીજ એક ઇશારો નક્કી કરી રાખ્યો હતો, જેથી અમે અરસપરસ ગમે તે વેશમાં હોઇએ તો પણ ઓળખી શકતા હતા. અસ્તુ.

તે મને જોતાની સાથેજ મારો હાથ પકડીને એક તરફ લઇ જઇને બોલ્યોઃ " અબ્દુલ અને તેના અનુચરો પાસેના એક વૃક્ષની

નીચે બેઠા છે, આજ સંખ્યા સુધી તેઓ માત્ર નવ જણાજ હતા; પરંતુ તેની સાથે બીજા દશ માણસો પણ અહિંયાં આવીને મળી ગયા છે. સર્વે સંન્યાસી વેશમાં છે." હવે મારા મનમાં તરતજ તેમને પકડી લેવાના વિચારો થવા લાગ્યા.

મેં કહ્યું:—" મારા ધારવા મૂજબ તેમની પાછળ પડવું એજ લાભ દાયક છે. હમણાં ચુપચાપ તેનો પીછો કરવાથી મેકેયર તથા નાના-સાહેબ અત્યારે ક્યાં છે; એ બાબતનો પણ પત્તો મળી શકે તેમ છે. તેમને અહિંયાં આવવાનો અવશ્ય કાંઇક ગૂઢ ઉદ્દેશ્ય છુપાયો હશે. "

લક્ષ્મણ:-" જો આપની ઇચ્છા હોય તો, જરા સબુર કરો. અમે બે જણા તેમની પાછળ પડીશું. "

હું લક્ષ્મણના કહેવાનુસાર ત્યાંજ અટકી ગયો. અબ્દુલ તથા તેના અનુચરો જ્યાં સૂતા હતા, તેની પાસેજ એક વૃક્ષની નીચે અમે સૂઇ ગયા. આંખ મીંચી નહિ; પરંતુ અમે ઉંઘનું બહાનું કરીને તેમનાં કામો જોવા લાગ્યા.

રાત્રિના બાર વાગ્યા પછી તે ટોળીના ત્રણ સંન્યાસીઓ જંગ-લમાંથી બહાર નીકળ્યા. લક્ષ્મણને ત્યાંજ રહેવાનો ઇશારો કરીને હું ત્યાંથી તેમની પાછળ પાછળ ચાલ્યો. પ્રથમ તેઓ કાનપૂર શહેરમાં પેઠા અને એક મોટા મકાનની સ્હામે ઉભા રહીને કાંઇક ઇશારા કરવા લાગ્યા. થોડીક વાર પછી તે મકાનનો દરવાજો ઉઘડયો અને અંદરથી કેટલાંક માણસો બહાર આવીને તેમની સ્હામે ઉભાં રહ્યાં, તેઓમાં જે વાતચીત થઈ તે હું સાંભળી શકયો નહિ. ત્યાર પછી તે લોકો તે મકાનમાં પેઠા, અને હું પણ ત્યાં ઉભો ઉભો તેમના નિકળવાની રાહ જોવા લાગ્યો.

અર્ધા કલાક પછી ત્રણે સંન્યાસીઓ તથા બીજાં કેટલાંક માણસો તે મકાનમાંથી બહાર નીકળયાં અને પૂર્વ તરફ ગયાં. આ સમયે આકાશ મેઘાચ્છન્ન થઈ રહ્યું હતું. એ અંધકારમયી રજનીમાં અન્ધકારને ભેદીને કોઈ મનુષ્યને જોવું એ મનુષ્યની દષ્ટિ—શક્તિને માટે અસાધ્ય થઇ રહ્યું હતું. હું માત્ર તેમના પગના શબ્દના આધારે ચાલ્યો જતો હતો.

# દ્વાદશ પરિચ્છેદ

## નાનાસાહેબનો સંકેતશબ્દ—"આવેસ્તા"

### સરદાર રામપાલસિંહની આત્મકથા

× × × × ×

રાત્રિના બે વાગી ગયા હતા. હું ઉતાવળથી તેમની પાછળ પાછળ ચાલ્યો જતો હતો. મેદાન એકદમ ઓળંગી ગયા હતા. પાસેજ એક ગામ જણાતું હતું અને એક બે માણસોના અવાજ પણ સંભળાતા હતા. હવે મેં પિસ્તોલ લઇ લીધી અને સંભાળીને ચાલવા માંડ્યું. થોડી વારમાં અમે લોકો ગામમાં જઇ પહોંચ્યા.

શત્રુઓ ગામ ઓળંગીને પુનઃ ઉજ્જડ મેદાનમાં આગળ વધ્યા. અહિંઆં તેઓ અણચિંતવ્યા કોણ જાણે કયાંય અદશ્ય થઈ ગયા. તેમનો કાંઇ પતો ન મળ્યો.

એકાએક મારી સમેજ મેદાનમાં એક દીપક સળગી ઉઠયો અને તે સાથેજ બન્દૂકના શબ્દો સંભળાવા લાગ્યા. ઘટના જાણવા માટે હું એક વૃક્ષની ઓટમાં છૂપાઇને ઉભો રહ્યો. બરાબર એજ વખતે ગામમાંથી નિકળેલા કેટલાંક માણસો વાતો કરતાં કરતાં મારી આગળથી ચાલ્યાં ગયાં. તેઓમાં આ પ્રમાણે વાતચીત થઇ રહી હતી.

પ્રથમ પુરૂષે કહ્યું:—"બન્દૂક કયી બાજૂએથી છૂટી વારૂ?"

બીજાએ કહ્યું:—"આ મેદાનમાંથી."

ત્રીજો બોલ્યો—"કદાપિ તે લોકો હોય નહિ. જો તેઓ હશે તો આપણે વિપદમાં આવવું પડશે."

બીજાએ કહ્યું—"કદી નહિ, આ સર્વે મેકેયરની ટોળીવાળા છે. આજ રાત્રે તેઓ આવવાના હતા. આજેજ નાનાસાહેબનો પત્ર મને મળ્યો છે.

પહેલો:—"ધીમે ધીમે બોલો. અંગ્રેજોના જાસૂસો આપણી પાછળ પડયા છે."

વાત કરતા કરતા તે લોકો દૂર ચાલ્યા ગયા, તેથી પુનઃ તેમની વાત સાંભળી શકાઇ નહિ. હવે હું વૃક્ષ પાછળથી નીકળીને સહજ આગળ ગયો. પ્રથમ નિકળેલાં માણસો સહુ આગળ જઇને એક

વૃક્ષ તળે ઉભા રહ્યા. એ વૃક્ષની નીચે બીજું કોઇ નહોતું. હું પણ ઘણીજ સાવધાનીથી તેમની પાછળ ઉભો રહ્યો.

થોડીવાર પછી તેમાંના એક જણે સીટી વગાડી. તેણે દસ મિનિટસુધી સીટી વગાડી; પરંતુ કોઇપણ ઉત્તર ન મળ્યો. લગભગ વીસ મિનિટ પછી કેટલેક દૂરથી સીટીનો અવાજ સંભળાયો. હું સમજી ગયો કે, મૅકેયરનું સૈન્ય આવી પહોંચ્યું છે. થોડી વાર પછી તેઓમાં અરસપરસ વાતો થવા લાગી. ગળામાંથી નીકળતા શબ્દો સાંભળીને મને જણાયું કે એ અબ્દુલ છે. પરંતુ મૅકેયરનો શબ્દ સંભળાયો નહિ.

તેઓમાંનો એક જણ બોલી ઉઠયો:—"અમે લોકો તમારી રાહ ઘણી વારથી જોઇ રહ્યા છીએ, તમે લોકો આટલા બધા મોડા કેમ આવ્યા વારૂ?"

અબ્દુલ:—"હું નાનાસાહેબની રાહ જોઇ રહ્યો છું. તેણે પણ અત્યારે આવવાનો વાયદો કર્યો હતો. તેણે કહ્યું છે કે જો હું પોતે ન આવી શકું તો એક માણસને મોકલી આપીશ. તેને મૅકેયરની સાથે મેળવી આપજો. તે માણસજ તેને યોગ્ય સ્થળે લઇ જશે."

બીજા માણસે કહ્યું:—"ત્યારે અમારી શી દશા થશે? અંગ્રેજોના જાસૂસ હમેશાં અમારી પાછળ ફર્યા કરે છે. અમને કયારે ફાંસીને લાકડે લટકાવી દેશે તેનો શો નિર્ધાર છે? અમે હંમેશાં મૅકેયરની રાહ જોયા કરીએ છીએ. આજે જો તેની મુલાકાત નહિ થાય તો પછી અમે તેની રાહ જોઇશું નહિ. અમે આમ તેમ ચાલ્યા જઇશું."

અબ્દુલ:—"તમારા કરતાં વિશેષ ક્રોધ મારા ઉપરજ અંગ્રેજ લોકો ધરાવે છે. મને પકડવા માટે સેંકડો રૂપિયાનું હંમેશાં ખર્ચ કરવામાં આવે છે. દુષ્ટ રામપાલ, નાના પ્રકારની બાજીઓ ખેલ્યા કરે છે. મૅકેયરને માટે હું આજ સુધી અનેક પ્રકારના વેશમાં કેટલેક સ્થળે ધુમી આવ્યો છું. હું આજ તેને અહિંથી ખસેડીને ઝાંસી લઇ જઇશ."

પ્રથમ પુરૂષે કહ્યું:—"તમારી ઇચ્છા હોય ત્યાં જાઓ. અમે લોકો પણ કોઇ પણ રીતે અહિંથી ન્હાસી જઇશું. વારૂ, આજે જો નાનાને ત્યાંથી જાસૂસ આવશે તો તમે તેને શી રીતે ઓળખી શકશો?

અબ્દુલ:—"નાનાએ લખ્યું છે કે, જે આવે તેને મારો સં-

કેત શબ્દ પૂછી લેજો. જો તે 'આવેસ્તા' કહે તો ચોક્કસ જાણજો કે એ મારોજ દૂત છે."

તેની ઉક્ત વાતો સાંભળીને હું ઘણોજ પ્રસન્ન થયો. આવો સુયોગ છોડવો અનુચિત હતો. મને જણાયું કે આટલા દિવસની મહેનતના પરિણામે મૅકેયરને પકડી શકાશે. આવી મનોહર આશાથી મારૂં હૃદય આનંદના આવેશમાં આવીને નૃત્ય કરવા લાગ્યું. ત્યાર પછી હું ત્યાંથી બહાર નિકળ્યો અને તેજ વખતે પોશાક બદલીને તેની પાસે ગયો. મને જોતાંની સાથેજ અબ્દુલ મારી પાસે આવી મારા માથાપર બન્દૂકનું નિશાન તાકીને બોલ્યો કેઃ–" શયતાન તું કોણ છે ?"

હું નિર્ભય થઇને બોલ્યો—" ગુસ્સે ન થાઓ, હું નાનાસાહેબ પાસેથી આવ્યો છું."

અબ્દુલઃ " ના, તું અંગ્રેજોનો જાસૂસ છે."

મેં હસીને કહ્યું;–-" આપ શું દીવાના બની ગયા છો ! હું નાના સાહેબનો વિશ્વાસુ માણસ છું. મૅકેયરને તેડવા માટે આવ્યો છું. તેઓ તેની રાહ જોઇ રહ્યા છે; મને સત્વર મૅકેયરની પાસે લઇ જાઓ."

અબ્દુલ;—જો તું નાનાસાહેબનો માણસ છે, તો તેનો સાંકેતિક શબ્દ શું છે તે કહે જોઇએ વારૂ ?"

મેં પુનઃ હસીને કહ્યુ;—"આવેસ્તા."

---

## ત્રયોદશ પરિચ્છેદ

---

## મારી સ્હામે—પ્રખ્યાત ફ્રેન્ચ લૂટારો મૅકેયર

---

### સરદાર રામપાલસિંહની આત્મકથા.

× × × × ×

---

મારા મુખમાંથી "આવેસ્તા" શબ્દ સાંભળતાંજ અબ્દુલના ક્રોધાન્વિત મુખે શાન્ત ભાવ ધારણ કર્યો. તે મને ધીમેથી વૃક્ષની છાયામાં લઇ ગયો. તે વૃક્ષ તળે બીજાં જેટલાં માણસો હતાં તે સર્વેએ મને ઘેરી લીધો.

મેં હસીને અબ્દુલને કહ્યું:-"આજે જો નાનાસાહેબે એ શબ્દ ન બતાવ્યો હોત, તો તમારા જેવા વીરોના હાથથી મારા પ્રાણ અવશ્ય વિસર્જન થઈ જાત. ચાલો હવે મને મૅકેયરની પાસે લઈ જાઓ. નાનાસાહેબ મૅકેયરને માટેજ અદ્યાપિ અન્યસ્થળે જઇ શકયા નથી. તેમની ઇચ્છા પણ એવી છે કે, મૅકેયર કોઇ પણ રીતે આ દેશમાંથી ચાલ્યો આવે.

અબ્દુલ;—"હવે મને તમારા પર કાંઇપણ શક નથી, ચાલો હું તમને મૅકેયરની પાસે લઇ જાઉં; પરંતુ એક વાત પૂછું છું, કે શું મૅકેયરના સિવાય બીજા કોઇ પણ માણુસને તમારે સાથે લઇ જવો છે કે?"

મેં વિચાર્યું કે:—જો મૅકેયર એકલોજ આવે તો સારૂં નહિતો તેને કેદ કરવાનું કામ મુશ્કેલ થઇ પડશે. મેં અબ્દુલને કહ્યું;-"નાનાસાહેબની આજ્ઞા માત્ર મૅકેયરનેજ સાથે લઇ આવવાની છે, બીજા કોઇને લઇ આવવા માટે તેમણે મને કાંઇ કહ્યું નથી માટે હું બીજા કોઇને લઇ જઇ શકીશ નહિ. તેમણે સખ્ત હુકમ કર્યો છે કે, આ કાર્ય ઘણીજ સાવધાનીથી કરજો."

અબ્દુલ;-વારૂ, હું પણ તમારી સાથે આવું તો તેમાં તમને કાંઇ હરકત છે.

મેં વિચાર્યું કે;-"પ્રથમ તો મેકેયરને પકડવોજ મુશ્કેલ છે, અને વળી, અબ્દુલ જેવા બળવાન અને પ્રપંચી પાપીના રહેવાથી એ કાર્ય પુર્ણ કરતાં વિશેષ મુશ્કેલી નડશે. માટે અબ્દુલ મારી સાથે ન આવે એજ લાભદાયક છે. પરંતુ જો આ વખતે પણ અનિચ્છા દર્શાવીશ, તો તેને શક પડયા સિવાય રહેશે નહિ. અને બીજી બાજુએ વિચાર્યું કે વિશેષ વિલંબ કરવાથી કદાચિત્ નાના સાહેબ અથવા તો તેનો દૂત આવી લાગશે, તો મારી સર્વ બાજી ઉંધી વળી જશે. આ પ્રમાણે સર્વ વિચાર કરીને મેં અબ્દુલને કહ્યું કે:— "નાના સાહેબે મને ચેતવણી આપી છે કે, આપ મૅકેયરના ખાસ વિશ્વાસુ અને પ્રિયપાત્ર છો. તેમ છતાં જો આપ આવવા ધારતા હો, તો ભલે. હું નાના સાહેબને આગળથી જઇને સમાચાર આપું છું. આપ મૅકેયરને લઇને સત્વર આવો."

છેલ્લું વાકય અબ્દુલના ચિત્તપર મારો વિશ્વાસ બેસાડવા માટે જ મેં કહ્યું હતું. મારી આ વાત સાંભળવાથી અબ્દુલના મનનો

શક દૂર થયો, તે બોલી ઉઠયો કે;— " ના, ના, મારે આવવાની કાંઇ જરૂર નથી. "

એવામાં એક મનુષ્યે અબ્દુલને દૂર લઇ જઇને કેટલીક વાત-ચીત કરી. અબ્દુલે પાછા આવીને મને કહ્યું; " તમારા પર હવે મને કાંઇ પણ શક નથી, પરંતુ તમે તમારૂં નામ તો કહો. "

મેં હસીને કહ્યું; " એમાં શું હરકત છે, મારૂં નામ સદા-શિવરાવ છે અને નાનાસાહેબ મારા મામા છે. હુંજ તેમની સર્વ કાર્યવ્યવસ્થા કર્યા કરૂં છું. "

ત્યાર બાદ અબ્દુલ મને કાંઇ પણ કહ્યા કારવ્યા સિવાય પો-તાના માણસોને કહેવા લાગ્યો કે; " તમે લોકો હમણાં મારી સાથે મૅકેયર પાસે ચાલો, તેના દ્વારાજ નાના સાહેબની પાસે તમારા સમાચાર મોકલીશ. કાલે સદાસિવ તેનો ઉત્તર લાવી દેશે, ત્યાર પછી તમારી મરજી પ્રમાણે કરજો. "

એમ કહીને અબ્દુલ આગળ આગળ ચાલવા લાગ્યો, અને હું તથા બીજાં માણસો પણ તેની પાછળ પાછળ જવા લાગ્યાં.

લગભગ અર્ધા કલાક પછી એક સામાન્ય જંગલમાં અમે લોકો પેઠા. આ સમયે રાત્રિના ત્રણ વાગી ગયા હતા. જંગલમાં જઇને અબ્દુલે મને કહ્યું; " અહિં તમારી સાથે સહજ કઠોર વ્ય-વહાર કરવામાં આવશે. આશા છે, કે આપ તે બદલ ક્ષમા કરશો.

મેં અચંબો પામીને કહ્યું; " કેવી રીતે કઠોર વ્યવહાર કર-વામાં આવશે વારૂ ? "

અબ્દુલ; " નિયમાનુસાર આપની આંખો પર પાટા બાંધીને મુકરર જગાએ લઇ જવા પડશે. એ કાર્ય કઠોર હોવા છતાં પણ હું તે કરવાને બંધાયલો છું, કેમકે મૅકેયરની એવી સખ્ત આજ્ઞાજ છે."

મેં કહ્યું: " એમાં મને કાંઇ હરકત નથી. પરંતુ હું પ્રથમ એમ જાણવા માગુ છું કે મારા પર તમને કોઇ પણ પ્રકારનો સંદેહ તો નથી ને ? જો કાંઇ પણ સંદેહ હોય તો હું નાના સાહેબ પાસે પા-છો ચાલ્યો જાઉં. "

અબ્દુલઃ—" ના, રે ના ! મને તો જરાપણ શક નથી. પરંતુ હું મૅકેયરની આજ્ઞાનુસાર કામ કરૂં છું. તેનો ભંગ કરવાથી ગરબડ મચવાનો સંભવ છે, અને તેથી નાનાસાહેબ પણ નારાજ થાય તેમ છે. "

મેં ઘણા સાહસથી તેની વાત માની લીધી. ત્યાર પછી અબ્દુલે એક રૂમાલથી મારી આંખો બાંધી લીધી. લગભગ વીસ મિનિટ સુધી આવી સ્થિતિમાં હું ચાલ્યો ગયો, ત્યાર બાદ મારી આંખો ઉઘાડી દીધી. મેં જોયું કે ઘનઘોર જંગલમાં એક ઝૂંપડી સામે હું ઉભેલો છું, અબ્દુલ ધીરે-ધીરે તે ઝૂંપડીના દરવાજાપર ધક્કા દેવા લાગ્યો.

અંદરથી અવાજ થયો કે: “ કોણ છે? ”

અબ્દુલે ઉત્તર આપ્યો કે: “ દરવાજો ઉઘાડો હું પાછો આવ્યો છું ”

તત્ક્ષણાત્ ઝૂંપડીનું બારણું ઉઘડી ગયું. અમે સઘળા અંદર પેઠા. ત્યાં જોયું કે ઝૂંપડીમાં એક સાધારણ ન્હાનો જેવો દીવો સળગી રહ્યો હતો અને એક ન્હાનકડા ખાટલાપર વિખ્યાત ફ્રેંચ લૂંટારો મૅકેયર બેઠો હતો.

અબ્દુલે મૅકેયરને કહ્યું કે: “ નાના સાહેબ પાસેથી આ માણસ આવ્યો છે. તેનું નામ સદાશિવરાવ છે અને સગપણમાં એ તેનો ભાણેજ થાય છે. અમારો સાંકેતિક શબ્દ પણ તેણે બતાવ્યો છે. નાનાની આજ્ઞાનુસાર અત્યારે આપને તેની સાથે જવું પડશે, વિલંબ કરવાથી વિપદ આવવાની સંભાવના છે.”

અબ્દુલની વાતો સાંભળીને મૅકેયરે મને પોતાની સ્હામે બેસવાનું કહ્યું.

બરાબર આજ સમયે બીજી બાજુએથી કોઇક મારો બતાવેલો ઇશારો કર્યો. તત્ક્ષણાત્ હું સમજી ગયો કે, લક્ષ્મણ પણ અહિં આવી પહોંચ્યો છે.

---

## ચતુર્દશ પરિચ્છેદ

## મૅકેયર સૈન્ય સહિત સપડાયો

### સરદાર રામપાલસિંહની આત્મકથા

\+ + + + +

પછી વિલંબ કર્યા સિવાય ઇશારાથી મેં લક્ષ્મણને ઉત્તર આપી દીધો અને જણાવ્યું કે સત્વર કાર્ય સમાપ્ત કરો, હવે વિલંબ કરવાની જરૂર નથી.

મારા તરફ તીક્ષ્ણ દૃષ્ટિથી જોઇને મૅકેયરે અબ્દુલને કહ્યું: "અબ્દુલ! આ માણસે સઘળી વાતો તો કહી; પરંતુ હજી પણ મને તેનાપર શક પડે છે. તમે શું ધારો છો?"

અબ્દુલ! "શત્રુઓએ જ્યારે તદ્દન પુંઠજ પકડી છે, ત્યારે અપરિચિત મનુષ્યને જોઇને શક પડે તો તે સ્વાભાવિકજ છે."

મૅકેયર: "મારો શક સત્ય છે અથવા મિથ્યા છે, તે સંબંધમાં હું કાંઇ કહી શકતો નથી, પણ એકવાર તેની તપાસ તો કરી લ્યો."

હવે હું સંકટમાં સપડાયો. લક્ષ્મણના આવવાની લાલસાથી હું વારંવાર દરવાજા તરફ જોવા લાગ્યો. તેના ઉપર મને ઘણોજ ક્રોધ ચડયો, તે સમયે અબ્દુલે મારો હાથ પકડીને ખેંચ્યો.

મેં ગુસ્સે થઇને તેને કહ્યું: "હજી પણ તમને મારાપર વિશ્વાસ ન આવતો હોય, તો હું ચાલ્યો જાઉં."

મૅકેયર બોલ્યો: "તમારી પરીક્ષા કર્યા સિવાય હું તમને છોડી શકીશ નહિ. તમારો અવાજ પરિચયી જણાય છે. તેથી તમારી સહજમાં પરીક્ષા થશે નહિ, માટે બરાબર પરીક્ષા કરવા દો."

મેં કહ્યું: "મેં આપનો સાંકેતિક શબ્દ સંભળાવ્યો, જે શબ્દને આપના સૈન્યના માણસો સિવાય બીજું કોઇ જાણતું નથી. તેમ છતાં પણ આપને વિશ્વાસ આવતો નથી?"

મૅકેયરે અબ્દુલને કહ્યું કે: "સર્વથી પ્રથમ એની દાઢી અને મસ્તકના વાળ ખેંચી જુઓ કે, એ નકલી તો નથી ને? ત્યાર પછી શરીર ધોઇ જુઓ, કે કાંઇ રંગ તો લગાવ્યો નથી?"

શરીર ધોવાની વાત સાંભળીને હું ગભરાઇ ગયો. કેમકે તે ધોવાથી મૂળ રંગ જણાઇ આવે તેમ હતું. તદુપરાંત એક આશંકાનું કારણ એ હતું કે, લક્ષ્મણ હજી સુધી આવ્યો નહોતો.

મૅકેયરની આજ્ઞાનુસાર અબ્દુલે મારી દાઢી અને કેશ પકડીને જોરથી ખેંચ્યા, પરંતુ દાઢી મૂછોને સખ્ત બાંધી લીધેલાં હોવાથી તે ઉખડી શકયાં નહિ. અબ્દુલને દાઢી પર જરા પણ સંદેહ ન રહ્યો. આ સમયે મને ઘણીજ રીસ ચઢી. મનમાં એવા વિચાર આવવા લાગ્યા કે, એકજ ગોળીથી એનું મસ્તક ઉડાવી દઉં, પરંતુ હજીસુધી લક્ષ્મણપ્રસાદ આવ્યો નહતો, તેથી હું ક્રોધને દબા ને ચુપચાપ સઘળી વાતો સાંભળવા લાગ્યો.

અબ્દુલે કહ્યું:—" દાઢી અને વાળ તો નકલી નથી, પણ હવે તેનું શરીર ધોવું જોઇએ. '

હું ભારે ગુંચવણમાં આવી પડયો, અબ્દુલ જળ લઇને આવી લાગ્યો, આ સમયે અચાનક મને એક વાત યાદ આવી ગઇ. લક્ષ્મણપ્રસાદ સાથે મારો ઠરાવ હતો કે જ્યારે જરૂર પડશે, ત્યારે તેને સીટી દઈ હું બોલાવી લઇશ. અત્યાર સુધી એમજ થયા કરતું હતું. મેં વિચાર્યું કે, લક્ષ્મણ જરૂર મારા સંકેતનીજ રાહ જોઇ રહ્યો હશે. આ સમયે મેં મ્હોંમાં આંગળી નાંખીને સીટી વગાડી. સીટી સાંભળતાંજ મેકેયર ઘણીજ ત્વરાથી ઉઠયો અને પિસ્તોલ લઇને મારી પાસે આવી પહોંચ્યો; અબ્દુલ પાણીનો લોટો ફેંકી દઇને, છરો લઇ દોડયો આવ્યો તથા મારા શરીરને વળગી પડયો. પરંતુ મેં ક્ષણમાત્રમાં તરણાની પેઠે તેને દૂર ફેંકી દીધો, બીજી વાર હું મેકેયરના પર ધસ્યો અને તેને પણ થોડીવારમાં ભૂતળશાયી કર્યો. તેની પીસ્તોલમાંથી ગોળી નીકળી દિવાલ વિંધીને બહાર ચાલી ગઇ. તે ઉઠવા ધારતો હતો એવામાં મેં તેને પુનઃ પછાડી દીધો, એટલે તે બેહોશ થઇને જમીન પર ઢળી પડયો.

આ સમયે લક્ષ્મણપ્રસાદે ત્યાં આવીને અબ્દુલ તથા તેના સાથીઓને ઘણીજ ઉતાવળથી બાંધી લીધા અને મેં પણ મૅકેયરના હાથ બાંધીને તેને સાવધાન કર્યો.

મારી આંખોમાં ધુળ નાંખીને મૅકેયર અનેક વાર છટકી ગયો હતો, પરંતુ આજે તે ન્હાસી શકે નહિ, એને માટે પણ મેં બંદોબસ્ત કરી લીધો. તેના ખીસામાંથી એક પત્ર, એક વિષની શિશિ અને એક રીવૉલ્વર મળી આવી.

શૃંખલાબદ્ધ સિંહની પેઠે ગર્જના કરીને મૅકેયર બોલ્યોઃ— " મેં જે ધાર્યું હતું તેજ થયું.

મેં કહ્યું: " કેમ મૅકેયર ? હવે પુનઃ ન્હાસી જવાની ચેષ્ટા કરી શકશે કે ?" મૅકેયર: "હવે ન્હાસીને શું કરીશ? પાપનું પ્રાયશ્ચિત થવુંજ જોઇએ. હૃદયમાં જે ભયંકર અનુતાપાનળ હંમેશને માટે સળગી રહ્યો હતો તે શી રીતે હોલાઇ શકે વારૂ ? "

મેં કહ્યું: " પૂર્વકૃત પાપોને માટે ઇશ્વર પાસેથી ક્ષમા માગો. "

મૅકેયરઃ "ભયાનક પાપોને માટે ક્ષમા નથી. તેને તો પ્રાયશ્ચિત કરવું જોઇએ. "

જેનું આખું જીવન પાપકર્મમાં લિપ્ત રહ્યું હતું, પાપ કાર્યજ જેના જીવનનું મહાવ્રત હતું, જે પાપમાંજ સુખ માનતો હતો. પાપાનુષ્ઠાન કરતાં કરતાં જેનું હૃદય પત્થરથી પણ કઠોર થઇ ગયું હતું, હેલનના સમાન સ્વર્ગીય કુસુમને મારતી વેળાયે જેનું હૃદય ક્ષણવારને માટે પણ વિચલિત થયું નહોતું; અનેક અબળાઓનો, નિર્દોષ બાળકનો અને વાંક વિનાના વૃદ્ધોનો વધ કરતી વેળાએ જેનું અંતઃકરણ લેશ માત્ર પણ પિગળ્યું નહોતું, જે સાક્ષાત્ પાપનીજ પ્રતિમા હતી, તેજ મૅકેયરની આંખમાંથી આજે કોણ જાણે શી રીતે આંસુની ધારા વહેવા લાગી.

## પંચદશ પરિચ્છેદ

## પાપનો પશ્ચાતાપ

### સરદાર રામપાલસિંહની આત્મકથા

કાનપૂર સેન્ટ્રલ જેલમાં ફ્રાન્સનો ભયાનક લૂંટારો રૉબર્ટ મૅકેયર લોઢાની સાંકળોથી જકડાઇને પડેલો છે. અબ્દુલ્લ તથા તેના સોબતીઓ પણ તે જેલના બીજા ઓરડામાં કેદ થએલા છે. કાનપુરમાં આ બનાવોએ ભારે ચળવળ મચાવી દીધી છે. આ દિવસે લોર્ડ કેનિંગનો નિમ્નલિખિત ટેલિગ્રામ મારી પાસે આવ્યો.

" આપને લાખોવાર ધન્યવાદ ઘટે છે! આપે બ્રિટિશ રાજ્યની ઘણી ખરી રક્ષા કરી છે ! હિન્દૂઓ અને ફ્રેન્ચોના મેળાપથી વિષમ વિપદ આવવાની સમ્ભાવના હતી. આજે મેં આ સર્વ હકીકત ગવર્નમેન્ટની પાસે વિદિત કરી દીધી છે. તાતિયા ટોપીપર આપ હંમેશાં નજર રાખતા રહેજો. અમે લોકો મૅકેયરના કરતાં તેનાથી વિશેષ ડરીએ છીએ.

સિપાહી—વિદ્રોહ કાનપૂરમાંથી નાબુદ થઇ ગયો. ચારે તરફ થોડી ઘણી શાન્તિ છવાઇ ગઇ. હંમેશાં મારી પાસે એવા સમાચાર મળતા હતા કે, મધ્ય પ્રાંતમાં જઇને તાતિયા ટોપીએ ભયંકર મહા યુદ્ધની તૈયારી કરી દીધી છે, પરન્તુ રૉબર્ટ મૅકેયરના જીવન-અભિનયનો અંતિમ પટાક્ષેપ જોયા સિવાય મારાથી જવાય તેમ નહોતું.

આજે ગાર્ડન સાહેબને મળવા ગયો. તેમને દિવાનખાનામાં મોકલી દેવામાં આવ્યા હતા, પરંતુ હજી સુધી ઘેર આવ્યા નહોતા. તેમની ઘેલછા કાંઇક ઓછી થઇ ગઇ હતી. તેથી મને જોતાંજ તેમણે સ્નેહથી પોતાની પાસે બેસાડયો.

મેં પૂછ્યું;–" આપની તબીયત કેવી છે?"

ગાર્ડન;—"હવે કાંઇક સારો છું, રોગ ઓછો થવા લાગ્યોછે."

મેં કહ્યું;—"મેકેયરના પકડાઇ જવાના સમાચાર સાંભળ્યા કે?

ગાર્ડન;—" હા, રોઝે તે સમાચાર આજે મને કહ્યા છે."

આ સમયે ગાર્ડનના મુખ પર વિષાદની છાયા છવાઇ રહી હતી, હું તેનું કારણ સમજી જવાથી બોલી ઉઠયો કે;—" પોતાની કરેલાં પાપોને માટે મૅકેયર પશ્ચાતાપ કરી રહ્યો છે.'

ગાર્ડન: " તેના હૃદયમાં પશ્ચાતાપ?"

મેં: " હા, તેના હૃદયમાં પણ અનુતાપાગ્નિ સળગી ઉઠયો છે."

ગાર્ડન:–" ઘણીજ આશ્ચર્યની વાત છે! ઇશ્વર કયી વેળાએ શું કરે છે; તે જાણવાને કોણ શક્તિમાન છે? શું હું તેને એકવાર મળી શકું તેમ છું?

મેં:–" હા આજેજ આપને તેની પાસે તેડી જઇશ."

હું એટલું કહીને ત્યાંથી વિદાય થયો. નીચે રોઝનો મેળાપ થયો. તે બોલી:–" અપરાધીને ક્ષમા કરવી એજ ખરૂં મનુષ્યત્વ છે. આપ યત્ન કરીને પણ તેને ફાંસીએ ચડતો બચાવજો.'

મે:–" એ વાત તો ન્યાયાધિશના હાથમાં છે."

રોઝ:–"વિચારક જજ હેમીલ્ટન સાથે મારો પરિચય છે. હું તેમના પગ પકડીને તેના પ્રાણની ભિક્ષા માગીશ. દ્વિપાન્તર મોકલવો એજ તેને માટે યોગ્ય દંડ થશે, અને પછી ન્યાયના છેલ્લા દિવસે ઇશ્વર જે કરે તે ખરૂં!"

મેં:–" તમારા પિતા આજે મેકેયરને મળવા ધારે છે. મેં પણ બપોરે તેની પાસે તેમને લઈ જવાની પ્રતિજ્ઞા કરી છે."

રોઝ:–' તેમની ઇચ્છા પૂર્ણ કરવી એવોજ મારો મત છે, ડૉકટરોનો એવો અભિપ્રાય છે કે, જે વખતે તેની જેવી ઇચ્છા થાય, તે સર્વેને પૂર્ણ કરવી."

મેં: " પરંતુ મને ભય ઉપજે છે કે, મેકેયરને જોઇને વખતે પ્રથમની વાત યાદ આવી જશે અને તેથી તેનો રોગ વધી જશે."

રોઝઃ-"હુ હમણાં ડૉકટરને આ વિષયમાં પૂછીશ અને તેમનો જે મત હશે તે આપને જણાવીશ."

મેં:—"હું પણ રેસીડેન્ટના ડૉકટરને પૂછીશ. સરજ્યન સ્ટીફન ક્યાં છે? તેની સાથે મારી મુલાકાત થઈ નથી."

રોઝ;–"તેઓ જ્યોર્જ હેમિલ્ટનને મળવા ગયેલ છે. સત્વર પાછા આવશે." ત્રણ વાગ્યે હું રેસીડેન્ટના ડૉકટર જોજફ ફોલ્ટને મળ્યો અને તેને ગાર્ડનના સંબંધમાં પૂછયું હતું;–"તેણે કહ્યું હતું કે, બન્ને બાજુએ સંકટજ છે. જો મૅકેયર સાથે મુલાકાત કરવામાં નહિ આવે, તો પણ રોગ વધી જશે અને મળવા પછી પણ પ્રથમની વાતોનું સ્મરણ થવાથી હાનિ થવાનો સંભવ છે."

ઘણાજ સંકલ્પ–વિકલ્પ કર્યા બાદ ગાર્ડનને મૅકેયરની મુલાકાત કરાવવાનોજ ઠરાવ થયો."

ચાર વાગ્યે હું ઘર તરફ આવ્યો. અહિંઆં રોઝનો એક પત્ર મળ્યો. તેમાં પણ ગાર્ડનને મૅકેયર સાથે મેળવવાનીજ ડોકટરોએ સલ્લાહ આપી છે; એમ કહ્યું હતું.

હું ગાડી કરીને ગાર્ડનના મકાન પર પહોંચ્યો. ત્યાં સર્વે ઉપસ્થિત હતા.

ગાર્ડન, સ્ટીફન, રોઝ તથા હું વિગેરે સેન્ટ્રલ જેલમાં રૉબર્ટ મૅકેયરને મળવા ગયા.

અમે સઘળા સેન્ટ્રલ જેલમાં પહોંચ્યા અને સુપ્રિન્ટેન્ડેન્ટની આજ્ઞા લઇને અંદર દાખલ થયા. જણાયું કે, જાણે અમે લોકો એક બીજીજ દુનિયામાં આવી પહોંચ્યા છીએ. સેંકડો અપરાધી અહિંયાં દણ્ડનો બોઝો લાદીને કઠિન પરિશ્રમમાં ગુંથાયલા જણાતા હતા. જે કેદીઓ થાકીને થોડા વિશ્રામને માટે પહેરાવાળાની તરફ કરૂણ દૃષ્ટિથી જોતા હતા, તેઓ સોટીનો માર ખાતા હતા."

ગાર્ડને આવી સ્થિતિ જોઇને મૃદુ સ્વરે મને કહ્યું:—રામપાલસિંહ! મૅકેયર પણ આ સઘળાની માફક માર ખાતો હશે?"

મેં: "ના, તેનો ન્યાય હજી થયો નથી, અને કાંઇ દણ્ડ પણ મળ્યો નથી. માટે તેના પર આવો નિષ્ઠુર વ્યવહાર ચલાવવામાં આવતો નથી.

ત્યાર પછી અમે લોકો મૅકેયર જે ઓરડામાં કેદ હતો તે

ઓરડા તરફ ચાલ્યા. એ ઓરડો જેલના એક એકાન્ત ભાગમાં હતો. અહિંયાં સહજમાં કોઈ આવી શકે તેમ નહોતું.

અમે લોકો આ એકાન્ત કારાગારની સમક્ષ ઉભા રહીને અંદર એક અપૂર્વ દશ્ય જોવા લાગ્યા. ત્યાં આગળ જોયું કે, કઠિન હૃદય કે જે કદી ધર્મનો સ્વાદ ન લેતાં નિરંતર પાપમાંજ વ્યસ્ત રહેતું હતું તે હૃદય આજે એકાએક બદલાઇ ગયું છે. આજે તે નરાધમ—પાપાત્મા મેકેયર તનમનથી સર્વવ્યાપી અંતર્યામી વિશ્વ નિયંતા પરમાત્માની પ્રાર્થનામાં નિમગ્ન થઇ રહ્યો છે."

લગભગ અર્ધો કલાક સુધી અમે લોકો ચુપચાપ ત્યાં ઉભા રહ્યા, પરંતુ મૅકેયરના યોગનો ભંગ ન થયો. પાપીને માટે ધર્મનો પ્રથમ ઉત્સવ ઘણોજ મધુર હોય છે! મૅકેયરની અંતર—રસના (જીહ્વા) આ સમયે તેજ ધર્મના આસ્વાદનમાં વ્યસ્ત હતી. તેને તે સ્વર્ગીય સમાધિમાંથી જાગ્રત કરાવવાનું સાહસ અમારા કોઇથી પણ થઇ શકયું નહિ."

# ષોડષ પરિચ્છેદ

## પાપનું પ્રાયશ્ચિત

### સરદાર રામપાલસિંહની આત્મકથા

× × × × ×

કેટલીક વાર પછી તેના યોગનો ભંગ થયો. તેણે અમારા તરફ ફરીને જોયું. તેના બન્ને પગ લોઢાની મજબૂત અને ભારે સાંકળોથી જકડાયેલા હતા. તે ઘણા કષ્ટથી ઉઠીને ઉભો થયો અને ઘણીવાર સુધી કરૂણ દૃષ્ટિથી અમારા તરફ જોઇ રહ્યો.

મેં કહ્યું:—" મૅકેયર! ગાર્ડન, રોઝ અને સ્ટીફન તમને મળવા આવ્યા છે."

મારી વાત સાંભળીને તે હાથ જોડીને બોલ્યો:—"તમે બધા

દેવતા છો. જો તમે ક્ષમા નહિ કરો, તો આ મહાપાપીનું રૂદન ઇશ્વર સુધી પહોંચી શકશે નહિ."

ગાર્ડન તેનાં કરૂણુ વચન સાંભળીને બોલી ઉઠ્યોઃ—" મૅકેયર ! મેં તમારા આત્માના પરિવર્તનને માટે ઇશ્વર પાસે અનેકવાર પ્રાર્થના કરી છે ! તે માટે હું તેમને સેંકડોવાર ધન્યવાદ આપું છું. આજે અમે લોકો તમને ક્ષમા કરવા માટેજ અહિં આવ્યા છીએ. તમે નિશ્ચય જાણજો કે, મેં તમને સાચા હૃદયથીજ ક્ષમા કરી છે."

ત્યાર પછી મૅકેયર, રોઝ અને સ્ટીફનના તરફ ફરીને બોલ્યોઃ રોઝ અને સ્ટીફન ! મારા દ્વારા તમારા પર ઘણાજ અત્યાચાર થયા છે, તે વિતેલી વાતોને વિસરી જઇને આજે તમે પણ મને ક્ષમા આપો."

ગાર્ડનના તરફ જોઇને પુનઃ મૅકેયર બોલ્યોઃ—" મેં તમારૂં ઘણુંજ અનિષ્ટ કર્યું છે; પરંતુ તમે ધાર્મિક અને દેવતુલ્ય મનુષ્ય છો, તમે કદીપણ અવળો બદલો નહિજ લો. જીવનના આ શેષ સમયમાં હું તમને દીન પ્રાર્થના કરૂં છું; પ્રથમ એ કે, તમે ત્રીસ હજારનો જે ચૅક મને આગ્રા-બૅન્કમાં વટાવી લાવવા માટે આપ્યો હતો, તે રામપાલના સાવધ રહેવા છતાં પણ વટાવીને હું રૂપિયા લાવ્યો હતો. તેમાંથી એક પૈસો પણ ખર્ચ્યો નથી. તે સઘળા રૂપિયા, નોટ, જે ઓરડામાં રોઝ કેદ હતી, તેના પશ્ચિમ ભાગના ખૂણામાં એક લોઢાની પેટીમાં રાખ્યા છે, તે રૂપિયા હું તમને પાછા સુપ્રત કરી દઉં છું. જો તમે તે રૂપિયા નહિ લ્યો તો મારા આત્માને કદીપણ શાન્તિ મળી શકશે નહિ."

"બીજું એ કે, તે પેટીમાં બીજા પચાસ હજાર રૂપિયાની નોટો પણ રાખેલી છે, તેનું તમે આ કાનપૂર શહેરમાં એક ધર્મ-મંદિર બનાવી દેજો કે, જેમાં સાધારણ લોકો ઇશ્વરની આરાધના કરી શકે. એ મંદિરના દ્વાર પર મોટા મોટા અક્ષરોમાં લખાવી દેજો કેઃ-

" પાપી રૉબર્ટ મૅકેયરે પોતાનાં કરેલાં ભયંકર પાપોના પ્રાયશ્ચિત સ્વરૂપે આ ધર્મમંદીર બનાવ્યું છે. એ તેના પોતાના ધનથી બનાવ્યું છે,. બીજાની હરેલી એક પાઇ પણ તેમાં મેળવી નથી

ગાર્ડને કહ્યું કેઃ—" તમારી બીજી યાચના હું પ્રસન્નતાથી પૂર્ણ કરીશ; પરંતુ પહેલી યાચનાને સ્વીકારીશ નહિ જે ધન મેં

તમને દાનમાં આપ્યું છે; તે હું લઇ શકીશ નહી, અને તેને પાછું લેવામાં હું એક ન્યાય વિરૂદ્ધ કાર્ય માનું છું."

મેકયર આંખમાં આંસૂ લાવીને બોલ્યોઃ "પાપીનો અંતિમ અનુરોધ અને પ્રાર્થના પણ તમે ન માની."

ગાર્ડન ચુપ રહ્યા.

મેકયર પુનઃ બોલ્યો;—"તે મારૂં પોતાનું ધન નથી, તે કપટ કરીને મેં એક સમયે તમારી પાસેથી લીધું હતું, તેથી તેના પર હવે મારો કાંઇ પણ અધિકાર નથી. જો તમે કૃપા કરીને તે ધન નહિ લઇ લો, તો મારા અશાન્ત આત્માને કદી પણ શાન્તિ મળી શકશે નહિ."

મેકયરની વાતો સાંભળીને રોઝે પોતાના પિતાને કહ્યુંઃ "આપ રૂપિયા લઈ લ્યો, તેની અંતિમ ઇચ્છા પૂર્ણ કરવી એ આપણો ધર્મ છે. એ ધન આપણે આપણા કામમાં ન લાવતાં કોઇ સારા કાર્યમાં વાપરી શકીએ તેમ છીએ."

રોઝની વાત સાંભળીને ગાર્ડન કેટલીક વાર સુધી ચુપ રહ્યા. પછી મેકયરને કહ્યુંઃ—"વારૂ તમારી પ્રથમ પ્રાર્થના પણ હું પૂર્ણ કરીશ. ઇશ્વરને મારી એજ પ્રાર્થના છે કે, તેઓ તમારા વ્યથિત આત્માને સત્વર શાન્તિપ્રદાન કરે."

ત્યાર પછી ગાર્ડન, સ્ટીફન અને રોઝ આદિ સર્વે નીચા નમીને પોતાના શત્રુ મેકયરના આત્માના કલ્યાણને માટે જગત્પિતાને પ્રાર્થના કરવા લાગ્યા.

બીજી બાજૂએ રોબર્ટ મેકયર પણ ભૂમિને વંદન કરીને ઉપાસનામાં વ્યસ્ત થયો.

આ સમયે આ નશ્વર પાપપૂર્ણ જગત્માં જે સ્વર્ગીય મનોમુગ્ધકર દૃશ્ય જણાયું, તે જીવનની શેષ ઘડી સુધી હું વિસરી શકંગો નહિ.

ત્યાર પછી અમે લોકો ત્યાંથી વિદાય થયા."



# સપ્તદશ પરિચ્છેદ

## અતીતની સ્મૃતિ

### સરદાર રામપાલસિંહની આત્મકથા

*    *    *    *    *

સન્ધ્યા થઈ ગઈ. વિમળ નીલાકાશમાં અનંત કલાયુક્ત શશધર પોતાની અસીમ અદ્દભુત સૌન્દર્યમયી જ્યોત્સ્નાથી પુણ્યભૂમિ ભારતને પ્લાવિત કરવાની ચેષ્ટા કરવા લાગ્યો. તેના સહચર અસંખ્ય તારાગણો પણ મરકટની પેઠે નીલવર્ણ આકાશમાં આમ તેમ વિખરાઇને અપૂર્વ છટા દેખાડવા લાગ્યા. દેવી વસુંધરાએ પણ શ્વેત સાડી ધારણ કરીને પોતાના સ્વરૂપનો સુંદર સાક્ષાત્કાર કરાવરાવ્યો. પરંતુ હું પ્રકૃતિના આવા ચિત્ત–વિમોહક દૃશ્યને વિશેષ વાર પર્યન્ત જોઇ શક્યો નહિ, કારણ કે કાર્યવશ થઇને મારે મારા ઘર તરફ જવું પડયું.

માર્ગમાં આખા દિવસની ઘટનાઓ એક પછી એક મને યાદ આવવા લાગી, દસ્યુશ્રેષ્ઠ મહાન મૅકેયરના હૃદયના પરિવર્તને મને અદ્દભુત અને આશ્ચર્યકારક અભિનવ દૃશ્ય દેખાડયું. ઓહ ! જેનું સમસ્ત જીવન ભયંકર પાપમાં હંમેશાં લિપ્ત રહ્યું હતું, આજે એજ ભૂમિપર તેના હૃદય તથા જીવનમાં આવું મહાન પરિવર્તન કોણે કરી દીધું ? ઘોર પાપાત્મા પુરૂષનું અંતર પણ પોતાના પાપને માટે ક્રંદન કરીને ઈશ્વરની આરાધનામાં નિમગ્ન થયું, એ જોઇને મને તે અગાધ લીલાયુક્ત ઈશ્વરનું સ્મરણ થઈ આવ્યું. મેં જાણી લીધું કે, ઈશ્વરની કૃપાથી ભયંકર નરાધમ મનુષ્ય પણ સર્વશ્રેષ્ઠ બની શકે છે. અહા ! ઇશ્વરની કૃપા, દૈવી અનુકમ્પા અને પૂર્વકૃત કર્મોનાં ફળનું કેવું સુપરિણામ મૅકેયરને મળ્યું ? અસ્તુ.

આ પ્રમાણે વિચાર કરતો કરતો હું ઘેર આવ્યો. આ સમયે રાત્રિનો પ્રથમ પ્રહર વ્યતીત થઈ ગયો હતો. ગાડીમાંથી ઉતરીને હું જેવો ઘરમાં જવા ધારતો હતો, તેવામાં દરવાજાપર મને એક ઉજળો પદાર્થ દેખાયો. આશ્ચર્યને વશ થઇ હું તેને ઉઠાવીને ઘરમાં ગયો.

એ ઉજળો પદાર્થ તે એક પત્ર હતો, અને મારાજ નામપર લખેલો હતો. પ્રકાશ પાસે લઈ જઈને હું તે વાંચવા લાગ્યો. તેમાં લખ્યું હતું કે:—

"પ્રિય રામપાલસિંહ!

'અમુક આવશ્યક કાર્યને માટે હું દિલ્લીથી કાનપુર આવ્યો છું, તમારૂં મારે ખાસ જરૂરી કામ છે. આજે રાતના બાર વાગ્યા પછી તમે એકલા મને નાનાસાહેબના ભાંગેલા મહેલ પાસે આવી મળજો."

શુભાકાંક્ષી—

**સંન્યાસી.**

એ સંન્યાસી કોણ હશે? તાતિયા ટોપી તો દિલ્હી ગયા હતા, શું તેઓજ આજે મને મળવા આવ્યા હશે? અથવા તો કોઇ શત્રુનું નવીન ષડયંત્ર તો નહિ હોય!

રાત્રિના બાર વાગી ગયા, પરંતુ હજી પણ હું કાંઇ નક્કી કરી શકયો નહિ. તેથી એ વિષયની સલાહ લેવા માટે મેં લક્ષ્મણપ્રસાદને બોલાવ્યો.

તેણે જણાવ્યું કે;—"એ શત્રુઓનું નવીન કાવત્રું છે, સંન્યાસી તાતિયા નથી. વિદ્રોહ—બળવો સમાપ્ત થઈ જવા છતાં તે અહિં શા માટે આવે!

જોકે લક્ષ્મણની વાત યુક્તિયુક્ત હતી, પરંતુ હું હંમેશાં વિપત્તિની ગોદમાંજ લાલિત—પાલિત થયો હતો! તો પછી આજે શું તે ભીત્તિ શૂન્ય આશંકાથી ડરીને એ રહસ્યને એમજ છોડીદઉં? કદાપિ પત્ર મોકલનાર સંન્યાસી તાતિયા નહોય, તો પણ એકવાર જોવું તો અવશ્ય જોઇએજ.

હવે હું સ્થિર રહી શકયો નહિ, છેવટે જવાનું નક્કી કર્યું. સ્હામે આવેલી વિપદને નિર્ભય થઈને આલિંગન કરવું એનેજ મારો સ્વભાવ અને નિત્યનું કાર્ય હતું. તેથી હું લક્ષ્મણને સાથે લઈ, ઉપયોગી હથિયાર મારાં વસ્ત્રોમાં છુપાવીને નાનાના ભાંગેલા મહેલની પાસે ગયો.

જે વખતે અમે લોકો નાનાના ઉપર્યુક્ત મહેલની પાસે પહોંચ્યા, તે સમયે રાત્રિના બાર વાગી ગયા હતા, લક્ષ્મણપ્રસાદને દૂર ઉભો રાખીને હું એકલો નાનાના મહેલની પાસે ગયો.

જે રાજમહેલ એક સમયે પોતાના ઉંચા મસ્તકથી દર્શકોના ચિત્તમાં ભય અને વિસ્મય ઉત્પન્ન કરાવતો હતો, જે રાજપ્રાસાદની બહુમૂલ્ય કારીગીરી અને દુષ્પ્રાપ્ય પદાર્થ પાશ્ચાત્ય દેશવાસિઓને આશ્ચર્યમાં નાખતા હતો, તેજ રાજમહેલ આજે સ્તૂપાકાર બનીને માટીના સ્વરૂપમાં પરિણત થઈ રહ્યો હતો ! અહા ! કાળની પણ કેવી કરાળ ગતિ છે.

હું તે મહેલની ચારે બાજુએ ફરી આવ્યો, પરંતુ ક્યાંય કોઈ જણાયું નહિ. વનચર શિયાળ આદિ પ્રાણીઓ, રાત્રિની નિસ્તબ્ધતાને ભેદીને સંભળાતા મનુષ્યપદધ્વનિને સાંભળીને ચિડાઈ ઉઠયાં અને દોડી દોડીને આમ-તેમ ભટકવા લાગ્યાં. રાત્રિનો ત્રીજો પ્રહર પણ વીતી ગયો. પરંતુ કોઈ પણ સંન્યાસી જણાયો નહિ ? મેં મનમાંજ વિચાર્યું કે,—આ અવશ્ય શત્રુઓનાં કાવત્રાંજ છે, સંન્યાસીનું નામ જાળ બિછાવવાને માટે લખ્યું હશે. મેં પુનઃ એકવાર તે મહેલના ખંડિયેરની ચારે તરફ તપાસ કરી. પરંતુ શત્રુ કે મિત્ર કોઈ પણ ન જણાયું. હવે મેં લક્ષ્મણપ્રસાદને સાવધાન કરવા માટે સીટી વગાડવા માંડી.

બરાબર આ સમયેજ સ્હામેના એક મોટા પીપળાના વૃક્ષની નીચે કોઇક મનુષ્યની છાયા-મૂર્તિ જણાઈ આવી. શું એ સંન્યાસી હશે કે શત્રુ ? તે મનુષ્ય-છાયા ધીમે ધીમે મારા તરફ આવવા લાગી. આ સમયે મેં પુનઃ સીટી વગાડી.

હવે તે છાયા-મૂર્તિ સ્થિરભાવથી ઉભી રહી ગઇ. મેં ચન્દ્રમાની ચાંદનીમાં જોયું કે, તેનું મસ્તક જટાથી પરિપૂર્ણ છે. વસ્ત્રહીન અંગમાં વિભૂતિ લાગેલી છે, અને કમ્મરપર એક માત્ર કોપીન છે ! મેં મનમાં ને મનમાંજ વિચાર્યું કેઃ—એ પ્રકૃત સ્વદેશપ્રેમી તાતિયા છે કે શત્રુઓનું નવીન ષડયન્ત્ર છે?

( કમ્મરપરથી પિસ્તોલ કહાડી આગન્તુકને દબાવીને મેં પૂછયું "તમે કોણ છો, સંન્યાસી કે શત્રુ ?"

ઘણાજ કોમળ અને કરુણ સ્વરે તે મૂર્તિએ ઉત્તર આપ્યો;—"હું તમારો મિત્રછું, શત્રુ નથી."

મેં આગળ જઇને તેમને પ્રણામ કર્યાં.

તાતિયાએ કહ્યું:—"સાથે માણુસ શા માટે લાવ્યા છો ? મ્હારા પર તમને વિશ્વાસ નથી કે શું ?"

મેં;—"આપનાપર મારો આંતરિક વિશ્વાસ છે. પરંતુ હું પ્રથમથી આપના હસ્તાક્ષર ઓળખતો નહતો; તેથી સન્દેહ હતો કે, કદાચિત્ શત્રુઓનું નવીન ષડયંત્ર ન હોય."

તાતિયા;—"તમે જેને લાવ્યા છો, તે શું તમારો અત્યંત વિશ્વાસપાત્ર છે, કે અંગ્રેજોનો પગારદાર નોકર છે?"

મેં કહ્યું;—"જી, ના, તે મારો વિશ્વાસપાત્ર માણસ છે."

તાતિયાએ પૂછ્યું કે;—"તેને અહિંથી દૂર કરવામાં આપને કાંઈ અડચણ છે ખરી કે?"

મેં:—"નાજી, હું હમણાંજ તેને રવાના કરૂં છું."

લક્ષ્મણપ્રસાદને પાસે બોલાવીને મેં ત્યાંથી વિદાય થવાનું કહ્યું. તેથી તાતિયા પ્રસન્ન થયો. તે એક દૃષ્ટિથી નાનાસાહેબના ભગ્નમહેલ તરફ જોઈ રહ્યો હતો. કોણ જાણે કેટલાક સમય સુધી અતીતની સ્મૃતિઓ તેના હૃદયને દગ્ધ કરતીજ રહી.

થોડીક વાર સુધી મૌન રહ્યા પછી તેમણે મને પૂછ્યું કે;— "રામપાલસિંહ! મેનાના વિષયમાં આપ કાંઈ જાણો છો કે?"

મેના અત્યારે આ નશ્વર સંસારનો ત્યાગ કરીને પરલોકગામિની થઈ ચુકી હતી, નાનાસાહેબનો મહેલ નિત્યને માટે ભૂતળશાયિ બની ગયો હતો અને નાનાસાહેબનો પણ કયાંય પતો મળતો નહોતો, તેથી શું ઉત્તર આપવું એ વિષયનો મને વિચાર થવા લાગ્યો. હું કાંઇ પણ નિશ્ચય કરી શકયો નહિ.

અહા! તે બિચારી નિર્દોષતાની પ્રતિમા! સરલ આનંદની સ્વર્ગીય દેવી તુલ્ય પ્રતિમાના જીવન્ત-દગ્ધ થયાના સમાચાર હું તાતિયાને શી રીતે કહી શકું?

હું જાણતો હતો કે, તાતિયાએ આ સમાચાર સાંભળી લીધા હશે, પરંતુ જ્યારે મને જણાયું કે, એ કઠોર હૃદયવિદારક સમાચાર મેનાના પ્રિય-બન્ધુ તાતિયાને હજી સુધી સંભળાયાજ નથી, ત્યારે મારે તેમના પ્રશ્નનું શું ઉત્તર આપવું એ સંબંધમાં હું કાંઈ પણ નિશ્ચયપર આવી શકયો નહિ.

મેના—હાય! તે સોનાની પ્રતિમા—સંસાર ત્યાગી સંન્યાસીનું એક માત્ર માયાબન્ધન દેવગણ વાંચ્છિત, ઇશ્વરના પ્રિય સંસારની અનુપમ મેનાના આવા શોચનીય—વિયોગમય સંવાદ હું શી રીતે તાતિયાને કહી સંભળાવું?

હું કાંઇ પણ બોલી શકયો નહિ. તેથી તાતિયાએ પુનઃ પૂછ્યું કે;—"શું મેનાને અંગ્રેજ લોકોએ કેદ કરી લીધી છે?"

મેં કહ્યું કે;—"જી, ના. તેના પવિત્ર શરીરને કોઇ પણ વ્યક્તિ સ્પર્શ કરી શકી નથી." તાતિયાએ પૂછ્યું કે;—"ત્યારે આપ તેના સાચા સમાચાર આપતાં શા માટે અચકાઓ છો. કહો જોઇએ વારૂ કે મેના હાલમાં કયાં છે?"

મે કહ્યું;—"મેનાની શોચનીય દશાના સમાચાર આપતાં મારૂં હૃદય કમ્પિ ઉઠે છે, તેથી હું આપને તે વિદિત કરવાને અસમર્થ છું."

તાતિઆએ ચમકીને પૂછ્યું કે;—ઘણુંજ શોચનીય પરિણામ આવ્યું હોય એમ જણાય છે. શું અત્યારે તે આલોકમાંથી વિસર્જન થઈ ગઇ છે?"

મેં કહ્યું કેઃ—"પ્રભુ શાન્ત થાઓ. તે સ્વર્ગીય કુસુમ સ્વર્ગમાંજ ગયું છે."

આ સાંભળીને સંન્યાસી શાન્ત થઈ ગયા. હું તેમનો ચ્હેરો જોવા લાગ્યો. તે વખતે તેમનું તેજસ્વી મુખ મ્લાન અને નિષ્પ્રભ થઇ ગયું હતું. આ સમયે આકાશમાં ચન્દ્રદેવ હસી રહ્યા હતા, નીલનભો મંડળમાં ચકવા-ચકવી આદી પક્ષિઓ ક્રીડા કરી રહ્યાં હતાં; પરંતુ આ સમયે સંન્યાસીને માટે તે સર્વ નૈસર્ગિક સૌન્દર્ય અને સંસારના સર્વ પદાર્થ શોભાશૂન્ય, અર્થશૂન્ય અને પ્રાણશૂન્ય બની રહ્યા હતા. તેઓ વિષમ ચિન્તાના દારૂણ દુઃખથી પીડિત બનીને અત્યંત દુઃખ ભોગવી રહ્યા હતા.

ઘણીવાર સુધી શાન્ત રહ્યા પછી સંન્યાસીએ પુનઃ પૂછ્યું કે;—"સરદાર રામપાલસિંહ! નાનાસાહેબના શોભા-સંપન્ન મહેલની દશા આવી શી રીતે થઈ વારૂ?"

મેઃ—અંગ્રેજી સૈન્યના સરદાર જનરલ આઉટરામે તેને તોપ-દ્વારા માટીમાં મેળવી દીધો છે અને નાનાસાહેબનું અસ્તિત્વ ચિર-કાળને માટે નષ્ટ કર્યું છે."

તાતિઆએ પૂછ્યું કેઃ—"મકાન પાડતી વખતે મેના તેમાં હતી કે નહિ!"

મેં કહ્યું કે;—"હાજી, હતી. તેણે આ મકાનને ન પાડવા

માટે જનરલ આઉટરામને ઘણી પ્રાર્થના કરી હતી. સર હ્યૂની કન્યા સાથે મેનાને બાલ્યાવસ્થાથીજ સ્નેહ હતો તેથી મેનાનો પરિચય મેળવીને સર હ્યૂ રોઝે આ મકાનને બચાવવા માટે લાર્ડ કેનિંગને તાર કર્યો હતો. પણ ઉત્તરમાં એવા સંવાદ આવ્યા હતા કે, વિલાયતની મંત્રિસભા (પાર્લામૅન્ટ) આ દુનિયામાંથી નાનાનું નામનિશાન પણ મટાડી દેવા ધારે છે, આ સંવાદને આધારે આઉટરામે તોપના ગોળાથી આ મકાનને ઉડાવી દીધું છે.

તાતિયાએ પૂછ્યું કે;–"અને મેના પણ તે વખતે એ મકાનમાંજ રહી હતી ?"

મેં કહ્યું કે;–"ના, જનરલ આઉટરામે તેને પકડવાનો યત્ન કર્યો હતો, પરંતુ તે દિવસે તે પકડાઈ નહોતી."

તાતિયાએ કહ્યું કે;–"ત્યારે તે કયાં ચાલી ગઇ હશે ?"

મેં કહ્યું કે;–"તે ગુપ્ત–માર્ગેથી નાનાના મહેલમાંથી ન્હાસી ગઈ હતી."

તાતિયાઃ–"પછી શું થયું ?"

"કેટલાક દિવસ પછી એક દિવસે મધ્ય–રાત્રે એક સુન્દર બાલિકાને આ ભગ્ન સ્થાનપર બેઠેલી જોઇને–તેને રડતી જોઇને જનરલ આઉટરામે પકડીને કેદ કરી લીધી." મેં તાતિયાના પ્રશ્નનું ઉત્તર આપ્યું.

"તે બાલિકા કોણ હતી." તાતિયાએ પૂછ્યું.

"તે મેનાજ હતી." મેં કહ્યું. "શું તેને તેની ઇચ્છાનુસાર પકડવામાં આવી હતી ?" તાતિયાએ પૂછ્યું.

"હા, તેણે પોતાની ઇચ્છાથીજ આત્મસમર્પણ કર્યું હતું." મેં તાતિયાના પ્રશ્નનું ઉત્તર આપ્યું. "જનરલ આઉટરામે તેને શું સજા કરી વારૂ ?" તાતિયાએ પૂછ્યું.

"તે સજા ઘણીજ સખ્ત છે, મારાથી તે સજા કહેવાની હિમ્મત ચાલતી નથી."

આ સાંભળીને તાતિયાની તેજોહીન આંખો ચળકી ઉઠી. તે પુનઃ બોલવા લાગ્યો કે;–"રામપાલસિંહ ! તમે સાચે સાચું કહી દ્યો. મારૂં કઠિન હૃદય હવે કદી પણ વિચલિત થશે નહિ ! બાલિકા મેનાને શું સજા આપવામાં આવી છે વારૂ ?"

" તે બિચારી નિર્દોષ બાળાની કોમળ કાયાને સળગતી આગમાં ભસ્મીભૂત કરવામાં આવી છે." મેં ઉત્તર આપ્યું.

" અરે આશું કહો છો ? તેની કમળવત્ કોમળી કાયાને ભસ્મીભૂત કરવામાં આવી છે ? અહા જગતનિયંતા પરમાત્માના રાજ્યમાં આવો ભીષણુ અત્યાચાર ! વારૂ તમે આવી કમકમાટ ઉપજાવે તેવી રીતે મારતાં તેને ન અટકાવી શક્યા ?" તાતિયાએ કરૂણુ સ્વરથી ઉપર્યુક્ત વાક્યો ઉચ્ચાર્યાં.

" મેં તેના પ્રાણુ બચાવવા માટે, બનતો યત્ન કર્યો હતો, વિલાયતની પાર્લામેન્ટે તેના પ્રાણુની રક્ષા કરવા માટે આજ્ઞા પણુ આપી દીધી હતી. પરંતુ દુર્ભાગ્યયોગે એ સમાચાર આવતાં પહેલાંજ મેના આ સંસારની સમસ્ત યાતનાઓનો ત્યાગ કરીને અમરલોકમાં જઈ ચુકી હતી ! " મેં કહ્યું.

" હવે હું આ કષ્ટમય-યાતનામય સંસારમાં રહીને શું કરૂં ? જેને લીધે કાનપુર મારા માટે સ્વર્ગનું પારિજાતકાનન બની રહ્યું હતું-તેજ સ્વર્ગીય કુસુમ આમ અચાનક ચાલ્યું ગયું. તેથી એ સ્થાન હવે મને યંત્રણાદાયક ભાસવા લાગ્યું છે ! મેં મેનાને વચન આપ્યું હતું કે, ' પૂર્ણિમાની રાત્રે હું તને મળીશ ! અને એટલા માટેજ હું અહિં આવ્યો હતો. અને પછી નાનાના મહેલની આવી દુર્દશા જોઇને આપને બોલાવ્યા હતા." નિશ્વાસ નાખીને તાતિયાએ આ પ્રમાણે કહ્યું.

" આપ અહિંથી કયાં જશો વારૂ ?" મેં પૂછયું.

" હું હવે સત્વર કાશી તરફ જઇશ. ત્યાં આગળ અંગ્રેજો સાથે મારે એક ભયાનક યુદ્ધ કરવું છે, અને તે દ્વારાજ હું મેનાના વૈરનો પ્રતિશોધ લઈશ. મને વિશ્વાસ છે કે, તે યુદ્ધમાં અમેજ વિજયી થઇશું અને દક્ષિણુ-વિભાગમાંથી અંગ્રેજોનું અસ્તિત્વ દૂર કરી શકીશું અને કદાપિ અમારો પરાજય થશે, તો એમ માનીશું કે, ઇશ્વરની ભારતવર્ષને સ્વાધીન કરવાની ઇચ્છાજ નથી.

" પછીથી આપ શું કરશો ?" મેં ઉત્સુકતાથી પ્રશ્ન પૂછયો.

" ઘણું કરીને તેજ યુદ્ધમાં મારા જીવન—નાટકની પૂર્ણાહુતિ થઇ જશે."

" કાશીમાં આપની સૈન્ય—સંખ્યા કેટલીક છે." તાતિયા

તરફ દૃષ્ટિ કરીને મેં પૂછ્યું. તાતિયાએ પ્રત્યુત્તરમાં જણાવ્યું કે; " લગભગ સોળેક હજાર મનુષ્યો છે. "

" આપને કોઈ હિન્દુ—રાજાએ આ કાર્યમાં સહાયતા આપી છે કે ? " મેં પૂછ્યું.

" ઘણીજ થોડી સહાયતા મળી છે. અમારી ધારણા પૂર્ણ થઈ શકી નથી. " તાતિયાએ કહ્યું. મેં પૂછ્યું કે:-" ઝાંસીથી કાંઇ મદદ મળી છે કે ? "

" સહાયતા મળવાનો સંભવ છે ખરો, પરંતુ હજુ મળી નથી. આજેજ મેં ત્યાં જવાનો નિશ્ચય કર્યો હતો; પણ તે માત્ર મેનાને માટેજ. હવે મારે ત્યાં જવાની જરૂર નથી. વારૂ આપ મને મેનાને જે સ્થળે ભસ્મીભૂત કરવામાં આવી છે તે સ્થળ બતાવશો કે ? " તાતિયાએ યાચના કરીને કહ્યું.

મેં કહ્યું કે;-" હા, ચાલો. તે સ્થળ સમીપમાંજ છે. " એમ કહીને અમે ચાલવા લાગ્યા.

ઉદાસ મુખથી સ્વદેશ હિતેચ્છુ સંન્યાસી તાતિયા ટોપી પોતાની પ્રાણથી પણ પ્યારી મેનાની શેષ સ્મૃતિ જોવા માટે મારી પાછળ પાછળ ચાલવા લાગ્યા. આ સમયે મેનાના કમનીય શરીરની ભસ્મ ત્યાં આગળ પડી હતી. તાતિયા તે સ્થાનને ચૂમીને બોલી ઉઠયા કે;-" મેના ! આજે મં તને મળવાની પ્રતિજ્ઞા કરી હતી-તેથી હું આવ્યો છું, બેટા ! તું અત્યારે કયાં છે ? "

તાતિયાનો ગળગળો સ્વર સાંભળવાથી મને જણાયું કે, તે અત્યારે રડી રહ્યો છે. અહા ! મનુષ્યનું હૃદય કેટલું બધું સહન કરી શકે છે. સહન-શક્તિની પણ અમુક સીમા હોય છે. મેનાની ભસ્મે જાણે વાયુથી આમ તેમ ઉડીને ઉત્તર આપ્યું:-" પિતા તુલ્ય દેવ ! હું અત્યારે આ સંસારમાં વિદ્યમાન નથી, પણ તમારે માટે આ અંતિમ ચિન્હ મૂકી જાઉં છું. જે જોઇને આપ સંતુષ્ટ થજો.

જાણે તાતિયા પણ આ વાત સમજી ગયો હોય તેમ જણાયું. તે બોલી ઉઠયો કે;-" આ સંસારમાં મારી બે પ્રિય વસ્તુઓ હતી. એક સ્વદેશ અને બીજી તું. તારૂં અવસાન-તારા ભૌતિક દેહનો નાશ તો આ સ્થળે થયો. પરંતુ હું ધારૂં છું કે, આત્માનો વિનાશ નથી, તારો પવિત્ર આત્મા અત્યારે સ્વર્ગમાં વિચરણ કરી રહ્યો છે. આ ક્ષણભંગુર સંસારના અનેક પાપોથી, તાપોથી અને કલેશોથી

તારા આત્માનો ઉદ્ધાર થઇ ચુકયો છે. માયાના મોહબંધનમાંથી તારા આત્માનો નિસ્તાર થઈ ચુકયો છે. અને આ ભીતિયુક્ત; દુઃખયુક્ત પ્રપંચયુક્ત; કપટયુક્ત સંસારને ત્યાગીને તું પ્રભુના શાન્તિમય, સુખમય અને આનંદમય સ્થાનમાં જઈ પહોંચી છે; પરન્તુ આજે તારી આ ભસ્મ મ્હારી સ્હામે પડી છે, એ માત્ર તારૂં અવસ્થાન્તરજ છે! આ સંસારમાં જડ ચક્ષુ-સમક્ષ આ સ્થાન અત્યંત પવિત્ર છે અને ભસ્મ પણ મારા પ્રાણથી અધિક પ્યારી છે. હું જ્યાં સુધી આ પૃથ્વી પર રહીશ, ત્યાં સુધી આ ભસ્મને મારા જીવનની પેઠે યત્નપૂર્વક સાચવી રાખીશ."

એમ કહીને તાતિયાએ થોડીક ભસ્મ પોતાના વસ્ત્રમાં બાંધી લીધી ત્યાર પછી તેને પોતાના હૃદયની અંદર રાખી તે પવિત્ર ભૂમીને તેણે સાષ્ટાંગ પ્રણામ કર્યા. સંન્યાસીના દ્વિતીય વ્રતનું ઉદ્યાપન આ સ્થળે થયું.

ત્યાર પછી તેણે કહ્યું કે:-" રામપાલસિંહ! મેકેયરનું શું થયું?

" તેના હૃદયનું વિશેષ પરિવર્તન થયું છે." મેં ઉત્તર આપ્યું.

" તેનો ઈન્સાફ થઈ ગયો?" તાતિયાએ પૂછયું.

મેં કહ્યું કે;-" ના, હવે સત્વર થવાનો છે." " શું પરિણામે તેને ફાંસીની સજા થશે?" તાતિયાએ પૂછયું " હા, ઘણું કરીને તેમજ થશે." મેં ઉત્તર આપ્યું.

" આપને હું એક બીજી પણ પ્રાર્થના કરૂં છું, કે ગમે તેમ કરીને તમે તેનું રક્ષણ કરજો. તેને પાપની ઉચિત સજા ઇશ્વર આપશે. પાપીને સજા આપવા માટે આપણે યત્ન કરવો એ તો માત્ર અન્યાયજ જણાય છે." તાતિયાએ ઉપદેશ કર્યો.

" આપની આજ્ઞા હું શિરોમાન્ય રાખું છું. નાનાસાહેબ હમણાં કયાં છે, તે સંબંધમાં આપ કાંઇ જાણો છો કે?" મેં કેટલીક બાતમી મેળવવાના ઉદ્દેશથી તાતિયાને પ્રશ્ન પૂછયો.

તાતિયાએ પ્રત્યુત્તર આપ્યું કે;—" તેઓ જગદીશપુરના રાજા અમરસિંહના ભાઈ કુંવરસિંહને મળીને નેપાલ તરફ જવાની તૈયારી કરી રહ્યા છે. હમણાં તેઓ વેશ બદલીને જગદીશપુર ગયા છે."

" કિલ્લામાં નાના નામનો એક માણસ પકડાયો છે. અંગ્રેજ લોકો કહે છે કે, આજ સ્વયં નાના સાહેબ ધોન્ડુપંત છે; પરંતુ મને વિશ્વાસ આવતો નથી."

આ સાંભળીને તાતિયાએ કહ્યું કે;-" જે પકડાયો છે, તે તો

નાના સાહેબનો અનુચરજ છે. અને નાના સાહેબની આજ્ઞાનુસારજ તે પોતે પકડાઈ ગયો છે.

મેં પૂછ્યું કે;–" એમ કરવામાં શું નાનાસાહેબનો કાંઈ સ્વાર્થ સમાયલો છે ? "

" એટલા માટેજ કે, તેને પકડવા માટે અંગ્રેજોના જાસુસો ચારે તરફ ફર્યા કરે છે. તેથી તેમની તીક્ષ્ણ—દૃષ્ટિમાંથી નાનાને મુક્ત થવાનું કાર્ય ઘણુંજ કઠણ થઈ પડયું છે. જે માણસ પકડાયો છે તેને નાના તરિકે સિદ્ધ કરતાં ઘણી મુદત લાગશે અને એ દરમિઆન નાના સાહેબ છટકી જશે. " તાતિયાએ સત્યનું અવલંબન કરીને નિષ્કપટ ભાવે સર્વ વૃતાંત્ત મને જણાવી દીધો.

" ઓહ ! ત્યારે એમાં પણ નાનાસાહેબે કૌશલ્ય વાપરેલ જણાય છે. " મેં કહ્યું.

" એમાં કાંઈ પણ સન્દેહ જેવું નથી. "

આમ કહીને તાતિયા પુનઃ તે સ્થળને સતૃષ્ણ નેત્રોથી જોવા લાગ્યા અને મેનાની સ્મૃતિ કરીને કાંઈક વિચારવા લાગ્યા. તેમની આંખોમાંથી આંસૂના ચાર–છ ટીપાં પણ પડી ગયાં, પરંતુ તરતજ તે તેમણે લૂછી નાખ્યાં. પછી મારા તરફ જોઇને બોલ્યા કે:–રામપાલસિંહ ? આજે હું તમારી પાસેથી પણ વિદાય માગું છું. "

" યુદ્ધ સમાપ્ત થયા પછી આપ મને દર્શન આપશો કે ? " મેં પૂછ્યું. તાતિયાએ કહ્યું કે;–" એ ભવિષ્ય તો ઇશ્વરાધીન છે. "

આમ કહીને તેઓ વિદાય થયા. તેમની સાથે પછીથી મારો મેળાપજ ન થયો. તાતિયાટોપીનું પરિણામ શું થયું ?* એ વાત ઇતિહાસ જાણનારાઓથી છુપી નથી; ઇતિહાસકારોએ તાતિયાના ચારિત્રને જેવું તુચ્છ અને ઘૃણિત બતાવ્યું છે; તેનો પરિચય તેવો નથી. પરંતુ તે એક પ્રકૃત સાધુપ્રકૃતિ, સ્વદેશપ્રેમી, અને ઇશ્વરપરાયણ પુરૂષ હતા, એમાં જરાપણ સન્દેહ નથી.



---

* " તાતિયાના સંબંધમાં મહારાણી લક્ષ્મીબાઇ અથવા તો ઝાંસીની રાણી નામક પુસ્તકમાંથી કેટલોક વૃત્તાંત મળી આવશે. જિજ્ઞાસુ વાચકોને તે પુસ્તક વાંચવાની અમે ભલામણ કરીએ છીએ.

લેખક.

## અષ્ટાદશ પરિચ્છેદ

### ભાગ્ય-ચક્ર

### મિસ રોઝની આત્મકથા

બાલ્યાવસ્થાથીજ હું ભાગ્યવાદિની છું. મને વિશ્વાસ છે કે, મારૂં ભાગ્યચક્ર વિધાતાએજ નિર્દિષ્ટ કર્યું છે. ભવિષ્યમાં જે થવાનું છે, તે પ્રથમથીજ તેમણે તેમાં લખી રાખ્યું છે. તેથી દુ:ખ અને કષ્ટમાં પડીને શોકથી અધીર અથવા દિલગીર થવું એ આપણે માટે જરા પણ ઉચિત નથી.

મારા પરથી અનેક દુર્ઘટનાઓ વીતિ ગઈ, પ્રિયતમા ભગિની શત્રુદ્વારા મારી ગઇ, શોકથી અધીરી થવાથી માતા પણ પરલોક તરફ પ્રયાણ કરી ગઈ, પિતા પાગલ થઇ ગયા, હું શત્રુ દ્વારા અનેક વાર લાંચ્છિત અને અપમાનિત થઈ, અંતે પ્રાણથી પણ પ્રિય બંધુ સ્ટીફનની પાસે મારૂં અપમાન થયું અને તે મેં સહ્યું; છતાં પણ કષ્ટ અને યાતનાઓમાં પડીને મેં કદી પણ બીજાના પર દોષારોપણ નથી કર્યું, અથવા તો હું ક્ષણ માત્રને માટે દીલગીર પણ નથી થઇ. સર્વ કષ્ટોને હું ભવિતવ્યપર વિશ્વાસ રાખીને પ્રફુલિત ચિત્તથી આલિંગન કરતી આવી છું.

મારા ચરિત્રપર સ્ટિફનને સદા સંદેહ રહેતો હતો. તે ધારતો હતો કે, હું જેમ્સને ચાહું છું; પરંતુ એ તેની ભયંકર ભૂલ હતી; અને વળી વિશેષ દુ:ખનો વિષય તો એ છે કે, મને તે સમજાવવાનો અવસર પણ આપતો નહોતો.

યુદ્ધના આરંભમાં તેને કાનપુરના કિલ્લામાં લાવવામાં આવ્યો હતો. તે વખતે તે શત્રુની ગોળીથી ઘાયલ થઇને પથારીવશ અને અજ્ઞાન થઇ ગયો હતો. હું હમ્મેશાં તેની સેવામાં રહ્યા કરતી હતી. એક દિવસ દુરાત્મા જેમ્સે કિલ્લામાં આવીને મારી સાથે મુલાકાત કરી; એ સમયે સ્ટીફનને સહજ ચૈતન્ય આવ્યું હતું, તેથી તેણે જેમ્સની વાત સાંભળી હતી અને ત્યારથી તેમને મારા પર સંદેહ થવા લાગ્યો હતો. મને તેથી દુ:ખ તો થયું હતું; પરંતુ હું તે ભ્રમમાં છું એમ વિચારીને શાન્ત રહી હતી.

તે દિવસથી તેના શરીરની માંદગીએ ભયંકર સ્વરૂપ ધારણ કર્યું, તેમને મારા પ્રત્યે શંકા ઉત્પન્ન થવા છતાં રાત્રિ-દિવસ હું તેમની સેવામાં હાજર રહ્યા કરતી હતી. તે સમયે તેઓ અનેક પ્રકારના પ્રલાપો કરીને મારી નિંદા કર્યા કરતા હતા, તે સર્વે હું શાન્ત ચિત્તે સાંભળ્યા કરતી હતી.

સુશ્રૂષા અને ચિકિત્સાના પ્રભાવથી તેઓ થોડા દિવસમાં સારા થયા; તેમની માંદગી કાંઈક અંશે દૂર થઈ. ત્યાર પછી એક દિવસ રવિવારે મને પાસે બેઠેલી જોઈને તેમણે મને પૂછ્યું કે;–"તમે કોણ છો ? અહીં શા માટે આવ્યાં છો વારૂ?"

મેં પ્રત્યુત્તર આપ્યું કે;—"હું કોણ છું, એ જાણીને આપ શું કરવા માગો છો ?"

"તમારો સ્વર જાણીતો હોય તેમ જણાય છે; પરંતુ મારી આંખોથી સ્પષ્ટ જોઇ શકાતું નથી, એટલા માટે પૂછવું પડે છે." સ્ટીફને પુનઃ કહ્યું.

"આપ વૃથા વાકયવ્યય ન કરતાં શાન્ત રહો. વિશેષ ચંચળ થવાથી તમારી માંદગીમાં વૃદ્ધિ થવાનો સંભવ છે." મેં સ્ટીફનને ઉદ્દેશીને ઉપદેશ આપ્યો.

તેઓ કેટલીક વાર પર્યન્ત ચુપ રહ્યા. અને એજ દિવસે સન્ધ્યા સમયે પુનઃ તેઓ બોલ્યા કે;—"રોઝ કયાં છે, આપ તે સંબંધમાં કાંઈ જાણો છો કે ?"

"તમારે રોઝનું શું કામ છે ? મેં પૂછ્યું.

"હું તેને મારી દૃષ્ટિ સન્મુખ જોવા ઇચ્છતો નથી, માત્ર એટલુંજ કામ છે. વિશેષ કાંઈપણ કહેવા માગતો નથી." સ્ટીફને ઉદાસ ચ્હેરાથી આ વાકયો ઉચ્ચાર્યાં.

હું ચુપ રહી. ડોકટરોએ મને પરિચય આપવાની મના કરી. બે દિવસ પછી સ્ટીફનને સહજ ચૈતન્ય આવ્યું. ત્યારથી મેં તેમના ઓરડામાં જવાનું બંધ કર્યું, કારણ કે કદાચિત્ તેઓ મને જોઇને સંતાપ કરે, તો તેમનો રોગ વધી જાય તેવી આશંકા મારા મનમાં રહ્યા કરતી હતી અને ડોકટરોએ પણ તેવોજ અભિપ્રાય આપ્યો હતો.

કેટલાક દિવસ વીત્યા પછી હું ધીમે ધીમે સ્ટિફનના ઓરડામાં જવા લાગી. ડૉકટરના આવ્યા પછી તરતજ તેમણે તેમને મારા સમાચાર પૂછ્યા.

જ્યારે તેઓ સારી રીતે સ્વસ્થ થઈ ગયા. ત્યારે હું તેમને એક દિવસ મળવા ગઈ. તેઓ મને જોઇને કાંઈ પણ બોલ્યા નહિ; પરંતુ એક પુસ્તક લઇને વાંચવા લાગ્યા. સ્ટીફનને આરોગ્ય પ્રાપ્ત થયેલું જોવાથી મને આજે અત્યાનંદ થયો; કેમ કે સ્ટીફનને હું પ્રાણથી પણ વિશેષ ચાહતી હતી. પ્રેમની ગંભીરતા કેવી છે, એનો નિર્ણય હું પોતે કરી શકી નહિ.

થોડી વાર પછી મેં તેમને પૂછ્યું કે:—"પ્યારા સ્ટીફન! ઈશ્વર ઇચ્છાથી આપને આરોગ્ય જોઇને મને ઘણોજ આનંદ થયો છે."

પ્રત્યુત્તરમાં તેઓ કાંઇપણ બોલ્યા નહિ. હું મનમાં ને મનમાંજ ઘણી દુઃખિત થઈ. આટલા દિવસ પછી શય્યામાંથી ઉઠવા છતાં પણ તેઓ મારી સાથે કાંઈ બોલ્યાજ નહિ.

હવે લજ્જા પણ મને અટકાવી શકી નહિ, મેં પુનઃ તેમને પૂછ્યું કે;—"પ્રિય સ્ટીફન, કદાપિ મારાથી અજાણમાં કાંઈ અપરાધ થઇ ગયો હોય, તો તેની પણ આપ મને ક્ષમા નહિ આપો? પ્રમદાના અપરાધની ક્ષમા પુરૂષોએ તો ઉદારચિત્તથી આપવીજ જોઇએ."

"ક્ષમા કોને કરૂં, તને! જો તું અપરાધી હો, તો પણ તને ક્ષમા કરવાનો મને શું અધિકાર છે? તું સ્વતંત્ર છે, તારી ઇચ્છા પ્રમાણે વર્તવાને સ્વાધીન છે." સ્ટીફને ગંભીર સ્વરથી મારી યાચનાનો અનાદર કરીને ઉપરોક્ત શબ્દો મને કહી સંભળાવ્યા.

હું સમજી ગઈ કે, સ્ટીફનના હૃદયમાંથી મારો પ્રેમ ઉખડી ગયો છે. તેથી મેં તેને સાંત્વન આપવાના ઉદ્દેશથી ફરીવાર પૂછી જોયું કે;—"આપ મને પ્રથમ ચ્હાતા હતા, તેવી રીતે હવે કેમ નથી ચ્હાતા? મારા કહેવાના ભાવાર્થને આમ વિપરીત કેમ માની લો છો?"

"મેં પ્રથમથી તારી સાથે પ્રેમ કર્યો હતો, તે માત્ર ભ્રમથીજ કર્યો હતો. તારી સાથે પ્રેમ બન્ધનથી બંધાવામાં મે ભયંકર ભૂલ કરી છે." સ્ટીફને કહ્યું.

"કોઇની સાથે પ્રેમ કરીને, પ્રીતિપૂર્ણ દૃષ્ટિથી જોઇને, અને સમસ્ત હૃદય સમર્પણ કરીને છેવટે વિનાકારણે તેનો ત્યાગ કરવો એ શું આપને ઉચિત લાગે છે કે?" મેં મારા હૃદયની આશાને પૂર્ણ કરવા માટે ખુલ્લા હૃદયથી સ્ટીફનને સ્પષ્ટ શબ્દોમાં જણાવી દીધું."

"તારો પ્રેમ કરવામાં મેં મહાન ભૂલ કરી છે, ઘણુંજ માઠું કાર્ય કર્યું છે." સ્ટીફને કહ્યું.

સ્ટીફનની વાત સાંભળીને હું ઘણીજ વ્યથિત થઈ. મારી પ્રીતિલતા હરિઆળી થવાને બદલે હૃદયક્ષેત્રમાંજ કરમાઈ ગઈ. મારી સમસ્ત આશાઓ નિરાશાના સ્વરૂપમાં પરિણીત થઈ. મનની મહત્વાકાંક્ષા નિર્મૂળ થઈ ગઇ. સ્ટિફનના આ વાક્યોથી મારૂં હૃદય ભગ્ન થઈ ગયું અને વિચાર શક્તિ વિલીન થઇ. જેને મેં મારૂં સર્વસ્વ અર્પણ કર્યું, જેને મારા હૃદય રાજ્યના આરાધ્ય દેવતા સમજીને અત્યાર સુધી પૂજન કર્યું અને હૃદયક્ષેત્રમાં ઉદ્ભવેલાં પ્રીતિ પુષ્પો ચડાવ્યાં, જેની ખાતર મેં અન્ય કોઈના પ્રેમનો સ્વીકાર ન કર્યો, જેનાં સ્નેહમય વાક્ય અને પ્રીતિપૂર્ણ વ્યવહારથી આ વિષમ સંસારનાં સર્વ દુઃખ-યંત્રણા હું વિસરી ગઈ હતી, જેના સહવાસથી મને સાક્ષાત્ ઇશ્વરનો સાક્ષાત્કાર ભાસતો હતો, જેની સેવા કરવામાં હું મારાં મહત્ભાગ્ય માનતી હતી, જેની સાથે બેસીને વાતો કરવામાં હું સ્વર્ગનો અમૂલ્ય આનંદ અનુભવતી હતી, જેની સાથે બેસીને જમવામાં મને સુધા-સ્વાદનો અનુભવ થતો હતો, જેનાં મોહમય વાક્યો સાંભળીને હું માતા-પિતા અને ભગિનીની વિષમ સ્થિતિનું ભાન ભૂલી જઇને સંસારને સ્વર્ગ તુલ્ય માનતી હતી, જેના મધુરાં મુખડાનું અવલોકન કરીને સમસ્ત સંસારના સૌન્દર્યનું અવલોકન કરતી હતી, જેના આધારે મારૂં દુઃખમય જીવન અદ્યાપિ આ અવનિમાં ટકી રહ્યું હતું અને જેના સહવાસથી મને દુનિયા એક નંદનકાનન જેવી જણાતી હતી; તેના મુખમાંથી આવા શબ્દો સાંભળીને મને મૂર્ચ્છા આવી ગઈ. મારૂં હૃદય નિરાશાના કઠિન આઘાતથી કેટલીકવાર પર્યન્ત જડવત્ બની ગયું. અને મને આ સંસાર પ્રેમશૂન્ય, પ્રીતિશૂન્ય અને વાત્સલ્ય શૂન્ય જણાવા લાગ્યો. મને સ્ટીફનના આવા વિષમ વ્યવહારથી ઘણુંજ માઠું લાગ્યું અને તેથી હું મારા મુખને રૂમાલ વતી ઢાંકી દઇને રૂદન કરવા લાગી.

મારી આવી સ્થિતિ જોઇને સ્ટીફન ઘણાજ ક્રોધસહિત કહેવા લાગ્યા કે;--"મારી એવી ઇચ્છા કે, હવે મારે તારા સામી દૃષ્ટિ પણ ન કરવી. તું તુચ્છ છે, પ્રેમહીન છે; માટે હવે તારૂં મુખ મને બિલકુલ ન બતાવતી."

જ્યારે હું આંસૂ ન રોકી શકી, ત્યારે મેં રડતાં રડતાંજ ઉત્તર આપ્યું કે;-"પ્રિય સ્ટીફન ! મેં આપનો શું અપરાધ કર્યો છે. તે તો કૃપા કરીને જણાવો. હું આપની આજ્ઞાનુસાર આજથી આપને ત્યાં

નહિ આવું; પરંતુ મારી એટલી પ્રાર્થના છે કે કદાચિત્ મારાથી અજાણુમાં કાંઈ અપરાધ થયો હોય તો ક્ષમા કરજો. પ્રભુ! શું મારો એવો ભયંકર અપરાધ છે કે જેની ક્ષમા પણ મને નહિ મળી શકે?"

"હું જાણું છું, કે જે અપરાધ જાણી જોઇને કરવામાં આવે છે, તેની ક્ષમા હોતીજ નથી. ક્ષમા એ અજાણુથી થયેલા અપરાધને માટેજ છે." સ્ટીફને કોપના આવેશમાં આવી જઇને ઉપર્યુક્ત કઠોર શબ્દ ઉચ્ચાર્યા.

હવે હું મારા હૃદયના આવેગને અટકાવી શકી નહિ. તેથી બન્ને હાથોથી સ્ટિફનના પગ પકડીને રડતી રડતી કહેવા લાગી કે;–"દેવ! પ્રભો! હૃદયના એક માત્ર આરાધ્ય દેવતા!!! આ તુચ્છ દાસીને તેના કોઇપણ અપરાધની ક્ષમા આપો."

આથી સ્ટીફન સહજ વિચલિત થયા. તેમનો ઘણા દિવસનો અટકાવેલો પ્રેમ–સ્રોત જાણે સેંકડો બંધો તોડીને પ્રબલ વેગથી પ્રવાહિત થયો. તેઓએ મારાં બન્ને હાથ પકડીને જોરથી કહ્યું કે;–"રોઝ! મિસ રોઝ! તું આ શું કરે છે?"

આ સમયે બહારથી કોઇએ વ્યગ્ર સ્વરથી કહ્યું કે;–"રોઝ! પરપુરૂષની સાથે આવો વ્યવહાર કરીને શું તું તારા કુળના ગૌરવની વૃદ્ધિ કરે છે! તેં તો મારી સાથે લગ્ન કરવાનું વચન આપ્યું હતું ને?"

ઉપર્યુક્ત શબ્દ સાંભળતાંની સાથેજ સ્ટીફને મને જોરથી એક લાત મારીને દૂર ફેંકી દીધી તથા કહ્યું કે;–"માયાવિની, પિશાચની!! કુલટા કામિની!!! તારા શરીરનો સ્પર્શ કરવામાં પણ મહાન પાપ છે. પ્રપંચી પ્રમદા! તું વિષયની પૂતળી છે, તારૂં સમસ્ત શરીર વિષય વાસનાથી ભરપુર છે. હત્યારી! તારા પાસમાં ફસાવીને મારી અમુલી આબરૂને પાણીમાં મેળવવા ધારે છે. તારો એક ભરથાર તો મારી સમક્ષ આવીનેજ આમ બોલે છે, તો પછી બીજા કેટલાક સ્વામીઓ તેં સ્વીકાર્યા હશે. જા, દૂર જા, ચાંડાલિની! મારા આ પવિત્ર ગૃહને તારા અપવિત્ર પગથી પાપમય ન બનાવ. ખરેખર! સ્ત્રીઓ પ્રપંચીજ હોય છે, તારી વાસના એક પુરૂષથી ન તૃપ્ત થઇ કે, તું મારી પાસે આવીને મારૂં અપમાન કરવા લાગી? જા, હવેથી કદીપણ મારા દ્વારમાં પ્રવેશ કરીશ નહિ." આમ કહીને સ્ટીફન બહાર ચાલ્યાં ગયા. અને દ્વાર પર જેમ્સ આવીને ઉભો ઉભો હસવા લાગ્યો. આ જોઇને મારૂં સર્વાંગ કમ્પી ઉઠયું.

# ઉનવિંશ પરિચ્છેદ

## આશાનો સંચાર

### સરદાર રામપાલસિંહની આત્મકથા

* * * * *

આજે કેટલાક દિવસ થયાં સર્જ્યન સ્ટીફન પુનઃ સંકટમાં સપડાયા છે. ડૉકટર કહે છે કે, કોઈક વિશેષ પ્રકારની સામયિક ઉત્તેજનાને લીધે, તેમનો રોગ વધતો જાય છે. તેમને હવે કૉર્ટમાંથી મિ. ગાર્ડનને ત્યાં લાવવામાં આવ્યા. ગાર્ડનના મકાનના કેટલાક ઓરડા શત્રુઓના ગોળાથી તૂટી–ફુટી હાલતમાં આવી પડયા હતા. અને એ મકાન પણ રોગીઓને રહેવા લાયક રહ્યું નહોતું.

સ્ટીફનના શરીરમાં વિકારનાં લક્ષણ જણાતાં હતાં. ડોકટરોને તેની દશા જોઇને ઘણો ભય થતો હતો. રોઝ પણ સ્ટીફને કરેલા અપમાનને લીધે તેની પાસે આવતી નહોતી. તેનું કારણ હું જ્યારે જ્યારે રોઝને પૂછતો હતો, ત્યારે તે રડી દેતી હતી! મારા પ્રશ્નના કાંઇ પણ ઉત્તર આપતી નહોતી. તેઓ બન્નેમાં પરસ્પર વિવાદ થઇ ગયો છે, એ પણ હું સારીરીતે જાણી ગયો હતો.

ગાર્ડનની પ્રકૃતિ હમણાં ઘણીજ સારી થઈ છે. તેમનું દીવાનાપણું પણ દૂર થયું છે. ડૉકટરોનો અભિપ્રાય પણ એવોજ છે, કે તે હવે સત્વર આરોગ્ય થઇ જશે.

આ સમયે સ્ટીફનની સુશ્રુષાનો ભાર મેંજ ઉપાડી લીધો હતો. ઇશ્વર કૃપાથી સ્ટીફનની સ્થિતિ સારી થવા લાગી હતી. એક દિવસ સન્ધ્યા સમયે સ્ટીફને મને પૂછયું કે;–" આપ કોણ છો? મેં પૂર્વે આપને કયાંક જોયા હોય તેમ જણાય છે."

" હા, હું રામપાલસિંહ છું." મેં ઉત્તર આપ્યું.

" આપને ઓળખી શકયો નહોતો, તો ક્ષમા કરજો. હું અત્યારે કયાં છું વારૂ?" સ્ટીફને કરૂણ મુખ કરીને મને પૂછયું.

" ગાર્ડનના મકાનમાં." મેં કહ્યું.

" મને અહીં શા માટે લાવ્યા છો ? " સ્ટીફને પૂછયું.

મેં પ્રત્યુત્તરમાં જણાવ્યું કે; " કિલ્લાના સઘળા ઓરડા નષ્ટ-પ્રાય થઈ ગયા છે, ત્યાં આપને રાખવા ઉચિત નથી."

" મને હૉસ્પિટલમાં કેમ ન લઈ ગયા ? "

" શું હૉસ્પિટલમાં આના કરતાં વિશેષ સગવડ મળી શકે તેમ હતી ? "

સ્ટીફને કહ્યું કે;–" એકવાર નહિ, પરંતુ સેંકડો વાર."

હું સમજી ગયો કે, સ્ટીફન અને રોઝ વચ્ચે વિશેષ વૈમનસ્ય વધી ગયું છે. "વારૂ, જરા તમારી પ્રકૃતિ સ્વસ્થ થવા દ્યો, ત્યાર પછી આપને ત્યાં લઈ જઇશું."

એમ કહીને હું બહાર નીકળી આવ્યો. ત્યાં જોયું કે, સજલ નયનથી નીચું મુખ કરીને રોઝ દરવાજા આગળ ઉભેલી છે. મેં તેને એક બાજુએ લઈ જઇને પૂછયું કે;–" મિસ રોઝ ! હું તમારા પિતા તુલ્ય છું. મારી આગળ લજ્જિત થવાનું કાંઈ કારણ નથી. કરો જોઈએ વારૂ કે, સ્ટીફન તમારાથી શા માટે ચિડાયા છે ? જો તેનો કાંઇ ઉપાય હશે, તો હું અવશ્ય તે કરી શકીશ."

મારી વાત સાંભળીને રોઝ ન્હાની જેવી બાલિકાની પેઠે મારા બન્ને હાથથી પોતાનું મુખ છુપાવીને રડવા લાગી.

*　　*　　*　　*　　*

આજે કેટલાક દિવસ થયાં સ્ટીફન સ્વસ્થ છે. તેઓ હમ્મેશાં બીજી જગાએ જવાનો આગ્રહ કરે છે; પરંતુ મારા અને ગાર્ડનના પ્રતિરોધથી તેઓ જઈ શકતા નથી.

રોઝના મ્હોંએથી મેં કેટલીક બાબતો જાણી લીધી. સ્ટીફનને ઘણુંએ સમજાવ્યું. પરંતુ તેણે જણાવ્યું કે, જે વાત મેં મારી નજરે જોઈ છે, તેના પર કેવી રીતે અવિશ્વાસ રાખી શકું વારૂ ? મને રોઝના ચારિત્ર માટે પૂર્ણ સંદેહ છે, તેથી હું તમારી વાતને સ્વીકારી શકીશ નહિ. આ કાર્ય કાંઇ જેવું તેવું નથી કે, હું વગર વિચાર્યે કરી લઉં."

" આપના સમજવામાં ભયંકર ભૂલ થાય છે; જેમ્સ એક શરાબી અને દુરાચારી મનુષ્ય છે. રોઝ તેને સ્વપ્નમાં પણ ચ્હાતી

નથી. જેમ્સ રોઝને હસ્તગત કરીને વિશેષ દ્રવ્યની પ્રાપ્તિ કરવા માગે છે. આપે જે કાંઇ જોયું છે, તે માત્ર જેમ્સનાં ષડયંત્ર અથવા તો કાવત્રાંજ છે; રોઝ સમ્પૂર્ણ રીતે નિર્દોષ છે, તેને ક્ષમા કરો તે જન્મદુઃખિની અને અભાગિની છે તથા પ્રત્યક્ષ દેવતાની પેઠે આપની પૂજા કરે છે." મેં સ્ટિફનને રોઝના સંબંધમાં તેની નિર્દોષતા પ્રકટ કરીને જણાવ્યું.

"આપના પર મારી પૂર્ણ શ્રદ્ધા છે, આપની વાત પર મને જરાપણ અવિશ્વાસ નથી, પરંતુ હું તેનું પ્રમાણ માગું છું." સ્ટીફને પોતાનો આંતરિક ભાવ પ્રકટ કરીને મને જણાવ્યુ.

"પ્રમાણ તો સ્પષ્ટ જ છે. રોઝનું હૃદય જયારે આપના હૃદય સાથે મળી ચુકયું છે, ત્યારે પ્રમાણની શી આવશ્યકતા છે?" મેં કહ્યું.

"રોઝ જેમ્સની વાગ્દત્તા નથી, એનું પ્રમાણ શું ?" સ્ટીફને પૂછ્યું.

"હું તેનું યથેષ્ટ પ્રમાણ આપીશ." મેં ઉત્તર આપ્યું.

"આ દિવસે સન્ધ્યા સમયે લક્ષ્મણપ્રસાદના સમાચાર આવ્યા કે, રૉબર્ટ મેકેયરનો નિત્યનો સહવાસી મિત્ર અબ્દુલ ગુપ્ત વેશે કાનપુર પાસે આવ્યો છે. આ સમાચાર મળવાથી હું સ્ટીફન પાસે ગયો અને તેને કહ્યું કે;–" હું અબ્દુલને પકડવા માટે આજે બહાર જઇશ, મારો અનુરોધ છે કે, જયાં સુધી હું ન આવું, ત્યાં સુધી આપ અહિંજ રહેજો."

સ્ટીફન કેટલીક વાર સુધી શાન્ત રહ્યા પછી બોલ્યા કે;– "વારૂ, આપની આજ્ઞા પ્રમાણે હું અહિંજ રહીશ."

ત્યાર પછી રોઝની પાસે જઇને મેં તેને સઘળી વાત કહી સંભળાવી, તેને મારી વાત સાંભળવાથી ઘણીજ ધીરજ આવી. તેના હાસ્યયુક્ત પ્રફુલ્લ વદનને જોઇ હું આનંદપૂર્વક મારા ઘર તરફ વિદાય થયો અને પછી મૅકેયરને પકડવા માટે આજે રહાંજેજ બહાર નીકળ્યો.

---

## વિંશ પરિચ્છેદ

## સન્દેહ-ભંજન

### સરદાર રામપાલસિંહની આત્મકથા

તાતિયા પાસેથી વિદાય થઇને હું ઘર તરફ આવ્યો. તે સમયે પ્રભાત થઈ ચુકયું હતું. આજે મેકેયરના મુકર્દ્દમાની પ્રથમ તારીખ હતી.

પ્રભાતમાં હું સ્ટીફનને મળવા ગયો. મૅકેયરને પકડયા પછી, તેની સાથે મારી મુલાકાત થઈ નહોતી.

મકાનમાં જતી વેળાયેજ રોઝનો મેળાપ થયો. તે બોલી કે;—"શું આજે મૅકેયરના મુકરદમાનો દિવસ છે કે?"

"હા, સ્ટિફન કયાં છે? તેમની મુલાકાત હજી સુધી થઈનથી. તેના ચિત્તની દશા કેવીક છે?" મેં રોઝને સ્ટીફન સંબંધી સમાચાર પૂછ્યા.

"હમણાં સહજસાજ સારી સ્થિતિ છે. કિન્તુ અદ્યાપિ તેમનો સન્દેહ બિલ્કુલ દૂર થયો નથી." રોઝે ઉત્તર આપ્યું.

"તમારી સાથે તેણે કાંઇ વાતચીત કરી હતી કે?" મેં પૂછ્યું.

રોઝે ઉત્તર આપ્યું કે;—"હા—થોડી ઘણી!"

પછી હું રોઝને સાથે લઇને સ્ટીફન પાસે ગયો. સ્ટીફને મને સત્કારપૂર્વક બેસાડયો, રોઝને પણ બેસવાનું કહ્યું. મેં જોયું કે, તેનું ચિત્ત અત્યંત અવ્યવસ્થિત છે."

"મૅકેયરને પકડીને આપે અંગ્રેજ સરકાર પર ઉપકાર કર્યો છે, એમાં જરાપણ શક નથી." સ્ટીફને કહ્યું.

"માત્ર એટલુંજ નહિ, પરંતુ હેલનની હત્યાનો પ્રતિશોધ પણ લીધો છે." મેં કહ્યું. સ્ટિફને જણાવ્યું કે;—"એ માટે અમે આપના આભારી છીએ."

"આજે મુકર્દ્દમાનો દિવસ છે, આપ પણ ત્યાં આવશો કે?" મેં પૂછ્યું.

સ્ટીફને ઉત્તર આપ્યું કે;–"જો રોઝ આવશે, તો હું આવીશ, નહિ તો કાંઇ જરૂર જેવું નથી."

મેં રોઝને પૂછયું કે;–"કેમ મિસ રોઝ! આપ આવવાનાં છો?"

રોઝે સ્ટીફનના તરફ દષ્ટિ કરીને પૂછયું કે;–" જો આપને આવવામાં કાંઇ અડચણ નહિ હોય તો હું પણ ખૂશીથી આવીશ."

મેં જોયું કે, બન્નેનાં મન વિના પરિશ્રમેજ મળી રહ્યાં છે. હવે મારે ચેષ્ટા કરવાની કાંઇ આવશ્યકતા રહી નથી. એમ વિચાર કરીને તેઓ બન્નેને એકાંતમાં રહેવા દઇ, હું ત્યાંથી બહાનું કાઢીને બહાર આવ્યો. નીકળતી વખતે કહેતો આવ્યો કે, તમે બધાં દશ વાગે કોર્ટમાં આવી જજો. હું હમણાં જાઉં છું."

રોઝ તે ઓરડામાં રહી. મારો એવો અભિપ્રાય હતો કે બન્ને પ્રેમી, જેમ બને તેમ સત્વર હળીમળી જાય તો ઠીક.

મેં બહાર નીકળીને જોયું તો, જેમ્સ ગાર્ડનના મકાન પાછળ ઉભેલો જણાયો, તેથી તેની પાસે જઇને મેં પૂછયું કે;–"કોણ, જેમ્સ! અહિં કેમ ઉભા છો?

તે ઘણાજ ગર્વથી બોલી ઉઠયો કે;–" આપને શું કામ છે? માર્ગમાં આમ પ્રશ્ન કરવો એ સભ્યતાથી વિરૂદ્ધ છે."

" તમારૂં મારે કેટલુંક કામ છે, એટલા માટે હું તમને પૂછું છું " મેં કહ્યું.

" શું કામ છે? "

" તમે તો સ્ટીફનના પ્રતિસ્પર્દ્ધિ છો ને?"

" કયા વિષયમાં?"

" રોઝના લગનના વિષયમાંજ તો?" મેં વિનોદની ખાતર કહી સંભળાવ્યું.

જેમ્સે પૂછયું કે;–" આપે શી રીતે જાણ્યું?"

" સ્ટીફને મને કહ્યું. "

" તેમાં આપને શું લાગે વળગે." જેમ્સે તોછડાઇથી ઉત્તર આપ્યું.

" મારો એમાં સ્વાર્થ છે, સ્ટીફને મને દગો દીધો છે. માટે મેં તેનો બદલો લેવાનો વિચાર કર્યો છે." મેં તેને ફુલાવવાની ખાતર કહ્યું.

" આપ મને ઠગો છો કે સત્ય કહો છો ? જેમ્સે હસીને પૂછ્યું.

શિખ્ખ લોકો કદીપણ કોઇને દગો દેતા નથી, હું તમને સાચે સાચુંજ કહું છું. " મેં મારા મુખને ગંભીર કરીને કહ્યું.

" તેણે આપને કેવી રીતે દગો દીધો વારૂ ? " જેમ્સે આશ્ચર્ય-યુક્ત વદને પ્રશ્ન પૂછયો.

" તેનું એક કામ કરી દેવાના બદલામાં મને તેણે ચાર હ-જાર રૂપિઆ આપવાનો વાયદો કર્યો હતો, પરંતુ હવે કામ પૂર્ણ થવા છતાં તે મને રૂપિયા આપતો નથી. " મેં માર તોપ કોણ પૂછે છેના હિસાબે ઉત્તર આપ્યું.

" આપ તેના તરફથી કેવી રીતે બદલો લેવા માગો છો ? " જેમ્સે ઉત્સુકતાથી પૂછ્યું અને ઉત્તરની પ્રતીક્ષા કરીને તે મારા તરફ જોઇ રહયો.

" તે તમારો પણ શત્રુ છે; તમે શી રીતે બદલો લેવા માગો છો ? " મેં તેના આંતરીક વિચારો જાણી લેવાના ઉદ્દેશથી સ્હામોજ પ્રશ્ન પૂછયો.

" મારી ઇચ્છા એવી છે કે, તેને આ સંસારમાંથી સદાને માટે વિદાય કરી દઉં. " જેમ્સે પિશાચનું સ્વરૂપ ધારણ કરીને ઉત્તર આપ્યું.

" આટલાં બધાં સાહસિક પગલાં ભરવાં ઉચિત નથી. છેવટે તમારે પણ પ્રાણ ગુમાવવા પડશે. આનું પરિણામતો વિપરીતજ આવશે. " મેં ઉપદેશ આપ્યો.

" પછી આપ કેવો બદલો લેવા માગો છો ? " મારી સલાહ લેવા માટે જેમ્સે પૂછ્યું.

" આપણે એવો ઉપાય કરીએ કે, જેથી રોઝ સાથે તેનાં લગ્ન ન થઈ શકે ! " મેં કહ્યું.

" હું એમજ કરવા ઈચ્છું છે." પોતાનો હાર્દિક ભાવ જેમ્સે પ્રકટ કર્યો.

" તમારે રોઝ સાથે કાંઇ સંબંધ છે કે ? તે તમારે શું થાય છે ? " મેં પૂછ્યું.

" તે મારી પિત્રાઇ બ્હેન છે, હું તેની સાથે લગ્ન કરવા ઇચ્છું

છું; પરંતુ તે મારી સાથે, લગ્ન કરવા ઇચ્છતી નથી. તેતો સ્ટીફન સાથેજ લગ્ન કરવા ઇચ્છે છે."

"તમે તેને કયારેય કહ્યું હતું. કે હું તારી સાથે લગ્ન કરવા ધારૂં છું.?" મેં પૂછયું.

"જેમ્સ ઉત્તર આપ્યું કે;–'હા, મેં પૂછયું હતું. પરંતુ તેણે ચોકખી ના પાડી હતી.'"

"તમે અત્યારે અહિં શા માટે આવ્યા છો?"

"રોઝને મળવા માટે હું હમેશાં સ્હવાર–સાંઝ અહિં આવ્યા કરૂં છું."

મેં પ્રશ્ન પૂછયો કે;--"એથી શું ફળ મળશે?"

"બીજું કાંઈ નહિતો, સ્ટીફનના મનમાં સન્દેહ તો થશેને?" જેમ્સે પોતાની હલકાઈ બતાવી આપી.

"પરંતુ મને વિશ્વાસ છે, કે તમે આ કાર્યમાં કદી પણ ફળીભૂત થઈ શકશો નહિ.

"અવશ્ય થઇશજ. સ્ટીફનના હૃદયમાં મેં સંદેહ ઉત્પન્ન કરી દીધો છે."

મેં આશા આપીને જેમ્સને કહ્યું કે;—"તમારૂં કાર્ય હું કરી આપું તો, મને પારિતોષિક તરીકે શું આપશો વારૂ?"

"સ્ટીફને તમને ચાર હજાર રૂપિયા આપવાનું કહ્યું છે, તો હું આઠ હજાર રૂપિયા આપીશ; અને તે ઉપરાંત એક હજાર વિશેષ પણ આપીશ." જેમ્સે મને લાલચ આપી.

"વારૂ; ત્યારે કબુલ છે. હવે તે વિષયમાં શું કરવું વારૂ, જરા તમારો અભિપ્રાયતો દર્શાવો. એટલે હું અત્યારથીજ તે કાર્યનો પ્રયત્ન કરૂં." મેં પણ જેમ્સને લાલચમાં લુબ્ધ બનાવવાનો યત્ન કર્યો.

"હું પ્રથમ રોઝના પર એક પત્ર લખી આપું છું, તે આપ તેને પહોંચાડો."

"તે પત્રમાં આપ શું લખશો?" પત્રનું રહસ્ય જાણવાના ઉદ્દેશથી મેં પૂછી લીધું.

"તે પત્રમાં મારૂં નામ ન લખતાં રોઝની એક સખી હૅરિયટ

એન્ટીનું નામ લખીશ, એટલે આપણે સત્વર કાર્ય–લાભ કરી શકીશું." જેમ્સે પ્રપંચનું પ્રથમ દર્શન કરાવીને કહી સંભળાવ્યું.

"વારૂ, એ એન્ટી કોણ છે?" મેં પૂછી લીધું.

"તે જયોર્જ હેમિલ્ટનની પુત્રી છે." જેમ્સે સ્પષ્ટ નામ બતાવી આપ્યું."

"હું તમારૂં એ કાર્ય કરી આપીશ, પણ આપને એક પ્રતિજ્ઞા કરવી પડશે."

મેં પણ પ્રપંચનું અવલંબન કરીને જેમ્સને કહી સંભળાવ્યું.

"તે શું?"

"જ્યારે તમે મને મધ્યસ્થ નીમ્યો છે, ત્યારે મારી અનુમતિ અને પરામર્શ સિવાય તમારાથી ઇચ્છા પ્રમાણે તમે કાંઇ પણ કરી શકશો નહિ, જો તેમ કરશો તો તમારે પણ વિષમ પરિણામ ભોગવવું પડશે." મેં ભય બતાવીને કહ્યું.

"હું સોગન્દપૂર્વક કહું છું કે, આપની આજ્ઞાનુસારજ કરીશ." જેમ્સે ઉત્તર આપ્યું.

જેમ્સ ચાલ્યો ગયો; હું પણ મારે ઘેર ચાલ્યો આવ્યો. જેમ્સની વાતપરથી જણાઇ આવ્યું કે રોઝ તદ્દન નિર્દોષ છે અને તે સાથે મને સ્ટીફનને પ્રમાણ આપવાનો સુઅવસર પણ પ્રાપ્ત થયો.

ફર્સ્ટકલાસ મેજિસ્ટ્રેટની કોર્ટમાં આજેજ મૅકેયરના ન્યાયનો આરંભ થયો. બળવાખોરોનીસહાયતા કરવાથી કૅાર્ટમાં તેનો ઇન્સાફ ન થયો. આજના વિચારમાં એ નિર્ણય થયો કે, "કોર્ટ ઑાફ માર્શલ" દ્વારા તેના મુકરદમાનો વિચાર કરવામાં આવશે.

મારા કહેવા મુજબ સ્ટીફન અને રોઝ ફૉર્ટ (કિલ્લા) માં આવ્યાં હતાં, બન્નેના મુખ પ્રસન્ન અને પ્રફુલ્લ જણાતાં હતાં. હું સમજી ગયો કે, હવે ફુલનો કીટ નીકળી ગયો છે. આ દિવસે સન્ધ્યા સમયે જૅમ્સ એક હજાર રૂપિયા લઇને મને મળવા આવ્યો. મેં તેને બહાનું કાઢીને બે દિવસ પછી આવવાની આજ્ઞા આપી.

---

## એકવિંશ પરિચ્છેદ

## રૉબર્ટ મૅકેયરની ભયંકર આત્મકથા

### સરદાર રામપાલસિંહની આત્મ કથા

આજે "કોર્ટ ઑફ માર્શલ" બેઠી. જ્યૉર્જ હેમિલ્ટન પોતે તેના ન્યાયાધિશ થયા. કોર્ટ મનુષ્યોની ભીડથી ખીચોખીચ ભરાઇ ગઇ હતી, ગાર્ડન, રોઝ અને સ્ટીફન આદિ સર્વ આવ્યાં હતાં. બાર વાગ્યા પછી મૅકેયરના ઇન્સાફનો આરંભ થયો.

ન્યાયાધિશના પૂછવા પછી રૉબર્ટ મૅકેયરે શપથપૂર્વક નિમ્ન-લિખિત જુબાની આપવી શરૂ કરી:—

"મારૂં નામ" રૉબર્ટ મેકેયર છે." ફ્રાન્સ દેશાન્તર્ગત 'ફ્રેને' નગરમાં ઈ. સ. ૧૮૧૯ ના જૂન માસમાં મારો જન્મ થયો હતો. મારા પિતાનું નામ 'હેડરીફ્યુલર મૅકેયર' હતું. તેઓ ઘણાજ ધનાઢ્ય પુરૂષ હતા અને 'મહાવીર નેપોલિયન બોનાપાર્ટના હાથ નીચે મેજરનું કામ કરતા હતા. સમ્રાટ નેપોલિયન તેમના ગુણોના ઘણા પક્ષપાતી હતા."

"મને સુશિક્ષિત બનાવવાનો મારા પિતાનો મૂખ્ય ઉદ્દેશ હતો અને તેથી તેમણે મને પૅરિસ મોકલીને ત્યાંના પ્રધાન વિદ્યાલયમાં દાખલ કરાવ્યો હતો. ધ્યાનપૂર્વક અભ્યાસ કરવાથી મેં પાંચ વર્ષમાં પાંચ મુખ્ય ભાષાઓનું અધ્યયન કર્યું હતું અને પરીક્ષામાં સર્વોચ્ચ સ્થાન મેળવીને સ્વર્ણપદક પ્રાપ્ત કર્યો હતો."

"મારા પિતા 'પ્રોટેસ્ટંટ' ધર્મના અનુયાયી હતા, પરંતુ હું 'રોમન કેથોલિક' મતને માનતો હતો. હું બાલ્યાવસ્થામાં ધર્મ-ભીરૂ અને ઇશ્વરપરાયણ હતો. હમ્મેશાં ઇશ્વરની આરાધના કર્યા સિવાય જળ પણ ગ્રહણ કરતો નહોતો."

"આ સમયે વીરાગ્રગણ્ય માર્શલ 'ને' ના પરિવાર સાથે મારો પરિચય થયો. 'ને' ની સર્વથી ન્હાની કન્યા 'એની' અત્યંત રૂપવતી હતી. સમસ્ત ફ્રાન્સ દેશમાં તેના જેવી રૂપવતી અને

ગુણુવતી કન્યા બીજી કોઇ પણુ નહોતી, એમ મારૂં માનવું હતું. એની અને મારી વચ્ચે પરસ્પર પ્રીતિ બંધાઇ, હું તેને પ્રાણુથી પણુ અધિક ચ્હાવા લાગ્યો. તે પણુ મને તેવીજ રીતે ચ્હાતી હતી. પરંતુ હું તેની પ્રીતિનો પરિચય પામી શકયો નહોતો.'

"આ વખતે એક અંગ્રેજ યુવક સાથે મારો પરિચય થયો. અમે બન્ને મિત્રો એકજ જગાએ હંમેશા રહેતા હતા, સાથેજ હરતા ફરતા અને સાથેજ ખાતા પીતા હતા. એ યુવકનું નામ હું અહિં પ્રકાશિત કરીશ નહિ; કેમકે તેની સાથે હું પ્રતિજ્ઞા કરી ચુકયો છું.

"ઈ. સ. ૧૮૧૫ના વૉટરલૂ—યુદ્ધ પછી માર્શલ 'ને' બોરબો-રાજની આજ્ઞાથી વિદ્રોહી ગણાઇને માર્યા ગયા. આ સમયથી કાઉન્ટ 'નેલી' બાર્થાએ માર્શલ 'ને' ની બન્ને કન્યાઓના પાલનપોષણુનો ભાર પોતાને માથે લીધો. 'બાર્થા' માર્શલ 'ને'ના આત્મીય બન્ધુ હતા."

"બાર્થાને એક પુત્ર હતો, તેનું નામ જોસફ હતું. જોસફ વયમાં મારા કરતાં મોટો હતો. તેના પિતાની ઇચ્છા, 'એની' ની સાથે તેના લગ્ન કરવાની હતી. લગ્નનો પ્રસ્તાવ પણુ થયો અને તેથી 'એની' અપ્રસન્ન થઇ." તે બોલી કે;—'લગ્ન એ અત્યંત મહાન વિષય છે, વગર વિચાર્યે હું લગ્ન નહિ કરૂં." કાઉન્ટે કેટલાક દિવસને માટે લગ્ન બંધ રાખ્યાં; પરંતુ તેની ભાવના 'એની' ની સાથે 'જોસફ' નાં લગ્ન કરવાનીજ રહી. 'જોસફ'ની આંતરિક ઇચ્છા પણુ એજ હતી. તે હમ્મેશાં 'એની' ની સાથે રહેતો હતો તેનું રાત્રિ દિવસ ખાવા—પીવાનું—હરવા ફરવાનું અને બેસવા—ઉઠવાનું કાર્ય એની સાથેજ થતું હતું."

"મારા મિત્રને મેં 'એની' નો પરિચય કરાવી આપ્યો. ધીમે ધીમે એની અને મારા મિત્ર વચ્ચે પ્રણુયનાં બીજ આરોપિત થયાં. પછી હું સમજી ગયો કે, 'એની'એ મારા મિત્રને પોતાનું હૃદય—દાન આપી દીધું છે. તે જાણીને મારા હૃદયમાં ક્રોધ અને દ્વેષ ઉત્પન્ન થયો અને અમારી મિત્રતા ધીમે ધીમે શિથિલ થવા લાગી."

"જોસફ પણુ સમજી ગયો કે. હવે મારૂં ભાગ્ય ફૂટી ગયું છે. મારો મિત્ર તેનો પ્રતિસ્પર્દ્ધિ થયો છે, એ પણુ તે જાણી ગયો. મારો આંતરિક ક્રોધ મારા મિત્ર પરજ હતો. જોસફ પર નહોતો; કારણુ

કે હું જાણતો હતો કે, 'એની' જોસફ સાથે લગ્ન કરવાની નથી. હવે મેં બન્નેને મૃત્યુવશ કરવાનોજ નિશ્ચય કર્યો. મારા હૃદયનો ભાવ એકાએક આમ કેમ બદલી ગયો, તે હું જાણી શક્યો નહિ."

"જોસફે પોતાના પિતાદ્વારા અમારી આવજાવ બંધ કરાવી. અને 'એની'ની મુલાકાત પણ ન થવા દીધી. તેથી મારા મિત્રના હૃદયમાં તીવ્ર આઘાત થયો. તે સચ્ચરિત્ર અને ધાર્મિક હતો, પરંતુ તેને પણ આઘાત થયો. અને ક્રોધને વશીભૂત થઇને તેણે એક દિવસ જોસફને મારી નાખ્યો. બિચારા નિર્દોષ જોસફને આ દુનિયાનો ત્યાગ કરીને અચાનક પરલોકવાસી થવું પડયું. મારી સ્હામે પણ એવુંજ ભયંકર કાવત્રું રચવામાં આવ્યું. હું ધારતો હતો કે તે સમયે મારા મિત્રને પોલિસમાં પકડાવી દઉં; પરંતુ મેં તેમ ન કર્યું. કેમકે, હું તેને મારા હાથથીજ મારી નાખીને મારા પ્રબળ વૈમનસ્યનો બદલો લેવા ધારતો હતો.

"જોસફના કમકમાટ ઉપજાવે તેવા ખૂનથી ફ્રાન્સ દેશમાં ભારી કોલાહલ મચી ગયો. મહાધૂર્ત પોલિસ કમિશ્નર 'ફ્રુચી' આ સંબંધમાં તપાસ કરવા લાગ્યો. આથી મારા મિત્રને અત્યંત ભય ઉપજવા લાગ્યો. તે અને 'એની' ત્યાંથી ન્હાસી જવાનો પ્રબન્ધ કરવા લાગ્યાં અને હું તેમને વસુંધરાથી વિમુખ કરવાનો સુયોગ શોધવા લાગ્યો. તે પોતાની પ્રિયતમાની સાથે ન્હાસી જશે, તો મારૂં કાર્ય કદાપિ સિદ્ધ થઇ શકશે નહિ અને મારૂં વૈમનસ્ય વાળવાનો સુઅવસર પણ મળી શકશે નહિ, એનો હું વિચાર કરવા લાગ્યો. છેવટે મેં તેને ન્હાસી જવા પહેલાંજ મારી નાખવાનો અને મારા વૈરનું બળિદાન લેવાનો નિશ્ચય કર્યો."

મૅકેયરે આટલી જુબાની આપી હતી, તેવામાં ગાર્ડને મને બોલાવીને ધીમેથી કહ્યું કે;—"મારી તબિયત સારી નથી, માટે જો મારૂં કામ ન હોય તો હું ઘેર જાઉં."

મેં ગાર્ડનના ચ્હેરા તરફ જોયું, તો તે જોઇને મને ઘણુંજ આશ્ચર્ય થયું. આવું પરિવર્તન એકાએક કેમ થયું; એ મારા સમજવામાં આવી શક્યું નહિ. મેં ભયથી તેમને કહ્યું કે;— "આપ ખૂશીથી જાઓ, આજે આપની કંઇ જરૂર પડે તેમ જણાતું નથી."

તેઓ તરતજ સ્ટિફનને સાથે લઇને ચાલ્યા ગયા. તેમના આવા

આકસ્મિક પરિવર્તનનું શું કારણ છે, તે હું સહજમાં સમજી શકયો નહિ. રોઝ અને હું કોર્ટમાંજ રહ્યાં રૉબર્ટ મૅકેયરે પુઃન જુબાની આપવા માંડી;—

" મેં સંકલ્પ કરી લીધો કે હવે મારા મિત્રને જ્યાં હાથ લાગે ત્યાંજ મારી નાખવો. હવે મેં મારૂં મન દૃઢ કરી લીધું, ગોળી ભરી રાખેલી પિસ્તોલ હું સદા મારી પાસે જ રાખતો હતો. એક દિવસ લગભગ સન્ધ્યા સમયે મારો મિત્ર છુપાઇને 'એની' ને મળવા જતો હતો અને હું પણ 'એની' ના બાગમાં છુપાઇ રહ્યો હતો. આ સમયે એક મનુષ્ય કાળો પોશાક પહેરીને 'એની' ના ઓરડામાં પેઠો. મેં ધાર્યું કે, એજ મારો મિત્ર છે. આવો સુઅવસર જોઇને મેં પાછળથી નિશાન તાકીને એક ગોળી મારી. ગોળીનો આઘાત લાગતાંની સાથેજ તે મનુષ્ય ગભરાઇને ભૂમિપર પડી ગયો અને હું તરતજ ત્યાંથી ન્હાસી ગયો. "

" હું બાગની દિવાલ કૂદીને જનરલરોડ પર આવી પહોંચ્યો, તે વખતે ધૂર્ત્ત 'ફ્યુચી' ( પોલિસ કમિશનર ) ચાલ્યો જતો હતો. મને આવી સ્થિતિમાં ચાલ્યો જતો જોઇને તેને સંદેહ થયો. તે રસ્તો રોકીને બોલ્યો કે;—" જનરલ રસ્તો મૂકી દઇ દીવાલ કૂદીને શા માટે બહાર આવ્યો ? તું કોણ છે ! "

" હું કિંકર્તવ્યવિમૂઢ જેવો થઇને ઉભો રહ્યો. તેને શું ઉત્તર આપવું, એ કાંઇ નિશ્ચિત કરી શકયો નહિ. આથી પોલિસ કમિશનર સમજી ગયો કે, હું અપરાધી છું અને કાંઇક અપરાધ કરીને નાઠો છું. તે કર્કશસ્વરથી કહેવા લાગ્યો કે;—"ઉત્તર કેમ આપતો નથી? અવશ્ય તેં કાંઇક અપરાધ કર્યો છે. મેં કહ્યું કેઃ—" આપ મને ન રોકો, રોગી મનુષ્ય મરણોન્મુખ સ્થિતિમાં આવી પડયો છે; હું ઔષધિ લેવા જાઉં છું. "

તેમણે કહ્યું કેઃ—" તારી વાતપર મને વિશ્વાસ આવતો નથી, આ મકાન કાઉન્ટ બાર્થોનું છે, તું મારી સાથે ચાલ, હું જોઇશ, કે એ મકાનમાં કોણ બીમાર છે.

" બરાબર આ સમયે કાઉન્ટના મકાનમાંથી રૂદનના શબ્દ પણ સંભળાવા લાગ્યા. તેના સ્વર પરથી જણાયું કે, રડનાર વ્યક્તિ તે 'એની' જ છે. પ્રેમી મૃત્યુ પામ્યો છે, એટલા માટે તે રડી રહી છે;

એ સાંભળીને મને જરા આનંદ થયો; પરંતુ ફ્યુચીની વાત સાંભળીને કાળજું કમ્પી ઉઠ્યું. "

" હવે ન્હાસવા સિવાય બીજો ઉપાય નહોતો. હું ન્હાસવાની ચેષ્ટા કરતો હતો, એવામાં ચતુર ફ્યુચીએ મારા હાથ પકડી લીધા ત્યારે મેં તેના માથા તરફ પિસ્તોલની ગોળી તાકી; આથી તે બે ચાર હાથ દૂર ખસી ગયો અને મેં પલાયન કરવા માંડ્યું. "

" બીજે દિવસે સંભળાયું કે, કાઉન્ટ બાર્થોને કોઇએ મારી નાખ્યો છે. ત્યારે શું મેં કાઉન્ટ બાર્થોનીજ હત્યા કરી ? શું મિત્ર હજી જીવિત છે ! ક્રોધ, ક્ષોભ, અને અનુતાપથી મારૂં શરીર અને હૃદય સળગી ઉઠયાં. હાય ! મેં પાપીએ નિર્દોષને શા માટે માર્યો ? "

" ચતુર ફ્યુચીએ મનેજ ખૂની ઠરાવ્યો. મને પકડવા માટે જાસૂસો મોકલ્યા. પ્રથમ કેટલાક દિવસ સુધી હું પિત્રાલયમાં છુપાઇ રહ્યો; અને ત્યાર પછી અનેક શહેરોમાં રખડવા લાગ્યો. પેરિસમાં સાંભળ્યું કે, મારી પેઠે મારા મિત્રને પકડવા માટે કેટલાક જાસૂસો બહાર નીકળ્યા છે. "

" એક માસ પછી બેચર્ટાર્ટ શહેરમાં હું પકડાયો અને બીજે દિવસે મને પારિસ લઇ જવામાં આવ્યો. આ સમયે મે મારા પિતાને હૃદય ખોલીને સર્વ વૃતાંત કહી સંભળાવ્યો. અને ફાંસીએ જતો અટકાવવાની પ્રાર્થના કરી. "

" પારિસમાં આવીને એમ પણ સાંભળ્યું કે, મારો મિત્ર એનીને લઇને ન્હાસી ગયો છે. મનમાં ને મનમાં મેં સંકલ્પ કર્યો કે, જો અત્યારે જીવતો-જાગતો છૂટી જાઉં તો સમસ્ત પૃથ્વી શોધીને બન્નેની હત્યા કરી નાંખું. "

" પિતાના અનેક યત્નથી મને ફાંસીની સજા ન થતાં, વીસ વર્ષ સુધી દ્વિપાન્તરવાસની સજા મળી. કોર્ટના ફેંસલામાં પ્રમાણિત થયું કે, એનીની સાથે લગ્ન કરવા માટેજ મેં કાઉન્ટ બાર્થોની હત્યા કરી છે. "

" મારી દંડાજ્ઞા સાંભળીને પિતા ભયંકર રીતે બિમાર થયા. કેટલાક દિવસ પછી તેઓ એ રોગથી પરલોકવાસી થયા. અને હું દ્વિપાન્તરવાસ ભોગવ્યા પહેલાંજ જેલમાંથી ન્હાસી આવ્યો.

" ચારે બાજૂએ મારી શોધ થવા લાગી; પરંતુ મને કોઇ

પણ પકડી શક્યું નહિ. આ સમયે પોષણ માટે મેં દાસત્વ વૃત્તિનું અવલંબન કર્યું. ”

“ કેટલાક દિવસ પછી ફ્રાન્સ-રાજ્યમાં હું એક પ્રખ્યાત લૂટારો તરીકે પ્રસિદ્ધ થઇ ગયો. મારા તાબામાં એક હજાર બળવાન અને સુદક્ષ લૂટારા રહેતા હતા. ધીરે-ધીરે હું એટલો પરાક્રમી થયો, કે ફ્રાન્સ-ગવર્નમેન્ટ પણ મારાથી ભય પામવા લાગી. મને પકડવા માટે નાના પ્રકારની યુક્તિઓ થવા લાગી; પરંતુ તે કાંઇ પણ કામમાં આવી નહિ અને હું પકડાયો પણ નહિ. ”

આ પ્રમાણે એક વર્ષ વીતી ગયું; પરંતુ મને કોઇ પણ પકડી શક્યું નહિ. ઈ. સ. ૧૮૫૦ ના જાન્યુઆરી માસમાં મેં ‘ કૈને ’ શહેરની પોસ્ટ ઑફિસ લૂંટી. તેમાં મને અસંખ્ય રૂપિયા, નોટો, ગિનિયો અને કેટલાક પત્રો મળ્યા. હું એક પછી એક સર્વ પત્રો વાંચવા લાગ્યો; આ સમયે એક પત્રપર મારી દૃષ્ટિ પડી. ભારત વર્ષના એક શહેરમાંથી મારા પેલા મિત્રે પારિસમાં પોતાની બહેનના નામપર તે પત્ર લખ્યો હતો. તે પત્ર વાંચીને મારા આનંદની સીમા ન રહી. ”

આ સમયે સરકારી બૅરિસ્ટર મિસ્ટર એનાસ્ટિએ જજ હેમિલ્ટન સાહેબને કહ્યું કેઃ—“ ગુન્હેગાર અન્યાન્ય વાતોમાં કૉર્ટનો સમય વ્યર્થ નષ્ટ કરી રહ્યો છે. અમે અહિં તેના અદ્ભુત જીવનનો ત્રાસજનક ઇતિહાસ સાંભળવા માટે આવ્યા નથી. જે હત્યાઓ અને રાજદ્રોહ સૂચક ઘટનાઓ સાથે સંબંધ ધરાવનારા કારણો માટે તેને અહિં હાજર કરવામાં આવ્યો છે, તે ઘટનાઓને જો ગુન્હેગાર સ્વીકારવા ચાહે તો તે વાત ખૂશીથી કરી શકશે. અને જો અસ્વીકાર કરશે, તો અમે સાક્ષિયોદ્વારા તેને પ્રમાણિત કરી લઇશું. ”

મૅકેયરે કહ્યું કેઃ—“ સાહેબ ! ક્ષમા કરો. જ્યારે સર્વ વાતો હું સ્વયં સ્વીકારી લઉં છું, તો પછી સાક્ષી અને સાબિતીની શી આવશ્યકતા છે ? મેં મારા જીવન લગીમાં જેટલાં પાપ કર્યાં છે, તેનો કાંઇક બોઝો ઓછો કરવાનો પણ મને સહજ સમય આપો. જેથી સંસાર સમજી શકે કે, મનુષ્ય—જીવનમાં પણ કેવાં કેવાં પરિવર્તનો થયા કરે છે. એક વિશેષ દલીલ એ છે કે,—આજે હું ફ્રાન્સ

દેશમાં નથી, ત્યાં જે જે કામો મેં કર્યા છે, તેને પણ આપ લખી લ્યો અને ફ્રાન્સ--ગવર્નમેન્ટને મોકલી આપો."

જજ્જ હેમિલ્ટને કહ્યું કે:—"મિસ્ટર એનાસ્ટિ? આપ પ્રતિવાદીને પ્રતિબંધ ન કરો. કોર્ટ તેની સઘળી વાતો સાંભળશે, કેમકે ચાલૂ કેસ સાથે તેનો પણ નીકટ સંબંધ છે. ગુન્હેગારે જે જે વાતો કહી સંભળાવી છે, તે સઘળી સત્ય છે, નીકટના સંબંધવાળી છે. ગુન્હેગારે જે જે વાતો કહી સંભળાવી છે, તે સઘળી સત્ય છે એવો મારો દૃઢ વિશ્વાસ છે. આવી પરિસ્થિતિમાં સાક્ષીઓની શી જરૂર છે?"

ત્યાર પછી તે દિવસને માટે કોર્ટ બંધ થઇ. મૅકેયર અને અબ્દુલને હાથ કડી–બેડીથી બંધન યુક્ત કરીને જેલમાં મોકલાવી દીધા.

*  *  *  *

હું ઘર તરફ જઇ રહ્યો હતો, એવામાં રસ્તામાં સ્ટીફનની મુલાકાત થઇ. તેનું વિષમ અને મ્લાન મુખ જોઇને હું સ્તબ્ધ બની ગયો. સ્ટીફને મને ઉદ્દેશીને કહ્યું કે:--" અમુક જરૂરી કાર્યને માટે હું આપને ત્યાંજ આવતો હતો."

" શું કામ છે, કહો જોઇએ."

" આપના કહેવાથી મેં રોઝપર પુનઃ વિશ્વાસ કર્યો હતો."–

મેં ઠપકો આપીને સ્ટીફનને કહ્યું કે:—" જેનું ચારિત્ર નિષ્કલંક છે, જેનું હૃદય સ્ફાટિકની માફક સ્વચ્છ છે; તેનાપર વિશ્વાસ કરવો એ કાંઇ આશ્ચર્યજનક કાર્ય નથી."

" રોઝના ચારિત્રના વિષયમાં મને જે સંદેહ થયો હતો, તે હજી સુધી દૂર થયો નથી. આપે કહ્યું હતું કે, હું તેનું પ્રમાણ આપીશ કે, જેમ્સને રોઝ ચ્હાતી નથી તેનું શું કર્યું વારૂ?" સ્ટીફને પૂછ્યું.

હા એ વાત મેં આપને કહી હતી, અને એનાં પ્રમાણ પણ મેં મેળવ્યાં છે."

" આપ તેના પ્રમાણમાં શું કહેવા માગો છો?" સ્ટીફને પૂછ્યું.

" જેમ્સના મુખથી આપને સંભળાવીશ કે, સરલા બાલિકા રોઝ કદીપણ કુમાર્ગ પર ચાલવાની ઇચ્છા કરતી નથી. તે પવિત્રતાની પ્રતિમા છે. તમારા પ્રેમને માટે તે પોતાના પ્રાણની પણ

પરવાર કરે તેવી નથી. સાક્ષાત્ તે મનોહર મૂર્તિ દેવીતુલ્ય ચારિત્રવાનજ છે. પાપાત્મા જેમ્સજ તેને હમ્મેશાં કષ્ટ આપીને પોતાના કાબુમાં મેળવવાની ચેષ્ટા કરી રહ્યો છે. પરંતુ રોઝ તેને ધિક્કારની–ફિટકારની લાગણીથીજ જુએ છે. તેણે પોતાના હૃદય–મંદિરના આરાધ્ય દેવતા તરીકે આપનેજ પૂજ્ય માન્યા છે. જેમ્સને તો તે દુરાત્માજ માને છે. ” મેં સ્ટીફનનો સંશય દૂર કરવાના ઉદ્દેશથી રોઝની પ્રશંસા કરીને કહ્યું.

“ મને જણાય છે કે આપ એ વાતને સાબિત કરી શકશો નહિ. ” સ્ટીફને કહ્યું.

“ સ્ટીફન ! તમે સંશયી મનુષ્ય જણાઓ છો. હું એ વાતને સારી રીતે સિદ્ધ કરી આપીશ. આપ એ વિષયમાં નિશ્ચિંત રહો. રોઝ નિર્દોષ છે, તે પોતાનું તન, મન, ધન આદિ સર્વસ્વ આપના પર ન્યોછાવર–કુરબાન કરી ચુકી છે, એમાં જરા પણ સંદેહ નથી મેં ઉત્તર આપ્યું.

સ્ટીફને પૂછ્યું કે;–“ શું જેમ્સે તમને પોતાનો વૃત્તાંત કહી સંભળાવ્યો હતો ? કાલે આપ બન્ને શું વાતચીત કરી રહ્યા હતા ? ”

મેં કહ્યું કે;–“ ક્યાં ! ”

“ ગાર્ડનના મકાન સામે. ”

“ ઓહ ! અત્યારે આપ તે વાત સાંભળીને શું કરશો ! પછી એ સર્વ વાત આપને વિદિત થઇ જશે. ”

આ સાંભળીને સ્ટીફન ઉદાસ ચ્હેરે મને વંદન કરીને ચાલ્યો ગયો. હાય ! જેના હૃદયમાં શંકા ડાકિનીએ પ્રવેશ કર્યો છે, તેના હૃદયમાં સુખ શાન્તિ અને આશા ક્યાં રહી શકે વારૂ ? ”

—(૦)—

# દ્વાવિંશ પરિચ્છેદ

## ઇન્સાફનો બીજો દિવસ

### સરદાર રામપાલસિંહની આત્મકથા

* * * *

આજે પણ " કોર્ટ ઓફ માર્સલ " મનુષ્યોની ભીડથી પરિપૂર્ણ થઇ રહી હતી, તેમાં વિશેષ ભાગ પ્રતિષ્ઠિત પુરૂષોનોજ હતો. સઘળા લોકો પ્રખ્યાત ફ્રેન્સ લૂટારા રૉબર્ટ મૅકેયરને જોવા માટે આવ્યા હતા. વિખ્યાત વિખ્યાત અંગ્રેજી સમાચાર પત્રોના રિપોર્ટર્સ પણ અદાલતમાં ઉપસ્થિત થયા હતા. આજે એક દાસી સાથે માત્ર રોઝ જ કોર્ટમાં આવી હતી. ગાર્ડન અને સ્ટીફન આદિ કોઇ પણ નહોતું.

બાર વાગ્યા પછી મૅકેયરને હથિયારબંધ પહેરેગીરોના ઘેરામાં ત્યાં લાવવામાં આવ્યો. દર્શકગણ એક વિખ્યાત લૂટારાના સંતપ્ત હૃદયની આત્મકથા સાંભળવા માટે ઉત્સુક થઇ રહ્યા હતા.

ન્યાયાધિશની આજ્ઞા થતાં મૅકેયરે જુબાની આપવી શરૂ કરી કે;—

" કેટલાક માસ પછી હું મારા ટોળાનાજ કેટલાક માણસો દ્વારા ષડયંત્રમાં સપડાઇ ગયો જેમણે મને પકડાવી દીધો; તેઓ ચતુર ફ્યુચીનાંજ માણસો હતાં. તેઓ ઘણા દિવસ થયાં મારા ટોળામાં મળી ગયા હતા. તેમના પર વિશેષ દૃષ્ટિ રાખવા છતાં પણ હું સકંજામાં આવી પડ્યો. પરંતુ તેથી મને કાંઇ કષ્ટ થયું નહિ. અને મારા તાબાનાં બીજા માણસોની સહાયતાથી ઇન્સાફ થતાં પહેલાંજ હું ટુલો શહેરની જેલમાંથી ન્હાસી આવ્યો. ત્યાર પછી ફ્રાન્સ દેશને નિરાપદ ન જોવાથી હું ત્યાંથી ભારતવર્ષમાં ભાગી આવ્યો. **ફ્રાન્સમાં મેં બસેં પંચોતેર (૨૭૫) માણસોને મારા પોતાના હાથે માર્યાં છે; તેમાં પચાસ સ્ત્રીઓ, પાંત્રીસ બાળકો અને પચીસ બાલિકાઓ હતી અને બાકીના પુરૂષો હતા.** તે સર્વેનાં નામ, દિવસ અને સાલ તથા કયા કયા સ્થાનો

માં તેમની હત્યા કરી છે, આદી સર્વ બાબત હું લખીને કોર્ટમાં દાખલ કરીશ."

ત્યાર પછી તેણે પોતાનો લખેલો એક પત્ર જજ હેમિલ્ટનના હાથમાં આપ્યો. અને પછી પાછો કહેવા લાગ્યો કે; "ભારતમાં આવીને મારા મિત્ર સાથે મારો મેળાપ થયો હતો કે નહિ, એ વાત અહિં જણાવવી વૃથા છે. હવે હું ગાર્ડનના કુટુંબના તથા નાના સાહેબના સંબંધમાં જે કાંઇ વાતો છે તે કહું છું. સાંભળો—"ભારતના સિપાહી વિદ્રોહનો મુખ્ય નેતા હું છું. મેં અનેક હિન્દુ—રાજાઓને અંગ્રેજ રાજ્યની વિરૂદ્ધ ઉભા કર્યા હતા, મારો એવો અભિપ્રાય હતો કે, કોઇ પણ પ્રકારે ભારતમાં ફ્રેન્ચ રાજ્ય સ્થાપિત કરૂં, તો ફ્રાન્સ–રાજ્ય મને પૂર્વકૃત પાપોને માટે ક્ષમા આપી દેશે. મારી એવી ઇચ્છા નહોતી કે, હું લૂંટારો થઇને મારુ જીવન વીતાડું, પરંતુ મારૂં શેષ જીવન શાન્તિપૂર્વક ગાળવાનુંજ ઇચ્છતો હતો. મેં એજ સંકલ્પ કર્યો હતો. તથાપિ મિત્રનો બદલો લેવાની અભિલાષા હમેશાં મારા હૃદયમાં જાગરિત રહ્યા કરતી હતી."

"એક બે મહારાષ્ટ્ર રાજાઓએ મને વિશેષ સહાયતા આપવા માટે કહ્યું હતું. નાના સાહેબ ધોન્ડુપંત તથા તાતિયા ટોપી તેમાં અગ્રેસર હતા. આ સમયે નાનાને મળીને વિદ્રોહાલન પ્રજ્વલિત કરવા માટે હું કાનપુર આવ્યો. ત્યાં ગાર્ડન સાથે મારો પરિચય થયો. મેં તેને કહ્યું કે, તે મારી સાથે પોતાની ન્હાની કન્યાનાં લગ્ન કરી આપે. પરંતુ ગાર્ડન અસમ્મત થયા અને મેં તેનો બદલો લેવાનો પણ નિશ્ચય કર્યો. હેલન આપના પુત્ર હેનરીના પ્રણયસૂત્રમાં બંધાઇ હતી, તેથી મેં જોયું કે હેનરીજ મારા સુખનો કંટક છે; માટે એને કોઇ પણ પ્રકારે આ જગતમાંથી વિમુખ કરવો જોઇએ. અસ્તુ.

"મેં એક બનાવટી પત્ર તૈયાર કર્યું, તેમાં હેલનના જેવા અક્ષર કરીને લખ્યું કે;—"પ્રિય હેનરી ? પિતાની ઇચ્છા મારાં લગ્ન અન્યની સાથે કરવાની છે. તેથી તેમની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાનું સામર્થ્ય મારામાં નથી. માટે પ્રથમની વાતો વિસરી જાઓ. હવે તમારે મને મળવું એ પણ અનુચિતજ છે; માટે હવે આવવાં જવાનું બંધ રાખશો.

"હેલન."

જે દિવસે હેનરીને આ પત્ર મળયો, તેને બીજે દિવસેજ તેણે આત્મહત્યા કરી નાખી. અને હેલને જ્યારે મારી વાત ન માની ત્યારે તેજ રાત્રે મેં તેને મારી નાખી. હત્યા કરતી વખતે હેલન આંખમાં આંસૂ લાવીને મને કહેતી હતી કે;—"મને ન મારો," તે કરૂણ શબ્દ હજી સુધી મારા કાનમાં ગુંજી રહ્યો છે. આ પાપનું પ્રાયશ્ચિતજ નથી."

બરાબર આ વખતે જજ્જ હેમિલ્ટનની પાસે એક તાર આવ્યો. એટલે તેમણે મને બોલાવીને કહ્યું કે, "લૉર્ડ કેનિંગ તરફથી આ સમાચાર આવ્યા છે."

એમ કહીને તેમણે મને તાર આપી દીધો. તેમાં લખ્યું હતું કે;-

"ફ્રાન્સ—સરકાર તરફથી સમાચાર આવ્યા છે કે, સન્ધિની શર્તો અનુસાર મૅકેયરનો ઇન્સાફ આપણે કરી શકતા નથી. રૉબર્ટ મૅકેયરને યોગ્ય પહેરેગિરો સાથે સરદાર રામપાલસિંહના જોખમે ચન્દ્રનગર મોકલી આપો. તે અદાલતમાં આપણો એક પ્રતિનિધિ હાજર રહેશે. મિ. ગાર્ડનની કન્યાના હત્યાની સંબંધમાં સાક્ષિયોને પણ રામપાલસિંહની જોડે મોકલી આપજો."

ત્યાર પછી મૅકેયરની જુબાની બંધ રહી.

તે દિવસ રાત્રે રૉબર્ટ મૅકેયરની સાથે હું ચન્દ્રનગર ચાલ્યો ગયો. મેકેયરના ઇન્સાફ પછી અબ્દુલની જુબાની લેવાનું નક્કી થયું હતું, તેથી તે કોર્ટમાં જુબાની આપવા હાજર થયો.

---

## ત્રયોવિંશ પરિચ્છેદ

---

## પ્રેમનું પરિણામ

---

### મિસરોઝની ડાયરીપરથી ઉદ્ધૃત

---

મનુષ્યના ભાગ્યમાં જેમ લખાયેલું હોય, તેમજ બને છે. મનુષ્યની ક્ષુદ્ર અને સીમાયુક્ત શક્તિનું શું સામર્થ્ય છે, કે તે ભવિષ્યની ગતિને અટકાવી શકે? મારા ભાગ્યમાં સુખ નથી; વિધાતાની

ઇચ્છા નથી, કે હું મારા જીવનમાં કોઇ પણ વેળાયે સુખી થાઉં; તો પછી મારૂં શું સામર્થ્ય છે કે, હું તેનાથી પ્રતિકૂળ થઇ શકું.

ભાગ્યદોષથીજ સંસારની વિકટ વિડંબનાઓ અને આટલી અસહ્ય યાતનાઓ તથા કમકમાટી ઉપજાવે તેવાં કષ્ટ મેં હસતાં-હસતાં સહન કર્યાં.

સરદાર રામપાલસિંહ ચન્દ્રનગર જતી વેળાએ કહી ગયા કે, જેમ્સે સ્ટીફનને મારી નાખવાનો સંકલ્પ કર્યો છે; માટે તેને સાવધાન કરી દેજે અને તે સાથે પોતાના મિત્ર લક્ષ્મણપ્રસાદને મારા મકાનનું હમેશાં ધ્યાન રાખવાનું કહી ગયા. રામપાલસિંહની વાત સાંભળીને મને ઘણોજ ભય થયો.

સ્ટીફને મને ક્ષમા ન આપી, એ હું તેમના કાર્ય પરથીજ સમજી ગઇ. મારાપર તેમને ભયાનક અવિશ્વાસ થઇ ગયો છે, તે અવિશ્વાસ શી રીતે દૂર કરવો, એ સંબંધમાં હું ખાવા-પીવાનું અને સૂવા-બેસવાનું છોડી દઇને રાત્રિ-દિવસ વિચાર કરવા લાગી.

હું તેમને મારા હૃદયનો ભાવ શી રીતે બતાવી શકું ? જો મારૂં હૃદય ચીરીને તે બતાવી શકી હોત તો, તેઓ સમજી જાત કે તેમનો ભયાનક ભ્રમ છે ? પરંતુ વિધાતાએ મારા ભાગ્યમાં તેમ લખ્યુંજ નહોતું ?

હું કમ્પતી કમ્પતી અને ભય પામતી પામતી સ્ટીફન પાસે ગઇ. સ્ટીફન ખૂણામાં એક કુરસીપર બેસીને કાંઇક ચિન્તામગ્ન અવસ્થામાં વિચાર કરતા બેઠા હતા. મેં ઘરમાં પ્રવેશ કર્યો, પરંતુ તેમને માલૂમ થયું નહિ. મેં પાછળથી જોયું કે, તેમના હાથમાં એક ચિત્ર છે. એ કોનું ચિત્ર હતું એમ કહેતાં મારૂં શરીર રોમાંચિત અને મન પ્રફુલ્લિત થઇ ઉઠે છે. અહા ! અવિશ્વાસ અને ભયાનક સંદેહ રહેવા છતાં પ્રેમનો પ્રવાહ રોકી શકાયો નહોતો. તે ચિત્ર મારૂં પોતાનુંજ હતું.

આ સમયે મારાથી સ્ટીફનને વાત કહેવાની હિમ્મત થઇ નહિ, કારણ કે કદાચિત્ તેઓ લજ્જિત બની જાય તેવો સંભવ હતો. હું ધીરેથી ત્યાંથી પાછી ચાલી આવી અને પછી આખો દિવસ તેના ઓરડામાં ન ગઇ.

સન્ધ્યા સમયે તેમની મુલાકાત થઈ. મેં તેમને પૂછ્યું કેઃ- " આપ ક્યાં જાઓ છો ? " ફરવા જઉં છું " સ્ટીફને કહ્યું.

"દાસીની એક પ્રાર્થના છે?" મેં વિનયયુક્ત વાણીથી કહ્યું.

"શી પ્રાર્થના ?"

"આપ જરા સાવધાન રહેજો." મે કહ્યું.

"કેમ ?"

"કોઇક દુરાત્મા પુરૂષ ઇર્ષ્યાને વશીભૂત થઇને આપના પ્રાણ લેવા ચાહે છે !" સ્ટીફને પૂછ્યું કે;–"તે કોણ છે? અને મારા પ્રાણ શામાટે લેવા માગે છે ?"

મેં કમ્પતાં કમ્પતાં કહ્યું કે;–"તે દુરાચારી અને પાપાત્મા પુરૂષ મારો પિત્રાઈ ભાઇ જેમ્સજ છે."

"શું તે મારા પ્રાણ લેશે? મેંતો તેના સુખમાં કાંઇપણ વિઘ્ન નાખ્યું નથી." સ્ટીફને નીચું મસ્તક કરીને ઉત્તર આપ્યું.

પછી કાંઇપણ બોલ્યા–ચાલ્યા સિવાય સ્ટીફન ચાલ્યા ગયા. મારી વાતપર તેમણે કાંઇ પણ લક્ષ્ય આપ્યું નહિ. દુઃખથી મારૂં હૃદય કમ્પી ઉઠયું. હું તેમના કલ્યાણ માટે ઇશ્વરને પ્રાર્થના કરીને મારા ઓરડામાં ચાલી આવી. એવામાં એક દાસીએ આવીને મારા હાથમાં એક પત્ર આપ્યું. પત્રમાં લખ્યું હતું કે;–"પ્રિય રોઝ !

"તમને કેટલીક વાતો કહેવાની છે, માટે મને પાર્ક (બાગ) માં મળવા માટે સત્વર આવો."

લી. તમારી મિસ હેમિલ્ટન.

મારા મકાનની સામેજ પાર્ક હતો. હમ્મેશાં આ જગાએજ મિસ હેમિલ્ટન મને મળતી હતી. તે મારી બાલ્ય સખી હતી. પત્ર મળવાથી મને જરા પણ સંદેહ ન થયો, હું એક ગરમ કપડું લઇને પાર્કમાં જવા માટે બહાર નીકળી.

માર્ગમાં સ્ટીફનની મુલાકાત થઈ. તેઓ ઘર તરફ જતા હતા. મને જોઇને તેમણે મને કાંઇ પૂછ્યું પણ નહિ.

હું જે સમયે પાર્કમાં પહોંચી ત્યારે રાત્રિ થઈ ચુકી હતી. મને જયાં મિસ હેમિલ્ટન મલવાની હતી, ત્યાં હું ગઇ. પરંતુ દૂરથીજ જોયું, કે ત્યાં આગળ એક મનુષ્ય ઉભેલો છે.

તે મારી પાસે આવ્યો. એ આવનાર મનુષ્ય તે જેમ્સજ હતો. તેને જોતાંની સાથેજ ક્રોધથી મારૂં આખું શરીર સળગી ઉઠયું.

હું આ સમયે સમજી ગઇ કે, આ પત્ર મિસ હેમિલ્ટનનો નથી, પરંતુ એ જેમ્સનું કાવતરૂંજ છે. હું તેની સાથે એક અક્ષર બોલ્યા સિવાય મારા મકાન તરફ વિદાય થઇ. જેમ્સે દોડીને મારો રસ્તો રોકયો.

મેં ક્રોધ અને ઘૃણાથી કહ્યું કે;–"દુરાત્મા ચાંડાલ, માર્ગ છોડ, !"

તે મારી વાતપર લક્ષ્ય આપ્યા સિવાય કહેવા લાગ્યો કે; "રોઝ! રોઝ!! મારી એક વાત સાંભળ–હું તારા સૌન્દર્યપર મુગ્ધ અને દીવાનો બની ગયો છું. તને મેળવવા માટે અનેક યત્ન કરી રહ્યો છું. કહે જોઇએ કે, તું મારી સાથે લગ્ન કરીશ કે નહિ?"

"હું આ જીવનમાં તારી સાથે લગ્ન કરી શકીશ નહિ."

"નહિ રોઝ! આવી કઠોર ન થા. આ અભાગિયા જીવ પર જરા દયા લાવ. હું તારા રૂપપર મુગ્ધ, મતિભ્રષ્ટ અને ઉન્મત્ત થઇ રહ્યો છું. સ્વપ્નમાં પણુતારીજ પ્રતિમા મારી દૃષ્ટિ સન્મુખ તર્યા કરે છે. હું તન, મન, ધન, સ્વજાતિ આદિ સઘળું ત્યાગીને ચોરની માફક દંડ મળવાના ભયથી આમ તેમ છુપાયા કરૂં છું. પ્યારી, હૃદયેશ્વરી, જીવનદોરી!!! તારા આ આશકને આલિંગનનો સ્વાદ આપીતૃપ્ત કર." મેં પુનઃ તેના પ્રશ્નનું ઉતર ન આપતાં બીજી બાજુએ ફરીને ઉતાવળથી ચાલવા માંડ્યું.

આ સમયે જેમ્સે પાછળથી ઘણાજ કઠોર સ્વરથી કહ્યું કે;– "વારૂ, જા, હમણાંજ તેનું વિપરીત પરિણામ તને બતાવી આપું છું."

હું જરા આગળ ચાલી હતી, એવામાં એક વૃક્ષ નીચેથી બહાર આવીને સ્ટીફન મારી સમક્ષ ઉભા રહ્યા. તેનું સમસ્ત શરીર ક્રોધથી થરથર કમ્પતું હતું. તેમની તે રૂદ્રમૂર્તિ જોઇને હું પણ ભયથી કમ્પવા લાગી.

તેમણે ઘણાજ ગંભીર સ્વરે કહ્યું કે:—"રોઝ? કયાં ગઇ હતી યારની પાસે કે? તેની વાત સાંભળીને વજ્રાહતની માફક હું સ્તંભિત થઇ ગઇ. મારા હૃદયમાં ભયાનક જ્વાલા ઉત્પન્ન થઇ આવી. આંખોમાં આંસૂ ભરાઇ આવ્યાં અને ચારે તરફ અંધકાર જણાવા લાગ્યો. મારા ઉત્તરની રાહ જોયા સિવાય તેઓ તરતજ ચાલ્યા ગયા. હું પણ રડાકુટ કરતી મકાનપર આવી લાગી.

\+ \+ \+ \+

સ્ટીફન સાથે પુનઃ રોઝનો મેળાપ ન થયો કેટલાંક દિવસ પછી વર્ત્તમાન વાંચવામાં આવ્યું કે, બ્રિગેડ સરજ્યનસ્ટીફન ભારત વર્ષનું કામ છોડીને વિલાયત ચાલ્યા ગયા છે.

## ઉપસંહાર.

ચન્દ્રનગરની ફ્રેન્ચ કોર્ટમાં વિખ્યાત લૂટારા "રૉબર્ટ મૅકેયર" નો ઇન્સાફ થયો. તેણે પોતાના સમસ્ત દોષ–અપરાધ પોતાની મેળેજ સ્વીકારી લીધા. ગાર્ડન અને રોઝના અધિક અનુરોધ તથા સરદાર રામપાલસિંહના પ્રયત્નથી મેકેયરને ફાંસીને બદલે જીવન–પર્યન્ત દ્વિપાન્તર રહેવાની સજા થઈ. ચિરબન્દી કરીને રૉબર્ટ મૅકેયરને સેન્ટ-હેલિના ટાપુમાં કેદ કર્યો. ત્યાં ત્રીસ વર્ષ તે જીવિત રહ્યો અને તેના જીવનમાં પણ મહાન પરિવર્તન થયું. ત્યાં તેનું નામ મેકેયરને બદલે 'ફાધર એડમન્ડ રાખવામાં આવ્યું અને જીવનની છેલ્લી ઘડી સુધી તે સેન્ટ હેલિનાના મુખ્ય દેવળના મુખ્ય પાદરી તરીકે રહ્યો. ત્યાં સર્વે તેને અત્યંત ભક્તિ અને શ્રદ્ધાની લાગણીથી જોતાં હતાં. તેનાં બનાવેલાં અનેક ધાર્મિક–પુસ્તકો અદ્યાપિ કેટલાંક મુખ્ય મુખ્ય ખ્રિસ્તી ધર્માલયોમાં ઘણીજ ભક્તિપૂર્વક વંચાય છે.

અબ્દુલનો ઇન્સાફ કાનપુરમાં થયો. ફેંસલામાં તેને પ્રાણદંડની આજ્ઞા મળી. તેના સૈન્યના અન્યાન્ય મનુષ્યોને પણ યોગ્ય સજા થઇ. જેમ્સ બળવાખોર હતો, તેને પકડવા માટે સરકારે ઘણા યત્ન કર્યા, પરંતુ કયાંય પણ તેનો પતો મળ્યો નહિ.

ગાર્ડન પોતાનો કાર્યભાર યોગ્ય કર્મચારિયોના હાથમાં સોંપીને રોઝની સાથે લંડન ચાલ્યો ગયો. રોઝે પોતાનું અંતિમ જીવન ધર્માચરણ અને રોગીઓની સેવા–સુશ્રૂષામાં વ્યતીત કર્યું. સ્ટીફને તેને ક્ષમા કરી કે, નહિ એના સમાચાર મળી શકતા નથી.

નાનાસાહેબને બદલે અનેક માણસોને ફાંસીએ લટકાવવામાં આવ્યાં, પરંતુ પ્રકૃત નાનાસાહેબ ધોન્ડુપંતે, જગદીશપુરના રાજા કુંવરસિંહના ભાઇ અમરસિંહ સાથે નેપાળ ભણી ન્હાસીજઇને પોતાના પ્રાણ બચાવ્યા.

તાતિયા ટોપીનું શેષ જીવન ઇતિહાસ જાણનારાઓથી છુપું નથી, માટે તેનો અહીં ઉલ્લેખ કરવો એ સર્વથા વ્યર્થજ છે.

સરદાર રામપાલસિંહને ન્યાયશીલા ગવર્નમેન્ટ અંગ્રેજ—સરકારે મોટી મોટી જાગીરો અને અનેક સન્માનસૂચક ઉપાધિ (ડિગ્રી) ઓ આપીને વિદાય કર્યા. તથા લક્ષ્મણપ્રસાદને પંજાબ ગવર્નમેન્ટના મુખ્ય જાસુસ વિભાગમાં સર્વોપરિપદ પ્રાપ્ત થયું તથા તેમના પગારમાં ઘણોજ વધારો થયો.

આ પ્રમાણે અમારૂં બાગેશયતાન અથવા તલવારનું તુફાન નામક પુસ્તક પણ સમાપ્ત થયું.

હવે અમે પણ અમારા પાઠકો પાસેથી અન્ય પુસ્તક સાદર કરી શકાય ત્યાંસૂધી વિદાય લઇએ છીએ."

